આપ ચોતરફ નેત્ર, શિર અને મુખવાળા છો; બધી તરફ કાનવાળા છો; ટૂંકમાં આપ સર્વત્ર વ્યાપ્ત છો. આપ મહાદેવ છો; આપ અમુક જ જગ્યાએ છો એવું દર્શાવી શકાય તેમ નથી, તેથી આપ અનિર્દેશ્ય છો; આપ તો સર્વજ્ઞ છો; આપ રોગ તથા દોષથી પર છો, માટે અનામય છો. આપ જગતરૂપ છો; વિરૂપાક્ષ છો; હર હંમેશ કલ્યાણકારી છો; સ્વસ્થ છો; કોટિ કોટિ સૂર્ય જેવા પ્રકાશિત છો; કોટિ કોટિ ચન્દ્રમા સમાન કાન્તિવાળા છો; કોટિ કોટિ પ્રલયાગ્નિ સમાન તેજસ્વી છો; આપ છવ્વીસ તત્ત્વોથી યુક્ત છો; આપ શ્રીવિષ્ણુ તથા સૂર્યના નિયંતા છો; આ વિશ્વમાં પ્રકૃતિના પ્રવર્તક છો; પિતામહના યે પિતા છો; આપ વરદ છો; આપ સ્વરૂપથી સર્વત્ર ક્રીડા કરો છો; આપ સઘળાં પ્રાણીમાં રહેલા છો. આપ તો સ્વયંભૂ છો, શ્રુતિઓ ને શ્રુતિસારને જાણનાર વેદવેત્તાઓ આપને શ્રુતિઓના સારરૂપ હોવાનું કહે છે.

હે અનેક સ્વરૂપવાળા ભગવાન! આ જગતમાં આપે નિર્માણ કરી નહીં હોય એવી કોઈ ચીજ અમે જોતા નથી. દૈત્યો, અસુરો, ભૂતગણો, દેવો તથા સ્થાવર-જંગમ સકળ સૃષ્ટિનું રક્ષણ આપ જ કરો છો. હે શંભુ! આપ અસુરોનો નાશ કરો. આપના સિવાય અમારે માટે શરણે જવાને યોગ્ય બીજું કોઈ નથી. હે પરમાત્મા! સર્વ અસુરો આપની માયાથી મૂઢ થયેલા છે. લહરીના સમૂહરૂપ તરંગો સાગરમાં એકબીજા સાથે અથડાય છે, પણ જળના આશ્રયને કારણે તે પુનઃ સ્થિર થાય છે તે પ્રમાણે આપનાથી ઉત્પન્ન થયેલા સુર ને અસુર એકબીજા જોડે અથડાઇને હમણાં તો શાન્ત થયેલા લાગે છે, પણ મદથી છકેલા અસુરો શાન્ત નથી રહેવાના! તે હંમેશાં ઉપદ્રવ કરીને અમને પીડા કર્યા કરે છે, તેથી તેમનો સંહાર કરો એવી આપને અમારી પ્રાર્થના છે.

સૂતજી બોલ્યાઃ

જે માનવ સવારે ઊઠીને પવિત્ર થઇને આ પવિત્ર સ્તુતિનો પાઠ કરે છે યા તેનું શ્રવણ કરે છે, તેની સઘળી ઇચ્છાઓ પૂરી થાય છે.

દેવતાઓએ કરેલી ઉપર્યુક્ત સ્તુતિ અને શ્રીવિષ્ણુએ રુદ્રના કરેલા જપથી મહાદેવજી પ્રસન્ન થયા. ઉમાદેવી સાથે બેઠેલા ભગવાન મહેશ્વરે ઉમાને આલિંગન આપ્યું અને ત્યાર બાદ નંદી પર હસ્ત પસવારતા શંકર ભગવાન દેવોના ભણી આશ્ચર્યથી જોઇને ગંભીર વાણીથી તેમને કહેવા લાગ્યા : હે સુરેશ્વરો! તમારે માટે શું કરવાનું છે તે મને હવે ખબર પડી છે. મહાજ્ઞાની નારદજી અને શ્રીવિષ્ણુ ભગવાનની માયાના પ્રભાવથી દૈત્યો ધર્માચરણથી વિમુખ થયેલા છો, હે શ્રેષ્ઠ દેવો! અધર્મી દૈત્યોનાં ત્રણે નગરોનો હું નાશ કરીશ!

સૂતજી વદ્યાઃ

ઇન્દ્ર સહિત બ્રહ્માજી, બધા દેવો તથા શ્રીવિષ્ણુ ભગવાને મહેશ્વર ભગવાનનાં આ વચન સાંભળ્યાં, તેથી તેઓ રાજી થયા અને તેમને પ્રણામ કરીને તેમણે સ્તુતિ કરી. તે વખતે ઉમાદેવી શંકર ભગવાનને જોઇને અત્યંત આશ્ચર્ય પામ્યાં અને નીલ કમળથી તેમને મધુર અને મંદ વાણી બોલ્યાં —

ઉમાદેવી બોલ્યાંઃ હે વિભુ! પુત્રવાનોના પુત્રોમાંના સર્વોત્તમ પુત્ર તથા સવિતા નારાયણ જેવા પ્રકાશિત એવા રમતા આ ષડ્મુખના કાર્તિકેયને તો જુઓ! એ કેવો રમતે ચડ્યો છે! એને પહેરાવેલા સુન્દર અલંકારોથી એ કેવો શોભે છે! મુકુટ, કુંડળ, કડાં, કટક, નૂપુર, સુવર્ણના કંદોરા, સુવર્ણનાં અશ્વત્થપત્ર તથા સુવર્ણની ઘૂઘરીઓ, કલ્પદ્રુમનાં ફૂલો, દેહ પર કેસરનું લેપન, પદ્મરાગમણિના ચિત્રવિચિત્ર હાર,

બાજુબંધ, ચન્દ્રમાની કાન્તિ જેવાં ઉજ્જ્વળ મોતીના હાર તથા કપાળમાં કસ્તૂરી વગેરે સુગંધિત દ્રવ્યોના તિલકથી શોભિત આપના સુન્દર વત્સને હે મહાદેવજી! આપ જુઓ તો ખરા કે, તે કેવો ફૂટડો-રૂપાળો લાગે છે! કમળ સમા મુખડાવાળા આપના વત્સને હે પ્રભુ! આપ એકવાર તો નિહાળો!

વળી ચામુંડા, ગંગા, છ કૃત્તિકા આદિ ગણ તથા વહ્નિનીનાં પત્ની સ્વાહા વગેરે માતૃકાઓએ વિધવિધ જાતનાં અંજનો તેનાં નેત્રોમાં આંજેલાં છે એવા સુંદર લોચનવાળા પુત્ર ષડાનનને તો જુઓ! એ કેટલો વહાલો લાગે છે!

જગન્માતા ઉમા દેવીએ શંકર ભગવાનને આમ કહ્યું ને શિવજી પણ સ્કંદના અમૃત સમાન મુખડાને ધરાઈ ધરાઇને નિહાળી રહ્યા, છતાં શંકર ભગવાનને ધરપત થઈ નહીં. સ્કંદને જોઇને શિવજી દૈત્યોનાં શસ્ત્રોથી પીડિત દેવોને વીસરી ગયા. તેમને દેવોની વાતો યાદ રહી નહીં. મહાદેવજીએ સ્કંદને ખોળામાં લઇને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું, તેનું મસ્તક સૂંઘ્યું ને કહ્યું: 'નાચ જોઉં બેટા!'

શંકર ભગવાનના કહેવાથી તે બાળક બાળલીલા કરીને નૃત્ય કરવા લાગ્યો. તેને નાચતો દેખીને તેની જોડે ગણો પણ નર્તન કરવા લાગ્યા. શંકર ભગવાનની આજ્ઞાથી સમસ્ત ત્રિલોક પણ પળભરમાં નૃત્ય કરવા લાગ્યું. ઇન્દ્ર અને સર્પો સહિત બધા દેવો નાચવા માંડ્યા. શિવજીના ગણાધ્યક્ષોએ સ્કંદની સ્તુતિ કરી. ભગવતી ઉમા તે જોઇને આનંદિત થયાં. ગંગા, કૃત્તિકા અને ચામુંડા વગેરે માતાઓએ સ્કંદ પર પુષ્પની વૃષ્ટિ કરી. ગંધર્વો તથા કિન્નરો ગાન ગાવા લાગ્યા. પાર્વતીજી તથા પરમાત્માએ નૃત્યામૃતનું પાન કર્યું અને તેઓ સંતોષ પામ્યાં. નંદી યે ગણેશ્વરો સાથે નાચ જોઇને હર્ષ પામ્યા.

ત્યાર બાદ ષણ્મુખ અને ગિરિરાજની પુત્રી ઉમાની સાથે સૂર્ય તથા નંદી જેવી કાન્તિવાળા શિવજી પણએક મેઘ બીજા મેઘમાં પ્રવેશે તે રીતે દિવ્ય ભવનમાં પ્રવેશ્યા. મહેશ્વર ભગવાનનાં દ્વાર સામે દેવો એક તરફ ઊભા રહ્યા. ઉદ્વેગવાળા ચિત્તવાળા દેવતાઓ મહાદેવજીની સ્તુતિ કરવા લાગ્યા. એકઠા થયેલા તે દેવો પરસ્પર સામસામે જોઇને ગણગણાટ કરવા લાગ્યા: 'અરે પણ... પણ આપણે તો પાતકી છીએ.' વળી બીજાઓ કહે, 'આપણે કમનસીબ છીએ.' કેટલાક દેવો કહે, 'દૈત્યો જ ભાગ્યવંત છે!' તો કોઈ કહે, 'તેમની પૂજાનું આ ફળ છે.' અન્ય દેવો કહે, 'ના, આમ કહેવું યોગ્ય નથી!'

આવી ગડબડ જોઇને ત્યાં ઊભેલા કુંભોદર નામે એક ગણ દેવોને દંડાથી ફટકારવા લાગ્યો. આથી ભયથી આકુળવ્યાકુળ થયેલા દેવો તો 'હાય! અમે મરી ગયા!' એમ કહેતા કહેતા અત્રતત્ર નાસભાગ કરવા લાગ્યા. કેટલાક દેવો તથા અન્ય કેટલાક મુનિવર્યો ભૂમિ પર પછડાયા. કશ્યપાદિ મુનિઓ કહેવા લાગ્યા: 'અરે! વિધિનું બળ કેવું છે તે તો જુઓ! દેવાધિદેવ શંકર ભગવનનાં દર્શન કરીને યે કમભાગ્યને કારણે દેવોનું કામ થયું નહીં.' અન્ય કેટલાક '**નમઃ શિવાય**' બોલીને અંતરમાં ભગવાનનું સૂક્ષ્મ રૂપનું દર્શન કરવા લાગ્યા.

ત્યાર પછી ભગવાન શંકરે નંદીને પોતાને સ્થળે જવાની આજ્ઞા આપી; તેથી શૂલ, કુંડળ, માળા, સર્પરૂપી કંકણ ને ગદા ધારણ કરનાર, શિવજીના પ્રીતિપાત્ર એવા જટાળા નંદી જવા લાગ્યા. તે વેળા તેઓ અત્યંત શ્વેત વૃષભ પર આરૂઢ થયા હતા. નંદીને જઈ રહેલા જોઇને કુંભોદર નામના ગણે નંદીને શિર નમાવીને પ્રણામ કર્યા. તેમની સાથે તે ગણ પણ જવાને સત્વરે તૈયાર થયો.

મેઘરૂપ શ્રીવિષ્ણુની પીઠ પર ભવ શોભે છે તેમ ગણોના સેનાની મહાતેજસ્વી વૃષધ્વજ નંદી વૃષના પર આરૂઢ થઇને ગણો સાથે શોભવા લાગ્યા. શૈલ વગેરે નંદી પર મોતીઓની જાળીથી શોભિત, દસ યોજનના વિસ્તારનું ધવલ છત્ર ધરવામાં આવેલું હતું. તેમાં મોતી માળારૂપે ગૂંથવામાં આવ્યાં હતાં. શંકર ભગવાનના મસ્તકે આકાશમાંથી પડેલી ગંગા જેવી મોતીમાળા શોભતી હતી. તે શુભ્ર છત્ર જાણે કે બીજું આકાશ નહીં હોય તેવું લાગતું હતું.

ગણોના અધ્યક્ષ નંદીને જોઇને દેવતાઓએ ઇન્દ્રની આજ્ઞાથી દુંદુભિ વગાડ્યાં. ઇષ્ટ ફળને દેનારા પવિત્ર નંદીની મુનિઓએ સુંદર વચનોથી સ્તુતિ કરી. શંકર ભગવાનના જેવા સ્વરૂપના નંદીને જોઇને દેવો પ્રેમને કારણે રોમાંચિત થયા તથા ઇન્દ્રની આજ્ઞાથી તેમણે નંદી પર પુષ્પવૃષ્ટિ કરી. ગગનમાંથી સુવાસિત જળનો અભિષેક નંદી પર કર્યો. તેથી નંદી પ્રસન્ન થયા. શંકરરૂપ નંદી ઉપર સુગંધિત જળનો અભિષેક થતો હતો, ત્યારે એ જળધારા ચન્દ્રરેખ સમાન શોભતી હતી અને વિવિધ જાતનાં પુષ્પોની વૃષ્ટિ થવાથી ફૂલોને લીધે વૃષભનો પૃષ્ઠ ભાગ પણ શોભિતો જણાતો હતો. આકાશે નક્ષત્રોથી જેમ ચન્દ્રમા શોભે છે તેમ પુષ્પોથી સુપેરે આવૃત થયેલા નંદી, વૃષના પૃષ્ઠ પર શોભતા હતા. મહાદેવજીનું જાણે બીજું જ સ્વરૂપ નહીં હોય તેવા ગણાધ્યક્ષ નંદીને જોઇને ઇન્દ્ર સહિત દેવતાઓ અને શ્રીવિષ્ણુ તેમની સ્તુતિ કરવા લાગી.

દેવો બોલ્યા:

હે રુદ્રભક્ત નંદી! આપને નમસ્કાર. રુદ્રનો જપ કરવામાં એકાગ્ર રહેનારને, રુદ્રભક્તોની પીડાનો નાશ કરનારને, રૌદ્ર કર્મમાં તત્પર રહેનાર, કૂષ્માંડ ગણસ્વામી તથા યોગીઓના રક્ષક હે દેવ! આપને નમસ્કાર. સર્વસ્વ આપનારને, શરણે જવા યોગ્યને, સર્વજ્ઞને, દુઃખોનો નાશ કરનાર દેવને, વેદોના રક્ષક, વેદોના જ્ઞાતા, આપને નમસ્કાર. વજ્ર ધારનારા, વજ્ર સમાન દાંતવાળા, ઇન્દ્રે છોડેલા વજ્રનું નિવારણ કરનાર, હીરાઓથી શોભતા દેહવાળા, ઇન્દ્ર દ્વારા પૂજિત આપને રક્તસ્વરૂપ રક્તનેત્રવાળા, રક્તવસ્ત્રો ધારણ કરનાર દેવને નમસ્કાર. ભવનાં ચરણકમળમાં પ્રેમ ધરાવનાર ભક્તોને, રુદ્રલોકની પ્રાપ્તિ કરાવનાર આપને, સેનાધિપતિને, રુદ્રોના સ્વામીને નમસ્કાર. ભૂતોના અને ભૂતોના ઈશ્વરના પતિને, પાપનો નાશ કરનાર રુદ્ર દેવને, રુદ્રોના સ્વામીને, ભયંકર પાતકોનો નાશ કરનાર શંકરને, સૌમ્યને, રુદ્રભક્ત એવા આપને નમસ્કાર.

સૂતજી બોલ્યા:

શિલાદપુત્ર ગણાધ્યક્ષ નંદી દેવોની સ્તુતિ સૂણીને પ્રસન્ન થઇને કહેવા લાગ્યા: તમે શંભુજીના માટે રથ, સારથિ, ધનુષ તથા બાણ સત્વરે તૈયાર કરો. હવે ત્રણે નગરોનો નાશ થયો છે એમ જ માનોને!

આથી તેઓ બ્રહ્માજીની સાથે વિશ્વકર્મા પાસે રથ તૈયાર કરાવવાને ગયા તથા દેવાધિદેવ શંકર ભગવાન માટે ઘણી ઝડપે રથ તૈયાર કરાવ્યો. ૧-૧૬૩

**રથં ચક્રુઃ સુસંરબ્ધા દેવદેવસ્ય ધીમતઃ ॥૧૬૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***

***'ત્રિપુરદહન સમયે નંદીકેશ્વરનું વચન' નામનો ૭૧મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૭૨મો

# ત્રિપુરદહન માટે શંકરનું પ્રયાણ : બ્રહ્માની સ્તુતિ



સૂત ઉવાચ

અથ રુદ્રસ્ય દેવસ્ય નિર્મિતો વિશ્વકર્મણા।
સર્વલોકમયો દિવ્યો રથો યત્નેન સાદરમ્॥૧॥

સૂત પુરાણીજી શૌનકાદિ ઋષિઓને રથના નિર્માણ સંબંધમાં કહે છે કે, દેવતાઓની પ્રેરણાથી વિશ્વકર્માએ રુદ્ર ભગવાનને માટે સાત લોકના અવયવરૂપ દિવ્ય રથ ઘણી કાળજીપૂર્વક આદરથી બનાવ્યો. સઘળી સામગ્રીઓથી પૂર્ણ તથા બધા દેવોએ નમસ્કાર કરેલો, આકાશાદિ પંચભૂતાત્મક સુવર્ણ રથ બધી જાતનાં દિવ્ય આયુધોથી યુક્ત હતો. રથનું જમણું અંગ સૂર્ય અને ચંદ્રમા ડાબું અંગ હતો. રથના જમણી તરફના પૈડાંને બાર આરા તથા ડાબી બાજુના પૈડાંને સોળ આરા હતા.

જમણા પૈડામાં બાર આદિત્ય ને ડાબા પૈડામાં સોળ કળાઓનો વાસ હતો. ડાબા એટલે ચન્દ્રમારૂપ સવ્ય ચક્રને નક્ષત્રો ભૂષણરૂપ હતાં. જમણું ચક્ર સૂર્યરૂપ હોઈ કોઈ પણ જાતના ભૂષણની તેને જરૂર નહોતી. ચક્ર પર જડેલા પાટાઓ બહારના ભાગથી ધરતીનો સ્પર્શ કરતા હોઈ વસંત વગેરે ષડ્ ઋતુઓ રૂપ હતા. અંતરિક્ષ એટલે કે આકાશ-નભ રથના અવકાશરૂપ હતું. સારથિને સ્થાને મંદર પર્વત હતો.

અસ્તાચળ અને ઉદયાચળ નામે બે પર્વતો એ રથની ધૂંસરીમાં જોતરાંરૂપે હતા. એ રથમાં મહામેરુ મુખ્ય બેઠકરૂપે અર્થાત્ અધિષ્ઠાન હતો; કેસરાચલ એ રથમાં તકિયાની જગ્યાએ હતો. એ રથનો વેગ સંવત્સર હતો; દક્ષિણ તથા ઉત્તર એ બે અયનો રથનાં ચક્રોના સંગમરૂપ હતા. ગાદીની જગ્યાએ મુહૂર્તો હતાં. રથમાંના ખીલાઓની જગ્યાએ કલાઓ હતી — ત્રીસ કાષ્ઠની એક કલા અને અઢાર નિમેષની એક કાષ્ઠા હોય છે. કાષ્ઠાઓ એ રથની નાસિકારૂપ હતી.

રથના ચક્રોના આધારરૂપ દંડને સ્થાને કાલપરિણામરૂપે ક્ષણ હતી — ત્રીસ કલાની એક ક્ષણ ગણાય છે. રથની તળેનાં પાટિયાં નિમેષરૂપે હતાં. રથને ધૂંસરી જોડે જોડનાર લાંબો દાંડો એટલે ઈષાને સ્થાને લવ (નિમેષથી યે સૂક્ષ્મ કાલપરિમાણ) હતા. એ રથને કવચરૂપ નભ હતું. સ્વર્ગ ને મોક્ષ એ બે ધ્વજાઓ હતી. સર્જનરૂપ ધર્મ એ રથના ધ્વજનો દંડ હતો એટલે ધ્વજસ્તંભ હતો. એ ધ્વજદંડોના આધારરૂપ યજ્ઞો છે. તો યજ્ઞમાં અપાતી દક્ષિણા રથનાં સંધિસ્થાનો છે. પચાસ જાતના અગ્નિઓ રથના લોખંડના ખીલા છે. ધૂંસરી જોડે જોડવાના ઈષાદંડના બે અગ્રભાગરૂપે ધર્મ તથા કામ એ બન્ને પુરુષાર્થ છે; અવ્યક્ત એટલે પ્રધાન એ રથનો ઇષાદંડ છે. બુદ્ધિ એટલે મહત્તત્ત્વ એ રથમાં ઊંજવા માટેના તેલનું પાત્ર છે. એ રથનો ખૂણો અહંકાર છે. આકાશાદિ પંચમહાભૂત એનું બળ છે. તે રથનાં ભૂષણ ઇન્દ્રિયો છે, રથની ગતિ શ્રદ્ધા છે; વેદ એના અશ્વ છે. વેદના પદવિભાગો એ રથનાં ભૂષણો છે; વેદનાં ષડ્ અંગો — કલ્પ, વ્યાકરણ, શિક્ષા વગેરે એનાં ઉપભૂષણો છે.

ધર્મશાસ્ત્રો, પુરાણ, મીમાંસા, ન્યાય એ રથના પટરૂપ આચ્છાદન છે. ગાયત્રી વગેરે મંત્રો, 'ક' આદિ-વર્ણો; છંદ ને બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમો એ પટના ઘંટ છે. હજારો ફણાઓથી ભૂષિત શેષ એની બંધનરૂપ રજ્જુ છે. દિશાઓ ને ઉપદિશાઓ પગ છે. પુષ્કરાદિ મેઘ રથની રત્નભૂષિત સોનાની પતાકાઓ છે. ચાર સાગરો એ રથના પટરૂપ બહારનાં આવરણો છે. બધા અલંકારોથી શોભિત સ્રી રૂપ ગંગાદિ પાવક નદીઓ હાથમાં ચામર લઇને એ રથ પર વાયુ ઢોળે છે તથા પોતપોતાની જગ્યાએ ઊભી રહીને રથને શોભાવે છે.

સપ્ત વાયુઓ — આવહ, પ્રવહ વગેરે એ રથનાં સુવર્ણ સોપાનો છે. પરમાત્મા બ્રહ્માજી સારથિ છે; દેવતાઓ લગામ પકડે છે; બ્રહ્માજીનો ચાબુક પ્રણવ છે; તિમિર અને વિશ્વ વચ્ચે આવેલા કલ્પિત લોકાલોક પર્વત સમા બધી બાજુ સમપ્રમાણથી વિસ્તરેલો, સપ્ત વાયુનાં સોપાનયુક્ત એ રથની અંદરની તરફ પગ મૂકવાનો અડધો ભાગ માનસપર્વતનો બનેલો છે. એ રથની સર્વ બાજુ આવેલ પર્વતો રથની નાસિકારૂપ છે. એ રથની તળિયેના ભાગમાં સપ્ત તલ આવેલાં છે, જે કપોતા કહેવાય છે. એ તલોમાં વસવાટ કરનાર સર્વ તલવાસીઓ, કપોત પક્ષી કૂવા આદિની બખોલોમાં વસે છે તેમ તેઓ સપ્ત તલમાં રહે છે માટે તે સાત તલોને કપોત કહેવામાં આવે છે.

એ રથ ઉપર સુવર્ણનું મહા છત્ર મેરુ પર્વત છે; મંદરાચળ પૃષ્ટવાદ્ય છે; મેરુપર્વત ધનુષ છે તથા કાળરાત્રિરૂપ ઇન્દ્રધનુષ્ય સાથે ભુજંગાધિપ વાસુકિ સ્વયં એ ધનુષ્યની પણછ છે; શ્રુતિરૂપ દેવી સરસ્વતી એ ધનુષ્યની ઘંટા છે. મહાપરાક્રમી વિષ્ણુ બાણ છે અને સોમ એટલે ચન્દ્ર એ બાણ પર લોહનિર્મિત બાણના આગલા ભાગમાં લોખંડના ફણારૂપ છે. બાણોનો અગ્રભાગ અત્યંત તીક્ષ્ણ હોઈ પ્રલય અગ્નિ જેવા ભયંકર તથા કાલકૂટ વિષ જેવા પ્રભાવક હોઈ ત્વરિત પ્રાણઘાતક છે. આવહ વગેરે વાયુઓ એ બાણના પીંછાંરૂપ છે.

આમ દિવ્ય ધનુષ્ય તથા બાણથી સજ્જ થઇને જગતના સ્વામી સમર્થ બ્રહ્માજીને સારથિ બનાવીને કવચ, મુકુટ વગેરે રણનાં આભૂષણોને ધારણ કરીને સદાશિવ ભગવાન ધરતીને ધ્રુજાવતા હોય એમ બધા દેવગણો સાથે એ રથમાં બિરાજ્યા.

તે વખતે ઋષિમુનિઓએ શંકર ભગવાનની સ્તુતિ કરી. બંદીજનોએ તેમને વન્દના કરી. નૃત્યાંગના અપ્સરાઓએ તેમની સમક્ષ નૃત્ય કર્યું. એ વખતે મહેશ્વર ભગવાન યોદ્ધાના વેશમાં સુંદર દેખાતા હતા. સારથિ બ્રહ્માજી ભણી દેખી, વિશ્વકર્માએ રચેલા ને બધી સામગ્રીઓથી પૂર્ણ કરેલા રથમાં ભવ ભગવાન બિરાજ્યા. તે વખતે વેદરૂપ અશ્વોએ પોતાનાં શિરો ભૂમિ પર નમાવીને શંકર ભગવાનને પ્રણામ કર્યા. ધરણીધર શેષનાગે પણ શંકર ભગવાનના રથની નીચેની ભૂમિને ઊંચે લાવીને પળવારમાં સ્થિર કરી. બાણોને ધારણ કરનાર મહાદેવજીએ રથને વ્યવસ્થિત કર્યો. દાનવોનાં નગરો તરફ મન તથા વાયુની ગતિએ જવાને માટે અશ્વોને લલકાર્યા.

દેવો તરફ જોઇને શંકર ભગવાન બોલ્યા :

'મને તમે પશુઓનું આધિપત્ય આપ્યું છે, માટે હું હવે અસુરોનો વધ કરીશ. હે સુરશ્રેષ્ઠો! દેવતાઓ તથા દાનવોમાં હું પશુભાવ ભિન્ન ભિન્ન નિર્માણ કરીશ. આમ કરવાથી જ દાનવોનો નાશ થઈ શકશે; બીજી કોઈ રીતે તેમનો વધ કરી શકાશે નહીં.'

મહાદેવજીનું ઉપર્યુકત વચન સૂણીને દેવોને દુઃખ થયું ને પશુભાવ પ્રત્યે તેમના મનમાં સંદેહ પેદા થયો. દેવતાઓના મનનો ભાવ શિવજી ભગવાનની જાણમાં આવ્યાથી તે બોલ્યા:

'હે દેવો! પશુભાવ વિશે કોઈ જાતનો મિથ્યાસંદેહ નહીં રાખશો. એનાથી ડરવા જેવું કંઈ નથી. જુઓ, સાંભળો! મન માંહેથી પશુભાવ કાઢી નાખો. જે પાશુપતવ્રત આચરશે તે પશુભાવથી મુકત થશે; આ સત્ય વાત હું તમને કહું છું. મારા પાશુપતવ્રતનું આચરણ કરનાર, પશુભાવથી અવશ્ય મુક્ત થાય છે, તેમાં લેશમાત્ર શંકા નથી; આટલા વ્રત પાળો, બાર વર્ષ, છ વર્ષ યા ત્રણ વર્ષ પર્યંત પાશુપતવ્રતનું નિષ્ઠાથી પાલન કરનાર માનવી પશુત્વથી મુકત થાય છે.'

આ સાંભળીને દેવો બોલ્યા :

'હે પ્રભુ! આપ યોગ્ય જ કહો છો.'

અને તેમણે શંકર ભગવાનને પ્રણામ કર્યા.

સૂત પુરાણજી વળી આગળ ચાલતાં કહે છે :

દેવો, અસુરો તથા મનુષ્યો આદિ સર્વ રુદ્ર ભગવાનનાં પશુઓ છે. પશુરૂપી પાશથી મુક્ત કરનાર રુદ્ર એ જ પશુપતિ છે.

પાશુપતવ્રત આચરીને જે પશુભાવનો ત્યાગ કરે છે, તે બધાં પાપોથી મુક્ત થાય છે. શાસ્ત્રો તેવું કહે છે.

દાનવોનો સંહાર કરવાને માટે શંકર ભગવાનની સાથે ત્રિપુરમાં જતી વેળા દેવો ગણપતિની પૂજા કરવાનું વીસરી ગયા તેથી બાળક હોવા છતાં ય મહા પરાક્રમી ગણેશજીએ તેમને દૈત્યો સાથે યુદ્ધ કરવા જતાં રોક્યા અને તે દેવોને કહેવા માંડયા.

શ્રીગણેશ બોલ્યા :

'મને ભક્ષ્ય- ભોજ્ય વગેરે પવિત્ર પદાર્થોનું નૈવેદ્ય જે મનુષ્ય અર્પતો નથી ને મારી પૂજા કરતો નથી તેવો કયો માનવી, દેવ યા દાનવ આ દુનિયામાં તેના કાર્યમાં સફળતા મેળવે છે? કોઇપણ નહીં! હે દેવો! તમે મારી પૂજા કરી નથી, માટે દેવોના કાર્યમાં હું અવશ્ય વિઘ્ન કરીશ.'

ગણપતિજીનાં ઉપરોક્ત વચન સૂણીને દેવો ઘણા ભયભીત થયા અને પવિત્ર ભક્ષ્ય- ભોજ્ય મોદક-લાડુ વગેરે અર્પણ કરીને તેમની પૂજા કરી. પછી દેવોએ શ્રી ગણેશજીની પ્રાર્થના કરી.

'હે પ્રભુ! અમારા કાર્યમાં ક્યારેય કોઇપણ જાતનું વિઘ્ન નહીં થાય. અમારાં કાર્ય નિર્વિઘ્ને પાર પડે.'

ભવ એટલે શંકર ભગવાને પણ અસંખ્ય પુષ્પોથી તથા સુવાસિત પદાર્થોથી ગણપતિની પૂજા કરી. શંકરે ગણેશને ભેટીને તેમનું મસ્તક સૂંઘ્યું. ગણનાયક ગણપતિનું સુપેરે પૂજન કરીને દૈત્યોનાં ત્રણે નગરો ભસ્મિભૂત કરવાને માટે શિવજી પરમાત્માએ પોતાના ગણેશ્વરોની સાથે પ્રયાણ કર્યું, દેવો અને સિદ્ધોના

સમુદાયો, ગણેશ્વરો, ભૂતગણો નંદીની અધ્યક્ષતામાં રહીને પોતાનાં વાહનો સાથે દેવાધિદેવ મહેશ્વરની સાથે જવાને નીકળ્યા.

શંકર ભગવાન જેવા સ્વરૂપની નદી પણ મહાપર્વત જેવા વિમાનમાં બિરાજીને દેવો અને ગણેશ્વરોની આગળ રહીને ત્રિપુરને બાળી નાખવાને માટે નીકળ્યા.

શિલાદપુત્ર શૈલાદ–નંદીને પ્રયાણ કરતા જોઇને દેવો, ગણેશ્વરો તથા ગણો પોતપોતાનાં આયુધો ધારણ કરીને, તેમનાં હાથી, વૃષભ તથા શ્રેષ્ઠ અશ્વો આદિ વાહનો પર બેસીને તેમની સાથે ચાલી નીકળ્યા. મહાન પર્વત સમાન ગરુડ પર બેસીને ખગધ્વજ એવા પરાક્રમી શ્રીવિષ્ણુ ભગવાન ત્રિપુરને ભસ્મ કરવાને અને જગતનું કલ્યાણ કરવાને માટે તરત નીકળ્યા. તેમણે શિવાજીની ડાબી તરફ સ્થાન લીધું. શક્તિ, શિત, ગદા, ટંક, ત્રિશૂળ ને ખડ્ગ વગેરે આયુધોથી સજ્જ થઇને સર્વ દેવો સુર તથા અસુરોના ઈશ– સ્વર્ગના સ્વામી, અપ્રતિમ સદાશિવ ભગવાનની ચોમરે ગોઠવાઇને તેમની પાછળ પાછળ ચાલ્યા, કમળપત્ર સમાન વર્ણવાળા મહાદેવજી, સહસ્રરશ્મિ સવિતા મેરુ પર્વતના શૃંગ પર શોભે તેમ દેવોની મધ્યે શોભતા હતા.

ગરુડ જેમ સર્પોને મારી નાખે છે તેમ ત્રિપુરનો નાશ કરવાને માટે દેવોના અગ્રણી, હજારો લોચનવાળા ઇન્દ્ર, ઐરાવત હસ્તિ પર બિરાજીને રુદ્ર ભગવાનની જમણી બાજુ રહ્યા. તે વખતે સિદ્ધો, ગંધર્વો તથા પરાક્રમી દેવો ઇન્દ્રની સ્તુતિ કરીને 'ઇન્દ્રનો જય હો' એવા ઘોષ સહિત તેના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

વરુણ, નિર્ઋતિ, વાયુ, કૂબેર, અગ્નિ અને યમ પણ ભવ સાથે થઇને તેમના પાછળ જવા લાગ્યા. જે પ્રમાણે માતા તેના વત્સને હર્ષપૂર્વક નિહાળે અથવા દેવી ઉમા તેના પુત્રને દેવોની સેનાના સેનાપતિ કાર્તિકેયને જુએ તે પ્રમાણે દેવોએ ઇન્દ્રને જોઇને પ્રણામ કર્યા. મહાકાળ જેવો ને મહાતેજસ્વી, રણ મેદાનમાં પરાક્રમી વીરભદ્ર જાણે કે બીજા મહાદેવ કેમ ન હોય તેમ વૃષભ પર આરૂઢ થઇને રોમજ નામનાં બાણોથી સજ્જ થઇને, ગણોથી વીંટળાઇને, ત્રિપુરનો નાશ કરવાને માટે તથા યુદ્ધમાં ત્ર્યંબકની સેવા કરવાના હેતુથી શંકર ભગવાનના રથની નૈર્ઋત્ય તથા વાયવ્ય દિશામાં રહ્યો.

અગ્નિથી ઉત્પન્ન થયેલા તથા હિમાલય પર્વત સમાન ષણ્મુખ પણ સિદ્ધ અને ચારણો સહિત દેવગણોથી વીંટળાઇને, હાથી પર બિરાજીને પોતાની સેના સહિત આવ્યા. ગણપતિ પણ અસુરોને વિઘ્ન તથા દેવોને નિર્વિઘ્ન કરીને પોતાના વિઘ્નગણો સહિત એ વિઘ્નેશ્વર, મહાદેવજીના રથથી ઇશાન પ્રદેશમાં રહ્યા.

મદોન્મત્ત ચપળ લોચનવાળી, મહાઅસુરોના રક્તનું અને મધુનું પાન કરવાને કારણે ઉન્મત્ત, હાથમાં શૂલ અને કપાલ ધારણ કરનાર તથા દેવોને કંપાવતી, નિશાના તિમિર સમાન કાળા વર્ણની, કાલીદેવી મત્ત પિશાચો ને મત્તગણો સાથે ત્યાં આવી. ઉન્મત્ત હાથીઓના ચર્મવસ્ત્રોથી વીંટળાયેલાં અંગોવાળી એ કાલીદેવી ગણેશ્વરની આગલા સ્થાને રહી.

સિદ્ધો, ગંધર્વો, પિશાચો, યક્ષો, વિદ્યાધરો તથા વાસુકિ નાગને દેવોએ એ દેવીને પ્રણામ કર્યા અને 'હિમાલય પુત્રીનો જય હો!' એમ મોટા સ્વરે તે બધા એ દેવીની સ્તુતિ કરવા લાગ્યા. દેવોના રિપુઓને

પીડનાર, દેવો દ્વારા આદરપૂર્વક પૂજિત લોકમાતાઓ તેમનાં વાહનો પર બિરાજીને તેના ગણો સહિત વીંટળાઇને એ કાલીદેવીની પાછળ જવા લાગી.

સહસ્રો સૂર્યો સમાન તેજસ્વી; વહ્નિ સમાન નેત્રોવાળી, બાળરૂપ હોવા છતાં અત્યંત પરાક્રમી ને ષડ્‌ગુણ ઐશ્વર્યવાળી કલ્યાણકારી બાળા દુર્ગા અંકુશ, શૂલ, પરશુ, પાશ, ખડ્‌ગ, ચક્ર તથા શંખ વગેરે આયુધોથી સજ્જ થઇને સૈન્ય સાથે દૈત્યોનો વિનાશ કરવાને સિંહારૂઢ થઇને દેવોના સ્વામી ઇન્દ્ર ને રવિ જેવા કાન્તિમાન મહા પર્વતો જેવા પ્રધાન ગણરાજો ત્રિપુરનો વધ કરવાને માટે શંકર ભગવાન સાથે ચાલવા માંડ્યા. ભૂતગણોના એ અધિપોએ હળ, મુસળ, ભુશુંડ ધારણ કરેલાં હતાં.

વળી દેવતાઓ, ઇન્દ્ર, બ્રહ્માજી, શ્રીગણેશ વગેરે પણ 'શંકર ભગવાનનો જય હો!' એમ બોલતા બોલતા મહાદેવજી સાથે ચાલ્યા. દંડ હાથમાં અને મસ્તકે જટા ધારણ કરનાર મુનિવર્યો આનંદથી નૃત્ય કરવા લાગ્યા. તે વેળા સિદ્ધો ને ચારણોએ મહાદેવજી પર પુષ્પવૃષ્ટિ કરી. શંકર ભગવાનના બધા ગણોમાં શ્રેષ્ઠ ભૃંગી સૌ દેવગણો અને ભૂતગણોથી વીંટળાઇને ત્રિપુરને હણવાને માટે શંકર ભગવાન સાથે જવાને તત્પર થયા. ઇન્દ્ર જેવા તે યોગીએ વિમાનમાં આરૂઢ થઇને ત્રિપુર તરફ પ્રયાણ કર્યું.

મહાજ્વર, મહાકેશ, વિગતવાસ, કેશ, સૂર્યવાચ, સોમધૃક્, સેનક, સોમપ, સોમવલ્લી, સૂરિનામ, સૂર્યાક્ષ, સૂર્યપિષણક, પ્રકંપન, કંપન, કકુંદન, પ્રકુંદ, સુંદર, સુર, ઇન્દ્ર, ઇન્દ્રજય, શતાક્ષ, ભીમક, મહાભી, શતાશ્વ, યમજિહ્‌વ, મહોદર, સહસ્રાક્ષ, પંચાક્ષ, દ્વિશિખ, ત્રિશિખ, પંચશિખ, પિશાચાસ્ય, દીર્ઘ, અર્ધમુંડ, મુંડ, પિનાકધૃક્, અંગરકાશન, પિપ્પલાયતન, શિથિલ, શિથિલાસ્ય, અજ, અક્ષપાદ, કુજ, અજવક્ત્ર, હયવક્ત્ર, ગજવક્ત્ર, ઊર્ધ્વવક્ત્ર આદિ લક્ષ્ય ને લક્ષણથી રહિત ગણાધિપો સમુદાયમાં એકઠા થઇને શંકર ભગવાનને આવૃત થઈ તેમની સાથે ત્રિપુર તરફ પ્રયાણ કરવા માંડ્યા.

અષ્ટ, વસુ, અગિયાર રુદ્ર, દ્વાદશ આદિત્ય અને બે અશ્વિનીકુમાર — એમ તેત્રીસ દેવો, બ્રહ્માજી, શ્રીવિષ્ણુ તથા રુદ્રરૂપ ત્રણ વિશિષ્ટ દેવો તથા ત્રણસો અને ત્રણ હજાર ત્રણસો અન્ય દેવતાઓ મહાદેવજીને વીંટળાઇને તેમની જોડે ચાલવા માંડ્યા.

વળી લોકમાતાઓ, ગણોની માતાઓ અને ભૂતોની માતાઓએ પણ શિવજીની પાછળ પાછળ ત્રિપુર ભણી પ્રયાણ આદર્યું. સ્વચ્છ ગગનમાં નક્ષત્રો ને તારાઓની વચ્ચે જેમ ચન્દ્રમા શોભે છે તેમ જ ગણો મધ્યે તે વખતે રથમાં આરૂઢ થયેલા સદાશિવ ભગવાન શોભતા હતા. શંકર ભગવાનના પ્રભાવથી–સામર્થ્યથી વિશ્વરૂપ ગિરિજા–પાર્વતી દેવી શંકરની ડાબી બાજુ શોભવા લાગ્યાં. સુવર્ણ કમળના સમાન વર્ણનાં શુભાવતી દેવી તેમની પાસે ઊભાં રહીને હાથમાં ચામર ઝાલીને તેમના પર વાયુ ઢોળવા લાગ્યાં. ભસ્માંકિત શંકર ભગવાનનું વિશાળ શરીર અંબિકા દેવીના સાન્નિધ્યને કારણે વધુ શોભતું હતું. દ્યુતિને કારણે ગગનમાં શ્વેત મેઘ શોભે છે, તેમ દેવપતિ પરમેષ્ઠી મહાદેવજીનો દેહ ઉમા દેવીના સહવાસ થકી શુભ્ર મેઘ સમાન શોભતો હતો. જે પ્રમાણે ઇન્દ્ર ધનુષ્યથી આકાશ શોભે છે, મેરુથી જગત શોભે છે તે પ્રમાણે શંકર ભગવાનનો સૌમ્ય દેહ ઉમાને કારણે શોભવા લાગ્યો.

ચન્દ્રોદયથી સમસ્ત નભોમંડળ શોભી ઊઠે છે તેમ જ પરમેષ્ઠી ભગવાન સદાશિવનું રત્નજડિત ધવલ છત્ર શોભતું હતું. શિવજીના ગળામાંની માળાઓ ને છત્રોની ચોતરફના છેડા પર રત્નજડિત રેશમી ફૂમતાં ગગનમાં પડતી જળધારાઓ જેવી શોભતી હતી. મહેન્દ્ર, વિરિંચી તથા સૂર્ય વગેરેનાં ચરણકમળ સકલ લોકહિત માટે અને ત્રિપુરને તથા ચરાચરને કેવળ મનથી જ પળવારમાં બાળી નાખવા માટે સમર્થ શૂલી એટલે શંકર ભગવાન અને ઉમા દેવીની સાથે ગતિશીલ હતાં.

સદાશિવ પરમાત્મા જ્યારે આવા શક્તિવાન હતા, ત્યારે પોતાના ગણો તથા દેવસમૂહ સાથે રથમાં શ્રેષ્ઠ બાણ તથા બીજાં આયુધો સાથે ત્રિપુરને દગ્ધ કરવાને સજ્જ થયેલા તેમને માટે તે કાર્ય તે વળી શા લેખામાં! એમ ઇન્દ્ર તથા બ્રહ્માજી વગેરે દેવો પરસ્પરને કહેતા હતા. સાચે જ પરમાત્મા પિનાકીનું ત્રિપુર દગ્ધ કરવાનું કાર્ય તો કેવળ લીલારૂપ છે, એમ દેવો કહેતા હતા. નંદિકેશ્વરાદિ પ્રધાન ગણો અને બીજા ભૂતગણો, ગજાનન એવા શ્રીગણેશ અષ્ટ દિક્પાલોથી આવૃત એવા ઉમા સહિત શોભતા શંકર ભગવાન મેરુ પર્વતના અષ્ટ શૃંગો સમાન વિશ્વરૂપી રથમાં આરૂઢ થઇને ત્રિપુર નજીક આવ્યા. સિદ્ધગણો, નરેશ્વરો તથા દેવોને લીધે ત્રણ જગતના જેવું દૈત્યોનું ત્રિપુર યુદ્ધ વખતે દીપતું હતું. શંકર ભગવાન પિનાક ધનુષ્ય પર પાશુપત અસ્ત્રથી યુક્ત બાણ ચડાવીને ત્રિપુરનો નાશ કરવાને તત્પર થયા.

ધનુષ્ય તાણીને મહાદેવજી ખડા રહ્યા તે વખતે દૈત્યોનાં ત્રણે નગરો જે જુદાં જુદાં હતાં તે એકત્ર થયાં. તેથી દેવો ઘણો આનંદ પામ્યા. દેવો, સિદ્ધગણો તથા ઋષિઓ જયઘોષ કરીને અષ્ટમૂર્તિરૂપ શંકર ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ભગનાં નેત્રો ફોડનાર રુદ્ર એવા મહાદેવજીને બ્રહ્માજીને કહેવા લાગ્યા કે, 'હે પ્રભુ! અત્યારે પુષ્ય નક્ષત્રનો યોગ છે. ત્રિપુરનો નાશ કરવા માટે હે પરમાત્મન્! હમણાં યોગ્ય વખત છે. હે મહાદેવજી! આપનું કાર્ય યોગ્ય છે. હે વિભુ! આપની દૃષ્ટિએ દેવો ને અસુરો સરખા છે. આપ એ બન્નેને સમભાવે જુઓ છો, તેમ છતાં દેવો ધર્મિષ્ઠ છે ને અસુરો પાતકી છે, તેથી દેવો હવે આપની લીલા ત્યજો. રથ, ધજા, બાણ, ભૂતગણ, શ્રીવિષ્ણુ અને મારી પોતાની હાજરીથી ભલા આપને શું પ્રયોજન છે!

હે ભગવન્! ત્રિપુરનો નાશ કરવાને માટે આપના જેવા સમર્થ દેવને અમારા સૌની જરૂર જ શી છે! અત્યારે પુષ્ય યોગ થયો છે, તેથી હે દેવેશ! આ સુયોગનો વિયોગ નહીં થાય એટલે પુષ્ય નક્ષત્રનો કાળ વીતી ન જાય તે પહેલાં જ ત્રિપુરને શીઘ્ર ભસ્મીભૂત કરી દો.'

દેવાધિદેવ સર્વજ્ઞ મહાદેવજીએ ત્રિપુર પ્રતિ લાલ નેત્ર કરીને માત્ર દૃષ્ટિપાત કર્યો એટલામાં જ તત્કાળ દૈત્યોનાં ત્રણે નગરો બળીને ભસ્મ થયાં. રુદ્ર ભગવાને શરસંધાન કર્યું હતું; પણ હજી બાણ છોડ્યું નહોતું. તે વખતે ભગવાનના બાણમાં સ્થિતિ કરીને રહેલા સોમ, શ્રીવિષ્ણુ ભગવાન, કાલાગ્નિ ને વાયુ આદિ સઘળા દેવો શંકર ભગવાનને પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! ત્રિપુરને દૃષ્ટિમાત્રથી જ આપે ભસ્મ કર્યું તો પણ હે દેવેશ! અમારા હિતાર્થે આપ ત્રિપુર પર બાણ છોડો!'

દેવોની આ વાત સૂણીને ભગવાન શંકર હસ્યા. તેમણે ધનુષ તથા પણછને વ્યવસ્થિત કર્યાં ને ત્રિપુરનું મથન કરનાર શિવજીએ ધનુષની પણછને કાન સુધી ખેંચીને તેના પર મૂકેલું બાણ ત્રિપુર પર છોડ્યું. ત્રિપુરનો અંત કરનાર બાણે તત્ક્ષણ ત્રિપુરનો વિનાશ કર્યો અને પુનઃ શંકરની પાસે પાછું ફર્યું.

પ્રલયકાળે એટલે કલ્પની આખરે ત્રણે જગતનો રુદ્ર સંહાર કરે છે તે પ્રમાણે કોટિ કોટિ દૈત્યોથી વસેલા દૈત્યોનાં ત્રણે નગરો શંકર ભગવાનના બાણથી બળીને ભસ્મીભૂત થયાં. તેમ છતાં જે દૈત્યોએ સ્વ બંધુ-બાંધવો સાથે શિવજીની પૂજા કરી હતી તેમને તેના પ્રભાવથી શંકર ભગવાનના ગણોમાં સ્થાન મળ્યું. ઇન્દ્ર સહિત બધા દેવતા, શ્રીવિષ્ણુ તથા ગણેશ્વરો મહાદેવજી અને હિમાલયપુત્રી દેવી હૈમવતી ઉમા દેવીને જોઇને ભયને કારણે કંઇપણ બોલી શક્યા નહીં. દેવશિરોમણિ મહાદેવજીએ દેવતાઓના સૈન્યને ભય પામેલું જોયું, ત્યારે તેમણે દેવોને પૃચ્છા કરી: 'કેમ? શા કારણે આવા ગભરાયેલા દેખાવ છો? શું છે?' દેવોએ ભગવાન શંકરના વચન સૂણીને તેમને, નંદીને અને ઉમાદેવીને પ્રણામ કર્યા. દેવગણ સાથે બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ ભગવાનને સ્તુતિ કરી:

પ્રસીદ દેવદેવેશ! પ્રસીદ પરમેશ્વર!।
પ્રસીદ જગતાં નાથ! પ્રસીદાનન્દ દાવ્યય!॥૧૨૨॥

બ્રહ્માજી વદ્યા:

દેવાધિદેવ હે ઇશ! આપ પ્રસન્ન થાવ. હે પરમેશ્વર, પ્રસન્ન થાઓ. હે જગન્નાથ! પ્રસન્ન થાવ. બ્રહ્મરૂપ સહજ આનંદ આપનાર હે આનંદ! હે અવ્યય! હે અવ્યય! પ્રસન્ન થાઓ. ૧૨૨

પઞ્ચાસ્યરુદ્રરુદ્રાય પઞ્ચાશત્કાટિમૂર્તયે।
આત્મત્રયોપવિષ્ટાય વિદ્યાતત્ત્વાય તે નમઃ॥૧૨૩॥

યમ વગેરેને રડાવે તે રુદ્ર એવા પંચમુખવાળા રુદ્રને નમસ્કાર; પચાસ કોટિ રુદ્રનાં સ્વરૂપોને, આત્મત્રય એટલે જગત, પ્રાજ્ઞ અને તૈજસ રૂપમાં તુરીય રૂપથી રહેલા દેવતાને, વિદ્યાઓના તત્ત્વ એટલે પ્રધાન કારણ એવા ઇશાનને,

શિવાય શિવતત્ત્વાય અઘોરાય નમો નમઃ।
અઘોરાષ્ટકતત્ત્વાય દ્વાદશાત્મસ્વરૂપિણે॥૧૨૪॥

શિવજીને, શિવતત્ત્વને, અઘોરને, અઘોરાષ્ટક એટલે ભૈરવાષ્ટકના તત્ત્વ એટલે કારણને દ્વાદશાત્મા અર્થાત્ સૂર્યસ્વરૂપ દેવને,

વિદ્યુત્કોટિપ્રતીકાશમષ્ટકાશં સુશોભનમ્।
રૂપમાસ્થાય લોકેઽસ્મિન્ સંસ્થિતાય શિવાત્મને॥૧૨૫॥

પૃથ્વી વગેરે પંચમહાભૂત, મન, બુદ્ધિ અને અહંકારાત્મક અષ્ટ તત્ત્વોમાં કરોડો વિદ્યુત સમાન પ્રકાશનાર શિવજીને.

અગ્નિવર્ણાય રૌદ્રાય અમ્બિકાર્ધશરીરિણે।
ધવલશ્યામરક્તાનાં મુક્તિદાયામરાય ચ॥૧૨૬॥

અગ્નિ સમા વર્ણના રુદ્રને, બ્રહ્મ વિદ્યારૂપ ઉમાના શરીરને અર્ધાંગમાં ધારણ કરનાર દેવને; રુદ્ર, શ્રીવિષ્ણુ ને બ્રહ્માજીના ધવલ, શ્યામ તથા રક્તવર્ણને ક્રમશઃ ધારણ કરનાર દેવને, મુક્તિ આપનાર અમરને નમસ્કાર,

જ્યેષ્ઠાય રુદ્રરુપાય સોમાય વરદાય ચ।
ત્રિલોકાય ત્રિદેવાય વષટ્કારાય વૈ નમઃ॥૧૨૭॥

જ્યેષ્ઠને, રુદ્રરૂપને, સોમને, વરદને, ત્રિલોકને, ત્રિદેવને, વષટ્કારને નમસ્કાર.

મધ્યે ગગનરુપાય ગગનસ્થાય તે નમઃ।
અષ્ટક્ષેત્રાષ્ટરુપાય અષ્ટતત્ત્વાય તે નમઃ॥૧૨૮॥

હૃત્ કમળની મધ્યે ગગન સમાન વૃત્તિરૂપ દેવને, ગગનમાં રહેલા દેવને, અષ્ટક્ષેત્ર એટલે સૂર્યાદિ સ્થાનમાં રહેલા દેવને, રુદ્રાદિ રૂપોને, પૃથ્વી આદિ અષ્ટ પ્રકૃતિને નમસ્કાર.

ચતુર્ધા ચ ચતુર્ધા ચ ચતુર્દ્ધા સંસ્થિતાય ચ।
પઞ્ચધા પઞ્ચધા ચૈવ પઞ્ચમન્ત્રશરીરિણે॥૧૨૯॥

ચતુર્વેદરૂપે, ચાર આશ્રમરૂપે તથા ચતુર્વ્યૂહરૂપે રહેલા દેવતાને, આકાશાદિ પંચભૂત, સદ્યોજાત વગેરે પંચમંત્રાત્મક સ્વરૂપ શરીર તથા મંત્રરૂપે રહેલ દેવતાને નમસ્કાર.

ચતુઃષષ્ટિપ્રકારાય અકારાય નમો નમઃ।
દ્વાત્રિંશત્તત્ત્વરુપાય ઉકારાય નમો નમઃ॥૧૩૦॥

ચોસઠ પ્રકારના અકારાદિ વર્ણો અને અકાર સ્વરૂપ પરબ્રહ્મને, બત્રીસ માતૃકાઓને તથા ઉકાર સ્વરૂપ દેવને નમસ્કાર.

ષોડશાત્મસ્વરુપાય મકારાય નમો નમઃ।
અષ્ટધાત્મસ્વરુપાય અર્ધમાત્રાત્મને નમઃ॥૧૩૧॥
ઓંકારાય નમસ્તુભ્યં ચતુર્ધા સંસ્થિતાય ચ।
ગગનેશાય દેવાય સ્વર્ગેશાય નમો નમઃ॥૧૩૨॥

ષોડશ-સોળ આત્મારૂપ તત્ત્વો અને મકાર સ્વરૂપ શિવજીને, અઢાર આત્મસ્વરૂપને; અકાર, ઉકાર, મકાર ને અર્ધમાત્રાત્મક નાદરૂપી ચાર પ્રકારે રહેલ ૐકાર એટલે પ્રણવરૂપ પરબ્રહ્મ સદાશિવને, ગગનના અને સ્વર્ગના ઇશને નમસ્કાર.

સપ્તલોકાય પાતાલનરકેશાય વૈ નમઃ।
અષ્ટક્ષેત્રાષ્ટરુપાય પરાત્પરતરાય ચ॥૧૩૩॥

સાત લોકને, પાતાળરૂપ નરકના ઇશને, પૃથ્વી વગેરે અષ્ટમૂર્તિરૂપ શંકરને, પરાત્પર એવા સર્વોત્કૃષ્ટ દેવતાને નમસ્કાર.

સહસ્રશિરસે તુભ્યં સહસ્રાય ચ તે નમઃ।
સહસ્રપાદયુક્તાય શર્વાય પરમેષ્ઠિને॥૧૩૪॥

સહસ્ર શિર, સહસ્ર નેત્ર તથા સહસ્ર ચરણવાળા, સર્વસંહારક પરમેષ્ઠી શર્વ એવા મહાદેવને નમસ્કાર.

નવાત્મતત્ત્વરુપાય નવાષ્ટાત્માત્મશક્તયે।
પુનરષ્ટપ્રકાશાય તથાષ્ટાષ્ટકમૂર્તયે॥૧૩૫॥

પુરુષ, પ્રકૃતિ, વ્યક્ત, અહંકાર, પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા ગગન — એ નવ આત્મતત્ત્વરૂપ દેવને, નવ તથા આઠ એવા સત્તર તત્ત્વરૂપ આત્મશક્તિવાળા દેવને, ઉર આદિ પ્રદેશોમાં અકારાદિ વર્ણોની અભિવ્યક્તિ કરનાર પરમ તત્ત્વને, અષ્ટાષ્ટક એટલે ચોસઠ વર્ણરૂપ શિવમૂર્તિને નમસ્કાર.

**ચતુઃષષ્ઠ્યાત્મતત્ત્વાય પુનરષ્ટવિધાય તે।**
**ગુણાષ્ટકવૃતાયૈવ ગુણિને નિર્ગુણાય તે॥૧૩૬॥**

ચોસઠ યોગિનીઓના આત્મતત્ત્વને એટલે પ્રાણતત્ત્વરૂપ દેવને, અષ્ટવિધ એટલે ભવ વગેરે આઠ સંજ્ઞાવાળા શિવજીને, સ્પર્શાદિ પાંચ; બુદ્ધિ, ઇચ્છા અને પ્રયત્ન મળીને અષ્ટ ગુણથી યુક્ત પરમાત્માને, સૃજનકાળે ત્રિગુણ યુક્ત એવા ગુણીને તથા એ ગુણોથી રહિત નિર્ગુણને નમસ્કાર.

**મૂલસ્થાય નમસ્તુભ્યં શાશ્વતસ્થાનવાસિને।**
**નાભિમંડલસંસ્થાય હૃદિ નિઃસ્વનકારિણે॥૧૩૭॥**

મૂલાધાર ચક્રમાં રહેલ મૂલસ્થ તત્ત્વને શાશ્વતસ્થાન એટલે મૂલાધાર ચક્ર પર આવેલા મેઢ્ર સ્થાનીય દેવને, નાભિમંડળમાં રહેલ દેવને, હૃદયમાં પ્રાણવાયુના અનાહત ધ્વનિ કરનાર તત્ત્વને નમસ્કાર.

**કન્ધરે ચ સ્થિતાયૈવ તાલરન્ધ્રસ્થિતાય ચ।**
**ભ્રૂમધ્યે સંસ્થિતાયૈવ નાદમધ્યે સ્થિતાય ચ॥૧૩૮॥**
**ચન્દ્રબિમ્બસ્થિતા યૈવ શિવાય શિવરૂપિણે।**
**વહ્નિસોમાર્કરૂપાય ષટ્ત્રિંશચ્છક્તિરૂપિણે॥૧૩૯॥**

કંધર એટલે ગ્રીવામાં, તાલુરંધ્રમાં, ભમરની મધ્યે તથા નાદ એટલે શબ્દ મધ્યે, ચન્દ્રબિંબમાં રહેલ શિવજી એટલે કલ્યાણરૂપ સદાશિવને; વહ્નિ, સોમ તથા અર્ક એટલે સૂર્યરૂપ નેત્રવાળા ત્રિનેત્રને, છત્રીસ શક્તિરૂપ તત્ત્વને નમસ્કાર.

**ત્રિધા સંવૃત્ય લોકાન્ વૈ પ્રસુપ્તભુજગાત્મને।**
**ત્રિપ્રકારં સ્થિતાયૈવ ત્રેતાગ્નિમયરૂપિણે॥૧૪૦॥**

ત્રણ જાતના સત્ત્વાદિ ગુણોથી લોકોને આવૃત કરીને રહેલ દેવને, સૂતેલા સર્પ સમાન કુંડલિનીરૂપ ભુજગાત્માને; ગાર્હપત્ય, આહવનીય તથા દક્ષિણાગ્નિ એમ ત્રણ પ્રકારના અગ્નિરૂપને નમસ્કાર.

**સદાશિવાય શાન્તાય મહેશાય પિનાકિને।**
**સર્વજ્ઞાય શરણ્યાય સદ્યોજાતાય વૈ નમઃ॥૧૪૧॥**
**અઘોરાય નમસ્તુભ્યં વામદેવાય તે નમઃ।**
**તત્પુરુષાય નમોસ્તુ ઈશાનાય નમો નમઃ॥૧૪૨॥**

સદાશિવને, શાન્તને, મહેશને, પિનાક નામના ધનુષને ધારણ કરનાર પિનાકીને, સર્વજ્ઞને, શરણ્યને, સદ્યોજાતને, અઘોરને, વામદેવને, તત્પુરુષને, ઈશાનને વારંવાર નમસ્કાર.

**નમસ્ત્રિંશત્પ્રકાશાય શાન્તાતીતાય વૈ નમઃ।**
**અનન્તેશાય સૂક્ષ્માય ઉત્તમાય નમોઽસ્તુ તે॥૧૪૩॥**

એકાક્ષાય નમસ્તુભ્યમેકરુદ્રાય તે નમઃ।
નમસ્ત્રિમૂર્તયે તુભ્યં શ્રીકંઠાય શિખંડિને॥૧૪૪॥

અહોરાત્રનાં ત્રીસે મુહૂર્તોમાં હમેશાં પ્રકાશિત, અનંતના ઈશ, સૂક્ષ્મ, ઉત્તમ તત્ત્વને, જ્ઞાનરૂપ એક આંખવાળા મહાદેવજીને, એક એટલે અદ્વિતીય રુદ્ર નીલલોહિતને, હે ત્રિમૂર્તિ! આપને, શ્રીકંઠને, મોરપીંછ ધારણ કરનારને નમસ્કાર.

અનંતાસનસંસ્થાય અનંતાયાઽન્તકારિણે।
વિમલાય વિશાલાય વિમલાંગાય તે નમઃ॥૧૪૫॥

અનંતરૂપ આસન પર બેઠેલાને, અનંતને, અંત કરનારને, વિમળને, વિશાળને, વિમળ અંગવાળાને નમસ્કાર.

વિમલાસનસંસ્થાય વિમલાર્થાર્થરૂપિણે।
યોગપીઠાન્તરસ્થાય યોગિને યોગદાયિને॥૧૪૬॥

વિમળ આસન પર બિરાજમાન દેવને, વિમલાર્થના તત્ત્વરૂપને યોગપીઠના અંતસ્થને, યોગીને, યોગ આપનારને નમસ્કાર.

યોગિનાં હૃદિ સંસ્થાય સદા નીવાર શૂકવત્।
પ્રત્યાહારાય તે નિત્યં પ્રત્યાહારરતાય તે॥૧૪૭॥
પ્રત્યાહારરતાનાઞ્ચ પ્રતિસ્થાનસ્થિતાય ચ।
ધારણાય નમસ્તુભ્યં ધારણાભિરતાય તે॥૧૪૮॥

જંગલી ડાંગરના અગ્રભાગ સમાન અત્યંત સૂક્ષ્મરૂપથી યોગીઓના હૃદયમાં હમેશાં રહેલા પ્રકાશિત દેવને, ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી વાળીને આત્માભિમુખ કરવારૂપ પ્રત્યાહારને, પ્રત્યાહારરૂપ યૌગિક ક્રિયા કરનાર યોગીને, પ્રત્યાહાર ક્રિયામાં મગ્ન થયેલાને, યોગની સાધનામાં રહેલાને, આત્મામાં મનને સ્થિર કરવારૂપ ધારણ ક્રિયાને, યોગના અંગરૂપ ધારણામાં મગ્ન થયેલાને નમસ્કાર.

ધારણાભ્યાસયુક્તાનાં પુરસ્તાત્સંસ્થિતાય ચ।
ધ્યાનાય ધ્યાનરૂપાય ધ્યાનગમ્યાય તે નમઃ॥૧૪૯॥

ધારણાના અભ્યાસ યુક્ત યોગીના અગ્રેસરને, યોગના સાતમા અંગરૂપ ધ્યાનને, ધ્યાનરૂપ સદાશિવને, ધ્યાનથી જ જાણી શકાય એવા પરબ્રહ્મને નમસ્કાર.

ધ્યેયાય ધ્યેયગમ્યાય ધ્યેયધ્યાનાય તે નમઃ।
ધ્યેયાનામપિ ધ્યેયાય નમો ધ્યેયતમાય તે॥૧૫૦॥

ધ્યાન કરવાને યોગ્ય એવા ધ્યેય મહાદેવજીને, ધ્યેયથી ગમ્ય શિવજીને, ધ્યેયને માટે કરાતા ધ્યાનને, ધ્યેયોના યે ધ્યેયને, શ્રેષ્ઠ ધ્યેયને નમસ્કાર.

સમાધાનાભિગમ્યાય સમાધાનાય તે નમઃ।
સમાધાનરતાનાં તુ નિર્વિકલ્પાર્થરૂપિણે॥૧૫૧॥

સમાધિથી જાણી શકાય તેવા પરમ તત્ત્વને, સમાધિને, નિર્વિકલ્પ બ્રહ્મની સમાધિમાં એકાગ્ર થયેલા યોગીઓને નમસ્કાર.

**દગ્ધોદ્ધૃતં સર્વમિદં ત્વયાઽદ્ય જગત્ત્રયં રુદ્ર! પુરત્રયં હિ।**
**કસ્સ્તોતુમિચ્છેત્કથમીદશં ત્વાં સ્તોષ્યેહં તુષ્ટાય શિવાય તુભ્યમ્॥૧૫૨॥**

હે રુદ્ર! આપે આજે ત્રિપુરને ભસ્મીભૂત કરીને ત્રિજગતનો ઉદ્ધાર કર્યો છે. આપની આ પ્રકારની સ્તુતિ અમે કરી છે, તેથી આપ પ્રસન્ન થાઓ. આના કરતાં અન્ય કઈ સ્તુતિ દ્વારા આપને બીજી કઈ રીતે પ્રસન્ન કરી શકે! હે દેવ! આપ શીઘ્ર-ત્વરિત પ્રસન્ન થાવ છો, તેથી આશુતોષ કહેવાઓ છો; હે શંભો! આપને નમસ્કાર.

**ભક્ત્યા ચ તુષ્ટ્યાઽદ્ભુતદર્શનાચ્ચ મર્ત્યા અમર્ત્યા અપિ દેવદેવ!।**
**એતે ગણાઃ સિદ્ધગણૈઃ પ્રણામં કુર્વન્તિ દેવેશ! ગણેશ! તુભ્યમ્॥૧૫૩॥**

અમે ભક્તિપૂર્વક આપની સ્તુતિ કરી છે, આપનાં દર્શન પામ્યા છીએ, દેવતાઓના દેવ હે મહાદેવજી! મનુષ્યો, દેવો તથા આ સિદ્ધસમુદાય આપને પ્રણામ કરે છે.

**નિરીક્ષણાદેવ વિભોઽસિ દગ્ધું પુરત્રયઞ્ચૈવ જગત્ત્રયઞ્ચ।**
**લીલાલસેનામ્બિકયા ક્ષણેન દગ્ધં કિલેષુશ્ચ તદાઽથ મુક્તઃ॥૧૫૪॥**

સર્વવ્યાપી હે વિભુ! હે ભગવન્! આપ માત્ર દૃષ્ટિ નાખીને જ ત્રિપુર ને ત્રિજગતને ભસ્મીભૂત કરવા માટે સમર્થ છો. અંબિકાદેવી ઉમા સાથે રહીને લીલામાત્રથી જ આપે પળવારમાં ત્રિપુરદહન કર્યું.

**કૃતો રથશ્ચેષુવરશ્ચ શુભ્રં શરાસનં તે ત્રિપુરક્ષયાય।**
**અનેકયત્નૈશ્ચ મયાઽથ તુભ્યં ફલં ન દૃષ્ટં સુરસિદ્ધસંઘૈઃ॥૧૫૫॥**

ત્યાર પછી દેવોએ પ્રાર્થના કરવાથી આપે ત્રિપુરના નાશ માટે બાણ છોડ્યું. આપના દ્વારા ત્રિપુરનો ક્ષય થવા માટે અનેક ઉપાયોથી મેં રથ, બાણ ને તે રાખવાને માટેનો શુભ ભાથો આપને માટે તૈયાર કરાવડાવ્યાં; પણ દેવો અને સિદ્ધ ગણો સાથે મેં તેનું ફળ મળેલું જોયું નથી. ૧૫૫

**રથો રથી દેવવરો હરિશ્ચ રુદ્રઃ સ્વયં શક્રપિતામહૌ ચ।**
**ત્વમેવ સર્વે ભગવન્! કથં નુ સ્તોષ્યે હ્યતોષ્યં પ્રણિપત્ય મૂર્ધ્ના॥૧૫૬॥**

રથ, રથી, દેવશ્રેષ્ઠ વિષ્ણુ, ઇન્દ્ર, બ્રહ્માજી અને રુદ્ર એ સઘળાં આપનાં સ્વરૂપ છે. ઇન્દ્રાદિ દેવો માટે આપની સ્તુતિ કરવાનું અશક્ય છે; આપની ગમે તેટલી સ્તુતિ કરવામાં આવે તો પણ તે અલ્પ જ છે, આપની સ્તુતિ કરતાં મન સહિત વાણી પાછી મળે છે એટલે સ્તુતિ દ્વારા હે ઈશ! આપના ગુણોનો પાર આવે તેમ નથી; હું આપની શી સ્તુતિ કરું! હું આપને શીશ નમાવીને સ્તુતિ કરું છું.

**અનન્તપાદસ્ત્વમનન્તબાહુરનન્તમૂર્ધાન્તકરઃ શિવશ્ચ।**
**અનન્તમૂર્તિઃ કથમીદશં ત્વાં તોષ્યે હ્યતોષ્યં કથમીદશં ત્વામ્॥૧૫૭॥**

આપનાં ચરણ, આપના બાહુ તથા આપનાં શિરો અનંત છે. આપ સંહારકારક છો. વળી આપનાં સ્વરૂપ અનંત છે. તેનો પાર નથી; આપના શરીરનો અંત નથી તેથી આપનું શરીર પણ અનંત છે, આપ

શિવ એટલે સુખરૂપ છો, આપના આટલા બધા ગુણોની હું શી સ્તુતિ કરું! કેવી રીતે કરી શકું! એટલે આપની કોઈપણ સ્તુતિ કરવાને માટે હું અસમર્થ છું.

**નમો નમઃ સર્વ વિદે શિવાય રુદ્રાય શર્વાય ભવાય તુભ્યમ્‌।**
**સ્થૂલાય સૂક્ષ્માય સુસૂક્ષ્મસૂક્ષ્મસૂક્ષ્માય સૂક્ષ્માર્થવિદે વિધાત્રે॥૧૫૮॥**

સર્વજ્ઞ શિવજીને, રુદ્રને, શર્વને, ભવને, સ્થૂલને, સૂક્ષ્મને, અત્યંત સૂક્ષ્મ સ્વરૂપવાળાને, સૂક્ષ્મ અર્થને જાણનારને તથા વિધાતાને નમસ્કાર.

**સ્રષ્ટ્રે નમઃ સર્વસુરાસુરાણાં ભર્ત્રે ચ હર્ત્રે જગતાં વિધાત્રે।**
**નેત્રે સુરાણામસુરેશ્વરાણાં દાત્રે પ્રશાસ્ત્રે મમ સર્વશાસ્ત્રે॥૧૫૯॥**

સ્રષ્ટાને, સુર અને અસુરના સર્જકને, જગતના પોષક, ધારક અને સંહારકને, સુર તથા અસુરોનાં નેત્રોને, દાતાને, શસ્ત્ર સમા તેજસ્વી શંસન એટલે કથન કરનાર ઋત્વિજ એટલે પશાસ્તૃને, સૌના શાસકને નમસ્કાર.

**વેદાન્તવેદ્યાય સુનિર્મલાય વેદાર્થ વિદ્‌ભિઃ સતતં સ્તુતાય।**
**વેદાત્મરૂપાય ભવાય તુભ્યમન્તાય મધ્યાય સુમધ્યમાય॥૧૬૦॥**

વેદ અને ઉપનિષદ દ્વારા જાણવા યોગ્ય દેવને, અત્યંત નિર્મળ સ્વરૂપના શિવજીને, વેદાર્થને જાણનારને, જ્ઞાનીજનોથી સતત સ્તુતિ કરાતા મહાદેવજીને, વેદના આત્મારૂપ ભવને, અંતને, મધ્યને અને સુમધ્યને નમસ્કાર.

**આદ્યન્તશૂન્યાય ચ સાંસ્થતાય તથા ત્વશૂન્યાય ચ લિંગિને ચ।**
**આલિંગિને લિંગમયાય તુભ્યં લિંગાય વેદાદિમયાય સાક્ષાત્‌॥૧૬૧॥**

આદિ અને અંત રહિત શંકરને, સર્વવ્યાપીને, સત્યસ્વરૂપને, લિંગી એટલે ચિહ્નયુક્તને, અલિંગી એટલે ચિહ્ન રહિતને, લિંગ રૂપને, વેદ આદિમય એટલે પ્રણવરૂપને નમસ્કાર.

**રુદ્રાય તે મૂર્ધનિ કૃન્તનાય મમાऽऽદિદેવસ્ય ચ યજ્ઞમૂર્તેઃ।**
**વિધ્વાન્તભંગં મમ કર્તુમીશ! દષ્ટૈવ ભૂમૌ કરજાગ્રકોટ્યા॥૧૬૨॥**

જ્ઞાનરૂપ અને ક્રિયારૂપ દેવને, કારણરૂપ આદિ દેવ એવા મારા, યજ્ઞમૂર્તિ શ્રીવિષ્ણુના અજ્ઞાન અંધકારનો નાશ કરવાને માટે અપરાધના સ્થળ પર જ હાથના નખોના અગ્રભાગથી શિરચ્છેદન કરનાર રુદ્રદેવને નમસ્કાર; દક્ષના યજ્ઞમાં દક્ષનું શિરચ્છેદન અને કાળભૈરવરૂપથી બ્રહ્માજીના મસ્તકનું ભેદન કરનાર રુદ્રને નમસ્કાર.

**અહો વિચિત્રં તવ દેવદેવ! વિચેષ્ટિતં સર્વસુરાસુરેશ!।**
**દેહીવ દેવૈઃ સહ દેવકાર્યં કરિષ્યસે નિર્ગુણરૂપતત્ત્વ॥૧૬૩॥**

સર્વ સુર અને અસુરોના ઈશ! હે દેવાધિદેવ! આપનું કાર્ય વિચિત્ર છે. નિર્ગુણ તત્ત્વરૂપ હે દેવ! શરીરમાં રહેલા આત્મા સમાન દેવોની જોડે રહીને આપ દેવોનું કાર્ય કરશો.

એકં સ્થૂલં સૂક્ષ્મમેકં સુસૂક્ષ્મં મૂર્તામૂર્ત મૂર્તમેકં હ્યમૂર્તમ્।
એકં દૃષ્ટં વાઙ્‌મયં ચૈકમીશં ધ્યેયં ચૈકં તત્ત્વમત્રાદ્‌ભુતં તે॥૧૬૪॥

બ્રહ્માંડમાં પૃથ્વીરૂપ આપનું એક સ્થૂળતત્ત્વ છે; જળરૂપ આપનું એક સૂક્ષ્મ તત્ત્વ છે, વહ્નિરૂપ આપનું એક અત્યંત સૂક્ષ્મ તત્ત્વ છે; અહમત્ પરિમાણત્ત્વ તે આપનું એ મૂર્તત્વ અને મહત્ પરિમાણવત્ત્વ તે મૂર્તત્વ છે. એ બન્નેના આશ્રયરૂપ એટલે ક્ષયવૃદ્ધિનો આશ્રય કરીને રહેલ સોમરૂપ એવા આપના મૂર્ત તથા અમૂર્ત સ્વરૂપને નમસ્કાર. સૂર્યરૂપ આપનું મૂર્ત સ્વરૂપ છે; આપ વાયુરૂપે અમૂર્ત છો; એના વ્યાપકત્વને કારણે મહત્પરિમાણવાળા છો. શબ્દગુણથી જાણવામાં આવેલા આપ ગગનરૂપ વાઙ્‌મય છો. ધ્યેય એવા આપ સમર્થ ઈશનું ધ્યાન કરાય છે; ધ્યેયરૂપે આપ જ ધ્યાન કરવા યોગ્ય છો. આપ ધ્યેય છો માટે ધ્યાન આપનું જ કરવાનું હોય, આપનું આત્મરૂપ અદ્‌ભુત છે, ચિદ્રૂપને કારણે સર્વશ્રેષ્ઠ છો.

સ્વપ્નેઽદૃષ્ટં યત્પદાર્થં હ્યલક્ષ્યં દૃષ્ટં નૂનમ્ભાતિ મન્યે ન ચાઽપિ।
મૂર્તિર્નો વૈ દૈવમીશાન દેવૈર્લક્ષ્યાયત્નૈરપ્યલક્ષ્યં કથં તુ॥૧૬૫॥

કોઈ પદાર્થ જોયો નહીં હોય, તેમ તેના વિશે કંઈ સાંભળ્યું યે નહીં હોય તેવી વસ્તુ સ્વપ્નમાં જોવામાં આવે તો પણ તે ખરી હોવાનું સ્વપ્નમાં માનવામાં આવે છે. એ પદાર્થ મેં જોયો નથી કે એના વિશે મેં સાંભળ્યું નથી તેમ તે વખતે હું માનતો નથી. હું એ વસ્તુને સાચી જ માનું છું. હે ઈશાન! હે સાંબ! આપની મૂર્તિનાં દર્શન માટે પ્રયાસ કરવામાં આવે તો પણ આપના સ્વરૂપના દેવાને પણ દર્શન થતાં નથી. આપના નિર્ગુણ સ્વરૂપનાં દર્શન નથી થતાં તો પણ હું તેને સત્ય જ માનું છું. ભલેને, એનાં મને દર્શન નહીં થયા હોય તોયે આપનું નિર્ગુણરૂપ નથી એમ તો હું ક્યારેય માનતો નથી.

દિવ્યઃ ક્વ દેવેશ! ભવત્પ્રભાવો વયં ક્વ ભક્તિઃ ક્વ ચ તે સ્તુતિશ્ચ।
તથાપિ ભક્ત્યા વિલપન્તમીશ! પિતામહં મામ્ભગવન્ ક્ષમસ્વ॥૧૬૬॥

હે દેવેશ! આપનો પ્રભાવ ક્યાં ને અમે ક્યાં! અમે તે આપની ભક્તિ અને સ્તુતિ શી રીતે કરીએ! ક્યાં આપ ને ક્યાં અમે! આમ હોવા છતાં યે મારાથી આપની ભક્તિ તથા સ્તુતિ યોગ્ય રીતે થઈ નથી તેથી વિલાપ કરતાં પિતામહ એવા મને આપ હે ભગવન્! ક્ષમા કરો.

સૂત ઉવાચ

ય ઇમં શ્રૃણુયાદ્ દ્વિજોત્તમા! ભુવિ દેવં પ્રણિપત્ય વા પઠેત્।
સ ચ મુઞ્ચતિ પાપબન્ધનં ભવભક્ત્યા પુરશાસિતુઃ સ્તવમ્॥૧૬૭॥

સૂતજી બોલ્યા:

હે શૌનક આદિ ઋષિઓ! એ દેવને પ્રણામ કરીને જે કોઈ માનવી ભક્તિભાવે શંકરની સ્તુતિનો પાઠ કરે છે યા આનું શ્રવણ કરે છે, તે પાપમુક્ત થાય છે.

શ્રુત્વા ચ ભક્ત્યા ચતુરાનનેન સ્તુતો હસન્ શૈલસુતાં નિરીક્ષ્ય।
સ્તવન્તદા પ્રાહ મહાનુભાવં મહાભુજો મન્દરશ્રૃંગવાસી॥૧૬૮॥

ચતુર્મુખવાળા બ્રહ્માજીએ ભક્તિપૂર્વક કરેલી સ્તુતિ સાંભળીને મહાદેવજી શૈલસુતા પાર્વતી ભણી જોઇને હસ્યા. મંદર પર્વતના શિખર પર વસવાટ કરનાર શંકર ભગવાન તે પછી બ્રહ્માજીને કહેવા લાગ્યા—

શિવજી બોલ્યા:

પદ્મથી ઉત્પન્ન થયેલા હે બ્રહ્મા! તમે ભક્તિથી કરેલી મારી સ્તુતિ સૂણીને હું પ્રસન્ન થયો છું, તેથી દેવોને ગમતું હોય તે વરદાન તમે માગી લો. તમારું કલ્યાણ થાઓ.

સૂતજી બોલ્યા:

શંકર ભગવાનનાં વચન સૂણીને બ્રહ્માએ એ દેવેશને હાથ જોડીને પ્રણામ કર્યા ને પ્રસન્ન થઈ કહ્યું—

પિતામહ બોલ્યા:

હે દેવોના દેવ! ત્રિપુરના વિનાશ કરનાર હે શંકર! આપનામાં રહેલી મારી ઉત્કૃષ્ટ ભક્તિથી હે પરમાત્મા! આપ પ્રસન્ન થાઓ. આપ અમારા સારથિ થયા તેથી જ અમારું કામ સિદ્ધ થયું.

ત્યાર બાદ જનાર્દન ભગવાને પણ હાથ જોડીને મહેશ્વરને પ્રણામ કર્યા તથા ઉમા સાથે વિરાજેલા ત્ર્યંબકને તેમણે કહ્યું—

હે ઈશાન! અમે નિત્ય વૃષભ આદિ રૂપથી આપના વાહનપણાને ઇચ્છીએ છીએ, આપ પ્રસન્ન થાઓ. સદા આપનામાં અમારી ભક્તિ સ્થિર થાઓ. હે દેવેશ! આપને નમસ્કાર. હે શંકર! આપને વહન કરવાનું સામર્થ્ય, સર્વજ્ઞતા અને સર્વત્ર ગમન કરવાની શક્તિ અમને મળો એવું અમે ઇચ્છીએ છીએ.

સૂતજી બોલ્યા:

બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ ભગવાનની પ્રાર્થના સૂણીને મહાદેવજીએ તેમના સારથિ તથા વાહનપણાને સ્વીકાર્યું ને તેમને અભીષ્ટ વરદાન આપ્યું. દૈત્યોનો નાશ કરીને દેવોના દેવ શંકર ભગવાન ઉમાદેવી, નંદી અને ભૂતગણો સાથે અંતર્ધાન થયા. મહેશ્વર ગણો સાથે રણમાંથી જતા હતા, ત્યારે દેવતાઓએ શંકર ભગવાન અને પાર્વતી દેવીને પ્રણામ કર્યા અને ગણેશ્વરો, મુનીશ્વરો, સુરેશ્વરો તથા આદિત્યાદિ બધા દેવો દુઃખમુક્ત થઈ પોતપોતાનાં વાહનોમાં બેસીને સ્વર્ગે પ્રયાણ કરી ગયા.

ત્રિપુરારિ એવા શંકર ભગવાનનું આ પવિત્ર સ્તોત્ર બ્રહ્માજીએ પૂર્વે રચ્યું હતું. હે ઋષિઓ! જે માનવી શ્રાદ્ધ વખતે અને દેવકાર્યમાં એ સ્તોત્રનો પાઠ કરે છે યા ભક્તિભાવે શ્રવણ કરાવે છે તે બ્રહ્મલોકને પામે છે અને મન, વચન, કાયાથી થયેલાં સ્થૂળ, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ પાતકોથી, મહાપાપોથી અને ઉપપાતકોથી છુટકારો મેળવે છે. આ પવિત્ર અધ્યાયનું શ્રવણ કરવાથી શત્રુઓનો નાશ થાય છે અને યુદ્ધમાં વિજય મેળવે છે. તેને કોઇપણ પ્રકારના રોગો થતા નથી. તેના પર કોઈ આપત્તિઓ આવતી નથી ને તે મનુષ્યને ધન, યશ, વિદ્યા, આયુ તથા અતુલ સામર્થ્ય અને તેજ પ્રાપ્ત થાય છે. ૧-૧૮૪

સર્વરોગૈર્ન બાધ્યેત આપદો સ્પૃશન્તિ તમ્।
ધનમાયુર્યશો વિદ્યાં પ્રભાવમતુલં લભેત્॥૧૮૪॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'ત્રિપુરદહન માટે શંકરનું પ્રયાણ : બ્રહ્માની સ્તુતિ' નામનો ૭૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૩મો

# બ્રહ્માએ કહેલો લિંગપૂજાનો વિધિ



સૂત ઉવાચ
ગતે મહેશ્વરે દેવે દગ્ધ્વા ચ ત્રિપુરં ક્ષણાત્।
સદસ્યાહ સુરેન્દ્રાણાં ભગવાન્પદ્મસમ્ભવઃ॥૧॥

સૂતજી બોલ્યા:

ક્ષણવારમાં ત્રિપુરનો દાહ કરીને મહેશ્વરના ગયા બાદ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજી ભગવાન ઇન્દ્રની સભામાં દેવતાઓને કહેવા લાગ્યા –

પિતામહ બોલ્યા:

શ્રીવિષ્ણુ ભગવાનની માયાના પ્રભાવથી તારનો પૌત્ર ને મહા પરાક્રમી તારકનો બલિષ્ઠ પુત્ર તારકાક્ષ; દિતિનો પ્રતાપવાન પુત્ર કમલાક્ષ, દૈત્યોનો સ્વામી, વિદ્યુન્માલી વગેરે દૈત્યોએ દેવોના ઈશ મહેશ્વરના લિંગસ્વરૂપની પૂજા કરવાનું બંધ કર્યું હતું, તેથી તેઓ પોતાના બંધુઓ, ત્રણે નગરો તથા તેમાં વસવાટ કરનારા સાથે નાશ પામ્યા. એટલા માટે પોતાનો નાશ નહીં થાય અને સર્વદા કલ્યાણ થાય તેથી સદાશિવની લિંગમૂર્તિની હંમેશા પૂજા કરવી; કેમ કે લિંગસ્વરૂપ શિવજીનું પૂજન કરવામાં આવે ત્યાં લગી જ સુરેશોની સ્થિતિ રહે છે. લિંગનું પૂજન કરવાનું છોડી દેવામાં આવે તો દેવતાઓની સ્થિતિ પણ દૈત્યોના જેવી જ થાય છે.

દેવોએ શ્રદ્ધાથી શંકરની પૂજા નિત્ય કરવી. સકળ વિશ્વ લિંગમય છે અને તે લિંગમાં જ રહેલું છે. પોતાની સિદ્ધિ ઇચ્છનારાએ લિંગની શ્રદ્ધા અને ભક્તિથી પૂજા કરવી જોઇએ. બધા દેવો, દૈત્યો, દાનવો, યક્ષો, સિદ્ધો, રાક્ષસો, વિદ્યાધરો, મુનિઓ, પિતૃઓ, કિન્નરો અને પિશાચો વગેરે લિંગની પૂજા કરવાથી જ સિદ્ધિ મેળવે છે, તેમાં સંદેહ નથી. એટલા માટે હે દેવો લિંગની કોઇપણ પ્રકારે પૂજા કરવી જોઇએ. દેવાધિદેવ અને જ્ઞાનરૂપ શંકરના આપણે બધા પશુઓ છીએ. પશુપતિ મહાદેવે કહેલું પાશુપત વ્રત કરીને તેના પ્રભાવે પશુપણાથી મુક્ત થવાય છે. પશુત્વનો ત્યાગ કરીને લિંગમૂર્તિ સનાતન મહાદેવનું પૂજન કરવું જોઇએ.

મનુષ્યો લિંગની પૂજા કરતાં પહેલાં દેહમાં રહેલાં આકાશાદિ પંચભૂતોને શુદ્ધ કરવાં. તે વખતે પંચ પ્રણવના જપ કરવા. પાંચ પ્રણવ ભણીને પૂરક પ્રાણાયામ કરવો. ત્યાર પછી ચાર ને ત્રણ પ્રણવ ભણીને ક્રમશઃ કુંભક તથા રેચક પ્રાણાયામ કરવા. પ્રાણાયામ કરનારે પ્રાણાયામ દ્વારા બે વખત હૃદયમાં ૐકારની સ્થાપના કરવી. પછી ૐકારનો ઉચ્ચાર કરીને પ્રાણ અને અપાનનું નિયમન કરવું. પછી જ્ઞાનામૃત એટલે પ્રણવ ઉચ્ચારીને બધાં અંગોમાં તેની સ્થાપના કરવી. સત્ત્વ વગેરે ત્રિગુણો, મન, મતિ, ચિત્ત અહંકાર, શબ્દાદિ તન્માત્રાઓ, ગગન આદિ પંચ મહાભૂત, જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોની પ્રાણાયામ દ્વારા શુદ્ધિ કરવી.

જગત, તૈજસ્ અને પ્રાજ્ઞથી ઉપહિત ચૈતન્યયુક્ત દેહમાં ચિદાત્માની ભાવના કરીને **'અગ્નિરિતિ ભસ્મ૦'**થી ભસ્મને સ્પર્શવી. અગ્નિ ભસ્મ છે, વાયુ ભસ્મ છે, વ્યોમ ભસ્મ છે, જળ ભસ્મ છે, એ મુજબ અગ્નિ, વાયુ, ગગન અને જળમાં ભસ્મની ભાવના કરીને **'ત્ર્યાયુષં જમદગ્નેઃ'** મંત્રથી દેહ પર ભસ્મ ચોળવી.

આ પ્રમાણે કરનાર મનુષ્ય યોગી અને સર્વ તત્ત્વોનો જાણકાર થાય છે. એ ક્રિયાને પાશુપતવ્રત કહે છે. હે દેવો! પાશમુક્ત થવા માટે ભવ એટલે શંકરે આ વ્રતને પાશુપતવ્રત કહેલું છે. આ મુજબ પાશુપતવ્રત કરીને લિંગમાં પરમાત્મા સદાશિવનું પૂજન કરવું. લિંગને જોઇને પૂર્વે મેં અને શ્રીવિષ્ણુએ શંકરની પૂજા કરી હતી. લિંગની પૂજા કરનારનો પશુભાવ એક જ વર્ષમાં મટે છે, એટલે અજ્ઞાન દૂર થઇને તેને પરમ તત્ત્વનું જ્ઞાન થાય છે. આપણે સૌએ અંદર-બહારથી એટલે મન ને કાયાથી શ્રદ્ધાથી શંકર ભગવાનનું પૂજન કરવું. બધાં કામોમાં આપણું આ જ મુખ્ય કર્તવ્ય છે. શ્રીવિષ્ણુ અને મારી તથા મુનિવર્યોની આ દિવ્ય પ્રતિજ્ઞા છે, એ વિશે કોઈ શંકા નથી, તેથી જ શિવજીની પૂજા કરવી.

શંકર ભગવાનના ચિંતન વિના જે પળ અને મુહૂર્ત વીત્યાં હોય તે જ હાનિ, તે જ દોષ, મૂર્ખાઈ અને મૂકતા છે. શંકરને પ્રણામ કરનાર, ભવની ભક્તિ તથા તેનું જ સ્મરણ કરનારને દુઃખ પડતાં નથી. સુંદર ભવનો, દિવ્ય અલંકારો, મનહર સ્ત્રીઓ તથા સંતોષ થાય તેટલું ધન મળવું — એ સર્વ શંકર ભગવાનની પૂજાનું ફળ છે; એટલે ભવની પૂજા કરવાથી સઘળી શુભ કામનાઓ તથા મનોરથો પૂરાં થાય છે. મહાન ઐશ્વર્ય, તેનો ભોગવટો, રાજ્ય અને સ્વર્ગની પ્રાપ્તિ થાય એવું જે મનુષ્યો ઇચ્છતા હોય તેમણે લિંગસ્વરૂપ મહેશ્વરનું સદાસર્વદા પૂજન કરવું. પ્રાણીઓને મારી નાખવાં, કાપવાં યા સકળ વિશ્વને દગ્ધ કરવું આદિ પાતકો જેણે કર્યાં હોય તેવો મનુષ્ય શંકરના લિંગસ્વરૂપનું પૂજન કરવાથી બધાં પાપોથી મુક્ત થાય છે.

'બધા દેવોએ નમસ્કાર કરેલું પાષાણનું એ લિંગ મારું છે' — એમ બોલીને બ્રહ્માજીએ ત્રિભુવનના પરમેશ્વર એવા રુદ્રનું પૂર્વે પૂજન કરીને સુંદર વચનોથી તેમની સ્તુતિ કરી, ત્યારથી પાશુપતવ્રત કરીને ભસ્માંકિત સ્વરૂપના ઇન્દ્રાદિ દેવો શંકર ભગવાનની લિંગમૂર્તિનું પૂજન કરવા માંડ્યા. ૧-૨૯

**તદા પ્રભૃતિ શક્રાદ્યાઃ પૂજયામાસુરીશ્વરમ્।**
**સાક્ષાત્પાશુપતં કૃત્વા ભસ્મોદ્ધૂલિતવિગ્રહાઃ ॥૨૯॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***
***'બ્રહ્માએ કહેલો લિંગપૂજાનો વિધિ' નામનો ૭૩મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૭૪મો

# મહાદેવનાં લિંગ, લિંગના પ્રકાર અને તેની સ્થાપનાનું ફળ



સૂત ઉવાચ

લિંગાનિ કલ્પયિત્વૈવં સ્વાધિકારાનુરૂપતઃ।
વિશ્વકર્મા દદૌ તેષાં નિયોગાદ્ બ્રહ્મણઃ પ્રભોઃ ॥૧॥

સૂતજી બોલ્યા:

વિશ્વકર્માજીએ શંકર ભગવાનનાં પૃથક્ પૃથક્ પ્રકારનાં લિંગ બનાવ્યાં અને તેમની પૂજા કરવાને માટે બ્રહ્માજીના આદેશ મુજબ દૈત્યો વગેરેને તેમના અધિકારને યોગ્ય થાય તે પ્રમાણે આપ્યાં.

શ્રીવિષ્ણુને ઇન્દ્રનીલમણિમય લિંગ આપ્યું અને તેમણે હંમેશાં તેની પૂજા કરી. શક્રને પદ્મરાગમણિમય લિંગ આપ્યું. વિશ્રવાના પુત્ર કુબેરને સુવર્ણમાંથી નિર્માણ કરેલું લિંગ આપ્યું. વિશ્વેદેવા અને વસુઓને સુંદર રૂપાનું લિંગ આપ્યું. વાયુને પિત્તળનું, અશ્વિનીકુમારોને માટીનું, વરુણને સ્ફટિકનું, બાર આદિત્યોને તાંબાનું લિંગ આપ્યું. સોમને મોતીનું, અનંતાદિ મહાનાગોને પરવાળાનું, દૈત્યો તથા રાક્ષસોને કાંતલોહથી બનાવેલું મહેશ્વરનું લિંગ પૂજા કરવા આપ્યું. ગુહ્યકોને ત્રિવિધ લોહમય ને ગણોને સર્વ લોહમય ગજવેલનું બનાવેલું લિંગ આપ્યું. ચામુંડા તથા લોકમાતૃકાઓને રેતીનું, નિર્ઋતિને કાષ્ઠમાંથી બનાવેલું શિવલિંગ આપ્યું, જેનું તેમણે પૂરા ભક્તિભાવથી પૂજન કર્યું. યમને મરકતમણિમય લિંગ આપ્યું. નીલ આદિ રુદ્રોને પાવન ભસ્મમય, લક્ષ્મીજીને બિલ્વવૃક્ષનું; ગુહને ગોમય એટલે ગાયના છાણનું, મુનિવર્યોને કુશાગ્ર પવિત્ર લિંગ આપ્યું. વામદેવ વગેરેને પુષ્પનું લિંગ આપ્યું. મનોન્મનીને સુગંધિત દ્રવ્યનું લિંગ આપ્યું. સરસ્વતી દેવીને રત્નથી બનાવેલું તથા રુદ્રને જળમાંથી બનાવેલું લિંગ આપ્યું; દુર્ગાને વેદીમાં બેસાડેલા મહાદેવજીનું સુવર્ણ લિંગ આપ્યું, જેની તેમણે પૂજા કરી. પ્રથમાદિ શિવગણોને ઘઉંના લોટનું બનાવેલું લિંગ આપ્યું. તે ગણોએ લિંગની પૂજા કરી. પવિત્ર આજ્યમય લિંગ મંત્રોને આપ્યું. વેદોને દહીંમાંથી બનાવેલું અને પિશાચોને સીસામાંથી બનાવેલું લિંગ આપ્યું.

પ્રજાપિતા બ્રહ્માજીએ કહેલા વિધિ મુજબ શ્રીવિષ્ણુ વગેરે સૌએ પોતાને મળેલા લિંગની પૂજા કરી અને તેમણે પોતાના અધિકારપદ મેળવ્યાં.

વધુ તો શું કહેવું!

આ ચરાચર વિશ્વ શિવલિંગની પૂજા કરવાને કારણે જ સ્થિત રહેલું છે, એમાં સંદેહ નથી.

દ્રવ્યોના ભેદથી લિંગ છ પ્રકારનાં છે. વળી તેમના ચુમ્માળીસ પેટા ભેદ છે. પહેલાં શૈલજ એટલે પાષાણમાંથી બનાવેલું લિંગ ચાર જાતનું છે; બીજું રત્નજ એટલે રત્નથી નિર્મિત લિંગ સાત જાતનું છે. ત્રીજા ધાતુમાંથી નિર્માણ કરેલા મહેશ્વરના લિંગના અષ્ટ પ્રકાર છે. ચોથું કાષ્ઠમાંથી બનાવેલું લિંગ છે, જેના સોળ પ્રકાર છે. પાંચમું મૃત્તિકાનું છે, તે બે જાતનું છે. છઠ્ઠું એ ક્ષણિક લિંગ એટલે રંગોળી વગેરેથી બનાવેલું છે જે સાત પ્રકારનું હોવાનું કહેવાય છે.

રત્નમાંથી નિર્મિત કરેલા શંકર ભગવાનના લિંગની પૂજા કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે તેથી રત્નજ લિંગને લક્ષ્મી આપનાર કહેલું છે. શૈલજ એટલે પાષાણમાંથી નિર્મિત લિંગની પૂજા કરવાથી બધા પ્રકારની સિદ્ધિ મળે છે. ધાતુના લિંગનું પૂજન કરવાથી ધન પ્રાપ્ત થાય છે, તેથી ધાતુના લિંગ-પૂજાને ધન આપનાર કહેલું છે. કાષ્ઠમાંથી બનાવેલ લિંગનું પૂજન કરવાથી બધા પ્રકારના ભોગ મળે છે, તેથી તે ભોગ સિદ્ધિ છે. મૃત્તિકા-માટીથી બનાવેલું પાવક લિંગ સઘળી શુભ કામનાઓને પૂરી કરનારું છે.

આ બધાં લિંગોમાં શૈલજ લિંગ શ્રેષ્ઠ છે અને ધાતુજ લિંગ મધ્યમ છે. આમ લિંગના અનેક પ્રકારો છે; પણ સંક્ષેપથી તેના નવ ભેદો છે. બ્રહ્માજી એના મૂળમાં છે, મધ્યે ત્રિભુવનના સ્વામી શ્રીવિષ્ણુ છે, પરબ્રહ્મરૂપ સદાશિવ મહેશ્વર એ લિંગના ઉપરના ભાગમાં છે એટલે લિંગ એ પરબ્રહ્મની ત્રિમૂર્તિરૂપ છે.

બ્રહ્માજી, શ્રીવિષ્ણુ તથા રુદ્રમય એવી ત્રિગુણી અંબિકા મહાદેવી એ લિંગની વેદી છે. તેનાથી યુક્ત લિંગની પૂજા કરવાથી ઉમા દેવી અને શંકર ભગવાન બંને પૂજાય છે એટલે બન્નેનું સાથે પૂજન થયાનું માનવામાં આવે છે.

શૈલજ, રત્નજ, ધાતુજ, દારુજ એટલે કાષ્ઠ-લાકડામાંથી બનાવેલું, મૃણ્મય-માટીનું તથા ક્ષણિક — આ લિંગોમાંના મહાદેવના કોઇપણ લિંગની ભક્તિપૂર્વક સ્થાપના કરીને તેનું શ્રદ્ધાથી પૂજન કરવાથી શુભ ફળ પ્રાપ્ત થાય છે. માટીનું અને ક્ષણિક એટલે કે રંગોળીનું લિંગ છોડી દઇને — એ બે લિંગો સિવાયના શૈલજ, રત્નજ, ધાતુજ અને દારુજ એવા ચન્દ્રકલા વગેરે ચિહ્ન યુક્ત શિવજીનાં લિંગોને સ્થાપનાર માનવી સુરેન્દ્ર, દેવેન્દ્ર, બ્રહ્માજી આદિથી પૂજાય છે. તેઓ તેની સ્તુતિ કરે છે. દેવતાઓ દુંદુભિ વગાડે છે. દુંદુભિઓના નાદ સાથે તે માનવી સ્વ-તેજથી ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહર્લોકને પ્રાપ્ત થઇને જન, તપ તથા સત્યલોકને પ્રકાશિત કરતો લિંગની સ્થાપના કરવાથી પ્રાપ્ત થયેલા પુણ્યની તરવારથી બ્રહ્માંડનું ભેદન કરીને નિઃશંક શંકર ભગવાનના પરમપદને શીઘ્ર પામે છે.

કાર્તિકેય ને ઉમાની પ્રતિમા સહિત જે મનુષ્ય કુંદફૂલ ને ગાયના દૂધ જેવા શિવલિંગની વિધિસર સ્થાપના કરે છે તે માનવીના રૂપમાં સાક્ષાત્ રુદ્ર જ છે, એમાં શંકા નથી. મનુષ્ય-શરીરને ધારણ કરેલા એ રુદ્રપુરુષનાં દર્શન કરવાથી તથા તેનો સ્પર્શ કરવાથી મનુષ્યો શાન્તિ, સુખ ને સંસારના બંધનથી મુક્ત થઇને મોક્ષ પામે છે. એ માનવીને મળતા પુણ્યનું વર્ણન સો યુગો પર્યન્ત પણ પૂરેપૂરું કરી શકાય તેમ નથી.

હે ઋષિઓ! શંકર ભગવાનના લિંગની મનુષ્યોએ સ્થાપના કરવી. પરમપદને પામેલા યોગીઓ તથા બધા મનુષ્યો માટે કલાયુક્ત એવા સકળ, સર્વવ્યાપી પરમાત્મા શંકરનું અવયવરહિત લિંગરૂપ એ દિવ્ય ને પાવન દેહ પૂજન કરવા યોગ્ય છે. ૧-૩૦

સર્વેષામેવ મર્ત્યાનાં વિભોર્દિવ્યં વપુઃ શુભમ્।
સકલં ભાવનાયોગ્યં યોગિનામેવ નિષ્કલમ્॥૩૦॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'મહાદેવનાં લિંગ, લિંગના પ્રકાર અને તેની સ્થાપનાનું ફળ' નામનો ૭૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૫મો

# શિવના અદ્વૈતતત્ત્વનું વર્ણન



ઋષય ઊચુઃ

નિષ્કલો નિર્મલો નિત્યઃ સકલત્વં કથં ગતઃ।
વક્તુમર્હસિ ચાસ્માકં યથા પૂર્વં યથા શ્રુતમ્॥૧॥

ઋષિઓ બોલ્યાઃ

હે સૂત! શિવજી નિત્ય એટલે અક્ષર છે, માયાના વિકારથી રહિત હોઈ નિર્મળ છે, નિષ્કલ એટલે નિર્ગુણ છે તો પછી તેઓ સકલ એટલે સગુણ રૂપને શી રીતે પ્રાપ્ત થયા? આ વિશે આપે પૂર્વે જે સાંભળેલું હોય તે યથાર્થપણે અમને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યાઃ

આ વિષયમાં તત્ત્વજ્ઞાનીઓના જુદા જુદા મત છે. કેટલાક કહે છે કે, શંકર પ્રણવ એટલે ૐકાર રૂપ છે. શ્રુતિના મસ્તકરૂપ ઉપનિષદ્ ભાગમાં અજ એટલે શિવજી વિશે સાંભળીને કેટલાક તેમને શાસ્ત્રીય જ્ઞાનરૂપ વિજ્ઞાન હોવાનું કહે છે. તો વળી કેટલાક બીજા શબ્દ આદિ વિષયના જ્ઞાનને જ્ઞાનરૂપ શંકર હોવાનું કહે છે. વળી અન્યો તો કહે છે કે, શબ્દાદિ વિષયોનું જ્ઞાન એ શિવ નથી એટલે શિવ એ શબ્દાદિ વિષયરૂપ જ્ઞાન નથી. ભ્રાંતિરહિત પ્રમાત્મક યોગ્ય જ્ઞાન એ જ જ્ઞાનરૂપ શિવ છે. બ્રહ્મજ્ઞાની એટલે ગુરુ યા શિવજી જે પ્રકાશિત કરે તેને જ જ્ઞાન કહેવાય. ગુરુએ પ્રકાશિત કરેલું એ જ્ઞાન નિર્મળ, વિશુદ્ધ, નિર્વિકલ્પ એટલે જ્ઞાન-જ્ઞેય વગેરે ભેદ રહિત અખંડ એક, વિષય-વિશેષ્ય-વિશેષણતા વગરનું અને નિરાશ્રય અર્થાત્ પરમેશ્વરના દર્શનથી દેહ, ઇન્દ્રિય આદિના અભિમાન રહિત છે, એમ વ્યાસજી કહે છે. અન્ય કેટલાક મુનિવર્યો પણ વ્યાસજીના આ મતને જ અનુસરે છે.

જ્ઞાનથી જ મુક્તિ મળે છે ને શિવજીની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. યોગી એ જ્ઞાન યા પ્રસાદથી મુક્ત થઇને આનંદમય-આનંદરૂપ થાય છે. **'આનન્દમયોઽભ્યાસાત્'** બાદરાયણ વ્યાસજીના આ બ્રહ્મસૂત્રથી આ જ હકીકત પ્રતિપાદિત થાય છે. કેટલાક મુનિવર્યો નિષ્કામ કર્મ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થતી હોવાનું કહે છે. જ્ઞાનરૂપ ને આનંદમય પરબ્રહ્મ તથા સર્વવ્યાપી શિવજીનું દ્યુ એટલે ગગન એ શિર છે. અંતરિક્ષ નાભિ છે. સૂર્ય, સોમ તથા અગ્નિ એમનાં નેત્ર છે; દિશાઓ શ્રોત્ર છે; પાતાળ ચરણ છે; સાગર વસ્ત્ર છે; દેવો તેમની ભુજાઓ છે; નક્ષત્રો તેમનાં ભૂષણ છે; પ્રકૃતિ પત્ની છે; પુરુષ લિંગ-પ્રજનન અવયવ છે; વિપ્રો તેમના મુખમાંથી થયેલા છે. શક્તિમાન ભગવાન બ્રહ્માજી, ઇન્દ્ર, ઉપેન્દ્ર એટલે શ્રીવિષ્ણુ સુદ્ધાં તેમના મુખમાંથી ઉત્પન્ન થયેલા છે. જ્યારે ક્ષત્રિયો ભુજાઓથી, વૈશ્યો સાથળથી અને શૂદ્રો પિનાક ધનુષને ધારણ કરનાર શિવજીના પાદથી થયા છે. પુષ્કર વગેરે મેઘો તેમના વાળ છે; તેમની નાસિકાથી વાયુ થયા છે; શ્રુતિ અને સ્મૃતિરૂપ કર્મ તેમની ગતિ છે; પ્રકૃતિ પ્રવર્તક એટલે પ્રેરક વિરાટ પુરુષ શંકર

ભગવાન, સૃષ્ટિના સર્જનકાળે ઉપર્યુક્ત કર્મથી જ માનવોને જ્ઞાનગમ્ય એટલે વિચારથી દશ્ય થાય છે, બીજી કોઈ રીતે દેખાતા નથી. ઇન્દ્રિયોના એ પ્રત્યક્ષ વિષય બનતા નથી.

સહસ્રો કર્મયોગ કરતાં યે તપયજ્ઞ સર્વશ્રેષ્ઠ છે. તપયજ્ઞ કરતાં જપયજ્ઞ છે. સહસ્રો જપયજ્ઞ કરતાં ધ્યાનયજ્ઞ શ્રેષ્ઠ છે. ધ્યાનયજ્ઞ કરતાં કશું જ શ્રેષ્ઠ નથી, ધ્યાન જ જ્ઞાનનું સાધન છે, એટલે સદાશિવનું ધ્યાન કરવાથી જ જ્ઞાનરૂપ મહાદેવજીના સ્વરૂપનું જ્ઞાન થાય છે. ધ્યાન એ જ્ઞાન મેળવવાનું સાધન છે. શંકર ભગવાનનું ચિંતન કરવામાં એકાગ્ર રહેલો યોગી જ્યારે ધ્યાન દ્વારા શિવજીના સ્વરૂપનું દર્શન કરવા માટે ઇચ્છે છે, ત્યારે શંકર ભગવાન તેની સમક્ષ પ્રત્યક્ષ થાય છે. બ્રહ્મજ્ઞજનો આત્મવિદ્યાના જ્ઞાનના પ્રભાવથી શુદ્ધ જ હોય છે. તેમને શૌચ અને પ્રાયશ્ચિત્ત વગેરે વિધિની આવશ્યકતા નથી, અર્થાત્ બ્રહ્મનિષ્ઠો હમેશાં પવિત્ર જ હોય છે. તેમને સુખ-દુઃખ વગેરે સ્પર્શતાં જ નથી. ધર્મ, અધર્મ, જપ, હોમ આદિ કોઈ ક્રિયાઓમાં સકામ ભાવથી તેમની પ્રવૃત્તિ થતી નથી. શંકરનું સાન્નિધ્ય તેમને નિત્ય પ્રાપ્ત થયેલું જ હોય છે.

પરબ્રહ્મરૂપ શંકર ભગવાનનું લિંગ અતિ પવિત્ર છે. મહેશ્વરનું અવિનાશી સ્વરૂપ છે. યોગીઓના હૃદયમાં રહેલ શિવજી અખંડ ને સર્વત્ર વ્યાપ્ત છે.

હે ઋષિઓ! લિંગના બાહ્ય તથા આભ્યંતર એમ બે પ્રકાર છે. લિંગનું બાહ્યસ્વરૂપ એ સ્થૂળ સ્વરૂપ છે. આભ્યંતરસ્વરૂપ સૂક્ષ્મ સ્વરૂપ છે. સ્થૂળ લિંગ એટલે લિંગના બાહ્યસ્વરૂપનું પૂજન કરનાર કર્મયજ્ઞમાં તત્પર રહેનાર કર્મઠ માનવીઓ અજ્ઞાની છે. મહેશ્વરના પાર્થિવ વગેરે લિંગરૂપ સ્થૂળ સ્વરૂપ સિવાય પૂજા કરવાને માટે તેમને માટે બીજા કોઈ સાધન નથી; લિંગનું આધ્યાત્મિક સ્વરૂપ જેને પ્રત્યક્ષ થતું નથી તે મૂઢ જનને માટે પાર્થિવ વગેરે લિંગ બનાવીને તે બાહ્ય સ્વરૂપનું પૂજન કરવું યોગ્ય છે. માટી તથા કાષ્ઠથી બનાવેલું સ્થૂળ લિંગ, અજ્ઞાનીઓને પ્રત્યક્ષ થાય છે, તેમ જ્ઞાનીજનોને શિવજીના લિંગનું આધ્યાત્મિક, સૂક્ષ્મ ને નિર્મળ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે.

નિર્ગુણ તત્ત્વ, શિવમય જ છે તેથી ખરી રીતે શિવથી નોખું મોક્ષતત્ત્વ જેવું કંઈ જ નથી. આકાશ એક જ હોવા છતાં ઘટમાં રહેલું ગગન જુદું દેખાય છે તે પ્રમાણે પરબ્રહ્મરૂપ મહેશ્વરનાં સ્વરૂપ જુદાં જુદાં જણાય છે. જગતની ચીજોની પ્રતીતિ કરાવનાર સૂર્ય એક જ હોવા છતાં જળના આધારરૂપ પાત્રોમાં પ્રતિબિંબરૂપે તેનાં અનેક પ્રતિબિંબો દેખાય છે.

પૃથ્વી અને આકાશ પરનાં સર્વ પ્રાણીઓ પંચભૂત શરીરવાળાં છે; પ્રાણીરૂપે તે સઘળાં એક જ છે; પણ જાતિ અને વ્યક્તિના ભેદથી તેઓ નોખાં નોખાં અને ઘણાં જણાય છે. વિચાર માત્રથી જ આ લોકમાં મનુષ્યોના ભેદ પ્રાતિભાસિક છે. સ્વપ્ન અવસ્થામાં ઘણા ભોગો ભોગવનાર માનવી સુખની અનુભૂતિ કરે છે; દુઃખ ભોગવનાર મનુષ્ય સ્વપ્નાવસ્થામાં પોતાને દુઃખ માને છે, માટે ખરું જોતાં સ્વપ્નમાં અનુભવેલાં સુખદુઃખ સાચાં નથી એવું તત્ત્વજ્ઞો કહે છે. તે જ પ્રમાણે બંધ ને મોક્ષ પણ સ્વપ્નવત્ છે.

બધા સંસારીઓના હૃદયમાં રહેલા પરમાત્મા સાક્ષાત્ એટલે સગુણ છે. યોગીઓને માટે એ દેવ નિર્ગુણ અર્થાત્ નિષ્કલ છે. જ્ઞાનીજનોના હૃદયમાં તે જગન્મય એટલે જગતરૂપ છે. આમ એ પરમેશનું શરીર લોકમાં ત્રણ રીતે પૂજાય છે; એમાંનું પહેલું સ્વરૂપ નિર્ગુણ-નિષ્કલ છે; બીજું સકલ ને નિષ્કલ છે; ત્રીજું કેવળ સકલ એટલે સગુણ છે. એ સિવાય એ પરમાત્માનું અન્ય સ્વરૂપ હોઈ શકતું નથી.

કેટલાક જ્ઞાનીજનો દૃષ્ટાના ભેદથી સગુણ તથા નિર્ગુણરૂપે તો કેટલાક વળી યોગીઓ હૃદયમાં રહેલા એ સર્વજ્ઞનું નિર્ગુણરૂપે અને કેટલાક મુનિવર્યો તથા સંસાર પુરુષો સ્ત્રી-પુત્રાદિ સહિત સગુણરૂપે શિવલિંગમાં અને સૂર્ય તેમ જ અગ્નિમાં સર્વકાલે એ દેવને પૂજે છે.

જે પ્રમાણે શંકર પૂજ્ય છે તે જ પ્રમાણે ઉમાદેવી પણ પૂજ્ય છે ને ઉમાની પેઠે શિવ પૂજ્ય છે. માટે સત્તાવીસ તત્ત્વો યુક્ત દેહ જેવા દેહને ધારણ કરનાર શિવજી ને ઉમામાં અભેદ બુદ્ધિ રાખીને તેમનું પૂજન કરવું. માનવીઓ પોતાના દેહમાં આવેલા ચતુષ્કોણ વગેરે ષડ્ સ્થાનોમાં એ દેવોનો ન્યાસ કરીને તેમનું પૂજન કરે છે. ચતુષ્કોણ એટલે મૂલાધાર; ષડ્દલ એટલે સ્વાધિષ્ઠાન, શિરમાં સહસ્રાર, હૃદયમાં દ્વાદશાર; કંઠમાં ષોડશાર ને ભ્રૂમધ્યમાં ત્રિરસ્ર જાણવા.

સત્ ને અસત્ રૂપથી રહિત નિર્ગુણ, લોકોના ઉદ્ધાર કરવા માટે નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ ભગવાન પોતાની ઇચ્છા પ્રમાણેનું સ્વરૂપ ધારણ કરીને ઉમા દેવીની સાથે રહેલા છે. એક એટલે અદ્વિતીય શંકરને કેટલાક દ્વિગુણ એટલે પ્રકૃતિપુરુષરૂપ; કેટલાક ત્રિગુણ એટલે બ્રહ્માજી, વિષ્ણુ તથા રુદ્રરૂપ હોવાનું કહે છે. તત્ત્વજ્ઞો તેમને સંસારી એટલે વિશ્વના સર્જક હોવાનું કહે છે. ધર્મમાં પ્રીતિવાળા વિશિષ્ટ વિપ્રો એટલે ઋષિઓ પવિત્ર ભક્તિયોગ દ્વારા શંકર ભગવાન, પૂર્ણ સ્વરૂપ યોગેશ શંકરનું ષડસ્રમાં પૂજન કરે છે.

શંકરની આરાધના કરવી એ વિપ્રો-ઋષિઓનું પ્રધાન કાર્ય છે. ત્રિગુણ યુક્ત, ત્રિનેત્રવાળા, પુરાણપુરુષ ઉમા દેવી સહિત શિવજીના સ્વરૂપનું ત્રિરસ્ર એટલે ભ્રૂભાગની મધ્યે ધ્યાન કરીને જે તેમનાં દર્શન કરે છે, તે મનુષ્યો શિવલોકમાં જઇને તેમનું સાયુજ્ય મેળવે છે, એ સ્થાનને તો યોગીઓ પણ મેળવી શકતા નથી. ૧-૩૯

યે તત્ર પશ્યન્તિ શિવં ત્રિરસ્રે ત્રિતત્ત્વમધ્યે ત્રિગુણં ત્રિયક્ષમ્।
તે યાન્તિ ચૈનં ન ચ યોગિનો ઋયેતયા ચ દેવ્યા પુરુષં પુરાણમ્॥૩૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'શિવના અદ્વૈતતત્ત્વનું વર્ણન' નામનો ૭૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૬મો

# શિવની મૂર્તિની સ્થાપનાનું ફળ



સૂત ઉવાચ

અતઃ પરં પ્રવક્ષ્યામિ સ્વેચ્છાવિગ્રહસમ્ભવમ્।
પ્રતિષ્ઠાયાઃ ફલં સર્વં સર્વલોકહિતાય વૈ॥૧॥

સૂત પુરાણીજી બોલ્યાઃ

હે ઋષિઓ! શંકર ભગવાન પોતાની ઇચ્છાનુસારનું સ્વરૂપ ધારણ કરે છે. એ સ્વરૂપોનો પ્રાદુર્ભાવ શી રીતે થાય છે ને તેમનું સ્થાપન કરવાથી કયું ફળ મળે છે તે સર્વ, બધા લોકોના હિતાર્થે હું હવે તમને કહીશ.

મહાદેવજીને ઉમા દેવી તથા સ્કંદ સહિત ઉત્તમ આસન પર બેસાડીને ભક્તિભાવે તેમનું સ્થાપન કરવાથી સઘળી કામના પૂર્ણ થાય છે. ઉમા દેવી ને સ્કંદ સહિત દેવનું પૂજન કરવાથી માનવીને મળતું ફળ મેં વ્યાસજીને મુખેથી સાંભળેલું હતું તે તમને કહું છું.

એ માનવી કોટિ કોટિ સૂર્યોની કાન્તિ જેવી કાન્તિવાળા અને બધી કામનાઓને પૂરી કરનાર, નૃત્ય અને ગાન કરતી અગિયાર કન્યાઓ સાથે વિમાનોમાં બેસીને ઉમા, કુમાર, ઈશાન, શ્રીવિષ્ણુ, બ્રહ્માજી તથા મહા તેજસ્વી પ્રજાપતિના લોકને પ્રાપ્ત થાય છે. કલ્પની આખરે પ્રલયકાળ થતા સુધી ઉત્કૃષ્ટ પ્રકારના ભોગો ભોગવે છે. પછી તે મનુષ્ય જનલોક, મહર્લોક તથા ઇન્દ્રલોકમાં જાય છે. ઇન્દ્રલોકમાં ઇન્દ્રપણું મેળવીને દસ હજાર વર્ષ પર્યન્ત ઇન્દ્રનો વૈભવ ભોગવે છે. પછી ભુવર્લોકમાં જાય છે અને ત્યાં દિવ્ય ભોગો ભોગવીને મેરુ પર્વત પર આવેલાં દેવભવનોમાં આનંદ કરે છે.

ચાર હાથ, ત્રિનેત્રવાળી, એક પગ અને ત્રિશૂળ ધારણ કરેલી શંકર ભગવાનની પ્રતિમા બનાવીને તે સ્થાપવી. એ પ્રતિમાની ડાબી તરફ શ્રીવિષ્ણુ અને જમણે બ્રહ્માજીનું સ્થાપન કરવું. સઘળાં તેજસ્વી અંગોવાળા અઠ્ઠાવીસ જાતના રુદ્રગણોનું પણ સ્થાપન કરવું. તેમાં પચ્ચીસ તત્ત્વયુક્ત પુરુષ એવા જીવની ભાવના કરવી. શંકરની એ મૂર્તિમાં જીવનનું સ્થાપન કરવું. એમની ડાબી તરફ પ્રકૃતિની ભાવના કરવી. હૃદય, બુદ્ધિ, ઇન્દ્રિયો, પંચમહાભૂત અને તેમની શબ્દાદિ તન્માત્રોની તેમનામાં ભાવના કરવી. એ વિરાટ પુરુષરૂપ શિવચરણના મૂળથી પૃથ્વી, ગહ્યદેશથી જળ, નાભિથી વહ્નિ, હૃદયથી ભાસ્કર, કંઠથી સોમ અને ભ્રૂના મધ્ય ભાગથી રુદ્ર, શિરથી ગગનનું તથા ચરાચર વિશ્વનું સર્જન કરીને સર્વત્ર વ્યાપ્ત છે. આવી ભાવનાથી વિધિસર એ દેવતાનું સ્થાપન કરવાથી શંકર ભગવાનનું સાયુજ્ય મળે છે.

ત્રિપગ, સપ્ત હસ્ત, ચાર શિંગડાં તથા બે મસ્તકવાળા અગ્નિરૂપ યજ્ઞના ઈશાનની પ્રતિમા બનાવીને તેનું સ્થાપન કરનાર માનવ વિષ્ણુલોકમાં આદર પામે છે. ત્યાં એક લાખ કલ્પ પર્યંત સઘળા ભોગોનો ઉપભોગ કરે છે. તે પછી તે પવિત્ર મનુષ્ય આ લોકમાં આવ્યા બાદ બ્રહ્મવિદ્યાનો પારગામી થાય છે.

વળી જે માનવી ચંદ્રકળારૂપ આભૂષણ યુક્ત તથા વૃષભ પર બિરાજેલા ઉમા દેવી સહિત શંકર ભગવાનની મૂર્તિની સ્થાપના કરીને તેની પૂજા કરે છે તેને દસ હજાર અશ્વમેધ યજ્ઞ કરવાથી પ્રાપ્ત થતું પુણ્યફળ પ્રાપ્ત થાય છે ને તે, સુવર્ણની ઘંટડીઓથી સુશોભિત સોનાના વિમાનમાં બેસીને દિવ્ય શિવલોકને પ્રાપ્ત થાય છે.

સઘળા ગણોથી વીંટળાયેલા નંદી તથા અંબા સહિત સદાશિવ ભગવાનની મૂર્તિનું સ્થાપન કરનાર મનુષ્ય સૂર્યમંડળ જેવાં કાન્તિવાન વિમાનો કે જે દેવતાઓ તથા દાનવોને યે દુર્લભ છે તેમાં નૃત્ય કરતી અપ્સરાઓના સમુદાયના જોડે બેસીને દિવ્ય શિવલોકને પ્રાપ્ત થાય છે ને તેને શંકર ભગવાનના ગણોમાં સ્થાન મળે છે.

મુનિવર્યો અને લોકમાતાઓથી વીંટળાયેલા બ્રહ્માજી, ઇન્દ્ર, શ્રીવિષ્ણુ તથા સોમ વગેરેથી વંદન કરાતા; દેવી ઉમાની સાથે વૃષભ પર આરૂઢ થયેલા તેમ જ ભૃગુ વગેરે ભૂતસંઘોથી આવૃત, હજારો બાહુઓવાળા યા ઉમાના બે હાથ અને શંકરના દ્વિહસ્ત મળીને ચતુર્હસ્તવાળા ભગવાન સદાશિવ જાણે કે નૃત્ય કરતા

હોય એવા સ્વરૂપના મહેશ્વરની મૂર્તિ બનાવી ભક્તિભાવે તેનું સ્થાપન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે તમને કહું છું. આ પ્રકારની મૂર્તિની સ્થાપના કરનારને સર્વ પ્રકારના તપ, યજ્ઞ, દાન તથા તીર્થદેવોનું પૂજન કરવાથી મળતા પુણ્યફળ કરતાં કોટિગણું ફળ મળે છે ને તેને શિવજીના ધામની પ્રાપ્તિ થાય છે. ત્યાં એક કલ્પ પર્યન્ત શ્રેષ્ઠ જાતના ભોગો ભોગવીને સૃષ્ટિનું પુનઃ સર્જન થતાં મનુના પદને પામે છે.

દિગ્વસ્ત્રોવાળા-દિગમ્બર, ચતુર્ભુજાવાળા, શ્વેત વર્ણના, ત્રિનેત્રવાળા, સર્પની મેખલાને ધારણ કરનાર, હાથમાં કપાલને ધારણ કરેલા, કાળા અને વાંકડિયા કેશવાળા, દેવતાઓના ઈશ મહેશ્વરના આવા સ્વરૂપની મૂર્તિની ભક્તિભાવે સ્થાપના કરનાર મનુષ્ય શંકર ભગવાનનું સાયુજ્ય પામે છે.

ગણોના સંઘથી શોભિત, ભૂતસમૂહ સાથે નૃત્ય કરતા, કાલકૂટ વિષનું પાન કરતા, ગદા હાથમાં ધારણ કરેલા, તીક્ષ્ણ દાંતવાળા, મૃગચર્મ ધારણ કરનાર, સિંહચર્મના ઉપવસ્ત્રવાળા, બન્ને હાથો પર વ્યાઘ્રામ્બરને ધારણ કરતા, કમંડળને ધારણ કરનાર, હસતાં હસતાં આનંદથી તમોમય તિમિરરૂપ અજ્ઞાનસાગર યા ક્ષીરસમુદ્રનું પાન કરતા, **'હું ફટ્'**નો ભયંકર શબ્દ બોલીને સઘળી દિશાઓને ગજવતા, કપાલયુક્ત હસ્તવાળા, નાગપાશોને ધારણ કરતા, ચન્દ્રકળાથી શોભિત, ત્રિનેત્રવાળા, લાલ નેત્ર તથા ધૂમ્રવર્ણવાળા, ગજાસુરનો વધ કરનારા, ઇષ્ટ એવી શુભ કામનાઓને પૂરી કરનારા, ઉમા સહિત મહેશ્વરની આવા સ્વરૂપવાળી મૂર્તિની પોતાના વૈભવ મુજબ ભક્તિભાવે સ્થાપના કરનાર માનવ સઘળાં વિઘ્નોને પાર કરીને શિવલોકમાં જાય છે ને ત્યાં માનમરતબો પામે છે. પ્રલયકાળ પર્યન્ત તે મનુષ્ય ઉત્તમ ભોગો ભોગવીને જ્ઞાનરૂપ શંકરના સ્વરૂપને પામે છે.

અર્ધનારીશ્વર-ચતુર્હસ્તવાળા છે. એમના એકેક હસ્તમાં શૂલ, અભય, વરદ અને પદ્મ ધારણ કરનાર, એક જ દેહમાં સ્ત્રીભાવ તથા પુરુષભાવને ધારણ કરનાર બધી જાતના અલંકારોથી શોભિત શંકર ભગવાન સ્વરૂપની મૂર્તિનું સ્થાપન કરનાર મનુષ્ય અણિમાદિ અષ્ટ સિદ્ધિઓથી યુક્ત થઇને ઉત્તમ ભોગો ભોગવે છે. તેને બધા ગ્રહો તથા નક્ષત્રોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે ને તે મનુષ્ય ભયના બંધનથી મુક્ત થાય છે.

શિષ્યો-પ્રશિષ્યોથી વીંટળાયેલા ને તેમને જ્ઞાનનો ઉપદેશ કરતા હોય એવા હસ્તની મુદ્રાવાળા દેવાધિદેવ તથા સર્વજ્ઞ એવા લકુલીશ ભગવાનના કાર્ય અવતારરૂપ શિવજીના સ્વરૂપની મૂર્તિનું ભક્તિભાવે સ્થાપન કરનાર મનુષ્ય શિવલોકને પામે છે તથા સેંકડો યુગો પર્યન્ત ત્યાં ઘણા ભોગો ભોગવીને જ્ઞાનયોગ પામ્યા બાદ મુક્ત થાય છે.

ધ્યાનમુદ્રા યુક્ત, ચિતાની ભસ્મથી અંકિત દેહના, ત્રિપુંડ્રધારીઓની શિરોમાળા ધારણ કરનાર, બ્રહ્માજીના શિરના કેશમાંથી બનાવેલા એક જ ઉપવીત ધારણ કરનાર, ડાબા હસ્તમાં બ્રહ્માજીના કપાલને ધારણ કરનાર શ્રીવિષ્ણુના કલેવરવાળા શંકર ભગવાનની મૂર્તિની ભક્તિભાવે સ્થાપન કરનાર મનુષ્ય ભવસાગરથી મુક્ત થાય છે.

**'ૐ નમો નીલકંઠાય'** એ અષ્ટાક્ષર પવિત્ર મંત્રનો એક પણ વખત જપ કરનાર સઘળાં પાપોથી મુક્ત થાય છે. આ મંત્ર ભણીને ગંધ, પુષ્પ, ધૂપ, નૈવેદ્ય વગેરેથી જે માનવી મહેશ્વરનું ભક્તિભાવે પૂજન કરે છે, તે શિવલોકને પામે છે; અને ત્યાં આદર મેળવે છે.

સુદર્શન ચક્ર ધારણ કરનાર, જાલંધરનો વધ કરનાર, ભગવાનની આ પ્રકારના સ્વરૂપની મૂર્તિની સ્થાપના કરનાર માનવી શંકરનું સાયુજ્ય પામે છે, એમાં સંદેહ નથી.

શ્રીવિષ્ણુ ભગવાન શત કમળથી શિવજીનું પૂજન કરતા હતા, ત્યારે એક કમળ ઘટતાં વિષ્ણુએ કમળનો જગ્યાએ પોતાનું નેત્ર શંકર ભગવાન પર ચડાવવા માંડ્યું. તે વખતે શંકર ભગવાન શ્રીવિષ્ણુને પ્રત્યક્ષ થયા ને પ્રસન્ન થઇને તેમને અમોઘ એવું સુદર્શન ચક્ર આપ્યું. આ પ્રમાણે નેત્રપૂજા થકી સદાશિવ ભગવાનનું પૂજન કરનાર મનુષ્ય શિવલોકમાં આદર મેળવે છે.

મહેશ્વરની પાછળ તેમનો અનુચર નિકુંભ ઊભેલો છે. વામ પગ વાળીને બેઠેલા શિવજી ડાબા ભાગમાં રહેલાં પાર્વતી દેવીને આલિંગન આપી રહ્યા છે, શૂલના અગ્ર ભાગ પર કોણી ટેકવેલી છે, સર્પના આભૂષણ ધારણ કરેલા, હાથ જોડી પાછળ ઊભેલા અંધકાસુર તરફ જોતા મહાદેવજીના સ્વરૂપવાળી મૂર્તિની ભક્તિભાવે સ્થાપના કરનાર મનુષ્ય શંકરનું સાન્નિધ્ય મેળવે છે.

ચંદ્રકળાથી શોભિત, ધનુષ ને બાણને ધારણ કરી, જેના બ્રહ્માજી સારથિ છે એવા રથમાં ઉમા દેવી સાથે વિરાજિત શિવજીના સ્વરૂપનો મૂર્તિની સ્થાપના કરનાર માનવી શંકરના ધામને પામે છે. એ પવિત્ર મનુષ્ય જાણે કે શંકરનો બીજો અવતાર હોય તેમ શંકર જેવો વૈભવ ત્યાં ભોગવે છે તથા શંકરની પ્રાપ્તિ થયા બાદ ભવાટવીથી મુક્ત થાય છે.

મસ્તકે ગંગા અને ચન્દ્રને ધારણ કરીને સુખેથી બેઠેલા, વામ ખોળામાં અંબિકા યુક્ત અને શ્રેષ્ઠ પુત્ર સ્કંદ, વિનાયક ને દુર્ગાથી શોભિત ને ભાસ્કર, સોમ, કુમારી એવાં મહેશ્વરી, બ્રહ્માણી, શ્રેષ્ઠ વારાહી, વૈષ્ણવી દેવી, ઇન્દ્રાણી, ચામુંડા, વીરભદ્ર સહિત શંકરના સ્વરૂપની મૂર્તિની સ્થાપના કરનાર મનુષ્ય મહેશ્વરનું સાયુજ્ય મેળવે છે.

મહાજ્વાળાની માળા યુક્ત, અવ્યય એવા ઈશ્વરરૂપ ચન્દ્રશેખર શંકરની લિંગમૂર્તિની ઉપરના ભાગમાં પરબ્રહ્મરૂપ શિવજી, વચ્ચે બ્રહ્માજી અને લિંગના અધોભાગે વરાહરૂપ શ્રીવિષ્ણુ તથા લિંગની જમણી બાજુ હાથ જોડીને ઊભેલા બ્રહ્માજીની ભાવના કરીને સમુદ્રજળની મધ્યે રહેલા વિશાળ ને વિરાટ લિંગ સ્વરૂપ મહેશ્વરની મૂર્તિની ભક્તિભાવે સ્થાપના કરનાર મનુષ્ય શંકર ભગવાનનું સાયુજ્ય મેળવે છે. ક્ષેત્રપાળરૂપ પાશુપતદેવ (શંકર)ની મૂર્તિની યથાર્થ રીતે અને ભક્તિપૂર્વક સ્થાપના કરનાર મનુષ્ય શિવલોકમાં પૂજાઇને આદર મેળવે છે.

**કૃત્વા ભક્ત્યા યથાન્યાયં શિવલોકે મહીયતે॥૯૩॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'શિવની મૂર્તિની સ્થાપનાનું ફળ' નામનો ૭૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૭૭મો

# શિવાલયને સ્વચ્છ રાખવાનું ફળ



ઋષય ઊચુઃ

લિંગપ્રતિષ્ઠા પુણ્યં ચ લિંગ સ્થાપનમેવ ચ।
લિંગાનાં ચૈવ ભેદાશ્ચ શ્રુતં તવ મુખાદિહ॥૧॥

ઋષિઓ બોલ્યાઃ

હે સૂતજી! લિંગોના પ્રકાર, તેમનું સ્થાપન કેવી રીતે કરવું અને તે કરવાથી મળતા ફળ વિશે અમે આપના મુખેથી સાંભળ્યું. હવે મૃત્તિકાથી તથા રત્નોથી શિવાલય બનાવવામાં આવે તો તેનાથી કયું ફળ મળે છે, તે આપ અમને કહો.

સૂતજી બોલ્યાઃ

શંકરનો જ્ઞાનવાન જે ભક્ત આ ભૂલોકમાં સ્ત્રી, પુત્ર અને ગૃહ વગેરેમાં આસક્તિ નહીં ધરાવતો હોય તેવા જ્ઞાન તથા વૈરાગ્ય યુક્ત, આસક્તિ રહિત ભક્તને ગૃહો કે મહેલોથી શું પ્રયોજન જ છે! અર્થાત્ તેને ગૃહ એટલે શિવાલય વગેરેથી કશું જ પ્રયોજન નથી, છતાં પણ પુત્ર વગેરેમાં આસક્ત પુરુષો એટલે પરમાત્માના ભક્તો માટેનું શિવાલય બનાવે તો તેઓ ઇન્દ્ર અને શ્રીવિષ્ણુથી વંદિત એવા રુદ્રના દિવ્ય પ્રાસાદોવાળા લોકમાં જાય છે ને ત્યાં ગગનગામી ભવ્ય તથા દિવ્ય મહેલોને પામે છે.

મૃત્તિકાનાં ઢેફાં અને છાણ-માટી આદિથી જેવું આવડે તેવું શિવાલય બનાવવું ને તેમાં શંકર ભગવાનની પૂજા કરવી. આવું શિવાલય બનાવનાર મનુષ્ય રુદ્રરૂપને પામે છે, એટલા માટે ભક્તજનોએ ભક્તિ ને શ્રદ્ધાપૂર્વક અને ધર્મ, અર્થ તથા કામ — એ પુરુષાર્થ સિદ્ધ થાય તે ઉદ્દેશથી શિવાલય બનાવવું. શિલ્પશાસ્ત્રમાં જણાવ્યા મુજબ કેસર, નાગર યા દ્રાવિડ જાતનાં એટલે કાષ્ઠ અને પાષાણાદિનાં શિવાલય ભક્તિભાવે બનાવવાથી માનવ શિવલોકને પામે છે.

સદાશિવ પરમેષ્ઠીનું કૈલાસ જેવું ગૃહ બનાવનાર મનુષ્ય કૈલાસનાં ઉચ્ચ શૃંગો જેવાં મહાલયોમાં પરમ સુખાનુભવ કરે છે. યથાશક્તિ ભક્તિથી મંદરાચળ જેવું ઊંચું, તેનાથી નીચું યા મધ્યમ પ્રકારનું શિવાલય વિધિસર બનાવવું. એવું શિવાલય બનાવનાર મનુષ્ય મંદરાચળ જેવા વિશાળ ને કાન્તિમાન વિમાનો કે જે દેવો તથા દાનવોને યે દુર્લભ છે તેમાં અપ્સરાઓ સાથે બેસીને શંકરના ધામમાં જઇને ત્યાં પોતાને ઇષ્ટ ભોગો ભોગવે છે. તે માનવને જ્ઞાનયોગ પ્રાપ્ત થયા બાદ શિવજીના ગણોમાં સ્થાન મળે છે.

જે મનુષ્ય શંકર ભગવાનને માટે મેરુ પર્વત જેવું શિવાલય બનાવે છે તેને અશ્વમેધ વગેરે યજ્ઞો, તપ, દાન અને તીર્થના અધિષ્ઠાતા દેવતાઓની પૂજા કરવાથી પ્રાપ્ત થતું ફળ મળે છે તથા તે શિવ સ્વરૂપ થઇને દીર્ઘકાળ પર્યન્ત આનંદ પામે છે. નિષધ પર્વત જેવું શિવાલય ભક્તિભાવે બનાવનાર મનુષ્યને શિવલોક પ્રાપ્ત થાય છે.

નગાધિરાજ હિમાલય જેવું શિવાલય બનાવનાર મનુષ્ય હિમાલય જેવાં ભવ્ય વિમાનો દ્વારા શિવધામમાં જાય છે, તેને જ્ઞાનયોગ થયા બાદ તે શિવજીનો ગણ થાય છે.

નીલ પર્વતના શૃંગ જેવો શંકર ભગવાનનો પ્રાસાદ પોતાની ધનસંપત્તિ પ્રમાણે બનાવીને શિવજીને અર્પણ કરનાર મનુષ્યને રુદ્રલોકની પ્રાપ્તિ થાય છે. તે રુદ્રલોકનું સુખ ભોગવે છે તથા રુદ્રના ગણો સાથે આનંદ કરે છે.

મહેન્દ્ર પર્વત જેવો રુદ્રનો મહેલ એટલે શિવાલય બનાવનાર મનુષ્ય મહેન્દ્ર પર્વત જેવાં વિશાળ વિમાનો બેસીને દિવ્ય શિવલોકમાં જઇને સ્વેચ્છા પ્રમાણે વિધવિધ જાતનાં ભોગ ભોગવે છે. રુદ્રગણો પાસેથી જ્ઞાન મેળવ્યા બાદ વિષની જેમ વિષયોને ત્યજીને શિવજીનું સાયુજ્ય પામે છે. સુવર્ણ ને રત્નોથી જે મનુષ્ય શિલ્પશાસ્ત્રમાં જણાવ્યા મુજબ કેસર, નાગર અથવા દ્રાવિડ પ્રકારના, યંત્રરૂપ, મંડપાકાર, ચતુરસ્ર, સમ યા દીર્ઘ શિવાલય કરાવે છે તેને મળતા પવિત્ર ફળનું વર્ણન તો હું સો યુગો પર્યન્ત પણ પૂરેપૂરું કરી શકું તેમ નથી. જીર્ણ થયેલું કે પડી ગયેલું શિવાલય પુનઃ બનાવનાર, તેની ચોતરફ કોટ કરાવનાર તથા મોટા દ્વાર મુકાવનાર મનુષ્યને તો નવું શિવાલય બંધાવનાર મનુષ્યને મળતા ફળથી યે મહત્ ફળ પ્રાપ્ત થાય છે, તેમાં શંકા નથી.

જે મનુષ્ય તેના જીવનનિર્વાહ માટે શિવાલય બંધાવે છે તે તેના બંધુઓ સહિત સ્વર્ગલોકને પામે છે. જે મનુષ્ય પોતાને ભોગો ભોગવવા માટે રુદ્રાલયમાં કામ કરે છે તેને બધા પ્રકારનાં સુખો પ્રાપ્ત થાય છે.

હે શ્રેષ્ઠ મુનિવર્યો! ઈંટો તથા લાકડાથી જે મનુષ્ય ભક્તિભાવે શિવાલય બનાવે છે તે શિવલોકમાં પૂજાય છે. મનુષ્યે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ મેળવવાને માટે અને મહાદેવજીની કૃપા માટે શ્રદ્ધાથી મહેશ્વરના પ્રાસાદ બનાવડાવવું.

જે શિવાલય બનાવવા માટે અસમર્થ હોય તે મનુષ્યે શિવાલયને વાળી-ઝાડીને સ્વચ્છ રાખવું. આ કામ કરનારની બધી શુભ ઇચ્છાઓ પૂરી થાય છે. સૂક્ષ્મ ને સુંવાળા ઝાડુથી એક મહિના સુધી દેવાલયમાંનો કૂડો-કચરો વાળીને સ્વચ્છ રાખનાર મનુષ્યને એક સહસ્ર વર્ષ સુધી કરાયેલા ચાંદ્રાયણ વ્રતનું ફળ મળે છે. જે મનુષ્ય વસ્ત્રથી લૂછીને દેરાને સ્વચ્છ રાખે છે યા ચંદન તથા છાણ અને જળથી દેરાના આંગણાને લીંપે છે તેને એક જ વર્ષમાં ચાન્દ્રાયણ વ્રતનું ફળ મળે છે.

શિવલિંગની ચોતરફ એક ગાઉ અંદર આવેલ ભૂમિભાગને શિવક્ષેત્ર કહેવાય છે. જે મનુષ્ય શિવક્ષેત્રની હદમાં મૃત્યુ પામે છે તેને શંકર ભગવનનું સાયુજ્ય મળે છે. સ્વયંભૂ જ્યોતિર્લિંગ, ઋષિ સ્થાપિત તથા માનવ સ્થાપિત લિંગનાં ક્ષેત્રમાન પરસ્પરથી અડધા પ્રમાણના જાણવાં. ઉપર કહેલું એક ગાઉનું ક્ષેત્રમાન સ્વયંભૂ જ્યોતિર્લિંગનું માનવું. એટલે કે સ્વયંભૂ જ્યોતિર્લિંગનું ક્ષેત્રમાન અડધા કોસનું, ઋષિઓનું ક્ષેત્રમાન તેના કરતાં અડધું એટલે કે પા કોસનું અને માનવસ્થાપિત લિંગનું ક્ષેત્રમાન અને સંન્યાસીઓના રહેઠાણમાંના લિંગનું ક્ષેત્રમાન એક કોસના સોળમા ભાગના જેટલું જાણવું.

રુદ્ર અવતારમાં એટલે કે લિંગ પુરાણના સાતમા અધ્યાયમાં કહેલા શ્વેત વગેરે અવતારસ્થાનમાં, શિષ્યો ને પ્રશિષ્યોના સ્થાનમાં તથા નરાવતાર એટલે પ્રશિષ્યોના શિષ્ય, તેમના શિષ્ય તથા તેમના યે

શિષ્યોના સ્થાનમાં સ્થાપિત લિંગનું ક્ષેત્રમાન સ્વયંભૂ જ્યોતિર્લિંગના ક્ષેત્ર સમાન અડધા કોસનું માનવું. અત્રે ઉપર્યુક્ત જણાવેલ શિવક્ષેત્રોમાં મૃત્યુ પામનાર મનુષ્ય શંકર ભગવાનનું સાયુજ્ય પામે છે.

એ જ રીતે પાવક શ્રી પર્વત યા તેના કોઇપણ ભાગમાં મરણ પામનાર માનવ શિવજીનું સાયુજ્ય પામે છે. અવિમુક્ત વારાણસીમાં, કેદાર ક્ષેત્રમાં, પ્રયાગમાં ને કુરુક્ષેત્રમાં અવસાન પામનાર મનુષ્ય મોક્ષ પામે છે. તે જ રીતે પ્રભાસમાં, પુષ્કરમાં, ઉજ્જૈનમાં તે અમરેશ્વરમાં પ્રાણ ત્યજનાર મનુષ્ય શંકરના સ્વરૂપને પામે છે. વારાણસી ક્ષેત્રમાં મૃત્યુ પામનાર માનવી પુનઃ દેહ ધારણ કરતો નથી. ત્રિવિષ્ટપ, વિમુક્ત, કેદાર, સંગમેશ્વર, શાલક, ભાસ્કરેશ, ગોકર્ણ, શુક્રેશ્વરનું, જંબુકેશ્વર, નંદીશ, હિરણ્યગર્ભ, ગુહેશ્વર વગેરે તીર્થોનાં ક્ષેત્રોમાં મૃત્યુ પામનાર મનુષ્ય શ્રેષ્ઠ મોક્ષગતિને પામે છે. શંકર ભગવાનની આરાધનારૂપ તપ વગેરે દ્વારા દેહને સૂકવી નાખીને જે મનુષ્ય સ્વયંભૂ જ્યોતિર્લિંગ, ઋષિ યા મનુષ્ય સ્થાપિત લિંગના શિવક્ષેત્રમાં દેહત્યાગ કરે છે તે શિવરૂપ થાય છે.

શિવક્ષેત્રમાં મહાદેવજીની પૂજા કરીને જે મનુષ્ય અગ્નિ સ્થાપન કરે છે ને જ્ઞાનરૂપ અગ્નિમાં પોતાનામાંના કામ–ક્રોધાદિની આહુતિ આપે છે; તેમ જ મૃત્યુ પછી તે ક્ષેત્રમાં જેના અગ્નિસંસ્કાર થાય છે તે પરમ ગતિને પામે છે.

શિવક્ષેત્રમાં આવેલ શિવલિંગનું નિરાહાર રહીને પૂજા કરનાર મનુષ્ય શંકરનું સાયુજ્ય પામે છે. શિવક્ષેત્રમાં રહ્યા બાદ અન્યત્ર ક્શે જઈ જ શકાય નહીં એટલે પોતાના હાથ–પગ વગેરેથી શંકરની આરાધના સિવાય બીજી કોઈ ક્રિયા થાય જ નહીં એ ભાવનાથી તે ક્ષેત્રમાં સદાય જે મનુષ્ય નિવાસ કરે છે, તે શિવરૂપ થાય છે.

શિવક્ષેત્રનું દર્શન કલ્યાણકારી હોવાથી અત્યંત પુણ્ય દેનારું છે. તેમાં પ્રવેશવાનું પુણ્ય તેનાથી યે સોગણું છે. વળી લિંગનું પૂજન તથા પરિક્રમા કરવાથી તેના કરતાં પણ સોગણું પુણ્ય મળે છે. લિંગને પવિત્ર જળથી સ્નાન કરાવાય તો તે તેના કરતાં સોગણું પુણ્યનું ફળ આપે છે. આ પ્રમાણે દૂધ, દહીં, ઘી, મધ તથા સાકરથી લિંગને સ્નાન કરાવવાથી ઉત્તરોત્તર સો સો ગણું વધુ ફળ મળે છે.

શિવક્ષેત્રની પાસે આવેલ નદીમાં સ્નાન કરીને તે ક્ષેત્રમાં અનશન કરીને દેહત્યાગ કરનાર માનવ શિવલોકમાં આદર પામે છે. શિવક્ષેત્રની નજીકની બધી નદીઓ પવિત્ર હોય છે. ત્યાં આવેલ કૂવા, વાવ, તળાવ વગેરે સર્વ જળાશયોને શિવતીર્થ કહ્યાં છે. એ બધાં તીર્થોમાં શ્રદ્ધા ને ભક્તિથી સ્નાન કરનાર મનુષ્ય બ્રહ્મહત્યા વગેરે મહાપાપોથી છુટકારો પામે છે.

પ્રાતઃકાળે શિવતીર્થોમાં સ્નાન કરવાથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે અને તે રુદ્રલોકમાં પ્રયાણ કરે છે. મધ્યાહ્ને શિવતીર્થોમાં ભક્તિભાવે માત્ર એકવાર પણ સ્નાન કરનાર મનુષ્યને ગંગાસ્નાન કર્યાનું ફળ મળે છે. સંધ્યાકાળે શિવતીર્થોમાં સ્નાન કરનાર મનુષ્ય પાપરૂપી કાંચળીનો ત્યાગ કરીને શિવધામને પામે છે. શિવતીર્થમાં ત્રિકાળ સ્નાન કરનાર મનુષ્યને શિવજીનું અભેદ સ્વરૂપ મળે છે.

એકવાર પોતાને રસ્તે જતા ભૂંડે એક કૂતરાને જોયો. કૂતરાથી ડરીને તેણે નાસવા માંડ્યું. તે દોડતાં દોડતાં શિવતીર્થમાં આવેલ એક જળાશયમાં પડ્યું એટલે તેને અનાયાસ સ્નાન થઈ ગયું. પછી તે મરણ પામ્યું તેથી તેને શિવગણોમાં સ્થાન મળ્યું.

દેવાધિદેવ મહેશ્વરના લિંગરૂપે જે મનુષ્ય પ્રાતઃકાળે દર્શન કરે છે, તે સર્વશ્રેષ્ઠ મોક્ષગતિ પામે છે. મધ્યાહ્નને મહાદેવજીનાં દર્શન કરનાર મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. સંધ્યાકાળે શિવજીનાં દર્શન કરનારને સર્વ યજ્ઞોનું ફળ મળે છે. તે મન, વાણી ને કાયાથી કરેલાં પાતકોથી અને ભયંકર મહાપાતક, ઉપપાતક તથા અનુપાતકોથી મુક્ત થાય છે.

સૂર્યનારાયણ એક રાશિમાંથી બીજી રાશિમાં સંક્રમણ કરે તે — સંક્રાન્તિના- દિવસે લિંગસ્વરૂપ શંકર ભગવાનનાં દર્શન કરનાર એક મહિનામાં કરેલાં પાપોથી મુક્ત થઇને શિવધામને પામે છે. એ જ પ્રમાણે ઉત્તરાયણ, દક્ષિણાયન અને વિષુવ દિને શિવલિંગનાં દર્શન કરીને પૂજા કરનાર અડધા મહિનામાં કરેલાં બધાં પાપોથી મુક્ત થઇને મોક્ષ પામે છે.

જે સ્નાન વગેરે ક્રિયાથી પવિત્ર થયેલો મનુષ્ય ધીમા પગલેથી સવ્ય અને અપસવ્ય પદ્ધતિથી એટલે શિવજીની જળાધારીના મુખથી શરૂ કરીને શિવાલયને જમણી તરફ રાખી ત્રણ પ્રદક્ષિણા કરે છે, તે અશ્વમેધ યજ્ઞનું ફળ મેળવે છે. જે મનુષ્ય પરમાત્મા શંકરના નામના જપ નિત્ય કરે છે, તે પણ શિવજીના સ્થાનને પામે છે, એટલે શંકરના નામસ્મરણથી એની બધી શુભ ઇચ્છાઓ પૂરી થાય છે.

જે મનુષ્ય શિવાલયને ગાયના છાણમાં ચંદન ને જળ મિશ્ર કરી લીંપ્યા બાદ તેમાં મોતીના ચૂર્ણથી, પદ્મરાગ, ઇન્દ્રનીલમણિ અને સ્ફટિક વગેરેથી અને મરકતમણિ, સુવર્ણ ને રજતથી દસ હાથના પ્રમાણના કમળની કર્ણિકાઓનું સર્વતોભદ્ર મંડળ મહેશ્વર સમક્ષ આલેખે છે અને વામ આદિ નવ શક્તિઓ સહિત શંકર ભગવાનનું તેમાં આવાહન કરે છે તે પાંચ, છ, આઠ ને દશ દળનાં કમળોથી તેમની પૂજા કરીને તેમને નૈવેદ્ય અર્પણ કરે છે તે મનુષ્યને પૃથ્વીના દાન સમાન પુણ્યનું ફળ પ્રાપ્ત થાય છે. નિર્ધન મનુષ્યે ચોખા વગેરેના લોટથી કમળદળ ચીતરવું અને તેમાં મહાદેવજીનું આવાહન કરીને પૂજા કરવી; એથી તેને પણ ઉપરનું પુણ્યફળ મળે છે.

એ જ પ્રમાણે સર્વતોભદ્રમંડળ બનાવીને તેમાં દ્વાદશ દળવાળું કમળ આલેખીને સૂર્યનારાયણની બાર મૂર્તિઓ એટલે બાર આદિત્યોનું સ્થાપન કરવું, તેમાં ગ્રહોનું પણ સ્થાપન કરવું ને તેની વિધિસર પૂજા કરવી. આ પ્રમાણે સવિતાનારાયણનું પૂજન કરનાર મનુષ્યને સૂર્યનું સાયુજ્ય મળે છે.

ઉપર પ્રમાણે મંડળ બનાવી તેમાં ષડ્ પાંખડીઓવાળું કમળ આલેખવું; તેની વચ્ચેના ભાગમાં બ્રહ્મરૂપિણી પાર્વતી દેવીનું સ્થાપન કરીને તેમાં તેમનું આવાહન કરીને, એમની જમણી તરફ સત્ત્વમૂર્તિ શ્રીવિષ્ણુ ભગવાનની તથા ડાબી તરફ રજોમૂર્તિ બ્રહ્માજીનું સ્થાપન કરવું. અગ્રભાગમાં તમોમૂર્તિ, મહાદેવજીને સ્થાપવા. પ્રકૃતિરૂપ અંબિકા માતાની મૂર્તિ મધ્યે રહે તેવી રીતે એ સર્વની સ્થાપના કરવી. એમની જમણી બાજુ આકાશ આદિ પંચમહાભૂત તથા તેમની શબ્દાદિ પંચ તન્માત્રા તથા ડાબી બાજુ પંચ કર્મેન્દ્રિયો તથા પંચ જ્ઞાનેન્દ્રિયોની અને મન, મતિ, ચિત્ત અને અહંકારાદિની ભાવના કરવી તથા ષડ્દળ કમળમાં પાર્વતી દેવીની પૂજા કરવી. આ મુજબ પ્રકૃતિરૂપ પાર્વતી દેવીનું પૂજન કરનાર મનુષ્યને બધા યજ્ઞોનું ફળ મળે છે. હે ઋષિવર્યો! અત્રે તમને પ્રાકૃત મંડળ વિશે બધું કહ્યું. હવે તમને સર્વ શુભ કામનાઓને પૂરી કરનાર મંડળ વિશે કહીશ.

ગોચર્મ પ્રમાણ જેવડું ચતુરસ્ત્ર મંડળ ગાયના છાણથી વિધિસર આલેખવું. તેના પર જળનો છંટકાવ કરવો, તેના પર જળના પરપોટા જેવા છાંટણાવાળો ચંદરવો બાંધવો યા છત્ર ઓઢાડવું ને તે મંડપને હેમનાં અર્ધચન્દ્રાકાર પીપળાનાં પાનથી ઢાંકવો. ખીલેલાં ધવલ, રક્ત અને નીલકમળથી એ ચંદરવાને સુશોભિત કરવો. એ ચંદરવાની બધી તરફ મોતીની સેરો ટિંગાડવી. મંડપ પર સફેદ પતાકાઓ ગોઠવવી. મંડપમાં શ્વેત ખડીથી રંગેલા માટીના સુંદર ઘટો–ઘડાઓને જળ ભરીને ચારે ખૂણામાં મૂકીને તેના પર વસ્ત્ર, ફળ, પાંચ પાંદડાં મૂકવાં. એમને માળાઓથી વિભૂષિત કરવા. એ મંડપમાં પચાસ દીપ પ્રજ્વલિત કરીને મૂકવા. પંચ ધૂપોથી તેને સુંગધિત કરવો. ભાતભાતના રંગો અને શ્વેત ચૂર્ણથી એક હાથ જેટલા પ્રમાણનું તથા પચાસ દળવાળું કમળ, મંડપની મધ્યે આલેખવું. એ કમળની કર્ણિકાઓમાં ઉમા દેવી સહિત શંકર ભગવાનની સ્થાપના કરવી. વર્ણોના આદિમાં 'પ્રણવ' અને અંતે 'નમઃ' પદ લગાડીને રુદ્રો સાથે તે વર્ણોના આદિ ક્રમ મુજબ કમળની દરેક પાંખડી પર તેમનો ન્યાસ કરવો.

પછી ગંધ પુષ્પાદિથી તેમનું પૂજન કરવું. પચાસ બ્રાહ્મણોને વિધિસર જમાડવા ને મહેશ્વરને ઉદ્દેશીને તે બ્રાહ્મણોને રુદ્રાક્ષમાળા, યજ્ઞોપવીત, કુંડળ, કમંડલુ, આસન, લાકડી, પાઘડી તથા વસ્ત્રો આપવાં. મહેશ્વર ભગવાનને હવ્ય અન્નનું નૈવેદ્ય અર્પણ કરવું. શંકર ભગવાનને નિમિત્તે કૃષ્ણ વર્ણનો વૃષભ તથા ગૌ દેવોને અર્પવાં. પછી યજ્ઞને લગતાં ઉપયોગી દ્રવ્યો ને ચૂર્ણથી બનાવેલું મંડળ મહાદેવજીને ઉદ્દેશીને ઉપર્યુક્ત સઘળી ચીજો સાથે બ્રાહ્મણને આપવાં.

દરેક અકારાદિ વર્ણના મૂળમાં ૐકારનો ઉચ્ચાર કરીને જપ કરનાર યા સર્વ પ્રકારનાં મંડળ–સર્વતોભદ્ર વગેરેમાં એ મુજબ પ્રણવયુક્ત અકારાદિ વર્ણોનું આલેખન કરનાર મનુષ્યને જે ફળ પ્રાપ્ત થાય છે તે તમને ટૂંકમાં કહું છું.

વેદો અને તેમનાં શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ તથા છંદ શાસ્ત્ર એ ષડ્ અંગોનું વિધિસર અધ્યયન તથા જ્યોતિષ્ટોમ વગેરે યજ્ઞો કર્યા બાદ સમાવર્તન સંસ્કારથી યુક્ત થઇને ગૃહસ્થાશ્રમ પ્રવેશ પામીને વિશ્વજિતાદિ યજ્ઞો કરીને પુત્રો ઉત્પન્ન કરવા; તેમજ અગ્નિ તથા પત્ની સાથે વાનપ્રસ્થાશ્રમને સ્વીકાર્યા બાદ ચાન્દ્રાયણ આદિ વ્રતો કરીને સંન્યસ્ત દીક્ષા લઇને બધી ક્રિયાઓનો ત્યાગ કરવો.

ઉપનિષદોમાં દર્શાવેલી અધ્યાત્મ વિદ્યાનું અધ્યયન કરવું. તેની મારફત આત્મજ્ઞાન મેળવીને જ્ઞેય એવા શંકરના સ્વરૂપનું ધ્યાન થકી અવલોકન અને ચિંતન કરવાથી સાધકરૂપ યોગીને જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ બધા અકારાદિ વર્ણોયુક્ત સર્વતોભદ્ર મંડળનાં દર્શન કરવાથી મળે છે.

શિવાલયને બધી તરફથી વાળી–ઝૂડીને સ્વચ્છ રાખનાર ને છાણ–માટી વગેરેથી આસપાસની ભૂમિને લીંપીને મહાદેવજીની આગળ ચતુષ્કોણ મંડળ બનાવીને તેને રંગોળી વગેરેથી શોભિત કરીને અક્ષત, ફૂલ વગેરેથી ભગવાન શંકરની પૂજા કરનાર મનુષ્ય સઘળાં પાતકોથી મુક્ત થાય છે. શિવાલયમાંના ભાગને ચંદન, કપૂર વગેરે સુગંધિત દ્રવ્યોથી ભક્તિભાવથી એકવાર પણ સુગંધી જળથી જે મનુષ્ય ધૂએ છે ને તેમાં સુગંધિત પુષ્પો ચારેકોર વેરીને, ધૂપ કરીને ગર્ભગૃહને સૌરભયુક્ત કરે છે, શંકર

ભગવાનની પૂજા કરીને તેમની પ્રાર્થના કરે છે તે શિવલોકમાં જાય છે અને ત્યાં કોટિ કોટિ કલ્પો પર્યન્ત સર્વોત્તમ ભોગો ભોગવે છે તે પોતાના દેહરૂપ ફૂલોની સુગંધીથી એટલે સ્વ-દેહને કષ્ટ દઇને મેળવેલાં ચંદન તથા પુષ્પાદિથી શિવાલયને સુગંધિત કરીને ગંધર્વલોકમાં જાય છે. ત્યાં ગંધર્વોમાં આદર પામે છે.

પછી ક્રમશઃ આ લોકને પ્રાપ્ત થયા બાદ તે પ્રતાપી ને પરાક્રમી રાજા થાય છે. મોક્ષના સાધનરૂપ સર્વવ્યાપી સદાશિવ સૃષ્ટિના સર્જક છે, પ્રલય કરનાર છે, આદિ દેવ મહેશ્વર છે, એમની આરાધના કરીને શિવરૂપ બ્રહ્મ પાસેથી અમૃત સમાન મોક્ષનું સુખ પ્રાપ્ત કરવું. કોઇપણ પ્રકારે ધ્યાનમાં આવી નહીં શકે એવા અચિંત્ય, અવિનાશી, વ્યક્ત તથા અવ્યક્ત સ્વરૂપના સર્વસમર્થ શંકર ભગવાનની હરહંમેશ પૂજા કરવી. ૧-૧૦૬

**વ્યક્તાવ્યક્તં સદા નિત્યમચિન્ત્યમર્ચયેત્પ્રભુમ્॥૧૦૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'શિવાલયને સ્વચ્છ રાખવાનું ફળ' નામનો ૭૭મો અધ્યાય સંપૂર્ણ*

❁ ❁ ❁

## અધ્યાય ૭૮મો

# અહિંસા અને શિવની ભક્તિનું માહાત્મ્ય



**સૂત ઉવાચ**

**વસ્ત્રપૂતેન તોયેન કાર્યં ચૈવોપલેપનમ્।**
**શિવક્ષેત્રે મુનિશ્રેષ્ઠા નાન્યથા સિદ્ધિરિષ્યતે॥૧॥**

સૂતજી બોલ્યા:

હે મુનિશ્રેષ્ઠ! વસ્ત્રગાળ કરેલા જળથી શિવાલયો ધોવાં – ફીણરહિત અને સવિશેષ નદીનું વસ્ત્રગાળ કરેલું જળ પવિત્ર ગણાય છે, — તેથી સર્વ સિદ્ધિને માટે દેવ સંબંધી સર્વ કાર્યો પવિત્ર પાણીથી કરવાં.

જળમાંનાં સૂક્ષ્મ જંતુઓની હિંસાથી થતાં પાપ અપવિત્ર જળના વપરાશથી થતા પાપ જેવાં જ છે. કૂડો-કચરો વાળવાથી અનેક જંતુઓની હિંસા થતાં પાપ લાગે છે, પણ અપવિત્ર જળથી શિવાલય ધોવાથી વધુ પાપ લાગે છે. ચૂલા યા સગડીમાં લાકડાં અને કોલસા સળગાવવાથી જંતુઓની હિંસા થાય છે, ખાંડવા ને દળવાથી પણ હિંસા થાય છે. જળ ભરી રાખવાથી પણ હિંસા થાય છે. અર્થાત્ ગૃહસ્થોને ત્યાં ઝાડુ, ચૂલો અને સગડી, સાંબેલું, ખાંડણિયો, દળવાની ઘંટી તથા પાણિયારું એ હિંસાનાં સ્થળો છે. તેથી ગૃહસ્થ પાપથી બંધાય છે; માટે હિંસાનો ત્યાગ કરવો.

**'સંમાર્જને તથા નૃણાં માર્જને ચ વિશેષતઃ।**
**અગ્નૌ કંડનવે ચૈવ પેષણે તોયસંગ્રહે॥'**

સઘળાં પ્રાણીઓની અહિંસા એ જ શ્રેષ્ઠ છે. મન, વાણી ને કર્મથી કોઇપણ પ્રાણીની હિંસા કદી પણ નહીં થવી જોઇએ, એ માનવમાત્રનો પરમ ધર્મ છે. એટલા માટે વસ્ત્રગાળ કરીને શુદ્ધ કરેલા જળનો બધાં

કાર્યોમાં ઉપયોગ કરવો. અહિંસાના આચરણ દ્વારા કરવામાં આવતું અભયદાન બધાં દાનોમાં સર્વશ્રેષ્ઠ દાન છે. હિંસાનો સર્વદા સર્વત્ર ત્યાગ કરવો. મન, વચન અને કર્મથી અહિંસક મનુષ્યની બધાં પ્રાણીઓ રક્ષા કરે છે, પરંતુ હિંસા કરનારને તેઓ દુઃખ-પીડા દે છે. વેદ અને તેનાં અંગોમાં પારંગત વિદ્વાન પુરુષને સમગ્ર ત્રૈલોક્યનું દાન કરવાથી જે ફળ મળે છે તેના કરતાં કોટિગણું ફળ અહિંસાનું આચરણ કરનારને પ્રાપ્ત કરે છે. મન, વચન, કર્મથી બધાં પ્રાણીઓનું હિત કરવામાં તત્પર દયાળુ માનવો રુદ્રલોકને પામે છે. જે પ્રમાણે ગૃહસ્થ તેના પુત્ર-પૌત્રાદિનું રક્ષણ કરે છે, તેમ જે મનુષ્યો અનેક જાતનાં ઘણાં કુટુંબોનું પ્રેમપૂર્વક રક્ષણ કરે છે તે રુદ્રલોકમાં જાય છે.

શિવાલય સ્વચ્છ પાણીથી ધોવું. સમસ્ત ત્રિલોકનો નાશ કરવાથી જે પાપ થાય છે તે પાપ શિવાલયમાં જંતુઓની હિંસા કરવાથી થાય છે. હે ઋષિવર્યો! શંકર ભગવાનને અર્પણ કરવાને માટે અવશ્ય પુષ્પો ચૂંટવાં. એ પુષ્પહિંસામાં પાપ દોષ નથી. યજ્ઞ માટે પણ પશુહિંસા કરવી નહીં.

રાજાઓએ અપરાધીઓને જરૂરથી સજા કરવી. ભયંકર ગુના કરનારને પ્રાણદંડ આપવો. ઘર કે ગામને આગ ચાંપનારા, લોકોને ઝેર ખવડાવીને મારી નાખનારા; ખૂન કરનારા; બહારવટિયા-લૂંટફાટ કરનારા; સ્ત્રીઓનું હરણ કરનારા; સ્ત્રીઓ પર બળાત્કર કરનારા ગુનેગારોને રાજાએ પળવારનાં પણ વિલંબ વિના અવશ્ય મારી નંખાવવા. તેમાં હિંસાનું પાપ નથી.

બ્રહ્મનિષ્ઠ યોગીઓ માટે કોઇપણ જાતના વિધિનિષેધ નથી; કાર્યાકાર્યનો કોઈ નિયમ નથી. એવા યોગીઓ નિષિદ્ધ કર્મ કરે તો યે તેમનો વધ કરાય નહીં. બધાં કર્મોને ત્યાગીને સંન્યાસી થયેલા બ્રહ્મનિષ્ઠજનો પાપકર્મમાં મંડેલા જણાય તો પણ તેમનો વધ કરાય નહીં. તેમને હંમેશ માન અને આદર આપવાં.

સ્ત્રીઓ અત્રિવંશમાં ઉત્પન્ન થઈ હોવાથી પવિત્ર ગણાય છે. સ્ત્રીઓ પાપકર્મમાં પ્રવૃત્ત રહેતી હોય તો યે તેમનો વધ કરાય નહીં. સ્ત્રીને હણવાથી બ્રહ્મહત્યા સમાન પાતક લાગે છે.

પ્રાચીન કાળમાં અશ્વમેધ, વાજપેય તથા રાજસૂય યજ્ઞો થતા તેમ નરમેધ યજ્ઞો યે થતા હતા. પશુઓનો યજ્ઞોમાં વધ કરાતો હતો, તેમ જ પુરુષોનો યે બલિ દેવાતો હતો, છતાં યજ્ઞકાર્યને માટે માનુષ સ્ત્રીની હિંસા કદાપિ કરાય નહીં. કોઇપણ કાર્યના સંયોગોમાં સ્ત્રીનો વધ નહીં જ કરાય.

હે ઋષિઓ! પાપકર્મ કરનાર સ્ત્રીઓ બ્રાહ્મણ આદિ વર્ણોમાંના ગમે તે વર્ણ કે જાતિની હોય, મલિન હોય, રૂપવતી કે કુરૂપ હોય, મલિન વસ્ત્રોવાળી યા સ્વચ્છ વસ્ત્રોવાળી ને કોઇપણ ઉંમરની હોય તેમને શિવ એટલે અગ્નિ સ્વરૂપ જાણવી; મનુષ્યોએ કદીયે સ્ત્રીઓની હત્યા નહીં કરવી. **'યોષા વાવ ગૌતમાગ્નિઃ'** હે ગૌતમ! સ્ત્રી અગ્નિસ્વરૂપ છે, એવું શ્રુતિવચન છે.

વેદોમાં જણાવેલા નિયમોથી વિરુદ્ધ આચરણ કરનાર, શ્રૌત ને સ્માર્ત કર્મોથી બહિષ્કૃત પાખંડી મનુષ્યો અત્યંત નિંદાપાત્ર છે, તો પણ તેમની હિંસા નહીં કરાય. પાખંડી મનુષ્યો સાથે દ્વિજાતિ મનુષ્યોએ બોલવું નહીં, તેમ જ તેમને સ્પર્શવું નહીં. તેમના ભણી નજર સુદ્ધાં કરવી નહીં. સ્પર્શ તથા બોલવાની ક્રિયાઓ તો દ્વિજાતિ વંશમાં રહેલાં છે, પણ જોવાની ક્રિયા વ્યક્તિને અધીન નહીં હોવાથી પાખંડી મનુષ્ય દેખાઈ જાય તો તેના પ્રાયશ્ચિત્ત માટે દિવસમાં સૂર્યનાં તથા રાત્રિએ અગ્નિનાં દર્શન કરવાં.

આમ હોવા છતાં યે રાજાઓ કે બીજા કોઈપણ મનુષ્યે પાખંડીઓનો વધ નહીં કરવો. સત્પુરુષોનો સંગત થવાથી મનુષ્ય એકવાર સુદ્ધાં મહાદેવજીની પૂજા કરે તો તે રુદ્રલોકને પામે છે. વિશ્વના ઉપાદાન ને નિમિત્ત કારણરૂપ શંકર ભગવાનની ભક્તિથી રહિત ભાગ્યહીન મનુષ્યો દુઃખી થાય છે. દેવાધિદેવ ભગવાન પરમેષ્ઠી સદાશિવના સદ્ભાગી ભક્તો આ લોકમાં ઉત્કૃષ્ટ જાતનાં સુખો ભોગવ્યા બાદ ભવાટવીના બંધનથી મુક્ત થાય છે.

સ્ત્રીમાં, પુત્રમાં, ઘરમાં મનુષ્યને આસક્તિ હોય છે તેવી આસક્તિ, યતિ અને તપસ્વીઓના સંસર્ગથી આદિ દેવ શંકરમાં એક પણ વાર થાય અને ભક્તિપૂર્વક તેમની પૂજા કરવાથી શિવભક્તોને શીઘ્ર શિવલોક પ્રાપ્ત થાય છે.

**પુત્રેષુ દારેષુ ગૃહેષુ નૃણાં ભક્તિં યથા ચિત્તમથાદિ દેવે।**
**સકૃત્પ્રસંગાદ્યતિ તાપસાનાં તેષ્ટાં ન દૂરઃ પરમેશલોકઃ ॥૨૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'અહિંસા અને શિવની ભક્તિનું માહાત્મ્ય' નામનો ૭૮મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૭૯મો

# શિવપૂજનનો વિધિ



**ઋષય ઊચુઃ**
**કથં પૂજ્યો મહાદેવો મર્ત્યૈર્મન્દૈર્મહામતે।**
**અલ્પાયુષૈરલ્પવીર્યૈરલ્પસત્ત્વૈઃ પ્રજાપતિઃ ॥૧॥**

ઋષિઓ બોલ્યાઃ

હે મહાબુદ્ધિશાળી સૂત! અલ્પ બળ, અલ્પ આયુષ્ય, અલ્પ પરાક્રમ ને મંદ મતિવાળા માનવોએ સર્વ પ્રાણીઓના સ્વામી એવા મહાદેવની પૂજા શી રીતે કરવી, તે એમને કહેવાની આપ કૃપા કરો.

સહસ્રો વર્ષો પર્યન્ત તપ કરીને શંકર ભગવાનની આરાધના કરનાર દેવોને યે તે પ્રત્યક્ષ થતા નથી, તો મંદ મતિના માનવો સદાશિવ ભગવાનની પૂજા શી રીતે કરી શકે! દેવતાઓની તુલનામાં મનુષ્યો તે કાર્યને માટે અસમર્થ જ હોય ને!

સૂતજી બોલ્યાઃ

હે મુનિશ્રેષ્ઠો! તમે યોગ્ય જ કહો છો, તો યે ભક્તિરહિત મનુષ્યોએ પણ સત્પુરુષોનો સત્સંગ કરીને શ્રદ્ધાપૂર્વક સદાશિવ ભગવાનનાં દર્શન તથા પૂજા કરવાં અને તેમનાં નામોનું સંકીર્તન કરવું. શંકર ભગવાન ભાવ પ્રમાણે ફળ આપે છે. નાહ્યાધોયા વગર શંકર ભગવાનની પૂજા કરનાર અધમ માનવ પિશાચ ભાવને પામે છે. ક્રોધાવેશમાં મૂર્ખ મનુષ્ય ક્રોધિત અવસ્થામાં શિવજીનું પૂજન કરે તો તે રાક્ષસપણાને પામે છે. અખાદ્ય પદાર્થો ભક્ષણ કરીને દુષ્ટ માણસ યક્ષ થાય છે. નૃત્ય-ગાયન કરનાર ગંધર્વ થાય છે. લોકોમાં

વાહ-વાહ બોલાય એવી ઇચ્છાથી તેમ જ સ્ત્રીમાં આસક્ત નરાધમ મનુષ્ય શંકરનું પૂજન કરવાથી શ્વાન થાય છે. અહમ્‌થી પૂજા કરનાર ક્ષયરોગી થઇને અકાળે યમધામે જાય છે.

ગાયત્રી મંત્રોચ્ચાર કરતાં મહેશ્વરની પૂજા કરનાર મનુષ્ય બ્રહ્માજીના પ્રજાપતિપદને પામે છે. પ્રેમપૂર્વક શિવજી ભગવાનનું પૂજન કરનાર મનુષ્ય વિષ્ણુલોકને પામે છે. એક વખત પણ શ્રદ્ધાપૂર્વક મહાદેવજીની પૂજા કરનાર માણસ રુદ્રલોકને પામીને રુદ્રગણો સાથે હર્ષ પામે છે.

દેવતાઓ અને અસુરો થકી પૂજાતા લિંગની પૂજા કરતાં પહેલાં પવિત્ર લિંગ પર ચડેલાં પત્ર-પુષ્પાદિ દૂર કરીને તેને શુદ્ધ જળથી સ્નાનાદિ કરાવવાં. ત્યાર પછી પીઠ પર સ્થાપિત લિંગમાં દેવનું આવાહન કરીને તેમને પ્રણામ કરવા. ઐશ્વર્ય, જ્ઞાન, ધર્મ, વૈરાગ્ય યુક્ત આસન તેમને આપવું. રુદ્રને પાદ્ય, આચમન, અર્ઘ્ય અર્પણ કરવાં. ત્યારબાદ તેમને ગંગા વગેરેના દિવ્ય જળથી સ્નાન કરાવવું. દૂધ, દહીં, ઘી, મધ તથા શર્કરા દ્વારા પંચામૃતથી સ્નાન કરાવ્યા પછી પુનઃ શુદ્ધ જળથી સ્નાન કરાવીને ભગવાનના ભાલ પ્રદેશમાં ચંદન કરવું. અબિલ, ગુલાલ વગેરે સુગંધી દ્રવ્ય ચડાવી બિલ્વપત્ર ચડાવવાં. પછી નીલકમળ, રક્તકમળ, નદ્યાવર્ત, સફેદ ચંપક, બકુલ, જાતિપુષ્પ, બૃહતપુષ્પ, શમીપુષ્પ, કરવીર અર્થાત્ સૂર્યમુખીનું ફૂલ, કદંબ, અગસ્ત્ય, ધંતુરો વગેરેનાં દિવ્ય ને પવિત્ર પુષ્પો અને અપામાર્ગ આદિ મહાદેવજીના બાણ પર ચડાવીને તેને વિભૂષિત કરવું. પંચધૂપ કરવા. ભગવાન સમક્ષ દીપ પ્રકટાવવો. પછી પાયસનું નૈવેદ્ય અર્પણ કરવું. મધ-ઘીથી લસલસતો દહીં મેળવેલો ભાત, જવ વગેરે આપવું. શુદ્ધ અન્ન, મગનાં વડાં વગેરેનું છ પ્રકારનું યા ઘૃતયુક્ત પાંચ પ્રકારનું નૈવેદ્ય અર્પણ કરવું, યા ચાર પ્રસ્થ-એક આઢક માપના ચોખા રાંધીને ભાતનું નૈવેદ્ય ધરાવવું.

ઉપર પ્રમાણેનાં નૈવેદ્ય ભગવાનને અર્પણ કરીને શુદ્ધ જળ અને મુખવાસ આપીને દક્ષિણા અર્પણ કરવી. ભગવાનની આરતી કરવી. પછી પ્રદક્ષિણા કરીને ભગવાનને પ્રણામ કરવા. સ્તુતિ કરવી. પછી શંકર ભગવાનનું ઉત્તર પૂજન કરવું. તે વખતે—

**'ઈશાનઃ સર્વ વિદ્યાનામ્૦', 'તત્પુરુષાય વિદ્મહે૦', 'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો૦', 'વામદેવાય નમોજ્યેષ્ઠાય નમઃ' અને 'સદ્યોજાતં પ્રપદ્યામિ૦'** —

આ પાંચ મંત્રો ભણવા. એ મુજબ શંકર ભગવાનનું પૂજન કરવાથી તે દેવ પ્રસન્ન થાય છે. શિવજીના પૂજનમાં પત્ર-પુષ્પ, દૂધ, ઘી વગેરેનો ઉપયોગ થયો હોય તેવાં વૃક્ષો તથા ગાયો શ્રેષ્ઠ ગતિને પામે છે. શિવ, શર્વ, ભવ, રુદ્ર ને અજ એવા મહાદેવજીની જે મનુષ્ય એક જ વાર પણ પૂજા કરે છે તે શંકર ભગવાનના અભેદ સ્વરૂપને પામે છે, તેને પુનઃ ગર્ભવાસ કરવો પડતો નથી. પરમ, ભવ, ઈશાન, શર્વ એવા ઉમાપતિ મહેશ્વરનું પૂજન અને દર્શન કરનાર મનુષ્ય સઘળાં પાપોથી મુક્ત થાય છે. તે બ્રહ્મલોકમાં જાય છે, શંકર ભગવાનનાં નામોનું શ્રવણને સંકીર્તન કરનાર મનુષ્ય મોક્ષ પામે છે.

શંકરના લિંગ સમક્ષ ઘીનો દીપ મૂકનાર માનવી પોતાના વર્ણાશ્રમધર્મ દ્વારા પ્રાપ્ત થવાને માટે દુર્લભ એવી સ્થિર મોક્ષ ગતિ પામે છે, માટીનાં કોડિયાં યા કાષ્ઠની દીવીઓમાં સહસ્રો દીપ કરીને શિવાલયને અર્પણ કરનાર મનુષ્ય પોતાનાં સેંકડો કુળ સાથે શિવલોકમાં પૂજાય છે. લોહ, તાંબુ, રૂપું યા સુવર્ણનાં

ધાતુપાત્રોમાં દીવા કરીને વિધિસર ભક્તિથી શિવજીને તે દીવા અર્પણ કરનાર મનુષ્ય દસ સહસ્ર સૂર્યો સમાન કાન્તિમાન સુંદર વિમાનોમાં બિરાજીને શિવધામમાં જાય છે.

કાર્તિક મહિનામાં જે મનુષ્ય શંકર ભગવાન સમક્ષ ઘીનો દીવો મૂકે છે, તેમનું શ્રદ્ધાથી પૂજન કરે છે અથવા પૂજન થતું નિહાળે છે તે બ્રહ્મલોકમાં જાય છે.

શંકર ભગવાનનું આવાહન, સ્થાપન, પૂજન અને આસનદાન પ્રણવયુક્ત **'તત્પુરુષાય૦'** એ રુદ્ર ગાયત્રીથી કરવું. **'સદ્યોજાત૦'** વગેરે પંચ મંત્રોથી સ્નાન કરાવવું એ પ્રમાણે દેવાધિદેવ ઉમાપતિનું નિત્ય પૂજન કરવું.

તે દેવની જમણી તરફ પ્રણવયુક્ત ગાયત્રી મંત્ર –

**'ૐ ચતુર્મુખાય વિદ્મહે કમંડલુધરાય ધીમહિ તન્નો બ્રહ્મા પ્રચોદયાત્॥'**

થી પૂજા કરવી, ડાબી તરફ –

**'નારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્॥'**

આ વિષ્ણુગાયત્રીથી શ્રી વિષ્ણુની પૂજા કરવી તથા પંચ પ્રણવથી અગ્નિમાં ઘીની આહુતિ આપવી, આ મુજબ શંકર ભગવાનનું વિધિસર ને ભક્તિભાવે પૂજા કરનાર મનુષ્ય શંકરનું સાયુજ્ય મેળવે છે.

સ્વયં રુદ્રના મુખેથી પૂર્વે વ્યાસજીએ શ્રવણ કરેલો અને અમને કહેલો લિંગપૂજનનો વિધિક્રમ હે ઋષિવર્યો! મેં તમને સંક્ષિપ્તમાં કહ્યો. ૧-૩૭

**ઇતિ સંક્ષેપતઃ પ્રોક્તો લિંગાર્ચનવિધિક્રમઃ।**
**વ્યાસેન કથિતઃ પૂર્વં શ્રુત્વા રુદ્રમુખાત્સ્વયમ્॥૩૭॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શિવપૂજનનો વિધિ' નામનો ૭૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૮૦મો

# પાશુપતવ્રતનું માહાત્મ્ય



**ઋષય ઊચુઃ**

**કથં પશુપતિં દૃષ્ટ્વા પશુપાશવિમોક્ષણમ્।**
**પશુત્વં તત્યજુર્દેવોસ્તન્નો વક્તુમિહાર્હસિ॥૧॥**

ઋષિઓ બોલ્યા :

પશુપાતમાંથી મુક્ત કરનાર પશુપતિને જોઇને દેવોએ પશુભાવનો કેવી રીતે ત્યાગ કર્યો તે અમને કહેવાની આપ કૃપા કરો.

સૂતજી બોલ્યા :

કૈલાસ શૃંગ પર આવેલા પોતાના ભોગ્ય નામના નગરમાં રહેલા સર્વજ્ઞ સદાશિવ ભગવાન પાસે તેની કૃપા મેળવવાને માટે એકવાર દેવો એકઠા થઇને આવ્યા, બધા દેવોના હિતાર્થે ગરુડ દેવો પર બિરાજીને

સઘળાં પાપો હરનાર શ્રીવિષ્ણુ ભગવાન, બ્રહ્માજી તથા દેવો સાથે દેવાધિદેવ સદાશિવ પાસે મેરુ પર્વત પરના કૈલાસ શૃંગ પરના તેમના નિવાસે ગયા. ઇન્દ્ર સમેત બધા દેવોએ, સાધ્યોએ અને યમે મેરુને પ્રણામ કર્યા. ગરુડના વાહનવાળા વાસુદેવ ભગવાન ગરુડ પરથી ઊતરીને દેવો જોડે મેરુ પર્વત પર ચડયા.

મેરુ પર્વત બધા દોષોથી રહિત છે, બધી જાતના શ્રેષ્ઠ ભોગોને આપનાર છે; ટિટોડા વગેરે પક્ષીઓનું વૃંદ આનંદથી કલરવ કરે છે, હાથીઓનાં ટોળાં ચિત્કારી રહ્યાં છે; મેરુ પર્વતનાં ઊંચાં વિશાળ શૃંગોના પાછળના ભાગે સૂર્યનારાયણનાં રશ્મિઓ પહોંચતાં નહીં હોવાથી તે ભાગે જાણે અંધકાર છવાયો હોય, તેવું લાગે છે. એ પર્વત પર આવેલ વનના એક ભાગમાં પગદંડી પડેલી છે. એ ગિરિ પર ઠંડો, મંદ ને સુગંધી પવન વાઈ રહ્યો છે; સ્થળે સ્થળે શીતળ જળનાં મનલુભાવન ઝરણાં પર્વત પરથી વેગીલાં વહી રહ્યાં છે. મેરુ પર્વત પર આવેલ સરવરને તટે હંસલાનાં ટોળે ટોળાં વિહરે છે, અનેક સૂર્યોની કાન્તિ સમાન કાન્તિમાન સેંકડો ભવનોથી મેરુ ગિરિ શોભે છે. ચંદન, પલાશ, ખદિર, ધવનાં વૃક્ષો પર કોયલ વગેરે પંખીઓના સમુદાય મધુર ગાન કરે છે; કલ્પવૃક્ષથી મેરુ પર્વત વ્યાપ્ત છે. લાલ કાંટાળો અરોળિયો, તમાલ અને કદંબ વૃક્ષો લતાઓથી આચ્છાદિત છે, સૌરભયુક્ત પુષ્પો પર ભ્રમર ગુંજે છે; એવાં વિધિવિધ શિખરોવાળા મેરુ પર્વતને બ્રહ્માજી, ઇન્દ્ર અને શ્રીવિષ્ણુ સહિત બધા દેવતાઓએ પ્રણામ કર્યા.

મેરુ પર્વતના પાછલા ભાગમા દેવોના દેવ પરમેષ્ઠી પરમેશ્વર શંકરના ક્રીડા સ્થાનરૂપ એક ભવ્યનગર વિશ્વકર્માએ નિર્માણ કર્યું છે, ઇન્દ્ર તથા ઉપેન્દ્ર સહિત બધા દેવતાઓએ શૂલી ભગવાનના પ્રભાવથી દૂરથી એ નગર જોયું. તેને પ્રણામ કર્યા. સહસ્રો સૂર્યોના તેજ સમાન તેજસ્વી અને વિશાળ નગરમાં બધી જાતના ભોગનાં સાધનો હાજર હતાં. મેરુ ગિરિના શિખર પર આવેલ કૈલાસ શૃંગ પર આવેલ નગરમાં આદિદેવ ને સર્વવ્યાપી શંકર ભગવાન જઇને વસ્યા હતા. અશ્વો, હાથી, ઘણા રથોથી અને શંકર ભગવાનના ગણોથી વ્યાપ્ત પર્વતરાજ મેરુ પર્વત સમાન એ મહાનગરમાં પ્રજાપિતા બ્રહ્માજી, શ્રીવિષ્ણુ અને દેવો સહિત ઇન્દ્ર ત્યાં ગયા. વિવિધ પ્રકારના મણિઓથી વિભૂષિત સુવર્ણમય ભવનો અને વિવિધ આકારના ભવ્ય પ્રાસાદોના એ નગરને બધી તરફ કોટ છે.

શંકર ભગવાનના એ નગરને બ્રહ્માજી સહિત શ્રીવિષ્ણુ અને દેવોએ બહારથી જોયું ને તેથી પ્રસન્ન થતા સઘળા દેવગણો તેમાં પ્રવેશ્યા. કૈલાસ શિખર પર શિવજીનાં અગિયાર નગરો આવેલાં છે. તે પૈકીનું આ પહેલું નગર જોયા બાદ તેઓ બીજા નગરમાં પ્રવેશ્યા. મોટી મોટી અટ્ટાલિકાઓવાળાં રાજગૃહો સમાન પ્રાસાદોવાળા એ નગરને ચાર દરવાજા હતા. હીરા, માણેક, વૈડૂર્ય ને મણિઓનાં તોરણો તથા ઘંટા અને ચોમરથી શોભિત એ દ્વારોમાં વીણા, મૃદંગ મુરજ તથા શહેનાઇઓના સુમધુર ધ્વનિ થતા હતા. ઇન્દ્રના ભવન જેવા સુંદર ભવ્ય ભવનોમાં અપ્સરાઓ નૃત્ય કરતી હતી. એ આખું નગર ભૂતગણોથી વ્યાપેલું હતું.

બીજું નગર જોયા બાદ તેઓ શંકર ભગવાનના ત્રીજા નગરમાં ગયા. તેમાંના મહેલોની અગાસીઓ પર સહસ્રો નારીઓ હાથમાં ફૂલ, ફળ અને અક્ષત લઇને સ્વાગત કરવાને ઊભેલી હતી. શંકર ભગવાનના શિરે પુષ્પ વગેરે ચડાવતી હોય એમ તે સ્ત્રીઓએ શ્રીહરિના મસ્તકે પુષ્પવૃષ્ટિ કરી. મદથી ઘેરાયેલાં નેત્રો

અને વિશાળ જઘન તથા ભરાવદાર નિતંબવાળી સ્ત્રીઓએ શ્રીવિષ્ણુ ભગવાનને જોયા એટલે તેઓ આનંદથી નૃત્ય કરવા લાગી. શ્રીહરિને જોઇને અન્ય કેટલીક સ્ત્રીઓનાં મુખડાં હસી રહ્યાં, કેટલીક સ્ત્રીઓનાં શરીર પરનાં વસ્ત્રો ધરતી પર સરી પડ્યાં અને કેટલીકની કાંચળીઓનાં બંધન ઢીલાં થઈ ગયાં.

ત્યાર પછી એ દેવો ચોથાથી માંડીને ક્રમશઃ દસમા નગર સુધી સર્વ નગરો નિહાળતા નિહાળતા દસમું નગર પાર કરીને અગિયારમા નગરમાં આવ્યા. શંકર ભગવાનનું આ નગર પવિત્ર કૈલાસ શૃંગ પર આવેલું છે. સૂર્યમંડળ સમાન દ્યુતિમાન ભવ્ય પ્રાસાદોથી વિભૂષિત થયેલું છે. એ સુવર્ણમય પ્રાસાદોમાં વિવિધ જાતનાં રત્નો જડેલાં છે. ઇન્દ્રિયોના સ્વામી મહેશ્વર ભગવાનનાં નગરનાં દ્વારો અનેક જાતનાં રત્નોથી શોભે છે. સર્વ રત્નમય સર્વતોભદ્ર મંડળો એ નગરમાં આલેખાયેલાં છે.

એ નગર વિવિધ આકારના અઠ્ઠાવીસ કોટોથી સુરક્ષિત છે. કોટની બધી દિશાઓમાં નાનામોટા મજબૂત દરવાજા છે. એ નગરોમાં ગુપ્ત નિવાસો, કાર્તિકસ્વામીનાં સુંદર ભવનો મનહર મોતીઓથી શણગારેલાં છે. રુદ્રગણોનાં દિવ્ય આયતનોમાં પદ્મરાગ મણિ જડેલા છે. ચંદન કાષ્ઠથી નિર્માણ કરોયલાં વિધવિધ આકારનાં એ રમણીય ગૃહોની ચોતરફ ઉદ્યાનો શોભે છે. શિવજીના એ નગરમાં તળાવો તથા વાવોમાં ઊતરવાને માટે સુવર્ણનાં સોપાન–પગથિયાં નિર્માણ કરાયેલાં છે. તેમાં હંસલા મંદ ગતિથી વિહરે છે. ઉદ્યાનોમાં કોયલ, મયૂર, કારંડ તથા ચક્રવાક પક્ષીઓ મધુર ગાન કરે છે. દિવ્ય અમૃત સમાન શીતળ જળથી પરિપૂર્ણ વાવ શોભે છે.

એ નગરમાંનાં ભવનોમાં વાર્તાલાપમાં કુશળ, બધાં આભરણોથી ભૂષિત, સ્તનના ભારને કારણે લચી પડતી કમરવાળી તથા મદથી ઘેરાયેલાં નેત્રવાળી સહસ્રો રુદ્ર કન્યાઓ દિવ્ય ગાન કરે છે. દેવોને યે દુર્લભ એવી અપ્સરાઓ નૃત્યમાં મગ્ન થયેલી છે; જળાશયોમાં કમળવૃન્દ વિકસી રહ્યાં છે. રુદ્ર–સ્ત્રીગણો જળાશયોમાં ક્રીડા કરી રહેલી છે, જાણે ડગલે ને પગલે સ્તોત્સવ ઉજવાતો હોય તેવું લાગે છે. પરમેશ્વર શંકરનો પદ્મરાગ મણિના કાન્તિ સમાન સુંદર કાન્તિવાળો સ્ત્રીસમૂહ ગ્રામ્યકેલિમાં અનુરક્ત થયેલો જોઇને દેવો આશ્ચર્ય પામીને ટોળે વળીને ત્યાં જ ઊભા રહી ગયા.

ત્યાં જ દેવોએ રુદ્રગણોનો સમૂહ ને પરાક્રમી ગણેશ્વરોનો સમુદાય પણ જોયો. દેવાધિપતિ મહેશ્વરના હીરા, વૈડૂર્યમણિ અને સ્ફટિકથી વિભૂષિત સુવર્ણનાં સોપાનવાળા ઊંચા ને ભવ્ય મહેલો જોયા. એ મહેલોની ઊંચી અગાસીઓ પર ભરાવદાર સાથળ, વિશાળ જઘન ને કમળ જેવાં નેત્રવાળી હર્ષિત રમણીય નારીઓ જોઈ. યક્ષો, ગંધર્વો, અપ્સરાઓ, કિન્નરો તથા કિન્નરીઓ, ભુજંગો, સિદ્ધ કન્યાઓ તેમ જ વિવિધ પ્રકારનાં ભૂષણોથી ભૂષિત વિવિધ પ્રકારના ભોગોમાં પ્રીત ધરાવનારી, નીલકમળની પંખુડીઓ જેવા કુમળા દેહવાળી; વિકસિત કમળ સમાન નેત્રોવાળી; કમળના કેસરાઓ જેવાં સૂક્ષ્મ વસ્ત્રો પરિધાન કરેલી; નૂપુર, કંકણ, હાર ને ચિત્રવિચિત્ર છત્રથી શોભતી પ્રભાવશાળી બીજી લાવણ્યવતી લલનાઓ, દેવાંગનાઓ તથા ગણેશ્વરોની કામિનીઓને જોતા જોતા ઇન્દ્રાદિ દેવો શંકર ભગવાનની પાસે ગયા.

સહસ્રો બાલરવિઓના વર્ણ સમાન મહાલયોમાં વિરાજિત મહાદેવજીના ભવનના દ્વાર સમક્ષ ગણેશ્વર નંદીને તેમણે ઊભેલો જોયો. દેવોએ તેમને પ્રણામ કરીને તેનો જયઘોષ કર્યો.

દેવોને આવેલા જોઇને નંદી તેમને કહેવા લાગ્યા. હે દેવો! તમે પાપરહિત છો, મહાભાગ્યશાળી છો. તમે કયા હેતુથી અહીં આવ્યા છો, તે મને કહેવાની કૃપા કરો.

ઐરાવત હાથી સમાન અત્યંત શુભ્ર કાન્તિવાળા, કલ્યાણકારી નંદીને દેવો કહેવા લાગ્યા કે, પશુપાશમાંથી મુક્ત થવાને માટે અમે અહીં આવ્યા છીએ; માટે અમને મહેશ્વરનાં દર્શન કરાવો. પૂર્વે અસુરોનાં ત્રણ નગરો બાળવાના વખતે મહેશ્વરે અમને પશુત્વ વિશે કહ્યું હતું. પરમેષ્ઠી શંકરે પાશુપતવ્રત વિશે કહેલું કે, એ વ્રત કરવાથી પશુભાવ નાશ પામે છે. બાર વર્ષ, બાર માસ યા તો બાર દિવસ પર્યન્ત વ્રત કરવાથી બધાં પશુઓ પશુપાશમાંથી મુક્ત થાય છે.

દેવોની આ વાત સૂણીને શિલાદ પુત્ર, સર્વ ભૂતગણોના અગ્રણી નંદીએ નારાયણના નેતૃત્વ નીચે દેવોને શંકર ભગવાનનાં દર્શન કરાવ્યાં. ઉમા દેવી અને ગણો સાથે બેઠેલા અવિનાશી શંકરને જોઇને દેવો રોમાંચ અનુભવતાં પ્રણામ કરીને તેમની સ્તુતિ કરવા લાગ્યા. ત્યાર પછી પશુપાશમાંથી શી રીતે મુક્ત થવાય તેનો ઉપાય જાણવાને તેઓ તેમની પાસે આવ્યા છે, એમ જણાવીને શંકર ભગવાનને પુનઃ પ્રણામ કરીને તે તેમની સમક્ષ ખડા રહ્યા. તેથી દેવાધિદેવ વૃષધ્વજ મહેશ્વરે સર્વ દેવો તરફ જોયું. પરમાત્માએ તેમના પશુભાવનું શોધન કર્યું અને મહાદેવજીએ સર્વ દેવો તરફ જોયું.

પરમેશ્વરે તેમના પશુભાવનું શોધન કર્યું અને શંભુએ સ્વયં તેમને પાશુપતવ્રતનો ઉપદેશ આપ્યો. પછી શંકર ભગવાન અંબા સાથે સુખેથી બેઠા. ત્યારથી એ બધા દેવો પાશુપત કહેવાયા. બધા પશુઓના પતિ શંકર છે તેથી તે પશુપતિ કહેવાય છે. દેવતાઓએ પાશુપતવ્રત ગ્રહણ કરવાથી તેઓ પાશુપત છે. દેવતાઓએ પશુપાશમાંથી મુક્ત થવાને માટે બાર વર્ષ તપ કર્યું. તેના પ્રભાવથી તેઓ મુક્ત થયા. પછી એ દેવો પ્રજાપિતા બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ સાથે પોતપોતાને સ્થાને ગયા.

આ વિષયમાં પૂર્વે પિતામહ બ્રહ્માજીને મુખેથી સનત્કુમારે અને સનત્કુમાર પાસેથી મહાજ્ઞાની વ્યાસજીએ જે સાંભળ્યું હતું તે બધું મેં તમને કહ્યું.

જે પવિત્ર મનુષ્ય આ અધ્યાયનું શ્રવણ કરે છે ને અન્ય પવિત્ર મનુષ્યોને સંભળાવે છે તે બીજા પવિત્ર દેહ પ્રાપ્ત કરીને પશુપાશથી મુક્ત થાય છે. ૧-૬૬

યઃ શ્રાવયેચ્છુચિર્વિપ્રાઞ્છ્રુણુયાદ્વા શુચિર્નરઃ।
સ દેહભેદમાસાદ્ય પશુપાશૈઃ પ્રમુચ્યતે॥૬૦॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'પાશુપતવ્રતનું માહાત્મ્ય' નામનો ૮૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૧મો

# પશુપાશમાંથી મુક્ત થવાનું લિંગપૂજાવ્રત



**ઋષય ઊચુઃ॥**
**વ્રતમેતત્ત્વયા પ્રોક્તં પશુપાશવિમોક્ષણમ્।**
**વ્રતં પાશુપતં લૈંગં પુરા દેવૈરનુષ્ઠિતમ્॥૧॥**

ઋષિવર્યો બોલ્યા:

હે મહાજ્ઞાની સૂતજી! પશુપાશથી મુક્ત કરનાર જે વ્રત આપે અમને કહ્યું તે લિંગ પાશુપાતવ્રત દેવોએ શી રીતે કર્યું હતું, તે વિશે પૂર્વે આપે જે સાંભળ્યું હોય તે અમને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા:

સનત્કુમારે નંદીને આ વિશે પૂર્વે આદરથી નમ્રભાવે પૂછ્યું હતું અને નંદીએ જે તેમને કહ્યું તે તમને સંક્ષિપ્તમાં કહું છું.

જેમાં દ્વાદશ લિંગોની પૂજા કરવામાં આવે એવું પશુપાશથી મુક્ત કરનાર પાશુપતવ્રત દેવો, દૈત્યો, સિદ્ધો, ગંધર્વો, સિદ્ધચારણો તથા મહાભાગ્યવાન મુનિવર્યોએ કર્યું હતું. આ વ્રતયોગ, ભોગ, કામ તથા મુક્તિ આપનારું છે, મહેશ્વરનું સદા સાંનિધ્ય આપનાર છે, ભક્તોના ભયનો વિનાશ કરનાર છે, ષડ્ અંગો સહિત વેદોનું મંથન કરીને શંકર ભગવાને એ વ્રત નિર્માણ કર્યું છે. દસ હજાર અશ્વમેધ કરતાં યે વધારે પુણ્ય આપનાર છે. આ વ્રતનું દાન બધાં દાનોમાં શ્રેષ્ઠ છે, સર્વ મંગળ ઇચ્છાઓ પૂરી કરનારું છે, બધા દુશ્મનોનો નાશ કરનાર છે. સંસારસાગરમાં મગ્ન થયેલાં પ્રાણીઓને પણ મોક્ષ આપનાર છે. બધા પ્રકારના વ્યાધિઓ તથા બધા જ્વરોનો નાશ કરનાર છે. દેવોએ પૂર્વે પિતામહ બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ સાથે આ પાશુપતવ્રત કર્યું હતું.

આ વ્રત શી રીતે કરવું તે હવે કહું છું:

પહેલાં મૃત્તિકાનું યા શ્રેષ્ઠ જાતની ધાતુનું લિંગ બનાવવું. તે બહુ નાનું કરવું નહીં. તેને ચંદનમિશ્ર જળથી સ્નાન કરાવવું. ચૈત્ર વગેરે બાર મહિનામાં શિવલિંગ જુદા જુદા પ્રકારનાં બનાવી તેમની પૂજા કરવી.

ચૈત્ર મહિનામાં સ્ફટિકનું શિવલિંગ બનાવવું. કર્ણિકા અને કેસરાઓથી યુક્ત સુવર્ણનું સુંદર પદ્મ નિર્માણ કરવું. એ અષ્ટદળ કમળમાં નવ રત્નો જડવાં. પીઠથી યુક્ત સ્ફટિકથી બનાવેલા શિવલિંગની પદ્મની કર્ણિકાઓમાં સ્થાપના કરવી. બિલ્વપત્ર, શ્વેત રક્ત ને નીલ વર્ણનાં એક સહસ્ર યા મળી શકે તેટલાં કમળો, સફેદ ધંતૂરો, કર્ણિકાર-કરવીર તથા બકુલનાં પુષ્પથી વિધિસર શિવલિંગની પૂજા કરવી.'

એ વખતે **'તત્પુરુષાય વિદ્મહે૦'** આ રુદ્ર ગાયત્રી મંત્ર ભણવો. મહાદેવજીની લિંગમૂર્તિને દીપ, ધૂપ, ગંધ, નૈવેદ્ય અર્પણ કરવાં. ભગવાનની આરતી કરવી. **'અઘોરેભ્યોઽથઘોરેભ્યઃ૦'** મંત્રથી લિંગની જમણી બાજુ અગરુ ચડાવવું. **'સદ્યોજાતં પ્રપદ્યામિ૦'** મંત્રથી પશ્ચિમ તરફ મનશિલ, ઉત્તર ડાબી બાજુ **'વામદેવાય નમઃ૦'** મંત્રથી ચંદન ચડાવવું. પૂર્વ તરફ **'તત્પુરુષાય૦'** મંત્રથી હરતાલ

ચડાવવી. શ્વેત ચંદન, કૃષ્ણ અગરુ, ગૂગળ અને બીજાં સુગંધી દ્રવ્યોનો ધૂપ અર્પવો. એક આઢક ચોખાના બનાવેલાં દહીં મિશ્રિત ભાતનું નૈવેદ્ય ભગવાનને અર્પણ કરવું. શિવલિંગનું આ પવિત્ર મહાવ્રત તમને કહ્યું. એ જ પ્રમાણે બાર મહિના પર્યંત શિવલિંગની પૂજા કરવી. દરેક મહિનામાં જુદા જુદા પ્રકારે બનાવેલાં શિવલિંગની પૂજા કરવી.

વૈશાખ મહિનામાં હીરાનું, જેઠ મહિનામાં મરકત મણિનું, અષાડમાં મોતીનું, શ્રાવણમાં નીલમણિ, ભાદ્રપદમાં પદ્મરાગમણિ, આશ્વિનમાં ગોમેદ, કાર્તિકમાં પ્રવાલ, માગશરમાં વૈડૂર્ય, પોષમાં પદ્મરાગમણિ, મહામાં સૂર્યકાન્તમણિનું તથા ફાલ્ગુનમાં સ્ફટિક લિંગ બનાવીને તેની પૂજા કરવી.

ઉપરનાં બધાં રત્નો મળી શકે નહીં તો બધા માસોમાં સામાન્યતઃ સોનાનું લિંગ બનાવી તેની કમળથી પૂજા કરવી. સોનાને અભાવે તાંબાનું, કાષ્ઠનું, માટીનું કે પાષાણનું વેદી સહિત શિવલિંગ બનાવવું. હેમંતઋતુમાં માત્ર બિલ્વપત્રથી જ મહેશ્વરની પૂજા કરવી. બારે મહિનામાં કમળ કે ધંતૂરાથી, શ્વેત કમળથી કે બિલ્વપત્રથી શંકર ભગવાનની પૂજા કરવી. હજાર કમળને અભાવે તેનાથી અડધી સંખ્યાનાં ને તે પણ ન મળે તો તેનાથી યે અડધાં એટલે કે અઢીસો કે એકસો આઠ કમળથી પૂજા કરવી.

બિલ્વપત્ર શ્રીપત્ર પણ કહેવાય છે. શ્રીપત્રમાં લક્ષ્મીજીનો વાસ છે. નીલકમળમાં અંબિકા રહેલાં છે. ચન્દ્ર એટલે ઉત્પલને જોઇને ખીલનારાં કમળમાં સ્કંદનો વાસ છે. સૂર્યને જોઇને ખીલનારું પદ્મ કમળ, બધા દેવોના સ્વામી, શંકર ભગવાન પદ્મનો આશ્રય કરીને રહેલા છે. શિવજીની પૂજામાં બિલ્વપત્ર અચૂક લેવું. એ જ પ્રમાણે નીલ કમળ, શ્વેત કમળ અને રક્ત કમળ પણ પૂજામાં લેવાં. શંકર ભગવાનનું પદ્મથી પૂજન કરવાથી સઘળાં પ્રાણીઓ વશ થાય છે.

મનશીલ પૂજામાં બધી ઇચ્છાઓ પૂરી થાય છે; કૃષ્ણ અગરુ શંકર ભગવાનને ચડાવવાથી બધાં પાતકોનો નાશ થાય છે. ગૂગળનો ધૂપ અને દીપ પ્રજ્વલિત કરીને મહેશ્વરને અર્પણ કરવાથી બધા રોગોનો નાશ થાય છે, ચંદન ચડાવવાથી બધી જાતની સિદ્ધિ મળે છે. સુગંધી ધૂપથી સઘળી ઇચ્છાઓ પૂરી થાય છે. શ્વેત અગરુ, કૃષ્ણ અગરુ આદિ ધૂપ આપવાથી મોક્ષસિદ્ધિ મળે છે.

શ્વેત આકડાના ફૂલમાં ચતુર્મુખવાળા પ્રજાપતિનો નિવાસ છે. કર્ણિકાર પુષ્પમાં મેધા દેવીનો વાસ છે. કરેણમાં ગણાધ્યક્ષ, બકુલમાં નારાયણ, સુગંધિત ફૂલોમાં પાર્વતી દેવીનો નિવાસ છે. માટે આમાંથી મળી શકે અને પવિત્ર સુગંધી ધૂપોથી યથાશક્તિ પ્રમાણે શંકર ભગવાનની ભક્તિભાવે પૂજા કરવી. પાયસનું નૈવેદ્ય ધરાવવું. ઘી, કેસર, જાયફળ, એલચી, જાવંત્રી વગેરે સુગંધી દ્રવ્યો એમાં નાખવાં. મગ અને શુદ્ધાન્નમાંથી બનાવેલું મુદ્‌ગાન્ન અડધો આઢક લઈ તેનું નૈવેદ્ય પણ શંભુજીને ધરવું. તેમના પર પંખાથી પવન નાખવો. ચમર ઢોળવા. બધાં દ્રવ્યો પર જળ છાંટવું.

આ પ્રમાણે ભગવાન મહેશ્વરને પૂજાનાં બધાં દ્રવ્યો અર્પવાં. સર્વ દેવોની સ્થિતિ માટે શ્રીવિષ્ણુએ ક્ષીરસાગરમાંથી અમૃત મેળવ્યું. બધા દેવોને પાયસ અન્નનું નૈવેદ્ય જેટલું વહાલું છે. અન્ન બ્રહ્મ છે, એનો રસાસ્વાદ શ્રીવિષ્ણુ છે, અન્ન સર્વ જીવોનો પ્રાણ છે. પ્રાણીઓને અન્નદાન આપવાથી શંકર ભગવાન પ્રસન્ન થાય છે. તેથી મહેશ્વરની ભક્તિભાવે પૂજા કરીને તેમને અન્નનું નૈવેદ્ય અર્પવું.

ઉપહાર દ્રવ્યોમાં તુષ્ટિદેવી રહેલાં છે; પંખામાં સર્વાત્મક મહાદેવ સ્વયં વાયુરૂપે રહેલા છે; સુગંધિત જળમાં વરૂણનો વાસ છે; મહત્ વગેરે તત્ત્વો સાથે પ્રકૃતિદેવી લિંગની વેદીમાં રહેલાં છે, માટે દરેક મહિને શંભુ ભગવાનની વિધિસર ભક્તિપૂર્વક પૂજા કરવી.

સઘળી શુભ કામના પૂર્ણ કરવા માટે પૂર્ણિમાના દિવસે વ્રત કરવું. તે વખતે સત્ય, દયા, શાન્તિ, પવિત્રતા તથા સંતોષ રાખવાં. દાન આપવું. પૂનમ અને અમાવાસ્યાને દિને અનશન કરવું. આ પ્રમાણે વ્રત કરતાં એક વર્ષ પૂર્ણ થાય ત્યારે સંવત્સરની આખરે ગૌદાન આપવું અને વૃષભની પૂજા કરીને તેને છોડી મૂકવો.

વેદના પારગામી ક્ષત્રિય બ્રાહ્મણોને શ્રદ્ધા-ભક્તિથી ભોજન આપવું. ઉપર્યુક્ત વિધિ પ્રમાણે બધાં દ્રવ્યોથી પૂજેલા ને પૂજાનાં ઉપસ્કરોથી યુક્ત શિવલિંગનું શિવાલયમાં સ્થાપન કરવું યા બ્રાહ્મણને તેનું દાન કરવું. હે શ્રેષ્ઠ મુનિવર્યો! આ મુજબ વર્ષના બારે મહિનામાં મનુષ્ય શિવલિંગનું મહાવ્રત ભક્તિભાવે કરે છે તે સઘળા તપસ્વીઓમાં શ્રેષ્ઠ છે. કોટિ કોટિ સૂર્યોની કાન્તિ સમાન કાન્તિવાળાં ને રત્નોથી વિભૂષિત વિમાનોમાં બેસીને તે શિવના ધામમાં જાય છે. ત્યાં ગયા પછી તેનો મૃત્યુલોકમાં પુનઃ જન્મ કદી થતો નથી.

બાર મહિનાઓ પર્યન્ત આ પાશુપતવ્રત કરી નહીં શકાય તો માત્ર એક મહિના સુધી પણ કરવાથી તે મનુષ્ય શિવલોકને પામે છે.

સકામ મનુષ્ય પોતાની જે જે ઇચ્છાઓ પૂર્ણ કરવાને ઇચ્છતો હોય તેણે બાર મહિના સુધી પાશુપત વ્રત કરવું, જેથી તેની ઇષ્ટ ઇચ્છાઓ પૂરી થાય છે અને વ્રતના પ્રભાવથી તે શિવધામમાં જાય છે. સકામ વ્રત કરનાર દેવભાવ, પિતૃભાવ, ઇન્દ્રત્વ યા ગાણપત્ય પદ મેળવે છે. વિદ્યાર્થીને વિદ્યા, ભોગ ભોગવવાના ઇચ્છુકને ધનનો ખજાનો તથા દીર્ઘાયુ ઇચ્છનારને દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. આ વ્રત કરનાર મનુષ્યને જે કામના હોય તે સર્વ સફળ થાય છે અને તે સુખી જીવન જીવે છે. માત્ર એક મહિનો વ્રત કરીને મનુષ્ય રુદ્રભાવને પ્રાપ્ત કરે છે. આ અત્યંત ગુપ્ત ને પવિત્ર વ્રત દેવો, અસુરો, સિદ્ધો, વિદ્યાધરો અને મનુષ્યો માટે, જગતનું સર્જન કરનાર સદાશિવ ભગવાને નિર્માણ કર્યું છે. આ મુજબ જગતના નાથ શંકર ભગવાનનું વિધિસર પૂજન કરીને પોતાના ભૃત્યવર્ગ સહિત ભગવાનને મસ્તક નમાવીને પ્રણામ કરવા ને પ્રદક્ષિણા ફરવી. પછી ભક્તિભાવે વ્યપોહનસ્તોત્રનો પાઠ કરવો. ત્રિજગતના કલ્યાણને માટે દેવો સહિત, જગતના સૃજક પિતામહ બ્રહ્માજીએ પૂર્વે આ પવિત્ર વ્યપોહનસ્તોત્રની રચના કરેલી છે. ૧-૫૮

પરાકૃતં વિશ્વસૃજા સ્તવં ચ હિતાય દેવૈને જગત્ત્રયસ્ય।
પિતામહેનૈવ સુરેશ્વ સાર્ધં મહાનુભાવેન મહાર્દ્યમેતત્॥૫૮॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'પશુપાશમાંથી મુક્ત થવાનું લિંગપૂજાવ્રત' નામનો ૮૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૨મો



# સર્વ પાપોનો નાશ કરનારું વ્યપોહન સ્તોત્ર

સૂત ઉવાચ॥

વ્યપોહનસ્તવં વક્ષ્યે સર્વસિદ્ધિપ્રદં શુભમ્।
નન્દિનશ્ચ મુખાચ્છ્રુત્વા કુમારેણ મહાત્મના॥૧॥

સૂતજી બોલ્યા:

સઘળી સિદ્ધિઓને દેનારું પવિત્ર વ્યપોહન સ્તોત્ર હવે તમને કહું છું તે શ્રવણ કરો.

આ વ્યપોહન સ્તોત્ર બધાં પાપોનો નાશ કરનારું છે. સનતકુમારે આ સ્તોત્ર નંદીને મુખેથી શ્રવણ કર્યું હતું. સનતકુમારે વ્યાસ ભગવાનને કહ્યું.

વ્યાસાય કથિતં તસ્માદ્ બહુમાનેન વૈ મયા।
નમઃ શિવાય શુદ્ધાય નિર્મલાય યશસ્વિને॥૨॥

વ્યાસજી પાસેથી આ સ્તોત્ર મેં અત્યંત આદરથી શ્રવણ કર્યું હતું તે તમને કહું છું. પરમ પવિત્ર પ્રભુ સદાશિવ ત્રિગુણોથી રહિત છે, એવા નિર્મળ, બધાં કાર્યોમાં યશ મેળવનાર યશસ્વીને નમસ્કાર.

દુષ્ટાન્તકાય શર્વાય ભવાય પરમાત્મને।
પંચવક્ત્રો દશભુજો હ્યક્ષપંચદશૈર્યુત॥૩॥

દુષ્ટોનો નાશ કરનાર દુષ્ટાન્તક, ભવ પરમાત્મા, પંચમુખ, દસ હસ્ત અને પંદર નેત્રોવાળા પરમાત્માને નમસ્કાર.

શુદ્ધસ્ફટિકસંકાશઃ સર્વાભરણભૂષિતઃ।
સર્વજ્ઞઃ સર્વગઃ શાન્તઃ સર્વોપરિ સુસંસ્થિતઃ॥૪॥

શુદ્ધ સ્ફટિક જેવી કાન્તિવાળા, સર્વ આભરણોથી વિભૂષિત, સર્વજ્ઞ, સર્વત્ર ગતિ કરનાર, શાન્ત, સર્વના ઉપલા ભાગમાં રહેલા.

પદ્માસનસ્થઃ સોમેશઃ પાપમાશુ વ્યપોહતુ।
ઈશાનઃ પુરુષશ્ચૈવ અઘોરઃ સદ્ય એવ ચ॥૫॥
વામદેવશ્ચ ભગવાત્પાપમાશુ વ્યપોહતુ।

પદ્માસન ધારણ કરેલા, ઉમા સહિત બિરાજમાન એવા સોમ સૌના ઈશ છે. તેઓ અમારાં પાપોનો વિનાશ શીઘ્ર કરો. સદ્યોજાત, અઘોર, પુરુષ ઈશાન, વામદેવ ભગવાન એ પંચ બ્રહ્મમૂર્તિ પાપોનો શીઘ્ર નાશ કરો.

અનંતઃ સર્વવિદ્યેશઃ સર્વજ્ઞઃ સર્વદઃ પ્રભુઃ॥૬॥
શિવધ્યાનૈકસંપન્નઃ સ મે પાપં વ્યપોહતુ।

અનન્ત: સઘળી વિદ્યાઓના ઈશ, જ્ઞાનરૂપ, સર્વજ્ઞ, સર્વ અભીષ્ટ વસ્તુ આપનાર, સર્વ સમર્થ, આત્મસ્વરૂપના ધ્યાનમાં એકાગ્ર શંકર ભગવાન મુજ પાતકોનો વિનાશ કરો.

**સૂક્ષ્મઃ સુરાસુરેશાનો વિશ્વેશો ગણપૂજિતઃ ॥૭॥**
**શિવધ્યાનૈકસમ્પન્નઃ સ મે પાપં વ્યપોહતુ।**

સર્વવ્યાપ્ત, સુર ને અસુરના સ્વામી, જગતના ઈશ, ગણોથી પૂજિત, શિવાના ધ્યાનથી યુક્ત સદાશિવ મારાં પાપોનો નાશ કરો.

**શિવોત્તમો મહાપૂજ્યઃ શિવધ્યાનપરાયણઃ ॥૮॥**
**સવર્ગઃ સર્વદઃ શાન્તઃ સ મે પાપં વ્યપોહતુ।**

કલ્યાણકારી, બધા દેવોમાં શ્રેષ્ઠ, અત્યંત પૂજ્ય, પોતાના કલ્યાણ સ્વરૂપના ધ્યાનમાં પરાયણ, સર્વત્ર ગમન કરનાર, અભીષ્ટ ફળ આપનાર, શાન્ત સ્વરૂપવાળા પરમાત્મા મારાં પાતકોનો નાશ કરો.

**એકાક્ષો ભગવાનીશઃ શિવાર્ચનપરાયણઃ ॥૯॥**
**શિવધ્યાનૈકસંપન્નઃ સ મે પાપં વ્યપોહતુ।**

જ્ઞાનરૂપ એકાક્ષી, શિવાની પૂજામાં ને ધ્યાનમાં મગ્ન પરમાત્મા ઈશ મારાં પાપોનો નાશ કરો.

**ત્રિમૂર્તિર્ભગવાનીશઃ શિવભક્તિપ્રબોધકઃ ॥૧૦॥**
**શિવધ્યાનૈકસમ્પન્નઃ સ મે પાપં વ્યપોહતુ।**

પવિત્ર ભક્તિનો બોધ દેનાર; બ્રહ્માજી, વિષ્ણુ અને મહેશરૂપ ત્રિમૂર્તિ, શિવાના ધ્યાનમાં એકાગ્ર ભગવાન ઈશ મારાં પાપોનો નાશ કરો.

**શ્રીકંઠઃ શ્રીપતિઃ શ્રીમાન્ શિવધ્યાનરતઃ સદા ॥૧૧॥**
**શિવાર્ચનરતઃ સાક્ષાત્ સ મે પાપં વ્યપોહતુ।**

શ્રીકંઠ, શ્રીપતિ, શિવધ્યાનમાં મગ્ન શિવતત્ત્વરૂપ શંકર ભગવાન મારાં પાતકોનો નાશ કરો.

**શિખંડી ભગવાન્ શાંતઃ શવભસ્માનુલેપનઃ ॥૧૨॥**
**શિવાર્ચનરતઃ શ્રીમાન્ સ મે પાપં વ્યપોહતુ।**

મોરપીંછના રંગ જેવા કંઠવાળા, ઐશ્વર્યાદિ ષડ્ગુણો યુક્ત, ચિતાની ભસ્મને ધારણ કરનાર સદાશિવ પ્રભુ મારાં પાપોનો નાશ કરો.

**ત્રૈલોક્યનમિતાદેવી સોલ્કાકારા પુરાતની ॥૧૩॥**
**દાક્ષાયણી મહાદેવી ગૌરી હૈમવતી શુભા।**
**એકપર્ણાગ્રજા સૌમ્યા તથા વૈ ચૈકપાટલા ॥૧૪॥**
**અપર્ણા વરદા દેવી વરદાનૈકતત્પરા।**
**ઉમાઽસુરહરા સાક્ષાત્ કૌશિકી વા કપર્દિની ॥૧૫॥**
**ખટ્વાંગધારિણી દિવ્યા કરાગ્રતરુપલ્લવા।**
**નૈગમેયાદિભિર્દિવ્યૈશ્ચતુર્ભિઃ પુત્રકૈર્વૃતા ॥૧૬॥**

મેનયા નન્દિની દેવી વારિજા વારિજેક્ષણા।
અમ્બાયા વીતશોકસ્ય નન્દિનશ્ચ મહાત્મનઃ॥૧૭॥
શુભાવત્યાઃ સખી શાન્તા પંચચૂડા વરપ્રદા।
સૃષ્ટ્યર્થં સર્વભૂતાનાં પ્રકૃતિત્વં ગતાવ્યયા॥૧૮॥
ત્રયોવિંશતિભિસ્તત્ત્વૈર્મહદાદ્યૈર્વિજૃમ્ભિતા ।
લક્ષ્મ્યાદિશક્તિભિર્નિત્યં નમિતા નન્દનન્દિની॥૧૯॥
મનોન્મની મહાદેવી માયાવી મંડનપ્રિયા।
માયયા યા જગત્સર્વં બ્રહ્માદ્યં સચરાચરમ્॥૨૦॥
ક્ષોભિણી મોહિની નિત્યં યોગિનાં હૃદિ સંસ્થિતા।
એકાનેકસ્થિતા લોકે ઇન્દીવરનિભેક્ષણા॥૨૧॥
ભક્ત્યા પરમયા નિત્યં સર્વદેવૈરભિષ્ટુતા।
ગણેન્દ્રામ્ભોજગર્ભેન્દ્રયમવિત્તેશપૂર્વકૈઃ ॥૨૨॥
સંસ્તુતા જનની તેષાં સર્વોપદ્રવનાશિની।
ભક્તાનામાર્તિહા ભવ્યા ભવભાવવિનાશિની॥૨૩॥
ભુક્તિમુક્તિપ્રદા દિવ્યા ભક્તાનામપ્રયત્નતઃ।
સા મે સાક્ષાન્મહાદેવી પાપમાશુ વ્યપોહતુ॥૨૪॥
ચંડઃ સર્વગણેશાનો મુખાચ્છમ્ભોર્વિનિર્ગતઃ।
શિવાર્ચનરતઃ શ્રીમાન્ સ મે પાપં વ્યપોહતુ॥૨૫॥

ત્રિલોકથી વન્દિત, વિદ્યુત સમાન રૂપવાળાં, ચૈતન્ય સ્વરૂપિણી, એકપર્ણા દેવીનાં જ્યેષ્ઠ બહેન, એકપાટલા નામનાં નાનાં બહેન રૂપા દાક્ષાયણી, ગૌરી, મહાદેવી, સૌમ્યા, અગ્રજા, એકપર્ણા, હૈમવતી, ગૌરી, વરદા, અપર્ણા, વરદાન દેવામાં તત્પર ઉમા, અસુરોનો સંહાર કરનારાં કૌશિકી, કપર્દિની એટલે જટાજૂટને ધારણ કરનારાં, ખટ્વાંગધારિણી, વૃક્ષોનાં પાન સમાન હસ્તના કોમળ અગ્રભાગવાળાં છે યા શંકર ભગવાનના પૂજનને માટે કુમળા બિલ્વફળને હસ્તના અગ્ર ભાગમાં ધારણ કરનારાં, નૈગમેય એટલે કાર્તિકસ્વામીનો એક અનુચર આદિ ચાર દિવ્ય પુત્રોથી વીંટળાયેલાં, મેનાનાં પુત્રી, કમળમાંથી ઉત્પન્ન થયેલાં, કમળ સમાન લોચનવાળાં, અંબાના શોકનો નાશ કરનારાં નંદીનાં માતારૂપ, શુભાવતીનાં સખી, શાન્તસ્વરૂપ, પંચચૂડને વરદાન દેનારાં, બધા ભૂતોના સર્જન માટે અવિનાશી એવા પ્રકૃતિભાવને પામેલાં, મહત્ વગેરે તેવીસ તત્ત્વોથી વિસ્તાર પામેલાં તથા તે તત્ત્વોને પ્રકાશિત કરનારાં, લક્ષ્મી વગેરે શક્તિઓથી નિત્ય વન્દન કરાયેલાં, નંદનાં પુત્રી, મનોન્મની, મહાદેવી, માયાવિની, મંડનપ્રિયા, તથા જે માયાથી આ સચરાચર વિશ્વવ્યાપી છે તે માયાદેવી, ક્ષોભિણી, યોગીઓના હૃદયમાં નિત્ય નિવાસ કરીને રહેલાં મોહિનીદેવી, એક હોવા છતાં અસંખ્ય સ્વરૂપે ભાસતાં, કમળ સમાન લોચનવાળાં, દેવો થકી પરમભક્તિપૂર્વક હમેશાં સ્તુતિ કરાતાં; બ્રહ્માજી, શ્રીવિષ્ણુ, ઇન્દ્ર, ગણો, યમ ને કુબેરથી નિત્ય સ્તુતિ

કરાયેલાં, તેમનાં માતારૂપ, બધા ઉપદ્રવોનો નાશ કરનાર, ભક્તોનાં દુઃખોનો નાશ કરનારાં, ઐશ્વર્યશાલિની, સંસારના બંધનથી મુક્ત કરનારાં, ભક્તોને અનાયાસે ભુક્તિ તથા મુક્તિ આપનારાં એવાં સાક્ષાત્ મહાદેવી મારાં પાતકોનો શીઘ્ર નાશ કરો. બધા ગણોના ઇશ તથા શિવના મોંમાંથી પ્રાદુર્ભાવ પામેલા તેમ જ શંકરનું પૂજન કરવામાં મગ્ન ચંડ મારાં પાપોનો નાશ કરો.

શાલંકાયનપુત્રસ્તુ હલમાર્ગોત્થિતઃ પ્રભુઃ।
જામાતા મરુતાં દેવઃ સર્વભૂતમહેશ્વરઃ॥૨૬॥
સર્વગઃ સર્વદૃક્ સર્વઃ સર્વેશસદૃશઃ પ્રભુઃ।
સનારાયણકૈર્દેવૈઃ સેન્દ્રચન્દ્રદિવાકરૈઃ॥૨૭॥
સિદ્ધૈશ્ચ યક્ષગન્ધર્વૈર્ભૂતૈર્ભૂતવિધાયકૈઃ।
ઉરગૈર્ઋષિભિશ્ચૈવ બ્રહ્મણા ચ મહાત્મના॥૨૮॥
સ્તુતસ્ત્રૈલોક્યનાથસ્તુ મુનિરન્તઃપુરં સ્થિતઃ।
સર્વદા પૂજિતઃ સર્વૈર્નન્દી પાપં વ્યપોહતુ॥૨૯॥
મહાકાયો મહાતેજા મહાદેવ ઇવાપરઃ।
શિવાર્ચનરતઃ શ્રીમાન્ સ મે પાપં વ્યપોહતુ॥૩૦॥

નારાયણ સહિત ઇન્દ્ર, સૂર્ય, ચન્દ્ર, સિદ્ધ, યક્ષ, ગંધર્વ, ભૂતોને ઉત્પન્ન કરનાર, ઋષિયો, ઉરગો અને બ્રહ્માજીથી સ્તુતિ કરાયેલા, સર્વત્ર ગતિ કરનાર, સૌના નેત્રરૂપ, સર્વસંહારક, સર્વના ઇશ એવા શંકર જેવા સમર્થ; મરુદ્‌ગણોના જામાતા, સઘળા ભૂતોના મહેશ્વર, હળ માર્ગ એટલે ચાસમાંથી ઉત્પન્ન થયેલા અને શાલંકાયનના પુત્ર, અંતઃપુરમાં રહેલા, ત્રૈલોક્યના સ્વામી, બધા પ્રાણીઓથી હંમેશ પૂજિત નંદી મારાં પાપોનો વિનાશ કરો. જાણે કે બીજા મહેશ્વર હોય એવા મહાતેજસ્વી ને વિશાળ કાયાવાળા તથા શંકરની પૂજામાં પ્રીતિવાળા કલ્યાણકારી નંદી મારાં પાપોનો નાશ કરો.

મેરુમન્દારકૈલાસતટકૂટપ્રભેદનઃ।
ઐરાવતાદિભિર્દિગ્ગજૈશ્ચ સુપૂજિતઃ॥૩૧॥
સપ્તપાતાલપાદશ્ચ સપ્તદ્વીપોરુજંઘકઃ।
સપ્તાર્ણવાંકુશશ્ચૈવ સર્વતીર્થોદરઃ શિવઃ॥૩૨॥
આકાશદેહો દિગ્બાહુઃ સોમસૂર્યાગ્નિલોચનઃ।
હતાસુર મહાવૃક્ષો બ્રહ્મવિદ્યામહોત્કટઃ॥૩૩॥

મેરુ પર્વત, મંદાર પર્વત તથા કૈલાસ તટના પર્વત ભાગોનું ભેદન કરનાર, ઐરાવતાદિ દિવ્ય દિગ્ગજોથી પૂજિત ગજાનન મારું રક્ષણ કરો. સપ્ત પાતાળરૂપ પગવાળા, સપ્ત દ્વીપોરૂપ સાથળવાળા, સપ્ત સમુદ્રરૂપ અંકુશવાળા, બધાં તીર્થોનાં ઉદરરૂપ, નભરૂપ શરીરવાળા, દિશારૂપ બાહુઓવાળા; સોમ, સૂર્ય તથા અગ્નિરૂપ નેત્રવાળા, મહાવૃક્ષરૂપ અસુરનો વધ કરનારા, બ્રહ્મવિદ્યારૂપ મહા ઉત્કંઠાવાળા કલ્યાણકારી સદાશિવ મારાં પાપોનો નાશ કરો.

બ્રહ્માદ્યાઘોરણૈર્દિવ્યૈર્યોગપાશસમન્વિતૈઃ ।
બદ્ધો હૃત્પુંડરીકાખ્યે સ્તંભે વૃત્તિં નિરુધ્ય ચ॥૩૪॥
નાગેન્દ્રવક્ત્રો યઃ સાક્ષાદ્ ગણકોટિશતૈર્વૃતઃ।
શિવધ્યાનૈકસમ્પન્નઃ સ મે પાપં વ્યપોહતુ॥૩૫॥

બ્રહ્મપાશ અને યોગપાશથી યુક્ત અને હૃદયરૂપી કમળ સ્તંભમાં વૃત્તિઓનો નિરોધ કરીને રહેલા નાગેન્દ્રોમાં મુખ્ય વાસુકિ સેંકડો ગણોથી આવૃત છે ને તેઓ શિવજીના ધ્યાનમાં મગ્ન છે તે મારાં પાપોનો નાશ કરો.

ભૃંગીશઃ પિંગલાક્ષોઽસૌ ભસિતાશસ્તુ દેહયુક્।
શિવાર્ચનરતઃ શ્રીમાન્ સ મે પાપં વ્યપોહતુ॥૩૬॥

ભસ્મ લેપન શરીરવાળા, પિંગળ નેત્રવાળા, શિવજીના અર્ચનમાં લીન ભૃંગી નામના શિવજીના ગણ મારાં પાપોનો નાશ કરો.

ચતુર્ભિસ્તનુભિર્નિત્ય સર્વાસુરનિબર્હણઃ।
સ્કન્ધઃ શક્તિધરઃ શાન્તઃ સેનાનીઃ શિખિવાહનઃ॥૩૭॥
દેવસેનાપતિઃ શ્રીમાન્ સ મે પાપં વ્યપાહેતુ।
ભવઃ શર્વસ્તથેશાનો રુદ્રઃ પશુપતિસ્તથા॥૩૮॥
ઉગ્રો ભીમો મહાદેવઃ શિવાર્ચનરતઃ સદા।
એતાઃ પાપં વ્યપોહન્તુ મૂર્તયઃ પરમેષ્ઠિનઃ॥૩૯॥

ચાર સ્વરૂપોથી બધા અસુરોનો નિત્ય વધ કરનાર દેવતાઓના સેનાપતિ, મયૂરના વાહનવાળા, સેનાઓના અગ્રણી, શક્તિને ધારણ કરનાર સ્કંદ એટલે કાર્તિકેય મારાં પાતકોનો નાશ કરો. શર્વ, ભવ, પશુપતિ, ઉગ્ર, રુદ્ર, ઈશાન, ભીમ અને મહાદેવ-શિવજીનાં અષ્ટ સ્વરૂપો શંકરની પૂજામાં હમેશાં મગ્ન રહે છે. પરમેષ્ઠી ભગવાન શંકરની આ અષ્ટ મૂર્તિઓ મારાં પાપોનો નાશ કરો.

મહાદેવઃ શિવો રુદ્રઃ શંકરો નીલલોહિતઃ।
ઈશાનો વિજયો ભીમો દેવદેવો ભવોદ્ભવઃ॥૪૦॥
કપાલીશશ્ચ વિજ્ઞેયો રુદ્રા રુદ્રાંશસમ્ભવાઃ।
શિવપ્રણામસમ્પન્ના વ્યપોહન્તુ મલં મમ॥૪૧॥

મહાદેવજી, શિવજી, રુદ્ર, શંકર, નીલલોહિત, ઈશાન, વિજય, ભીમ, દેવદેવ, ભવોદ્ભવ તથા કપાલીશ-રુદ્રના અંશથી ઉત્પન્ન થયેલા, શિવજીના પ્રણામથી સંપન્ન આ અગિયાર રુદ્ર મારાં પાપોનો નાશ કરો.

વિકર્તનો વિવસ્વાંશ્ચ માર્તંડો ભાસ્કરો રવિઃ।
લોકપ્રકાશકશ્ચૈવ લોકસાક્ષી ત્રિવિક્રમઃ॥૪૨॥
આદિત્યશ્ચ તથા સૂર્યશ્ચાંશુમાંશ્ચ દિવાકરઃ।
એતે વૈ દ્વાદશાદિત્યા વ્યપોહન્તુ મલં મમ॥૪૩॥

વિકર્તન, વિવસ્વાન, માર્તંડ, ભાસ્કર, રવિ, લોકપ્રકાશક, લોકસાક્ષી, ત્રિવિક્રમ, આદિત્ય, સૂર્ય, અંશુમાન તથા દિવાકર — આ બાર આદિત્ય મારાં પાપોનો નાશ કરો.

ગગનં સ્પર્શનં તેજો રસશ્ચ પૃથિવી તથા।
ચન્દ્રઃ સૂર્યસ્તથાત્મા ચ તનવઃ શિવભાષિતાઃ॥૪૪॥
મમ પાપં વ્યપોહન્તુ ભયં નિર્ણાશયન્તુ મે।

આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ચન્દ્ર, સૂર્ય અને આત્મા — શિવનાં આ અષ્ટ દેહ મારાં પાપ અને મારા ભયનો વિનાશ કરો.

વાસવઃ પાવકશ્ચૈવ યમો નિર્ઋતિરેવ ચ॥૪૫॥
વરુણો વાયુસોમૌ ચ ઈશાનો ભગવાન હરિઃ।
પિતામહશ્ચ ભગવાન શિવધ્યાનપરાયણાઃ॥૪૬॥
એતે પાપં વ્યપોહન્તુ મનસા કર્મણા કૃતમ્।

શિવજીના ધ્યાનમાં પરાયણ ઇન્દ્ર, યમ, અગ્નિ, ઈશાન, સોમ, વાયુ, વરુણ, નિર્ઋતિ, અગ્નિ, પિતામહ બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ — આ દસ દિક્પાલો, મેં મન અને કર્મ વડે કરેલાં પાપોનો નાશ કરો.

નભસ્વાન્સ્પર્શનો વાયુરનિલો મારુતસ્થા॥૪૭॥
પ્રાણઃ પ્રાણેશજીવેશૌ મારુતઃ શિવભાષિતાઃ।
શિવાર્ચનરતાઃ સર્વે વ્યપોહન્તુ મલં મમ॥૪૮॥

નભસ્વાન, સ્પર્શન, વાયુ, અનિલ, પ્રાણ, પ્રાણેશ, જીવેશ, મારુત અને મરુત શિવજીના અર્ચનમાં નિમગ્ન રહેલા આ વાયુઓ મારાં પાપોનો નાશ કરો.

ખેચરી વસુચારી ચ બ્રહ્મેશો બ્રહ્મબ્રહ્મધીઃ।
સુષેણઃ શાશ્વતઃ પુષ્ટઃ સુપુષ્ટશ્ચ મહાબલઃ॥૪૯॥
એતે વૈ ચારણાઃ શંભોઃ પૂજયાઽભવભાવિતાઃ।
વ્યપોહન્તુ મલં સર્વં પાપં ચૈવ મયા કૃતમ્॥૫૦॥

ખેચરી, વસુચારી, બ્રહ્મેશ, બ્રહ્મ, બ્રહ્મધી, સુષેણ, શાશ્વત, પુષ્ટ, સુપુષ્ટ, મહાબલ, શંભુની પૂજાથી અત્યંત ભાવિત આચરણો મારા અંતઃકરણની કલુષતા ને કરેલાં બધાં પાપોનો નાશ કરે.

મન્ત્રજ્ઞો મન્ત્રવિત્પ્રાજ્ઞો મન્ત્રરાટ્ સિદ્ધપૂજિતઃ।
સિદ્ધવત્પરમઃ સિદ્ધઃ સર્વસિદ્ધિપ્રદાયિનઃ॥૫૧॥
વ્યપોહન્તુ મલં સર્વં સિદ્ધાઃ શિવપદાર્ચકાઃ।

મંત્રજ્ઞ, મંત્રવિત્, પ્રાજ્ઞ, મંત્રરાજ, સિદ્ધપૂજિત, સિદ્ધ સમાન પરમસિદ્ધિ આપનાર શિવપૂજક સર્વ સિદ્ધો મારાં પાપોનો નાશ કરો.

યક્ષો યક્ષેશધનદો જૃમ્ભકો મણિભદ્રકઃ॥૫૨॥
પૂર્ણભદ્રેશ્વરો માલી શિતિકુંડલિરેવ ચ।
નરેન્દ્રશ્ચૈવ યક્ષેશા વ્યપોહન્તુ મલં મમ॥૫૩॥

યક્ષ, યક્ષેશ, જૃંભક, ધનદ, મણિભદ્રક, પૂર્ણભદ્રેશ્વર, માલી, શિતિકુંડલી અને નરેન્દ્ર, આ યક્ષો મારાં પાપોનો નાશ કરો.

અનન્તઃ કુલિકશ્ચૈવ વાસુકિસ્તક્ષકસ્તથા।
કર્કોટકો મહાપદ્મઃ શંખપાલો મહાબલઃ॥૫૪॥
શિવપ્રણામસમ્પન્નાઃ શિવદેહપ્રભૂષણાઃ।
મમ પાપં વ્યપોહન્તુ વિષં સ્થાવરજંગમમ્॥૫૫॥

અનંત, કુલિક, વાસુકિ, તક્ષક, કર્કોટક, મહાપદ્મ, શંખપાલ, મહાબલ વગેરે શિવજીના દેહને વિભૂષિત કરનારા અને શિવજીના પ્રણામથી સંપન્ન આ મહા સર્પો મારાં સઘળાં પાપોનો અને સ્થાવર તથા જંગમ વિષનો નાશ કરો.

વીણાજ્ઞઃ કિન્નરશ્ચૈવ સુરસેનઃ પ્રમર્દનઃ।
અતીશયઃ સપ્રયોગી ગીતજ્ઞશ્ચૈવ કિન્નરાઃ॥૫૬॥
શીવપ્રણામસમ્પન્ના વ્યપોહન્તુ મલં મમ।
વિદ્યાધરશ્ચન્નિબુધો વિદ્યારાશિર્વિદામ્બરઃ॥૫૭॥
વિબુદ્ધો વિબુધો શ્રીમાન્ કૃતજ્ઞશ્ચ મહાયશાઃ।
એતે વિદ્યાધરાઃ સર્વે શિવધ્યાનપરાયણાઃ॥૫૮॥
વ્યપોહન્તુ મલં ઘોરં મહાદેવપ્રસાદતઃ।

વીણાજ્ઞ, કિન્નર, સુરસેન, પ્રમર્દન, અતિશય, સપ્રયોગી અને ગીતજ્ઞ — આ કિન્નરો શિવજીને પ્રણામ કરીને વિશુદ્ધ થયેલા છે, તેઓ મારાં પાપોનો વિનાશ કરો. વિદ્યાધર, વિબુધ, અનેક પ્રકારની વિદ્યાઓના જાણકારાઓમાં શ્રેષ્ઠ વિબુદ્ધ, વિબુધ, શ્રીમાન્ અને કૃતજ્ઞ આ મહાયશસ્વી ને શિવજીના ધ્યાનમાં પરાયણ સર્વ વિદ્યાધરો મહાદેવજીની કૃપાથી મારાં ઘોર-ભયંકર પાપોનો વિનાશ કરો.

વામદેવો મહાજમ્ભઃ કાલનેમિર્મહાબલઃ॥૫૯॥
સુગ્રીવો મર્દકશ્ચૈવ પિંગલો દેવમર્દનઃ।
પ્રહ્‌લાદશ્ચાપ્યનુહ્‌લાદઃ સંહ્‌લાદઃ કિલ બાષ્કલો॥૬૦॥
જમ્ભઃ કુમ્ભશ્ચ માયાવી કાર્ત્તવીર્યઃ કૃતંજયઃ।
એતે શૂરા મહાત્માનો મહાદેવપરાયણાઃ॥૬૧॥
વ્યપોહન્તુ ભયં ઘોરમાસુરં ભાવમેવ ચ।

વામદેવ, મહાજંભ, કાળનેમિ, મહાબળ, સુગ્રીવ, મર્દક, પિંગળ, દેવમર્દન, પ્રહ્‌લાદ, અનુહ્‌લાદ, સંહ્‌લાદ, બાષ્કલ, જંભ, કુંભ, કાર્તવીર્ય, કૃતંજય, મહાદેવજીની ભક્તિ કરનારા આ પુણ્યશાળી અસુરો મારો ભય તથા મારામાં રહેલા ભયંકર અસુર ભાવનો વિનાશ કરો.

ગરુત્માન્ખગતિશ્ચૈવ પક્ષિરાડ્ નાગમર્દનઃ॥૬૨॥
નાગશત્રુર્હિરણ્યાંગો વૈનતેયઃ પ્રભંજનઃ।
નાગાશીર્વિષનાશશ્ચ વિષ્ણુવાહન એવ ચ॥૬૩॥

એતે હિરણ્યવર્ણાભા ગરુડા વિષ્ણુવાહનાઃ।
નાનાભરણસમ્પન્ના વ્યપોહન્તુ મલં મમ॥૬૪॥

ગરુત્માન, ખગતિ, પક્ષિરાજ, નાગમર્દન, નાગશત્રુ, હિરણ્યાંગ, વૈનતેય, પ્રભંજન, નાગ, આશીવિષનાશ અને વિષ્ણુવાહન અનેક પ્રકારનાં આભરણોથી યુક્ત, સુવર્ણના જેવી કાન્તિવાળા અને શ્રીવિષ્ણુના વાહનરૂપ આ ગરુડ મારાં પાપોનો વિનાશ કરો.

અગસ્ત્યશ્ચ વસિષ્ઠશ્ચ અંગિરા ભૃગુરેવ ચ।
કાશ્યપો નારદશ્ચૈવ દધીચશ્ચ્યવનસ્તથા॥૬૫॥
ઉપમન્યુસ્તથાન્યે ચ ઋષયઃ શિવભાવિતઃ।
શિવાર્ચનરતાઃ સર્વે વ્યપોહન્તુ મલં મમ॥૬૬॥

અગસ્ત્ય, વસિષ્ઠ, અંગિરા, ભૃગુ, કાશ્યપ, નારદ, દધીચ, ચ્યવન, ઉપમન્યુ અને શિવજીની ભક્તિ તથા તેમની પૂજા કરનારા બીજા ઋષિઓ મારાં પાપોનો નાશ કરો.

પિતરઃ પિતામહાશ્ચ તથૈવ પ્રપિતામહાઃ।
અગ્નિષ્વાત્તા બર્હિષદસ્તથા માતામહાદયઃ॥૬૭॥
વ્યપોહન્તુ ભયં પાપં શિવધ્યાનપરાયણાઃ।

શિવજીના ધ્યાનમાં પરાયણ રહેનાર પિતૃઓ, પિતામહ, પ્રપિતામહ, અગ્નિષ્વાત્તા, બર્હિષદ અને માતામહ વગેરે મારો ભય અને મારાં પાપોનો નાશ કરો.

લક્ષ્મીશ્ચ ધરણી ચૈવ ગાયત્રી ચ સરસ્વતી॥૬૮॥
દુર્ગા ઉષા શચી જ્યેષ્ઠા માતરઃ સુરપૂજિતાઃ।
દેવાનાં માતરશ્ચૈવ ગણાનાં માતરસ્તથા॥૬૯॥
ભૂતાનાં માતરઃ સર્વા યત્ર યા ગણમાતરઃ।
પ્રસાદાદ્દેવદેવસ્ય વ્યપોહન્તુ મલં મમ॥૭૦॥

લક્ષ્મી, ધરણી, ગાયત્રી, સરસ્વતી, દુર્ગા, ઉષા, શચી, દેવોથી પૂજિત આ જ્યેષ્ઠા માતાઓ; દેવતાઓની, ગણોની અને બધા પ્રાણીઓની જે જે ગણમાતાઓ જ્યાં જ્યાં હોય તે સર્વ માતાઓ દેવોના દેવ શંકર ભગવાનની કૃપાથી મારાં બધાં પાપોનો નાશ કરો.

ઉર્વશી મેનકા ચૈવ રંભારતિતિલોત્તમાઃ।
સુમુખી દુર્મુખી ચૈવ કામુકી કામવર્ધની॥૭૧॥
તથાન્યાઃ સર્વલોકષુ દિવ્યાશ્ચાપ્સરસ્તથા।
શિવાય શિવાર્ચનરતા વ્યપોહન્તુ મલં મમ॥૭૨॥

ઉર્વશી, મેનકા, રંભા, રતિ, તિલોત્તમા, સુમુખી, દુર્મુખી, કામુકી, કામવર્ધની તથા સર્વ લોકોમાં રહેલી બીજી દિવ્ય અપ્સરાઓ તથા અત્યંત ભક્તિભાવપૂર્વક શિવજી સમક્ષ તાંડવ નૃત્ય કરતી, શિવજીના અર્ચનમાં પ્રીતિવાળી અન્ય દેવીઓ મારાં પાપોનો નાશ કરો.

અર્કઃ સોમોઅંગારકશ્ચ બુધશ્ચૈવ બૃહસ્પતિઃ ।।૭૩।।
શુક્રઃ શનૈશ્ચરશ્ચૈવ રાહુઃ કેતુસ્તથૈવ ચ।
વ્યપોહન્તુ ભયં ઘોરં ગ્રહપીડાં શીવાર્ચકાઃ ।।૭૪।।

સૂર્ય, સોમ, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનૈશ્ચર, રાહુ અને કેતુ શિવજીનું પૂજન કરનાર આ ગ્રહો ઘોર ગ્રહપીડા અને મેં કરેલા પાપોનો વિનાશ કરો.

મેષો વૃષોઙથ મિથુનસ્તથા કર્કટકઃ શુભઃ।
સિંહશ્ચ કન્યા વિપુલા તુલા વૈ વૃશ્ચિકસ્તથા।।૭૫।।
ધનુશ્ચ મકરશ્ચૈવ કુમ્ભો મીનસ્તથૈવ ચ।
રાશયો દ્વાદશા હ્યેતે શિવપૂજા પરાયણાઃ ।।૭૬।।
વ્યપોહન્તુ ભયં પાપં પ્રસાદાત્પરમેષ્ઠિનઃ।

મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ ને મીન, શિવજીની પૂજામાં પરાયણ રહેનાર આ બાર રાશિઓ ભગવાન પરમેષ્ઠી સદાશિવની કૃપાથી મારો ભય અને મેં કરેલાં પાપોનો નાશ કરો.

અશ્વિની ભરણી ચૈવ કૃત્તિકા રોહિણી તથા।।૭૭।।
શ્રીમન્મૃગશિરશ્ચાર્દ્રા પુનર્વસુપુણ્યસાર્પકાઃ।
મઘા વૈ પૂર્વફાલ્ગુન્ય ઉત્તરાફાલ્ગુની તથા।।૭૮।।
હસ્તચિત્રા તથા સ્વાતી વિશાખા ચાનુરાધિકા।
જ્યેષ્ઠા મૂલં મહાભાગા પૂર્વાષાઢા તથૈવ ચ।।૭૯।।
ઉત્તરાષાઢિકા ચૈવ શ્રવણં ચ શ્રવિષ્ઠિકા।
શતભિષક્પૂર્વભદ્રા તથા પ્રોષ્ઠપદા તથા।।૮૦।।
પૌષ્ણશ્ચ દેવ્યઃ સતતં વ્યપોહન્તુ મલં મમ।

અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતી, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાભાદ્રપદ અને રેવતી — આ દેવીઓ મારાં પાપોનો નિરંતર વિનાશ કરતી રહો.

જ્વરઃ કુમ્ભોદરશ્ચૈવ શઙ્કુકર્ણો મહાબલઃ।।૮૧।।
મહાકર્ણઃ પ્રભાતશ્ચ મહાભૂતપ્રમર્દનઃ।
શ્યેનજિચ્છિવદૂતશ્ચ પ્રમથાઃ પ્રીતિવર્દ્ધનાઃ।।૮૨।।
કોટિ કોટિ શતૈશ્ચૈવ ભૂતાનાં માતરઃ સદા।
વ્યપોહન્તુ ભયં પાપ મહાદેવપ્રસાદતઃ।।૮૩।।

જ્વર, કુંભોદર, શંકુકર્ણ, ગજકર્ણ, પ્રભાત, મહાભૂત, પ્રતર્દન, શ્યેનજિત અને શિવદૂત–શિવની પ્રીતિમાં વૃદ્ધિ કરનારા આ કરોડો પ્રમથગણો અને ભૂતગણોની માતાઓ મહાદેવજીની કૃપાથી મને થતો ભય તથા મેં કરેલાં પાપોનો નાશ કરો.

શિવધ્યાનૈકસમ્પન્નો હિમરાડમ્બુસન્નિભઃ।
કુન્દેન્દુસદૃશાકારઃ કુમ્ભકુન્દેન્દુભૂષણઃ॥૮૪॥
વડવાનલશત્રુર્યો વડવામુખભેદનઃ।
ચતુષ્પાદસમાયુક્તઃ ક્ષીરોદ ઇવ પાંડુરઃ॥૮૫॥
રુદ્રલોકે સ્થિતો નિત્યં રુદ્રૈઃ સાર્દ્ધં ગણેશ્વરૈઃ।
વૃષેન્દ્રોવિશ્વધૃગ્દેવો વિશ્વસ્ય જગતઃ પિતા॥૮૬॥
વૃતો નન્દાદિભિર્નિત્યં માતૃભિર્મખમર્દનઃ।
શિવાર્ચનરતો નિત્યં સ મે પાપં વ્યપોહતુ॥૮૭॥

ગંગાજળ સમાન પવિત્ર એટલે દર્શન કરવાથી જ પાપોનો નાશ કરનાર કંદપુષ્પ અને ઇન્દુ સમાન ધવલ, કુંભપુષ્પ અને કુન્દેન્દુથી વિભૂષિત, વડવાનળનો શત્રુ, સાગરના મુખનું ભેદન કરનાર, ચતુર્પાદ યુક્ત, ક્ષીરસાગર જેવા શ્વેત વર્ણવાળો, રુદ્રના ગણેશ્વરો સાથે રુદ્રલોકમાં નિત્ય નિવાસ કરનાર, વિશ્વ ને જગતનો પિતા, જગતને ધારણ કરનાર વૃષેન્દ્ર નંદી વગેરેથી નિત્ય વીંટળાયેલો, માતાઓ દ્વારા દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર અને શિવજીની પૂજામાં નિત્ય પ્રીતિવાળો એવો વૃષભ મારાં પાપોનો નાશ કરો.

ગંગામાતા જગન્માતા રુદ્રલોકે વ્યવસ્થિતા।
શિવભક્તા તુ યા નન્દા સા મે પાપં વ્યપોહતુ॥૮૮॥

શિવજીના ભક્ત અને રુદ્રલોકમાં વસવાટ કરનાર જગતનાં માતા, નિત્ય આનંદ આપનારાં ગંગામાતા મારાં પાપોનો નાશ કરો.

ભદ્રાભદ્રપદા દેવી શિવલોકે વ્યવસ્થિતા।
માતા ગવાં મહાભાગા સા મે પાપં વ્યપોહતુ॥૮૯॥

શિવલોકમાં નિવાસ કરનાર, ભદ્ર ચરણવાળાં અને ગાયોનાં માતા મહાભાગ્યશાળી ભદ્રાદેવી મારાં પાપોનો વિનાશ કરો.

સુરભિઃ સર્વતોભદ્રા સર્વપાપપ્રણાશિની।
રુદ્રપૂજારતા નિત્યં સા મે પાપં વ્યપોહતુ॥૯૦॥

સઘળાં પાપોનો નાશ કરનારા, બધી રીતે કલ્યાણ કરનારી, રુદ્રની પૂજામાં સદા તત્પર રહેનારી સુરભિ મારાં પાપોનો નાશ કરો.

સુશીલા શીલસમ્પન્ના શ્રીપદા શિવભાવિતા।
શિવલોકે સ્થિતા નિત્યં સા મે પાપં વ્યપોહતુ॥૯૧॥

સુશીલ ને શીલ સંપન્ન, કલ્યાણકારી ગાય શિવ દ્વારા ચિંતન કરાયેલ છે, હમેશાં શિવલોકમાં નિવાસ કરે છે તે મારાં પાપોનો નાશ કરો.

વેદશાસ્ત્રાર્થતત્ત્વજ્ઞઃ સર્વકાર્ચાભિચિન્તકઃ।
સમસ્તગુણસમ્પન્નઃ સર્વદેવેશ્વરાત્મજઃ॥૯૨॥
જ્યેષ્ઠઃ સર્વેશ્વરઃ સૌમ્યો મહાવિષ્ણુતનુઃ સ્વયમ્।
આર્ચ્યઃ સેનાપતિઃ સાક્ષાદ્ ગહનો મખમર્દનઃ॥૯૩॥
ઐરાવતગજારૂઢઃ કૃષ્ણકુઞ્ચિતમૂર્દ્ધજઃ।
કૃષ્ણાંગો રક્તનયનઃ શશિપન્નગભૂષણઃ॥૯૪॥
ભૂતૈઃ પ્રેતૈઃ પિશાચૈશ્ચ કુષ્માંડૈશ્ચ સમાવૃતઃ।
શિવાર્ચનરતઃ સાક્ષાત્સ મે પાપં વ્યપોહતુ॥૯૫॥

વેદો અને શસ્ત્રોના અર્થતત્ત્વને જાણનાર, બધાં કાર્યોનું કુશળતાપૂર્વક ચિંતન કરનાર, સર્વગુણ યુક્ત, સર્વ દેવેશ્વરોના આત્માથી ઉત્પન્ન થયેલ, જ્યેષ્ઠ, સર્વતા અધિપતિ, સૌમ્ય, શ્રીવિષ્ણુના દેહરૂપ આર્ય, સેનાપતિ, સાક્ષાત્ પરમાત્મા, દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર, ઐરાવત હાથી પર ચયેલ, કાળા વાંકડિયા વાળવાળો, કૃષ્ણવર્ણ ને રક્ત નેત્રવાળો, શશી તથા સર્પનાં આભૂષણથી ભૂષિત; ભૂત, પ્રેત, પિશાચ તથા કુષ્માંડોથી આવૃત, શિવજીના પૂજનમાં પ્રીતિવાળો કાળભૈરવ મારાં પાપોનો નાશ કરો.

બ્રહ્માણી ચૈવ માહેશી કૌમારી વૈષ્ણવી તથા।
વારાહી ચૈવ માહેન્દ્રી ચામુંડાગ્નેયિકા તથા॥૯૬॥
એતા વૈ માતરઃ સર્વાઃ સર્વલોકપ્રપૂજિતાઃ।
યોગિનીભિર્મહાપાપં વ્યપોહન્તુ સમાહિતઃ॥૯૭॥

બ્રહ્માણી, માહેશી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, માહેન્દ્રી, ચામુંડા, આગ્નેયી, એ બધાં માતાઓ અને સર્વ લોકોથી પૂજાયેલી યોગિનીઓ પ્રસન્ન થઇને મારાં પાપોનો નાશ કરો.

વીરભદ્રો મહાતેજા હિમકુન્દેન્દુસન્નિભઃ।
રુદ્રસ્ય તનયો રૌદ્રઃ શૂલાસક્તમહાકરઃ॥ ૯૮॥
સહસ્રબાહુઃ સર્વજ્ઞઃ સર્વાયુધધરઃ સ્વયમ્।
ત્રેતાગ્નિજનનો દેવસ્ત્રૈલોક્યાભયદઃ પ્રભુઃ॥ ૯૯॥
માતૃણાં રક્ષકો નિત્યં મહાવૃષભવાહનઃ।
ત્રૈલોક્યનમિતઃ શ્રીમાચ્છિવપાદાર્ચને રતઃ॥૧૦૦॥
યજ્ઞસ્ય ચ શિરશ્છેત્તા પૂષ્ણોર્દન્તવિનાશનઃ!
વહ્નેર્હસ્તહરઃ સાક્ષાદ્ ભગનેત્રનિપાતનઃ॥૧૦૧॥
પાદાંગુષ્ઠેન સોમાંગપેષકઃ પ્રભુસંજ્ઞકઃ।
ઉપેન્દ્રેન્દ્રયમાદીનાં દેવાનામંગરક્ષકઃ॥૧૦૨॥

સરસ્વત્યા મહાદેવ્યા નાસિકોષ્ઠાવકર્ત્તનઃ।
ગણેશ્વરો યઃ સેનાનીઃ સ મે પાપં વ્યપોહતુ॥૧૦૩॥

બધા ગણોના પરમાત્મા, ઉપેન્દ્ર, સેનાની, ઇન્દ્ર, યમાદિ દેવોનાં અંગોનું રક્ષણ કરનાર, પગના અંગૂઠાથી યમનાં અંગોના ચૂરેચૂરા કરનાર, ભગનાં નેત્રો ફોડનાર, વહ્નિના હાથોને હરનાર, પૂષાના દંતોને તોડનાર, દક્ષના શિરનું છેદન કરનાર, શંકરની પૂજા કરવામાં પ્રીતિ ધરાવનાર, ત્રિલોકથી વંદન કરાયેલા, ધર્મરૂપ વૃષભના વાહનવાળા, લોકમાતાઓના રક્ષણહાર, દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહવનીય એ ત્રિઅગ્નિરૂપ નેત્રવાળા, ત્રિલોકને નિર્ભયતા આપનાર, પોતે બધાં આયુધોને ધારણ કરનાર, હજારો બાહુઓવાળા, સર્વજ્ઞ, પોતાના વિશાળ બાહુમાં શૂળ ધારણ કરનાર, રુદ્રપુત્ર હોઈ રૌદ્ર, હિમ, કંદપુષ્પ તથા ઇન્દ્ર એટલે ચન્દ્રમા જેવી કાન્તિવાળા, મહાતેજસ્વી વીરભદ્ર મારાં પાપોનો નાશ કરો.

જ્યેષ્ઠા વરિષ્ઠા વરદા વરાભરણભૂષિતા।
મહાલક્ષ્મીર્જગન્માતા સા મે પાપં વ્યપોહતુ॥૧૦૪॥

જ્યેષ્ઠા, વરિષ્ઠા, વરદાન આપનારાં, સર્વ પ્રકારનાં શ્રેષ્ઠ આભૂષણોથી વિભૂષિત એવાં જગતનાં માતા મહાલક્ષ્મીજી મારાં પાપોનો વિનાશ કરો.

મહામોહા મહાભાગા મહાભૂતગણૈર્વૃતા।
શિવાર્ચનરતા નિત્યં સા મે પાપં વ્યપોહતુ॥૧૦૫॥

શિવજીની પૂજામાં નિત્ય નિમગ્ન રહેનારાં, પવિત્ર રુદ્રગણોથી વીંટળાયેલાં, અત્યંત મોહ પેદા કરનારાં, મહાભાગ્યવાન મહામાયા મારાં પાપોનો નાશ કરો.

લક્ષ્મીઃ સર્વગુણોપેતા સર્વલક્ષણસંયુતા।
સર્વદા સર્વગા દેવી સા મે પાપં વ્યપોહતુ॥૧૦૬॥

બધી અભીષ્ટ ચીજો દેનાર, સર્વત્ર ગમન કરનાર, સર્વ ગુણો તથા લક્ષણોથી યુક્ત લક્ષ્મીજી મારાં પાપોનો નાશ કરો.

સિંહારુઢા મહાદેવી પાર્વત્યાસ્તનયાવ્યયા।
વિષ્ણોર્નિદ્રા મહામાયા વૈષ્ણવી સુરપૂજિતા॥૧૦૭॥
ત્રિનેત્રા વરદા દેવી મહિષાસુરમર્દિની।
શિવાર્ચનરતા દુર્ગા સા મે પાપં વ્યપોહતુ॥૧૦૮॥

સિંહ પર બિરાજેલાં, મહાદેવી, પાર્વતીજીનાં અવિનાશી પુત્રી, શ્રીવિષ્ણુની નિદ્રારૂપ તથા દેવતાઓથી પૂજન કરાયેલાં મહામાયા વૈષ્ણવી, મહિષાસુરનું મર્દન કરનારાં, શિવજીનાં અર્ચનમાં પ્રીતિવાળાં, ત્રિનેત્રવાળાં, કલ્યાણકારિણી દુર્ગા દેવી મારાં પાપોનો નાશ કરો.

બ્રહ્માંડધારકા રુદ્રાઃ સર્વલોકપ્રપૂજિતાઃ।
સત્યાશ્ચ માનસાઃ સર્વે વ્યપોહન્તુ ભયં મમ॥૧૦૯॥

બ્રહ્માંડને ધારણ કરનારા, સઘળા લોકથી પૂજિત સત્ય એટલે પ્રત્યક્ષ અને મનમાં રહેલા સદ્ગુણો મને પેદા થયેલા ભયનો વિનાશ કરો.

ભૂતાઃ પ્રેતાઃ પિશાચાશ્ચ કૂષ્માંડગણનાયકાઃ।
કૂષ્માંડકાશ્ચ તે પાપં વ્યપોહન્તુ સમાહિતાઃ॥૧૧૦॥

ભૂત, પ્રેત, પિશાચ, કૂષ્માંડ ગણના નાયક તથા કૂષ્માંડો મારાં પાપોનો નાશ કરો.

અનેન દેવાઃ સ્તુત્વા તુ ચાન્તે સર્વં સમાપયેત્।
પ્રણમ્ય શિરસા ભૂમૌ પ્રતિમાસે દ્વિજોત્તમા॥૧૧૧॥
વ્યપોહનસ્તવં દિવ્યં યઃ પઠેચ્છૃણુયાદપિ।
વિધૂય સર્વપાપાનિ રુદ્રલોકે મહીયતે॥૧૧૨॥

આમ શંકર ભગવાનની સ્તુતિ કરીને પછી સર્વ પૂજાની સમાપ્તિ કરવી અને ભૂમિ પર શીશ નમાવીને દેવતાને પ્રણામ કરવા. જે મનુષ્ય પ્રત્યેક માસે આ લિંગપૂજન વ્રત કરે છે તથા આ દિવ્ય વ્યપોહન સ્તોત્રનો પાઠ કરે છે યા શ્રવણ કરે છે તે સઘળાં પાપોનો નાશ કરીને રુદ્રલોકમાં જાય છે ને માન પામે છે.

કન્યાર્થી લભતે કન્યાં જય કામો જયં લભેત્।
અર્થ કામો લભેદર્થં પુત્રકામો બહૂન્સુતાન્॥૧૧૩॥

કન્યાને મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યને કન્યા મળે છે. વિજયની ઇચ્છાવાળાને વિજય પ્રાપ્ત થાય છે. ધનની ઇચ્છાવાળાને ધન અને પુત્ર મેળવવાની ઇચ્છાવાળાને ઘણા પુત્રો પ્રાપ્ત થાય છે.

વિદ્યાર્થી લભતે વિદ્યાં ભોગાર્થી ભોગમાપ્નુયાત્।
યાત્યાત્ પ્રાર્થયતે કામાન્ માનવઃ શ્રવણાદિહ॥૧૧૪॥
તાત્સર્વાઞ્છીઘ્રમાપ્નોતિ દેવાનાશ્ચ પ્રિયો ભવેત્।

વિદ્યા મેળવવાની ઇચ્છાવાળાને વિદ્યા અને ભોગની ઇચ્છાવાળાને ભોગ પ્રાપ્ત થાય છે. આ સ્તોત્રનું શ્રવણ કર્યા બાદ મનુષ્ય જે જે ઇચ્છાઓ કરે છે તે બધી તરત પૂરી થાય છે અને તે દેવોની પ્રીતિ મેળવે છે.

પઠ્યમાનમિદં પુણ્યં યમુદ્દિશ્ય તુ પઠ્યતે॥૧૧૫॥
તસ્ય રોગા ન બાધન્તે વાતપિત્તાદિસમ્ભવાઃ।
નાકાલે મરણં તસ્ય ન સર્પૈરતિ દશ્યતે॥૧૧૬॥

જે મનુષ્યને ઉદ્દેશીને આ સ્તોત્રનો પાઠ કરવામાં આવે છે તેનું અકાળ મૃત્યુ થતું નથી, તેને વાત-પિત્તાદિજનિત રોગો થતા નથી ને તે મનુષ્ય સર્પાદિના ભયથી મુક્ત થાય છે.

યત્પુણ્યં ચૈવ તીર્થાનાં યજ્ઞાનાં ચૈવ યત્ફલમ્।
દાનાનાં ચૈવ યત્પુણ્યં વ્રતાનાં ચ વિશેષતઃ॥૧૧૭॥
તત્પુણ્યં કોટિગુણિતં જપ્ત્વા ચાપ્નોતિ માનવઃ।

તીર્થોમાં સ્નાન અને વ્રત, યજ્ઞ અને દાન કરવાથી મનુષ્યને જે ફળ મળે છે તેના કરતાં કોટિ કોટિ ગણું ફળ આ સ્તોત્રનો પાઠ કરવાથી મળે છે.

ગોઘ્નશ્ચૈવ કૃતઘ્નશ્ચ વીરહા બ્રહ્મહા ભવેત્॥૧૧૮॥
શરણાગતઘાતી ચ મિત્રવિશ્વાસઘાતકઃ।
દુષ્ટઃ પાપસમાચારો માતૃહા પિતૃહા તથા॥૧૧૯॥
વ્યપોહ્ય સર્વ પાપાનિ શિવલોકે મહીયતે॥૧૨૦॥

ગાયનો, બ્રાહ્મણનો, વીર પુરુષનો, શરણે આવેલાનો, માતાનો, પિતાનો તથા મિત્રનો વધ કરનારો, વિશ્વાસઘાત કરનાર તથા અનેક મહાપાપોથી યુક્ત કૃતઘ્ન અને દુષ્ટ મનુષ્ય દ્વારા આ સ્તોત્રનો પાઠ કરવાથી સઘળાં પાપોથી મુક્ત થાય છે અને તે શિવલોકને પામે છે.

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*સર્વ પાપોનો નાશ કરનારું વ્યપોહન સ્તોત્ર' નામનો ૮૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૩મો

# શિવનાં વ્રતોનું વર્ણન



ઋષય ઊચુઃ
વ્યપોહનસ્તવં પુણ્યં શ્રુતમસ્માભિરાદરાત્।
પ્રસંગાલ્લિંગદાનસ્ય વ્રતાન્યપિ વદસ્વ નઃ॥૧॥

ઋષિઓ બોલ્યા :

હે સૂત! આપે અમને વ્યપોહન સ્તોત્ર શ્રવણ કરાવ્યું તે અમે આદરથી સાંભળ્યું. હવે લિંગદાનનો પ્રસંગ આવ્યો છે તેથી તેની સાથે કરવાનાં વ્રત હોય તે પણ આપ અમને કહેવાની કૃપા કરો.

સૂતજી બોલ્યા:

હે શ્રેષ્ઠમુનિઓ! તમે પવિત્ર વ્રતો વિશે પૂછો છો માટે તે વિશે કહીશ.

નંદીએ પૂર્વે એ વ્રતો મહાજ્ઞાની સનત્કુમારને કહેલાં હતાં, તેમણે વ્યાસજીને કહ્યાં હતાં અને તેમની પાસેથી મેં શ્રવણ કરેલાં તે વ્રતો હવે હું તમને કહું છું.

દરેક મહિનાના સુદ ને વદ પક્ષની અષ્ટમી અને ચૌદસ એક વર્ષ પર્યન્ત શંકર ભગવાનની પૂજા કરીને જે માનવી નક્ત વ્રત કરે છે એટલે દિવસે નહીં પણ રાત્રે માત્ર એક જ વાર જમે છે તેને બધા યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે ને તે શ્રેષ્ઠ ગતિને પામે છે. બધાં પર્વોમાં એટલે અમાસ અને પૂનમે પૃથ્વીને ભોજનનું પાત્ર બનાવીને રાત્રે એકવાર જમે છે તેને એક અહોરાત્રમાં ત્રણગણું ફળ મળે છે. દરેક મહિનાના બેઉ પક્ષોની પ્રતિપદા ને પાંચમે જે મનુષ્ય ક્ષીરધારા વ્રત કરે છે એટલે માત્ર દૂધ પીને જ અનશન કરે છે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. કૃષ્ણપક્ષની અષ્ટમીથી ચૌદસ સુધી જે મનુષ્ય શંકરની પૂજા કરીને રાત્રે જ ભોજન કરે છે તે બધી જાતના ભોગોને મેળવીને બ્રહ્મલોકમાં જાય છે, ક્રોધને જીતીને, બ્રહ્મચર્યનું પાલન કરીને, શિવજીના ધ્યાનમાં પરાયણ રહીને પૂનમે તથા અમાવાસ્યાના દિને એ જે મનુષ્ય એક વર્ષ પર્યન્ત

કેવળ રાત્રે જ ભોજન કરે છે અને વર્ષાન્તે વ્રત પૂરું થયા પછી બ્રાહ્મણોને વિધિસર ભોજન કરાવે છે તે શિવલોકને પ્રાપ્ત કરે છે.

અનશન કરવા કરતાં ભિક્ષાવૃત્તિ શ્રેષ્ઠ છે, ભિક્ષા કરતાં અયાચક રીતે આણેલું અન્ન શ્રેષ્ઠ છે; યાચના નહીં કરેલ એવા અયાચિત અન્ન કરતાં દિવસમાં માત્ર એક જ વાર રાત્રે ભોજન કરવું ઉત્તમ છે, તેથી નક્ત વ્રત –રાત્રે ભોજન કરવું, દેવો પહેલા પ્રહરમાં ભોજન કરે છે, મધ્યાહ્ને ઋષિમુનિઓ, અપરાહ્ન કાળે પિતૃઓ ને સંધ્યાકાળે ગુહ્યકો – આદિ ભોજન કરે છે. એટલા માટે સર્વ કાળના ભોજન કરતાં નક્ત ભોજન શ્રેષ્ઠ છે.

હવિષ્ય ભોજન, સ્નાન, સત્ય, અલ્પાહાર, અગ્નિહોત્રને પૃથ્વી પર શયન- એટલા નિયમોનું નક્ત ભોજન કરનારે આચરણ કરવું.

ધર્મ, અર્થ, કામ ને મોક્ષ મળે, બધાં પાપોથી મુક્ત થવાય તે માટે દર મહિને શંકર ભગવાનનું શ્રેષ્ઠ વ્રત કરવાના નિયમો હવે કહું છું.

પૂનમે પૂરા થતા મહિનાની આખરે પોષ માસમાં મહાદેવજીને ઘી વગેરેથી સ્નાન કરાવીને વિધિસર પૂજા કરવી, યવ અન્ન યા ઘી–દૂધ સાથે ભાતનું નૈવેદ્ય અર્પવું. સત્યવાદી બનવું, ગુસ્સો નહીં કરવો, આખો માસ વિધિસર શિવજીની પૂજા કરવી ને ઘઉં તથા ચોખાની વાનગીઓનું ઘી–દૂધ સાથે દિવસમાં કેવળ એક જ વખત રાત્રે ભોજન કરવું. કૃષ્ણ પક્ષની પ્રતિપદાથી મહિનો ગણીને પૂનમે પૂરો થાય તે રીતે વ્રત કરવું. વદ ને સુદ પક્ષની બન્ને અષ્ટમીઓના દિવસે ઉપવાસ કરવો. ભૂમિ પર પથારી કરીને શયન કરવું. બ્રાહ્મણોને દૂધપાક અને ઘી યુક્ત પદાર્થોનું ભોજન કરાવવું અને શાન્તિ સુક્તનો પાઠ કરવો. દેવાધિદેવ શંકર ભગવાનને નિમિત્તે કપિલા ગાયનું અને વૃષભનું દાન કરવું.

આ મુજબ વ્રત કરનારને અગ્નિલોકની પ્રાપ્તિ થાય છે. ત્યાં તે ઘણા ભોગો ભોગવીને અંતે મુક્તિ મેળવે છે.

માઘ મહિનામાં દરરોજ ભવ ભગવાનનું વિધિસર પૂજન કરવું. જિતેન્દ્રિય રહેવું અને ઘીવાળી ખીચડીનું સાંજે ભોજન કરવું, વદ અને સુદ પક્ષની ચૌદસે ઉપવાસ કરવો. પૂનમને દિવસે રુદ્રને ઘૃતકંબલ અને કૃષ્ણ વર્ણની ગાય તથા વૃષભનું દાન કરવું અને શંકરની પૂજા કરવી. યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવવું. આ મુજબ પૂજા કરનાર મનુષ્યને ધર્મલોકની પ્રાપ્તિ થાય છે તથા યમની સાથે આનંદ કરે છે.

ફાલ્ગુન મહિનામાં ઘી તથા દૂધમાં રાંધેલો સામો રાત્રે ખાવો. ક્રોધરહિત અને જિતેન્દ્રિય થવું, બેઉ પક્ષોની ચૌદસ અને અષ્ટમીને દિવસે ઉપવાસ કરવો. પૂનમને દિવસે મહાદેવજીને વિધિસર સ્નાન કરાવીને તેમની પૂજા કરવી. શૂલપાણિ શંકર ભગવાનને નિમિત્તે લાલ રંગની ગાય તથા વૃષભનું દાન કરવું. બ્રાહ્મણોને જમાડવા. સદાશિવ પરમાત્માની પ્રાર્થના કરવી. આ મુજબ નકત વ્રત કરનાર મનુષ્ય ચન્દ્રમાના સાયુજ્યને પામે છે, તેમાં શંકા નથી.

ચૈત્ર મહિનામાં પણ રુદ્ર દેવનું પૂજન કરીને નક્ત ભોજન કરવું. ઘી–દૂધ સહિત આનંદપૂર્વક ભાત ખાવો. હે મુનિશ્રેષ્ઠો! ગાયની કોઢમાં રાત્રે ભૂમિ પર શયન કરવું. શંકર ભગવાનનું સ્મરણ કરવું. પૂનમને

દિવસે શિવજીને સ્નાન કરાવીને પૂજા કરવી અને શિવજીને નિમિત્તે સફેદ રંગની ગાય તથા બળદનું દાન કરવું. બ્રાહ્મણોને ભોજન કરાવવું. આમ કરવાથી નિર્ઋતિનું સ્થાન પ્રાપ્ત થાય છે.

વૈશાખ માસમાં નક્ત ભોજન કરવું. પૂનમે સદાશિવ ભગવાનને પંચગાય તથા ઘી વગેરેથી સ્નાન કરાવીને પૂજા કરવી ને શ્વેત ગૌ તથા વૃષભનું દાન કરવું. આ વ્રત કરનાર મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.

જેઠ મહિનામાં ઉમાપતિ મહેશ્વરનું શ્રદ્ધા ને ભક્તિથી પૂજન કરીને નક્ત ભોજન કરવું, રાતા ચોખાનો ભાત મધ ને ઘી સાથે જમવો. રાત્રે વીરાસને બેસીને ગૌસેવા કરવી. પૂર્ણિમાને દિવસે શંકર ભગવાનની પૂજા કરવી. શિવજી ભગવાનને દૂધમાં રાંધેલા ભાતનું નૈવેદ્ય અર્પણ કરવું. યથા શક્તિ બ્રહ્મભોજન કરાવવું. ધૂમ્રવર્ણનાં ગૌ-વૃષભનું જોડું દાન કરવું, આ પ્રમાણે નક્ત વ્રત કરનાર મનુષ્ય વાયુલોકમાં માન પામે છે.

આષાઢ માસમાં પણ ઉપર પ્રમાણે જ શંકર ભગવાનની પૂજા કરવી. ઘી, ખાંડ, દૂધ સાથે સાથવાનું નક્ત ભોજન કરાવવું. પૂનમે શંકર ભગવાનને ઘૃત સ્નાન કરાવીને વિધિસર પૂજા કરવી. શ્રોત્રિય અને વેદમાં પારંગત એવા વિદ્વાન બ્રાહ્મણોને ભોજન કરાવવું. ગૌર વર્ણનાં ગાય-વૃષભ દાનમાં આપવાં.

શ્રાવણ મહિનામાં શંકર ભગવાનનું પૂજન કરીને સાઠી ચોખાના ભાતનું નક્ત ભોજન કરવું. પૂનમે ઘી વગેરેથી મહાદેવજીને સ્નાન કરાવીને વિધિસર પૂજા કરવી. વિદ્વાન બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવવું. જેના આગળના પગ સફેદ હોય તેવાં ચિત્રવર્ણાં ગાય ને વૃષભનું દાન કરવું. આમ નક્ત વ્રત કરનાર મનુષ્યને વાયુનું સાયુજ્ય પ્રાપ્ત થાય છે. વળી તે વાયુ સમાન સર્વત્ર ગમન કરનારો થાય છે.

ભાદ્રપદ માસમાં મહેશ્વર ભગવાનની પૂજા કરવી ને એકટંક ભોજન કરવું. બ્રાહ્મણોને જમાડવા. દિવસે ઝાડના મૂળ પાસે આશ્રય કરવો. પૂર્ણિમાને દિવસે શંકર ભગવાનની પૂજા કરવી. નીલ વર્ણની ગાય અને બળદનું ભક્તિ ભાવે વિધિસર દાન કરવું. આમ નક્ત વ્રત કરનાર મનુષ્ય યક્ષલોકને પામીને યક્ષરાજ-કુબેર થાય છે.

આશ્વિન મહિનાની પૂનમે શંકર ભગવાનને ઘી-થી અનુલેપન કરીને સ્નાન કરાવવું. દરરોજ નિયમ મુજબ તેમની પૂજા કરતા રહીને નક્ત ભોજન એટલે રાત્રે એકટંક ભોજન કરવું. શિવજીના ભક્ત બ્રાહ્મણોને પૂનમને દિને જમાડવા. ઊંચી ને પહોળી છાતીવાળો નીલ વર્ણનો બળદ અને ગાયનું દાન કરવું. આ મહિનામાં નક્ત વ્રત કરવાથી ઇશાનલોકની પ્રાપ્તિ થાય છે.

કાર્તિક મહિનામાં હરરોજ શંકર ભગવાનની પૂજા કરવી અને દૂધ-ઘૃત સહિત ભાતનું નક્ત ભોજન કરવું. પૂનમને દિને શંકર ભગવાનને સ્નાન કરાવીને વિધિસર તેમની પૂજા કરવી ને તેમને ચરુનું નૈવેદ્ય અર્પણ કરવું. યથાશક્તિ બ્રહ્મભોજન કરાવવું. કપિલ વર્ણનો બળદ અને ગાય દાનમાં આપવાં. આ મુજબ નક્ત ભોજન કરનાર મનુષ્ય સૂર્યનારાયણનું સાયુજ્ય મળે છે.

માર્ગશીર્ષ માસમાં પણ મહાદેવજીની રોજ પૂજા કરીને ઘી અને દૂધ સાથે જવના અન્નનું નક્ત ભોજન કરવું. પૂર્ણિમાએ ઉપર કહેલા વિધાન પ્રમાણે શંકર ભગવાનનું પૂજન કરીને વેદના પારંગત ગરીબ

બ્રાહ્મણોને ભોજન કરાવવું. પાંડુર વર્ણના બળદ અને ગાયનું વિધિસર દાન કરવું. આ મહિનામાં નક્ત વ્રત કરનાર મનુષ્ય શિવલોકને મળે છે અને ત્યાં શિવજી અને ઉમા દેવી સાથે આનંદ કરે છે.

નક્ત વ્રત કરનાર મનુષ્યે સત્ય, અહિંસા, અસ્તેય (ચોરી ન કરવી), બ્રહ્મચર્ય, ક્ષમા, દયા – એ વ્રતોનું પાલન, ત્રણવાર સ્નાન, અગ્નિહોત્ર અને ભૂમિ પર સૂવું. બન્ને પક્ષોની ચૌદસ તથા અષ્ટમીને દિવસોએ અનશન કરવું.

હે ઋષિવર્યો! આ મુજબ પ્રત્યેક મહિને કરવાનું શિવજીનું વ્રત મેં તમને કહ્યું. આખું વર્ષ આ વ્રત કરવું યા બીજા કોઇપણ મહિનાથી કે તિથિના ક્રમે એટલે દરેક માસની બેઉ અષ્ટમીએ, ચૌદસે યા પૂર્ણિમાએ કરવું. આ વ્રત કરનાર મનુષ્ય જ્ઞાનયુક્ત યોગ એટલે જ્ઞાનસ્વરૂપ મહાદેવજીનું જ્ઞાન મેળવી શંકર ભગવાનનું સાયુજ્ય પામે છે. ૧-૫૪

કુર્યા દ્વર્ષં ક્રમેણૈવ વ્યુત્ક્રમેણાપિ વા દ્વિજાઃ।
સ યાતિ શિવસાયુજ્યં જ્ઞાનયોગમવાપ્નુયાત્॥૫૪॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શિવના વ્રતોનું વર્ણન' નામનો ૮૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૪મો



# ઉમા મહેશ્વર વ્રત

સૂત ઉવાચ॥
ઉમા મહેશ્વરં વક્ષ્યે વ્રતમીશ્વરભાષિતમ્।
નરનાર્યાદિજન્તૂનાં હિતાય મુનિસત્તમા॥૧॥

સૂતજી બોલ્યાઃ

હે મુનિશ્રેષ્ઠો! સ્ત્રી અને પુરુષ આદિ સઘળા પ્રાણીઓના હિત માટે સાક્ષાત્ શંકર ભગવાને કહેલું ઉમા મહેશ્વરનું વ્રત તમને કહું છું.

પૂનમ, આઠમ, ચૌદસ અને અમાવાસ્યાના દિવસોએ હવિષ્યાન્ન-જમીને એક વર્ષ સુધી નક્ત વ્રત કરવું ને તે વખત દરમિયાન સદાશિવ ભગવાનની અને ઉમાની સુવર્ણ યા રૂપાની પ્રતિમાઓનું પૂજન કરવું. એ દિવસોએ બ્રાહ્મણોને ભોજન કરાવવું અને તેમને યથાશક્તિ દક્ષિણા આપવી.

આ પ્રમાણે એક વર્ષ પર્યન્ત વ્રત કર્યા બાદ જ્યારે એ વ્રત સમાપ્ત થાય ત્યારે શિવજી અને ઉમાની મૂર્તિની રથમાં સ્થાપીને તેમના પર છત્ર ધરવું. તેમને ચામર ઢોળવાં ને એ પ્રમાણે ભવ્યતાથી રથને શિવાલય તરફ ખેંચી લઈ જવો. બેઉ મૂર્તિઓને રથમાંથી ઉતારીને સન્માનપૂર્વક શિવાલયમાં લઈ જવી ને મંદિરમાં તે સ્થાપીને પોતે કરેલું વ્રત શિવજીને અર્પવું.

હે પ્રભો! – અત્રે નંદી ને સનતકુમાર વચ્ચે સંવાદ ચાલતો આવતો હોવાથી હે પ્રભો! નું સંબોધન સનતકુમાર વિશે સમજવું – આ મુજબ વ્રત કરનાર પુરુષ કે સ્ત્રી શિવ-પાર્વતીજીના સાયુજ્યને પામે છે.

અષ્ટમીએ ને ચૌદસે ઉપવાસ અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને ઉમા મહેશ્વરનું વ્રત કરનાર સૌભાગ્યવતી સ્ત્રી કે કન્યા કે વિધવાએ ઉમા મહેશ્વરની સોનાની કે ચાંદીની મૂર્તિઓનું દરરોજ પૂજન કરવું. દિવસ દરમિયાન ઉપવાસ કરવો ને નક્ત ભોજન કરવું. દરેક મહિનામાં આવતી બન્ને અષ્ટમી અને બેઉ ચૌદસે અખંડ ઉપવાસ કરવો. આ પ્રમાણે એક વર્ષ પર્યન્ત આ વ્રત કરવું. વર્ષની આખરે વ્રત સમાપ્ત થયા બાદ ઉમા-મહેશ્વરની મૂર્તિઓને વિધિસર રથમાં સ્થાપીને ઠાઠમાઠથી વાજતેગાજતે શિવાલયમાં લઈ જઇને તેમનું પૂજન કરવું. પછી પોતે કરેલું વ્રત ઉમા મહેશ્વરને અર્પવું.

ત્યારબાદ બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવવું. આ વ્રત કરનાર સ્ત્રી, ભવાની સાથે આનંદનો અનુભવ કરે છે. જે સ્ત્રી માત્ર વદ ચૌદશને દિવસે આ પ્રમાણે એક વર્ષ સુધી વ્રત કરીને ઉમામહેશ્વરની મૂર્તિઓ શિવાલયમાં સ્થાપીને તેમને પોતાનું વ્રત અર્પણ કરે છે અને બ્રહ્મભોજન કરાવે છે તે ભવાની જોડે આનંદ કરે છે.

ઉમા મહેશ્વરનું વ્રત કરનાર નારીએ એક વર્ષ પ્રત્યેક અમાવાસ્યાએ ઉપવાસ કરવો; જિતેન્દ્રિય રહેવું. શંકર ભગવાનને સ્નાન કરાવવું તથા સુવર્ણ જેવી કર્ણિકાઓવાળા એક સહસ્ર કમળથી ભક્તિભાવે તેમનું પૂજન કરવું. એક વર્ષ પૂરું થયે મહેશ્વરને વિધિસર ત્રિશૂળ અર્પવું. બ્રહ્મભોજન કરાવીને દક્ષિણા આપવી. સ્ત્રીએ ઇચ્છા કે અનિચ્છાએ કરેલા ગર્ભપાત વગેરેનાં પાપો ત્રિશૂળનું દાન દેવાથી નાશ પામે છે. હે મુનિશ્રેષ્ઠો! આ વ્રત કરવાથી સ્ત્રી અને પુરુષ ઉમા મહેશ્વરનું સાયુજ્ય પામે છે.

પ્રમાદરહિત થઇને પૂનમ યા અમાવાસ્યાના દિવસે આ વ્રત કરનાર પુરુષ યા સ્ત્રી ઉપર્યુક્ત ફળને પામે છે. હે ઋષિઓ! પતિની આજ્ઞાથી જ સ્ત્રીઓ જપ, વ્રત, દાન વગેરે કરી શકે. પતિની આજ્ઞા વિના સ્ત્રીઓ તે કરી શકે નહીં, એવું શાસ્ત્રનું વિધાન છે. વર્ષાન્તે સ્ત્રીએ વ્રતનું ફળ ઉમાની મૂર્તિને અર્પવું. આ મુજબ વ્રત કરનાર સ્ત્રી ભવાની સાથે સાયુજ્ય તથા તેમના અભેદ સ્વરૂપને પામે છે, એ સાચી વાત છે; સર્વથા સત્ય છે.

અહિંસા, ક્ષમા, બ્રહ્મચર્ય વગેરેનું પાલન કરવાની સાથે જે સ્ત્રી કાર્તિક મહિનામાં નક્ત ભોજન કરે છે અને શંકર ભગવાનને એક ભાર વજન જેટલા કાળા તલ અને ઘૃત તથા ગોળ સહિત ભાતનું નૈવેદ્ય અર્પે છે તથા યથાશક્તિ બ્રહ્મભોજન કરાવે છે ને આઠમ તથા ચૌદસને દિને ઉપવાસ કરે છે તે સ્ત્રી ભવાની સાથે આનંદ કરીને તેમની સાથે અભેદભાવને પામે છે.

બધાં વ્રતોનું આચરણ કરવામાં સત્ય, ક્ષમા, દયા, દાન, શૌચ ને ઇન્દ્રિયોના સંયમ આદિ નિયમોનું પાલન કરવું જોઇએ એવો સામાન્ય ધર્મ છે. હવે દરેક મહિને રુદ્રનું પૂજન કરવાનો વિધિ તમને સંક્ષિપ્તમાં કહું છું.

માર્ગશીર્ષ મહિનાની પૂનમથી આરંભ કરીને કાર્તિક માસ પર્યન્ત ક્રમ મુજબ કરવાનું આ પવિત્ર વ્રત નંદીએ સનતકુમારને કહ્યું છે. આ વ્રત માર્ગશીર્ષ મહિનાની પૂનમથી શરૂ કરવું અને પ્રત્યેક પૂર્ણિમાએ દર મહિને કરતા રહીને વર્ષ આખરે કાર્તિકી પૂનમે સમાપ્ત કરવું. બધાં અંગોથી પરિપૂર્ણ એવા હૃષ્ટપુષ્ટ સુંદર વૃષને સુપેરે અલંકૃત કરીને માર્ગશીર્ષ મહિનાની પૂનમે સદાશિવને અર્પણ કરવો. આ વ્રત કરનાર સ્ત્રી

ભવાની સાથે સાયુજ્ય પામીને આનંદ કરે છે. પોષ મહિનામાં મહેશ્વરની વિધિસર પૂજા કરીને તેમને ત્રિશૂળ અર્પનાર ભવાની જોડે સાયુજ્ય પામે છે.

માઘ મહિનામાં બધાં સાધનો ને લક્ષણોથી યુક્ત રથ બનાવીને, મહેશ્વરની પૂજા કરીને તેમને અર્પવો. બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવવું. આ વ્રત કરનાર મહાભાગ્યવાળી સ્ત્રી, ઉમા દેવી જોડે આનંદ મેળવે છે.

ફાગણ માસમાં સુવર્ણ, રજત યા તાંબું — એ ધાતુઓમાંથી ઉમા મહેશ્વરની મૂર્તિ કરાવીને તેની પ્રતિષ્ઠા કરીને વિધિસર તેની પૂજા કરવી અને ત્યાર બાદ શિવાલયમાં તેનું સ્થાપન કરવું. એ પ્રમાણે વ્રત કરનાર સ્ત્રી મહાદેવી ઉમાના અભેદ સ્વરૂપને પામે છે તેમાં શંકા નથી.

ચૈત્ર મહિનામાં શંકર, સ્કંદ તથા દેવી પાર્વતીની તાંબુ આદિ ધાતુની મૂર્તિ બનાવીને વિધિસર પૂજન કરવું. એ મૂર્તિનું શંકર ભગવાનના નિમિત્તે બ્રાહ્મણને દાન આપવું. કુબેરના ધામ સમાન એક ભવ્ય શિવાલય રૂપામાંથી બનાવવું. તેમાં ગણેશ્વરોથી વીંટળાયેલાં ઉમા મહેશ્વરની વિધિ સહિત સ્થાપના કરવી.

વૈશાખ મહિનામાં કરાતું વ્રત કૈલાસવ્રત કહેવાય છે. તે કરનાર મનુષ્ય કૈલાસધામને પામ્યા પછી ભવાનીનું સાયુજ્ય પામે છે.

જ્યેષ્ઠ મહિનામાં ઉમાપતિ મહાદેવજીના લિંગની મૂર્તિ કરાવવી. લિંગની આજુબાજુ બ્રહ્માજી અને શ્રીવિષ્ણુ તથા મધ્યમાં બન્ને હસ્ત જોડીને ભવ ઊભેલા હોય અને તેમની પાસે હંસ તથા વારાહ બેઠલા હોય તેવી તાંબાની મૂર્તિ બનાવડાવીને તેનું વિધિસર પૂજન કરીને બ્રાહ્મણો સાથે શિવાલયમાં જઇને તેની સ્થાપના કરવી. શિવજીના નિમિત્તે કલ્યાણ થવા માટે બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવવું. આ વ્રત કરનાર નારી ઉમામહેશ્વરનું સાયુજ્ય પામે છે.

આષાઢ મહિનામાં ઈંટોના ચણતરવાળું ગૃહનિર્માણ પદ્ધતિસર બધા વૈભવયુક્ત સુંદર ઘર બનાવડાવવું. બધી જાતનાં અનાજ, ગોળ, ઘી, તેલ વગેરે પ્રાથમિક આવશ્યકતાની તમામ ઉપયોગી ચીજ-વસ્તુઓ તેમાં ગોઠવીને તેને સુશોભિત કરવું. ઘરવપરાશ માટે ખાંડણી-સાંબેલું રાખવું. ભોજન ને સૂવાને માટેનાં બધાં સાધનો ઘરમાં વસાવવાં. ઘરને બધી તરફથી વસ્ત્ર-આચ્છાદિત કરવું. ઘરમાં ચંદરવો બાંધવો. સેવા માટે દાસ-દાસીઓ રાખવાં. ગૃહમાં એટલે શિવાલયમાં ઉમાપતિ શંકરને સ્થાપીને ઘી વગેરેથી સ્નાન કરાવવું તથા તેમની પૂજા કરવી. એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવવું. વિદ્યા ને વિનયપૂર્વક, વેદમાં પારંગત અને બ્રહ્મચારી બ્રાહ્મણનું વિધિસર તથા ભક્તિભાવે પૂજન કરવું ને તેને પૂજારી કરવો. ગાય-બળદની એક જોડ, એક ખેતર અને આજીવન ઘરમાં રહી શકે તેવી એક સુંદર કન્યા ગાન-વાદન વગેરે કરવાને એ ગૃહને અર્પવી.

આ વ્રત કરનાર સ્ત્રી મેરુ પર્વત જેવા વિશાળ ને વિધવિધ પ્રકારનાં દિવ્ય યાનોમાં બેસી ગોલોકને પામે છે. એ સ્ત્રી બધા કલ્પોમાં ભવાની જેવી અવિનાશી થઇને ભવાનીનું સાયુજ્ય પામે છે.

શ્રાવણ મહિનામાં તેવું જ એક સુંદર ઘર શિવજીને અર્પણ કરવું. ઘરમાં ચંદરવો બાંધવો. બધી ધાતુઓમાંથી બનાવેલ એક વિચિત્ર ધ્વજ ઘર પર ફરકાવવો. શંકર ભગવાનને તલ અર્પવા. બ્રાહ્મણોને બ્રહ્મભોજન આપવું. તેમને દક્ષિણા દેવી. આ વ્રત કરનાર સ્ત્રીને અગાઉ જણાવેલું પુષ્કળ ફળ મળે છે.

ભાદ્રપદ માસમાં પૂર્વે જણાવ્યા પ્રમાણેનું ઘર શંકરને અર્પણ કરવાની સાથે પહાડ જેવો ચોખાનો ઢગલો કરી શંકરને અર્પવો. બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવીને દક્ષિણા દેવી. આ વ્રત કરનાર સ્ત્રી સૂર્યનારાયણનાં કિરણો જેવાં કાન્તિમાન ભવાની સાથે હર્ષ પામે છે.

આશ્વિન માસમાં પણ તેવું જ શિવગૃહ બનાવીને શિવજીને અર્પવું. તેમાં વિવિધ પ્રકારનાં અનાજ રાખવાં. એ ઘરને બધી જાતનાં રત્નોથી સુશોભિત કરવું. તેના પર ચાર શિખર બનાવીને સર્વ ધાતુઓ યુક્ત એવા કળશ શિવાલયના શિખર પર ગોઠવવા. ઘરમાં ચંદરવો પણ બાંધવો. તેમાં મોટું છત્ર શિવાલયમાં રાખવું. જુદી જુદી જાતના સુગંધીદાર ધૂપ અને પુષ્પ વગેરેથી તેને સૌરભયુક્ત ને સુશોભિત કરવું. એ શિવાલયમાં નૃત્ય-ગાન કરાવવાં. વીણા-શંખ વગાડવાં. વેદઘોષ કરવા. મંગલ સ્તુતિનાં ગાન કરવાં.

એ શિવાલયમાં ત્રિલોકના આધારરૂપ મેરુ પર્વતનું ચિત્ર કરવું. તેમાં આઠ મહાધ્વજ પણ ચીતરવા. વળી તેમાં સુંદર ફૂલોનાં ઉદ્યાન બનાવવાં. એ મેરુ પર્વતના શિખર પર મધ્યે, ધાતુમાંથી નિર્માણ કરેલા શિવલિંગનું સ્થાપન કરવું. જમણી બાજુ બ્રહ્માજી, ડાબી તરફ દેવાધિદેવ નારાયણ અને ઇન્દ્ર વગેરે લોકપાલોનું સ્થાપન કરવું. શ્રદ્ધાભક્તિથી શંકર ભગવાનનું વિધિસર પૂજન કરવું. મહાદેવજીના જમણા હાથમાં દેવોએ પૂજેલું ત્રિશૂળ આપવું, ડાબા હાથમાં પાશ આપવો. શ્રીવિષ્ણુ ભગવાનના ચારે હસ્તોમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરાવવાં.

પિતામહ બ્રહ્માજીના હસ્તમાં અક્ષસૂત્ર એટલે જપમાળા ને કમંડળ ધારણ કરાવવાં. ઇન્દ્રના હસ્તમાં વજ્ર અને અગ્નિના હસ્તમાં શક્તિ નામે શસ્ત્ર આપવું. યમને દંડ, નિર્ઋતિને ખડ્ગ, વરુણને અદ્‌ભુત તથા ભયંકર એવો **'નાગ'** નામે મહાપાશ, વાયુને યષ્ટિ, કુબેરને લોકાદર પામેલી ગદા તથા ઇશાનને ટંક — એમ ક્રમશઃ આયુધો ધારણ કરાવવાં. ભગવાન શિવજીની મહાપૂજા કરવી. દૂધમાં રાંધેલા ભાતનું નૈવેદ્ય અર્પણ કરવું. તેની સાથે અન્ય દેવોનું પણ યથાશક્તિ પૂજન કરવું. પછી બ્રાહ્મણોને બ્રહ્મભોજન કરાવવું. આ મહામેરુ વ્રત કરીને મહાદેવજીને અર્પણ કરવું. આ વ્રત કરનાર નારી મહામેરુને પ્રાપ્ત થઇને મહાદેવી ઉમાના સાયુજ્યને પામી ચિરકાળ સુધી તેમની સાથે નિવાસ કરે છે.

એ જ પ્રમાણે કારતક મહિનામાં પણ જે સ્ત્રી મહેશ્વર અને ઉમા દેવીને સુવર્ણ વગેરેનાં આભરણોથી વિભૂષિત કરીને તેમની વિધિસર સ્થાપના કરે છે અને તેની સમક્ષ કન્યાદાન કરનાર નારાયણ ભગવાનને સર્વ અલંકારોથી શણગારીને તથા હસ્તમાં સ્રુવ લઇને પિતામહ બ્રહ્માજી અગ્નિમાં આહુતિ આપતા હોય ને લોકપાલો તથા સિદ્ધો તેમને વીંટળાઇને રહેલા હોય તે રીતે સ્થાપે છે. તેમની પૂજા કરીને રુદ્રાલયમાં શંકર ભગવાનને ભક્તિપૂર્વક વ્રત અર્પે છે તે ભવાનીના દેહને પ્રાપ્ત કરીને ભવાની સાથે સુખાનુભાવ કરે છે.

હે મુનિશ્રેષ્ઠો! માર્ગશીર્ષ મહિનાથી પ્રારંભ કરીને કાર્તિક માસ પર્યન્ત દર મહિને કરવાનું આ નક્ત વ્રત નર-નારી સર્વના હિત માટે મેં તમને શ્રવણ કરાવ્યું.

જો આ વ્રત નર કરે તો શંકર ભગવાનના અભેદ સ્વરૂપને પામે છે ને નારી કરે તો ઉમા દેવી સાથે સાયુજ્ય પામે છે. આ વ્રત સદાશિવ ભગવાને કહેલું છે. ૧-૭૨

નરઃ કૃત્વા વ્રતં ચૈવ શિવસાયુજ્યમાપ્નુયાત્।
નારી દેવ્યા ન સન્દેહઃ શિવેન પરિભાષિતમ્॥૭૨॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'ઉમા મહેશ્વર વ્રત' નામનો ૮૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૫મો

# પંચાક્ષર મંત્રનો જપ કરવાનો વિધિ



સૂત ઉવાચ॥
સર્વવ્રતેષુ સંપૂજ્ય દેવદેવમુમાપતિમ્।
જપેત્પઞ્ચાક્ષરીં વિદ્યાં વિધિનૈવ દ્વિજોત્તમાઃ॥૧॥

સૂતજી બોલ્યા:

હે ઋષિવર્યો! જ્યારે બધાં વ્રતો કરાતાં હોય, ત્યારે દેવાધિદેવ ઉમાપતિ સદાશિવ ભગવાનનું પૂજન કરીને પંચાક્ષર મંત્ર **'ૐ નમઃ શિવાય'** — નો વિધિસર જપ કરવો. આ જપથી જ વ્રતો સંપૂર્ણ થાય છે, તેથી વ્રતના કાર્યમાં પવિત્ર પંચાક્ષર મંત્રનો જપ કરવો.

ઋષિઓ બોલ્યા:

હે મહાભાગ્યવંત સૂત! આપ કહો છો તે યોગ્ય જ છે. આપ જે પંચાક્ષર મંત્ર વિશે કહો છો, તે કયો મંત્ર છે ને એનો પ્રભાવ શો છે, તેમ જ તેના જપની શરૂઆત શી રીતે કરવી તે અમને આપ કહો. તે શ્રવણ કરવાને અમે ઇચ્છુક છીએ.

સૂતજી બોલ્યા:

દેવાધિદેવ શંકરે પૂર્વે એ પવિત્ર મંત્ર, તેનો પ્રભાવ ને તેના જપ કરવાનો વિધિ પાર્વતી દેવીને કહેલો તે વિશે હું તમને સંક્ષિપ્તમાં કહું છું:

પાર્વતી દેવી બોલ્યાં:

દેવોના દેવ હે ઈશ! હે સર્વ લોકોના નાથ! **પંચાક્ષર મંત્ર**નું માહાત્મ્ય હું યથાર્થ રીતે શ્રવણ કરવા માગું છું, તે આપ મને કહો.

શંકર ભગવાન બોલ્યા:

હે દેવી! **પંચાક્ષરનો મહિમા** કોટિ કોટિ વર્ષો પર્યંત પણ પૂરેપૂરો કહેવાય તેમ નથી, તેથી હું તે તમને સંક્ષિપ્તમાં કહું છું, તે શ્રવણ કરો.

કલ્પનો આખરે પ્રલય અંતે સ્થાવર તથા જંગમ સકળ સૃષ્ટિ; દેવતાઓ, અસુરો, ઉરગો અને રાક્ષસો નાશ પામ્યા હતા. પ્રકૃતિભાવને પ્રાપ્ત થયેલું સકળ જગત પ્રકૃતિરૂપ તમારા સ્વરૂપમાં લય પામ્યું હતું. તે વખતે જ હું એકલો અસ્તિત્વમાં હતો. તે વખતે મારા સિવાય બીજું કંઇપણ કશેય નહોતું; પણ એ પંચાક્ષર મંત્રમાં વેદો ને શાસ્ત્રો હતાં. મારી શક્તિથી મેં તેમની રક્ષા કરી, તેથી તે નાશ પામ્યાં નહોતાં. હું એક હતો છતાં મેં મારા સ્વરૂપના પ્રકૃતિભાવને અનુસરીને બે ભાગ કર્યા હતા. મારું દ્વિતીય સ્વરૂપ નારાયણનું હતું. તેણે માયામય દેહ ધારણ કર્યો હતો.

પ્રલયકાળના જળની મધ્યે યોગરૂપ પર્યંકના આસ્તરણ પર તે વખતે શયન કરતું હોય છે. તેમના નાભિકમળમાંથી પિતામહ બ્રહ્માજી ઉત્પન્ન થાય છે. ત્રિલોકનું સર્જન કરવાને હું અશક્ત ને નિઃસહાય

હતો. એ વખતે પિતામહ બ્રહ્માજીએ દસ તેજસ્વી પુત્રોને પોતાના મનથી ઉત્પન્ન કર્યા. એ માનસ પુત્રોને ઉત્પન્ન કર્યા પછી તેમણે બીજી સૃષ્ટિ કરવા માટે મને કહ્યું. વળી બ્રહ્માજીએ મને કહ્યું કે, હે મહેશ્વર! મારા માનસપુત્રોને સૃષ્ટિનું સર્જન કરવાની શક્તિ આપો.

પિતામહ બ્રહ્માજીએ મને આમ કહ્યું તેથી કમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્માજીને મેં મારા પંચમુખેથી એ મંત્રના પંચાક્ષરો કહ્યા. લોકોના પિતામહ બ્રહ્માજીએ એ અક્ષરોને પંચમુખેથી ગ્રહણ કર્યા. વાચ્ય ને વાચક ભાવે બ્રહ્માને પરમાત્મા એવા મારા સ્વરૂપનું જ્ઞાન થયું.

હે દેવી! ત્રિલોકથી પૂજિત શિવજી એ પંચ અક્ષરોથી વાચ્ય છે. પંચાક્ષરોમાં રહેલ એ શ્રેષ્ઠ મંત્ર વાચક છે. પંચમુખવાળા બ્રહ્માજીએ વિધિસર એ મંત્રનો પ્રયોગ મારી પાસેથી જાણીને સિદ્ધ કર્યો. પછી પંચ વર્ણનો એ મહામંત્ર બ્રહ્માજીએ વિશ્વના હિતાર્થે પોતાના માનસપુત્રોને કહ્યો.

પિતામહ બ્રહ્માજી પાસેથી એ મંત્ર જાણ્યા બાદ બ્રહ્માજીના માનસ પુત્રોએ તે દ્વારા પરાત્પર શિવ તત્ત્વની આરાધના કરવા માંડ્યા. તેથી શિવજી તેમના પર પ્રસન્ન થયા. તેમણે તે દસ પુત્રોને અણિમાદિ અષ્ટ સિદ્ધિઓનું પૂરેપૂરું જ્ઞાન આપ્યું. તેની સિદ્ધિ અને મારી આરાધના કરવાને માટે તે મેરુ પર્વતના શૃંગ પર આવેલા મુંજવાન નામે પર્વત પર ગયા. એ સ્થળ મને અતિ પ્રિય છે. મારા ભૂતગણો વડે એ હમેશાં સર્વ તરફથી રક્ષિત છે.

લોકોનું સર્જન કરવાને માટે ઉત્સુક બ્રહ્માજીના દસ પુત્રોએ તેની નજીક કઠોર તપ કરવા માંડ્યું. તેમણે માત્ર વાયુનું ભક્ષણ કરીને એક સહસ્ર દિવ્ય વર્ષપર્યંત ઉગ્ર તપ કર્યું. હે દેવી! મારો અનુગ્રહ કરવાની ઇચ્છાથી ઋષિઓ તપ કરતા હતા તેથી મારા પ્રત્યેની તેમની ભક્તિ જોઇને હું તેમની સમક્ષ તરત પ્રત્યક્ષ થયો. મેં તેમને લોકહિતને અર્થે પંચાક્ષર મંત્રના ઋષિ, દેવતા, શક્તિ, છંદ, બીજ, ષડંગન્યાસ, દિગ્બંધ સહિત મંત્રનો સંપૂર્ણ વિનિયોગ કહ્યો.

તપરૂપ ધનવાળા એ ઋષિઓએ મંત્રનો મહિમા તથા વિનિયોગ મારી પાસેથી શ્રવણ કર્યા પછી તેનું અનુષ્ઠાન કરવા માંડ્યું. મંત્રના મહિમાને કારણે તેમને, પૂર્વકલ્પમાં થઈ ચૂકેલા દેવો, અસુરો, લોકો, મનુષ્યો, વર્ણો, વર્ણના વિભાગો ને બધા પવિત્ર ધર્મોનું જ્ઞાન થયું. પંચ અક્ષરોના પ્રભાવથી જ લોકો, વેદો, મહર્ષિઓ, ધર્મો, દેવો અને આ સકળ વિશ્વ શાશ્વત સ્થિતિ કરીને પૂર્વે રહેલાં છે, એવું પણ તેમણે સાંભળ્યું હતું. એ આખો મંત્ર હવે હું તમને કહું છું, તે તમે એકાગ્રતાથી શ્રવણ કરો.

અલ્પ અક્ષરો તથા મહાન અર્થવાળો વેદના સારરૂપ, મુક્તિ આપનાર, આજ્ઞા સિદ્ધ કરનાર, શંકારહિત વાક્યરૂપ એ મંત્ર અનેક સિદ્ધિઓથી યુક્ત છે, દિવ્ય છે, લોકોના હૃદયને આનંદ આપનાર છે, ચોક્કસ અર્થને પ્રકટ કરનારો છે, એ મંત્ર જ મારું ગંભીર વાક્ય છે. સર્વ ઇચ્છાઓને સફળ કરનાર એ મંત્ર પવિત્ર છે ને સર્વ વિદ્યાઓનું આદ્ય બીજ છે, કારણરૂપ છે. વડના વૃક્ષના બીજ સમાન એ અતિ સૂક્ષ્મ છે, ને ઘણો જ પ્રભાવશાળી છે, સર્વશક્તિમાન છે, સર્વજ્ઞ છે, ત્રિગુણોથી પર વેદરૂપ છે. એ મંત્ર પહેલા ઉચ્ચારતા 'ૐ'ના એકાક્ષર મંત્રમાં સર્વવ્યાપી શિવજી રહેલા છે. આ પ્રણવ સહિત ષડ્ અક્ષરના નાના મંત્રમાં પંચાક્ષર દેહવાળા શિવજીનો નિવાસ છે.

એ પોતાના સ્વભાવથી વાચકને વાચ્યભાવથી સાક્ષાત્ એ મંત્રમાં રહેલા છે. પ્રતિપાદન કરવાને યોગ્ય હોવાને કારણે શિવજી વાચ્ય છે ને મંત્ર વાચક છે. શિવજીમાં ને મંત્રમાં વાચ્ય અને વાચકભાવ અનાદિકાળથી રહ્યો છે. શિવજી અને વેદ સંબંધી શાસ્ત્રમાં પ્રણવ રહિત ષડ્ક્ષર મંત્રને હમેશાં પ્રધાન ગણાયો છે. પ્રણવ રહિત આ મંત્રને લોકમાં પંચાક્ષર કહ્યો છે. સદાશિવ પરમાત્માનો આ મંત્ર હંમેશ જેના હૃદયમાં રહેલો હોય તેને અન્ય ઘણા મંત્રો કે અત્યંત વિસ્તારનાં શાસ્ત્રોનું શું પ્રયોજન છે? કાંઈ જ નથી, કેમ કે બીજા મંત્રો કે મોટાં શાસ્ત્રોથી જે કાર્ય સફળ નહીં થાય તે કાર્ય આ **પંચાક્ષર મંત્રથી** સિદ્ધ થાય છે.

સદાચાર રહિત હોય, પતિત હોય, હરિજન હોય, એવા મનુષ્યને માટે પણ આ **પંચાક્ષર મંત્ર** જેવો કળિયુગમાં કવચરૂપ અન્ય કોઈ રક્ષણ નથી. હાલતાં ચાલતાં, ઊઠતાં બેસતાં, ઇચ્છા પ્રમાણે કર્મ કરતાં, પવિત્ર યા અપવિત્ર પરિસ્થિતિમાં પણ આ મંત્રનો જપ કરાય તો પણ નિષ્ફળ થતો નથી. ગુરુ દ્વારા આપવામાં આવ્યો હોય તો યે આ મંત્ર સફળ જ થાય છે, નિષ્ફળ નીવડતો નથી. ગમે તે પરિસ્થિતિમાં યે ભક્તિયુક્ત ચિત્તથી શ્રદ્ધાથી આ મંત્રનો જપ કરાય તો આ મંત્ર અવશ્ય સફળ થાય છે.

આ સિવાય મંત્ર સિદ્ધિ આપતો નથી. લગ્ન, તિથિ, વાર, નક્ષત્ર. કે યોગનો આ મંત્રના જપને માટે વિચારવાનું હોતું નથી. આ મંત્રનો જપ કરનાર મનુષ્ય ગમે તેવી અવસ્થા ભોગવતો હોય તોયે હંમેશાં તેનું કલ્યાણ ને અભ્યુદય થાય છે. આ મહામંત્ર કોઇનો પણ દુશ્મન નથી. આ મંત્ર સિદ્ધ કર્યો હોય કે નહીં કર્યો હોય તો પણ અવશ્ય સુફળ આપે છે. વળી આ મંત્ર શુભ કામનામાં જ સિદ્ધ થાય છે. કોઇનું બૂરું કરવામાં આ મંત્ર કદી પણ સફળ થતો નથી. પવિત્ર ને શુભેચ્છાઓ સફળ થવામાં એનો પ્રયોગ મહાફળ આપે છે. વશીકરણ, ઉચ્ચાટન, મોહ ને મારણ વગેરે અભિચાર કર્મોમાં આ મંત્ર સફળ થતો નથી.

જે સુજ્ઞ માનવી શ્રદ્ધા-ભકિતથી આ મંત્રનો વિધિસર રોજ જપ કરે છે તેણે જ કરવા જેવું બધું કાર્ય કર્યું છે એમ ગણાય; તેણે જ બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરીને તેનું શ્રવણ કર્યું છે એમ મનાય. શિવજી વિશેનું આ જ ખરું જ્ઞાન છે, આ જ સર્વોત્તમ ગતિ છે, આ જ બ્રહ્મવિદ્યા છે ને આ જ કલ્યાણ કરનાર માર્ગ છે, એટલા ખાતર જ્ઞાનીજને રોજ આ **પંચાક્ષર મંત્રનો** જપ કરવો.

ઉમા દેવીને મહાદેવજી કહે છે કે, હે દેવી! પ્રણવયુક્ત આ **પંચાક્ષર મંત્ર** મારું અંતઃકરણ છે, બધા મંત્રોમાં અત્યંત પવિત્ર આ મંત્ર સાક્ષાત્ મોક્ષનું શ્રેષ્ઠ જ્ઞાન આપનારો છે.

વામદેવ આ મંત્રના ઋષિ છે, પંક્તિ છંદ છે અને હે વરાનને! હું પોતે જ શિવ આ મંત્રનો દેવ છું. પંચભૂતાત્મક નકરાદિ વર્ણો આ મંત્રનાં બી છે. અવિનાશી સર્વવ્યાપક આત્માને પ્રણવ જાણવો. બધા દેવતાઓથી નમસ્કૃત થયેલાં હે દેવેશિ! તમે સ્વયં આ મંત્રનાં શક્તિ છો. પ્રણવમાંના કેટલાક વર્ણો પણ તમારા છે તો કેટલાક વર્ણો મારું સ્વરૂપ છે. એ વર્ણોમાં ખાસ પ્રકારનો સહજ ભેદ રહેલો છે. હે દેવી! મંત્રોમાં તમારી જ શક્તિ છે.

અકાર, ઉકાર ને મકાર વર્ણો મારા પ્રણવમાં છે તથા ઉકાર, મકાર ને અકાર ક્રમે તમારા નામરૂપ પ્રણવમાં રહીને તમારા **'ઉમા'** સ્વરૂપને પ્રકટાવે છે. ત્રિમાત્રા યુક્ત પ્લુત સ્વરના પ્રણવ એટલે **'ૐકાર'**ને તમારું સ્વરૂપ માનવું.

ૐકારનો ઉદાત્ત સ્વર છે, બ્રહ્માજી ઋષિ છે, વર્ણ સફેદ છે, ગાયત્રી દેવી છંદ છે, પરમેશ્વર દેવ છે, ૐકારમાં અ-ઉ-મ નાદ તથા બિંદુમાંના પહેલા વર્ણ અકાર, દ્વિતીય ઉકાર અને ચતુર્થ નાદ-ઉદાત્ત સ્વર છે, પંચમ એટલે બિંદુનો સ્વરિત સ્વર છે, મધ્યમ વર્ણ એટલે મકારનો નિષેધ સ્વર છે.

મંત્રમાં રહેલા પહેલા વર્ણ નકારનો પીતવર્ણ છે. શિવનાં પંચમુખોમાંનું સૂર્યનારાયણ જેવું તેજસ્વી 'તત્પુરુષ' નામનું પૂર્વ મુખ નકાર વર્ણનું સ્થાન છે. નકાર વર્ણના દેવતા ઇન્દ્ર છે, છંદ ગાયત્રી છે તથા ઋષિ ગૌતમ છે.

મકારનો વર્ણ કૃષ્ણ છે ને નીલ મેઘ જેવા કાન્તિમાન અઘોર નામનું દક્ષિણ મુખ સ્થાન છે. મકારનો અનુષ્ટુપ છંદ છે, ઋષિ અત્રિ છે, દેવતા રુદ્ર છે.

શિકારનો વર્ણ ધૂમ્ર છે ને સદ્યોજાત નામના પૂર્ણચન્દ્ર જેવું પશ્ચિમ મુખ તેનું સ્થાન છે. એના ઋષિ વિશ્વામિત્ર છે. છંદ અનુષ્ટુપ્ છે. શ્રીવિષ્ણુ દેવતા છે. વાકારનો વર્ણ હેમ છે તથા પ્રવાલ જેવા કાન્તિમાન વામદેવ નામે ઉત્તર મુખ એનું સ્થાન છે. બ્રહ્મા એના દેવ છે. છંદ બૃહતી છે. ઋષિ અંગિરા છે. યકારનો વર્ણ લાલ છે. સ્ફટિક મણિ જેવા ઈશાન નામનું ઊર્ધ્વમુખ સ્થાન છે. છંદ વિરાટ છે. ભરદ્વાજ ઋષિ છે. સ્કંદ દેવ છે.

પંચાક્ષર મંત્રનો ન્યાસ હવે કહું છું. પંચાક્ષર મંત્રનો પવિત્ર ન્યાસ સઘળી સિદ્ધિઓને આપનાર છે. ત્રણ પ્રકારનો ન્યાસ બધાં પાતકોનો નાશ કરનારો છે. ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના ભેદોથી એ ન્યાસ ત્રણ જાતનો કહેલો છે. બ્રહ્મચારી, ગૃહસ્થ તથા યતિએ તે ક્રમશઃ કરવાનો હોય છે. બ્રહ્મચારીએ ઉત્પત્તિ ન્યાસ, ગૃહસ્થે સ્થિતિ ન્યાસ ને યતિએ સંહાર ન્યાસ કરવો. અંગન્યાસ કર્યા વગર મંત્રસિદ્ધિ થતી નથી તેથી સૌ પ્રથમ ન્યાસ કરવો. એ ન્યાસ અંગન્યાસ, કરન્યાસ તથા દેહન્યાસના ભેદથી ત્રણ જાતનો છે.

ઉત્પત્તિ વગેરે ત્રણ ભેદથી ન્યાસનો ક્રમ હવે કહું છું. ન્યાસકર્મ કરતાં અગાઉ સૌ પ્રથમ કરન્યાસ કરવો. પછી દેહન્યાસ, પછી અક્ષરોના વિધિક્રમે અંગન્યાસ કરવો. શિરથી તે પગ સુધી કરાતા ન્યાસને ઉત્પત્તિન્યાસ કહે છે. પગથી શરૂ કરીને શિર સુધી કરાતા ન્યાસને સંહારન્યાસ કહે છે. હૃદય, મુખ ને ગળામાં કરાતો ન્યાસ સ્થિતિન્યાસ હોય છે. હે શોભને! હે પવિત્ર ઉમા દેવી! બ્રહ્મચારી, ગૃહસ્થ તથા યતિ એ આ પ્રમાણે ઉત્પત્તિ, સ્થિતિ તથા સંહાર એ ત્રણ જાતના ન્યાસ કરવા. બધા પ્રકારના ન્યાસ થયા પછી આખો મંત્ર ભણીને મસ્તક સહિત આખા દેહને સ્પર્શવો. આ વિધિ કરન્યાસ કર્યા બાદ કરવી. એને દેહન્યાસ કહે છે અને આ ન્યાસ સર્વને માટે સમાન છે.

કરન્યાસ ત્રણ પ્રકારના છે. જમણા અંગૂઠાથી ડાબા અંગૂઠા સુધી કરાતો ન્યાસ ઉત્પત્તિન્યાસ તથા ડાબા અંગૂઠાથી જમણા અંગૂઠા સુધી કરાતો ન્યાસ સંહારન્યાસ કહેવાય છે. બેઉ હાથના અંગૂઠાથી કનિષ્ઠિકા એટલે ટચલી આંગળી સુધી કરાતો ન્યાસ સ્થિતિન્યાસ કહેવાય. આ ન્યાસ ઘણા ભોગો આપે છે. તે ગૃહસ્થોએ કરવો.

સૌ પ્રથમ કરન્યાસ કરવો. પછી દેહન્યાસ ને તે પછી અંગન્યાસ કરવાનો સામાન્ય વિધિ છે. ન્યાસ કરતાં પહેલાં પ્રથમ હાથ-પગ ધોવા. પછી આચમન કરીને પવિત્ર થઇને પૂર્વ કે ઉત્તર દિશા ભણી મોં

રાખીને બેસવું. પંચાક્ષર મંત્રના આદિ અને અંતમાં ૐકાર બોલીને એટલે મંત્રને ઓંકારનો સંપુટ લગાડીને બધાં અંગોમાં ન્યાસ કરવો. બેઉ હાથની દસ આંગળીઓના અગ્રભાગમાં ઓંકારના સંપુટ સહિત મંત્રન્યાસ કરીને તેનો જપ કરવો. જપ પહેલાં મંત્રના ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ અને ગુરુરૂપ પરમાત્માનું સ્મરણ કરવું. મંત્રથી બન્ને હસ્તોનું સંમાર્જન કરીને બે પગનાં તળિયામાં પ્રણવથી ન્યાસ કરવો. એ જ પ્રમાણે બધી આંગળીઓના ઉપલા અને નીચલા વેઢામાં પ્રણવ ઉચ્ચારીને ન્યાસ કરવો.

પંચાક્ષર મંત્રના પ્રત્યેક વર્ણ પર અનુસ્વાર વદીને દરેક વર્ણથી, આંગળીઓના વચ્ચેના વેઢામાં ન્યાસ કરવો. પોતાના આશ્રમના ક્રમ મુજબ સાધકે ઉત્પત્તિ વગેરે ત્રણ પ્રકારના ભેદથી ન્યાસ કરવા.

આમ કરન્યાસ કર્યા પછી દેહન્યાસ કરવો. પંચાક્ષર મંત્રના પ્રારંભ તથા અંતમાં પ્રણવ જોડીને મંત્ર ભણતા રહેવું અને મસ્તકથી પગ સુધીના દેહના તમામ ભાગોને બન્ને હાથોથી સ્પર્શતા રહેવું. આમ દેહન્યાસ કરતાં મસ્તક, મોં, કંઠ, હૃદય, ગુહ્યભાગ (સ્પર્શ કર્યા બાદ હાથ ધોવા), બે પગમાં ઉત્પત્તિન્યાસ તથા એજ પ્રમાણે ઊલટા ક્રમે બન્ને પગ, ગૂહભાગ, હૃદય, કંઠ, મુખ અને મસ્તકને સ્પર્શવાં તે સંહારન્યાસ, ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર એ ત્રણ જાતના ન્યાસોના ભેદ મુજબ હૃદય, ગુહ્યભાગ, બે પગ, શિર અને મુખમાં, પ્રણવથી ન્યાસ કરવો, તેને સ્થિતિન્યાસ કહે છે.

આમ ત્રણે પ્રકારના ન્યાસ કર્યા પછી નકાર આદિ મુખોની એટલે પૂર્વમુખથી શંકરના યકાર સુધીના ઊર્ધ્વમુખ પર્યંતનાં બધાં મુખોની પોતાના શરીરમાં ક્રમશઃ ભાવના કરવી. એટલે શિવરૂપ થઇને શંકરનું પૂજન કરવું. ૐકાર એટલે પ્રણવ સહિત પંચાક્ષર મંત્રના પ્રત્યેક વર્ણ આગળ નમઃ, સ્વાહા, વષટ્, હુમ્, વૌષટ ને ફટ્ બોલીને દેહનાં જણાવેલાં સ્થાનો પર ષડંગન્યાસ કરવો. પ્રણવને હૃદય જાણવું. નકારને મસ્તક, શિખાને મકાર, શિકારને કવચ, વાકારને નેત્ર, યકારને અસ્ત્ર જાણવાં. આ ષડંગન્યાસ આ પ્રમાણે કરવો:

**'ૐ હૃદયાય નમઃ, નં શિરસે સ્વાહા, મં શિખાયૈ વષટ્, શિં કવચાય હુમ્, વાં નેત્રત્રયાય વૌષટ્, યં અસ્ત્રાય ફટ્।'**

આ પ્રમાણે અંગન્યાસ કર્યા બાદ દિગ્બંધ કરવું. દુર્ગા, માતાઓ, વિઘ્નેશ તથા ક્ષેત્રજ્ઞ — શિવ આ દિશાઓના દેવો છે. આગ્નેય, નૈર્ઋત્ય, વાયવ્ય અને ઈશાન ખૂણામાં ક્રમશઃ આ દેવોની અંગુષ્ઠ અને તર્જનીના અગ્ર ભાગે સ્થાપના કરવી અને 'રક્ષધ્વમ્' એટલે હે દેવતાઓ! તમે સૌ મારું રક્ષણ કરો — એમ ઉચ્ચારીને તેમને નોખા નોખા નમસ્કાર કરવા. હૃદયમાં, ગળામાં તથા અંગુષ્ઠ ને તર્જની વગેરે આંગળીઓમાં અંગુષ્ઠ અને તર્જની વગેરે અંગૂલિઓમાં અંગુષ્ઠથી કરન્યાસ કરવો. આમ આ ન્યાસ કહેવામાં આવ્યો છે. આ પવિત્ર ન્યાસ બધાં પાપોનો નાશ કરનાર છે. સર્વનું રક્ષણ કરનાર, બધા પ્રકારની સિદ્ધિઓને આપનાર અને કલ્યાણકારી છે.

હે કલ્યાણકારી દેવી! હે સુભગે! મંત્રનો આ ન્યાસ કરનાર મનુષ્ય સાક્ષાત્ શિવજી સમાન છે. અનેક જન્મોમાં કરેલાં પાતકો પણ તરત જ નાશ પામે છે. ન્યાસ કરીને પછી શુદ્ધ કાયાના મેધાવી તથા દૃઢ વ્રત આચરનાર મનુષ્યે આચાર્ય પાસેથી પંચાક્ષર મંત્ર ગ્રહણ કરીને જપ કરવો.

મંત્ર ગ્રહણ કરવાનો વિધિ હવે હું કહીશ.

ગુરુજી પાસેથી ગ્રહણ કર્યા વગર મંત્રના કરાયેલા જપ નિષ્ફળ થાય છે અને વિધિસર ગુરુ પાસેથી ગ્રહણ કરેલો પંચાક્ષર મંત્રનો જપ સફળ નીવડે છે. ગુરુજીની આજ્ઞા વગર, આચાર વર્જિત, ભક્તિ વગરનો, ગુરુ સિવાય અન્ય કોઇએ આપેલ મંત્ર મનની એકાગ્રતા વગર જપવાથી હમેશાં નિષ્ફળ નીવડે છે તથા બ્રાહ્મણને દક્ષિણા આપ્યા વગર તેના દ્વારા કરાવવામાં આવેલો મંત્રજપ પણ નિષ્ફળ નીવડે છે. તેનાથી ઊલટું, ગુરુજીની આજ્ઞાથી આચારયુક્ત થઇને એટલે સદાચારથી, શ્રદ્ધાપૂર્વક અને મનને એકાગ્ર કરીને કરવામાં આવેલ મંત્રજપ અને બ્રાહ્મણને દક્ષિણા આપીને કરાવાયેલ જપ સિદ્ધ ને સફળ થાય છે.

શંકર ભગવાનના ધ્યાનમાં પરાયણ રહેનાર, સદ્‌ગુણોથી યુક્ત, મંત્રના રહસ્યને જાણનાર, બ્રહ્મનિષ્ઠ તથા જ્ઞાની એવા બ્રાહ્મણ ગુરુની પાસે મંત્ર ગ્રહણ કરવા માટે સાધકે શિષ્ય ભાવે જવું. હૃદયના શુદ્ધ ભાવથી યુક્ત થઇને શ્રદ્ધા-ભક્તિથી ગુરુજી પાસે જઇને તેમને મન-વાણીથી પ્રસન્ન કરવા. તેમને દક્ષિણા આપવી અને પૂજા કરવી. યથાશક્તિ ગુરુજીને શિષ્યે હાથી, અશ્વો, રથ, રત્ન, ભૂમિ, ઘર, આભૂષણો, વસ્ત્રો તથા વિધવિધ પ્રકારનાં અનાજ ભક્તિભાવે આપવાં. પોતાના કાર્યમાં સિદ્ધિ તથા સફળતા ઇચ્છતા મનુષ્યે જપ કરનાર વિપ્રને શક્તિ હોવા છતાં શઠતા કરીને અલ્પ ધન આપવું નહીં, પણ ઘણું ધન આપવું. તે આપવામાં કંજૂસ નહીં રહેવું.

હે દેવી! આ પ્રમાણે બ્રાહ્મણની પૂજા કરીને તેમને દાન દીધા બાદ મંત્રદાન કરનાર ગુરુને છેતર્યા વગર સર્વસ્વ અર્પણ કરવું ને તેમની પાસેથી મંત્રજ્ઞાન મેળવવું. શિષ્યની સેવાથી પ્રસન્ન થયેલા ગુરુજીએ પોતાને ત્યાં શિષ્યને આદરપૂર્વક એક દિવસનો નિવાસ કરાવવો. અહંકાર વિના, સેવાભાવી, પવિત્ર ને ઉપવાસથી કૃશ થયેલા દેહવાળા શિષ્યને ગુરુએ સ્નાન કરાવીને બ્રાહ્મણોની પણ પૂજા કરવી. પછી સાગર યા નદીતટ પર, ગૌશાળા, દેવાલય જેવા પવિત્ર સ્થળમાં કે ઘરમાં, શુભ તિથિએ, દોષરહિત, સારા નક્ષત્રમાં અને કલ્યાણક યોગમાં ગુરુએ શિષ્ય પર કૃપા કરીને તેને પાવક પંચાક્ષર મંત્રનું જ્ઞાન દેવું. પ્રસન્ન અંતઃકરણવાળા ગુરુએ સ્પષ્ટ સ્વરે મંત્રોચ્ચાર કરવો. એકાંતમાં આ મંત્રદીક્ષા આપવી. ગુરુએ શિષ્ય પાસે પણ મંત્રોચ્ચાર કરાવવો. સિદ્ધિ આપનાર આચાર્ય એવા ગુરુએ શિષ્યને આશિષ આપતાં કહેવું:

**'તારું કલ્યાણ થાવ! તારું ભલું થાવ! તારો પ્રિય ને શુભ મનોરથ પૂર્ણ થાવ!'**

ગુરુ પાસેથી શિષ્યે આ પ્રમાણે મંત્ર ગ્રહણ કર્યા બાદ સંકલ્પથી એ મંત્રનો દરરોજ જપ કરવો. તેનું પુરશ્ચરણ કરવું એટલે કે નિશ્ચિંત કરેલી સંખ્યામાં નિયમપૂર્વક મંત્રજપ કરવો. આજીવન પર્યંત દરરોજ ૧૦૦૮ વાર મંત્રનો નિત્ય જપ કરવો. જપ પૂરા થયા ત્યાં લગી નિરાહાર રહીને શંકર ભગવાનનાં ધ્યાનમાં રહીને ઉપર્યુક્ત વિધિ પ્રમાણે મંત્રનું અનુષ્ઠાન કરનાર મનુષ્ય મોક્ષ પામે છે.

પંચાક્ષર મંત્રનો દરરોજ ૧૦૦૮ વાર જપ કરવો, પણ પુરશ્ચરણ કરનારે ચાર લાખ જપ કરવા. જે જિતેન્દ્રિય થઇને નક્ત ભોજન કરવું. પુરશ્ચરણ કરનાર યા રોજ જપ કરનાર શીઘ્ર સિદ્ધિને પામે છે. પંચાક્ષર મંત્રના ચાર લાખ જપ કરવાથી પુરશ્ચરણ થાય છે. પુરશ્ચરણ પૂરું થયા બાદ જે મનુષ્ય આ મંત્રનો નિત્ય જપ કરે છે તેના સમાન પુણ્યશાળી જગતમાં કોઈ નથી. એ મનુષ્ય સિદ્ધ છે, સિદ્ધિ આપનાર થાય છે તથા સર્વને વશ કરનાર થાય છે.

જપનો પ્રારંભ કરતાં પહેલાં પૂર્વાભિમુખ યા ઉત્તરાભિમુખ થઇને સ્થિર ને સુખકારક આસને બેસીને એકાગ્ર ચિત્ત થઈ મૌન ધારણ કરવું. પછી પવિત્ર મંત્રના જપ કરવા. જપની શરૂઆતમાં અને અંતે ત્રણ પ્રાણાયામ કરવા. ૧૦૮ વાર એ બીજમંત્રનો જપ કરવો. પ્રાણાયામ કરતી વખતે પંચાક્ષર મંત્ર ચાલીસ વખત મનમાં ભણવો. પૂરક, કુંભક અને રેચક કરતી વખતે ચાલીસ વાર મંત્ર ભણવો. પંચાક્ષર મંત્રનો આ પ્રાણાયામવિધિ કહેલો છે. પ્રાણાયામ કરવાથી બધાં પાપોનો ત્વરિત ક્ષય થાય છે. ઇન્દ્રિયો પર સંયમ થાય છે. માટે પ્રાણાયામ કરવો જોઇએ.

પંચાક્ષર મંત્રનો ઘરમાં બેસીને મંત્રજપ કરવાથી એકગણું પુણ્ય મળે છે, ગૌશાળામાં બેસીને જપ કરવાથી સોગણું, નદી કિનારે લાખગણું ને શિવજીની સમીપે બેસીને પંચાક્ષર મંત્રનો જપ કરવાથી અનંતગણું પુણ્ય ફળ પ્રાપ્ત થાય છે. સાગરકાંઠે, તીર્થ સરોવરમાં, પર્વત પર, દેવાલયોમાં અને બધા પવિત્ર આશ્રમોમાં મંત્રજપ કરવાથી કરોડગણું ફળ થાય છે. શંકર ભગવાનની સમીપમાં, સૂર્યનારાયણ, દીપ, ગુરૂ, ગાય ને જળાશય સમક્ષ મંત્રનો જપ કરવાનું યોગ્ય માનવામાં આવ્યું છે. જપની સંખ્યા આંગળીને વેઢે ગણવાનું શુભ કહેલું છે. રેખાઓ દોરીને જપ સંખ્યા ગણવાથી આઠગણું ફળ મળે છે. જિયાપોતા ફળના બીજથી જપની સંખ્યા ગણવાથી દસગણું, શંખથી ગણવાથી સોગણું, પ્રવાલથી ગણવાથી હજારગણું, સ્ફટિકથી ગણવાથી દસ હજારગણું, મોતીથી લાખગણું, કમળકાકડીથી દસ લાખગણું, સોનાના મણકાથી કોટિગણું તથા રુદ્રાક્ષથી ગણવાથી અનંતગણું ફળ પ્રાપ્ત થાય છે.

પચીસ મણકાની માળાથી મંત્રજપ કરવાથી મોક્ષ મળે છે, સત્તાવીસ મણકાથી પુષ્ટિપણું, ત્રીસથી ધનસંપત્તિ તથા પચાસ મણકાની માળાથી જપ કરવાથી અભિચાર કર્મમાં સિદ્ધિ મળે છે.

પૂર્વાભિમુખ થઇને મંત્રનો જપ કરવાથી આધિપત્ય, દક્ષિણ દિશાભિમુખ થઇને જપ કરવાથી અભિચારમાં સિદ્ધિ મળે છે. પશ્ચિમાભિમુખ થઇને જપ કરવાથી ધનની તથા ઉત્તરાભિમુખ થઇને જપ કરવાથી શાન્તિ મળે છે. અંગુષ્ઠથી જપ કરવાથી મોક્ષપ્રાપ્તિ, તર્જનીથી શત્રુનો નાશ, મધ્યમાંથી ધન ને અનામિકાથી શાન્તિ મળે છે. જપકર્મમાં કનિષ્ઠ અંગૂલિ માળાથી દૂર રાખવી. અન્ય અંગૂલિઓ અંગૂઠા સાથે રાખી યા મૃગી મુદ્રાથી માળા ગ્રહણ કરીને મંત્રજપ કરવા. અંગુઠાની મદદ વિના કરાયેલું જપકર્મ નિષ્ફળ નીવડે છે.

મહાદેવજી ઉમા દેવીને કહે છે કે, હે દેવી! બધા યજ્ઞો કરતાં જપયજ્ઞ શ્રેષ્ઠ છે. અન્ય યજ્ઞોમાં હિંસા હોય છે, જ્યારે જપયજ્ઞમાં હિંસા નથી થતી. જપ અને દાન વગેરે જે યજ્ઞ કર્મો છે તે બધાં જપયજ્ઞની સોળમી કળાને પામી શકતાં નથી.

મંત્રોચ્ચારથી કરાતા જપયજ્ઞનું માહાત્મ્ય એકગણું છે. તેનાથી પણ ઉપાંશુ એટલે જીભ ને હોઠ સહેજ ચાલતા હોય તે રીતે મૌન જપ કરવાથી સોગણું ને માનસિક જપ કરવાથી હજાર ગણું ફળ મળે છે.

સ્પષ્ટ અક્ષર, શબ્દ ને પદોથી ઊંચા-નીચા સ્વરે મંત્રોચ્ચાર કરાય તે વાચિક જપયજ્ઞ કહેવાય છે. મંત્ર બોલતી વેળા હોઠ સહેજ હાલતા હોય અને સંભળાય-નહીં સંભળાય તે પ્રમાણે કરાતા મંત્રજપને ઉપાંશુ કહે છે. પંક્તિબદ્ધ અક્ષરોમાંનો દરેક વર્ણ અને પ્રત્યેક પદમાંના શબ્દોનો બુદ્ધિપૂર્વક વિચાર કરીને તેના

અર્થનું વારંવાર ચિંતન કરતા રહેવાથી કરવામાં આવતા જપ માનસ જપ કહેવાય. એ ત્રણે પ્રકારના જપમાં ઉત્તરોત્તર જપને શ્રેષ્ઠ કહેલો છે. શ્રેષ્ઠ જપયજ્ઞનું ફળ પણ શ્રેષ્ઠ જ હોય છે. જપયજ્ઞ દ્વારા દેવની સ્તુતિ કરવાથી તે પ્રસન્ન થાય છે અને પુષ્કળ શ્રેષ્ઠ ભોગો અને શાશ્વત મુક્તિ આપે છે. યક્ષો, ભયંકર રાક્ષસો તથા પિશાચો, બધા ગ્રહો, જપ કરનાર મનુષ્યથી ડરીને તેની પાસે આવી પણ શકતા નથી. જન્મજન્માન્તરોમાં કરેલાં પાપો જપ દ્વારા સંપૂર્ણ નાશ થાય છે. જપથી ભોગ અને મૃત્યુ પર વિજય, સિદ્ધિ ને મુક્તિ મળે છે. આમ પંચાક્ષર મંત્રનું જ્ઞાન મેળવ્યા પછી તેના જપનો વિધિક્રમ જાણીને જે સદાચારી મનુષ્ય નિત્ય જપ કરે છે તેનું કલ્યાણ થાય છે.

**આચારઃ પરમો ધર્મઃ આચારઃ પરમં તપઃ।**
**આચારઃ પરમા વિદ્યા આચારઃ પરમા ગતિઃ ॥૧૨૮॥**

સદાચાર રહિત મનુષ્યનાં બધાં કર્મ નિષ્ફળ નીવડે છે. આચાર શ્રેષ્ઠ ધર્મ છે, આચાર શ્રેષ્ઠ તપ છે, આચાર શ્રેષ્ઠ વિદ્યા એટલે જ્ઞાન છે અને આચાર એ જ શ્રેષ્ઠ ગતિ છે.

સદાચારી મનુષ્યોને કશે પણ ભય હોતો નથી, તેઓ સર્વત્ર ભયરહિત હોય છે; પણ આચાર રહિત મનુષ્યો માટે સર્વત્ર ભય રહેલો હોય છે. હે સુંદરી! હે વરાનને! સદાચરણથી જ દેવપણું અને ઋષિપણું પ્રાપ્ત થાય છે. સદાચાર ત્યજવાથી અધમ યોનિમાં જન્મ થાય છે. આચાર રહિત માનવીની જગતમાં નિંદા થાય છે, પ્રજા તેનું બૂરું બોલે છે, કોઈ પણ તેનો વિશ્વાસ રાખતું નથી, તે સર્વત્ર અપમાનિત થાય છે, તેથી પોતાના કાર્યમાં સફળતા ઇચ્છતા મનુષ્યે સદાચારી રહેવું. ખરાબ આચરણવાળો માનવી અત્યંત પવિત્ર દેખાતો હોય તોયે તે જ્ઞાનને લાંછન લગાડનાર પાપી જ છે.

વર્ણાશ્રમના વિધાનરૂપે કહેવાયેલા ધર્મને કોઇપણ ભોગે પાળવો. જે જે વર્ણના મનુષ્યને માટે જે કંઇપણ કહેવાયું હોય તે મુજબ આચરણ કરનાર મનુષ્ય મને અત્યંત વહાલો છે. સ્નાન વગેરે નિત્ય કર્મ કરીને શુદ્ધ થયેલા દ્વિજ વર્ણના મનુષ્યે સૂર્યોદય અને સૂર્યાસ્ત થતા પહેલાં સવારે ને સાંજે પ્રસન્ન હૃદયથી વિધિસર સંધ્યોપાસના કરવી. આળસથી, મૂર્ખાઇથી, ભયથી અને લોભવશ થઇને સંધ્યાદિ નિત્ય કર્મ છોડી દેવાથી બ્રાહ્મણનું બ્રાહ્મણત્વ નાશ પામે છે.

કદી જૂઠું બોલવું નહીં. હમેશાં સત્ય બોલવું. મન અને કર્મથી સત્યપાલન કરવું. સત્યયુક્ત આચાર કરવો, સત્ય કદી ત્યજવું નહીં. **'બ્રહ્મ સત્ય છે'** એવું કહેવાયું છે તેથી અસત્ય બોલવું તે બ્રહ્મને દૂષણ આપવારૂપ છે. અસત્ય, નિર્દયપણું, ધૂર્તતા, ચાડીચૂગલી કરવારૂપ ચાડિયાપણું — એ સઘળાં કર્મો પાપ પેદા કરનારાં હોઈ પાપ જ છે. મન ને વાણીથી યે પરસ્ત્રી ને પરદ્રવ્ય કદી પણ ઇચ્છવાં નહીં. કોઇપણ પ્રાણીની મન, વચન અને કર્મથી હિંસા કરવી નહીં. કોઈ પણ મનુષ્યને મનથી પણ હાનિ કરવા વિચારવું, વાણીથી કડવું વચન બોલીને કોઇની લાગણીને દુભવવી અને કર્મ દ્વારા તેને પ્રત્યક્ષ ઇજા કરવી — એ બધાં કર્મોમાં હિંસા રહેલી છે, તેથી તેનો ત્યાગ કરીને હમેશાં અહિંસા પાળવી.

શૂદ્રનું અન્ન અને રાંધ્યા પછી એક પ્રહર એટલે ત્રણ કલાક વીતી ચૂક્યા હોય તે અન્ન જમવું નહીં. દેવને નૈવેદ્યરૂપે અર્પણ કરતાં પહેલાં નૈવેદ્યનું અન્ન કદી પણ ખાવું નહીં; પણ દેવને નૈવેદ્ય અર્પણ કર્યા બાદ તેમની કૃપાપ્રસાદીરૂપે જ ગ્રહણ કરવું.

શ્રાદ્ધ નિમિત્તે રંધાયેલું શ્રાદ્ધાન્ન કદી પણ જમવું નહીં. મનુષ્યોએ ફંડફાળાથી એકઠું કરેલું અન્ન ખાવું નહીં. ઘણા માણસોને માટે રંધાયેલું અન્ન જમવું નહીં. રાજાનું અન્ન ખાવું નહીં. ઉપર જણાવેલાં અન્નનો હંમેશાં ત્યાગ કરવો. શુદ્ધ અન્નનું ભોજન કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે, માટી કે જળથી હૃદય શુદ્ધ થતું નથી. હૃદય શુદ્ધ હોય તો જ કાર્યસિદ્ધિ મળે છે, તેથી અન્નની શુદ્ધિ પર ખાસ ધ્યાન આપવું. દૂષિત અન્ન ખાવાથી અંતઃકરણ મલિન થાય છે અને મલિન અંતઃકરણ પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે. અપરિચિત મનુષ્યનું અન્ન ખાવું નહીં.

જે પ્રમાણે શેકેલું બી વાવવાથી ઊગતું નથી, તેમ જ રાજાએ આપેલું દાન લેવાથી વિદ્વાન ને બ્રહ્મવાદી બ્રાહ્મણો પણ પોતાનાં કર્મોમાં નિષ્ફળ નીવડે છે. વિષ પ્રાણઘાતક હોવાથી તે ખાવાથી શરીરના મૃત્યુમાં કારણભૂત થાય છે, તે જ પ્રમાણે રાજાએ આપેલું દાન કૂતરાના માંસ સમાન છે; તથા રાજપ્રતિગ્રહ વિષ જેવું ભયંકર છે એમ જાણીને સુજ્ઞ મનુષ્યે તેનો સર્વથા ત્યાગ કરવો.

સ્નાન, જપ અને અગ્નિની પૂજા કર્યા વિના કદી ભોજન કરવું નહીં. ઊંધા પતરાળામાં તથા રાત્રે દીપનું અજવાળું થાળી યા પતરાળામાં પડતું ન હોય તેવા અંધારામાં જમવું નહીં, ભાંગેલા પાત્રમાં તેમ જ ગલીમાં કે ચૌટામાં બેસીને જમવું નહીં. પતન પામેલા મનુષ્યો પાસે બેસીને જમવું નહીં. શૂદ્રોને આપતાં વધેલું અન્ન જમવું નહીં તથા બાળકો જોડે એક જ પાત્રમાં જમવું નહીં.

સારી પેઠે રાંધેલું અને અભિમંત્રિત કરેલું, ઘી તથા દૂધ યુક્ત પોચું અન્ન જમવું. **અન્ન બ્રહ્મ છે, તેનો રસ વિષ્ણુ છે અને તેનો ભોક્તા સાક્ષાત્ શંકર છે** — એવી પવિત્ર ભાવનાથી મૌન ધારણ કરીને, એકાગ્રતાથી ભોજન કરવું જોઇએ.

પશુની જેમ જળમાં મોઢું નાખીને કદી જળ પીવું નહીં, પરંતુ પાત્રમાં જળ લઇને પીવું. ઊભા ઊભા કે ખોબલે ખોબલે જળ કદી પીવું નહીં. ડાબા હાથે યા શૈયામાં બેસીને જળ પીવું નહીં. અન્ય મનુષ્ય પોતાના હાથમાં જળ લઇને આપણા મોં આગળ પિવડાવે તે જળ પીવું નહીં.

આકડાની, કરંજની, બહેડાની અને જે વૃક્ષોની ડાળીઓ કે પાંદડાંની સંધિઓમાંથી દૂધ ઝરતું હોય તેવાં વૃક્ષોની છાયામાં બેસવું નહીં. સ્તંભ, દીપ તથા મનુષ્યોની અને બીજાં પ્રાણીઓની છાયા તળે બેસવું નહીં. સૂર્ય, અગ્નિ, જળ, દેવ તથા ગુરુ તરફ પીઠ રાખીને જપ કરતા બેસવું નહીં; પણ હમેશાં એમની સામે બેસીને જપ કરવા.

મનુષ્યે એકલા પગપાળા પ્રવાસ કરવો નહીં, પણ સાથે સહચર રાખવો. બે કે તેથી વધુ મનુષ્યોએ સાથે પ્રવાસ કરવો. પોતાના હાથો વડે નદી તરવી નહીં, પણ નૌકામાં બેસીને નદીની પાર જવું. કૂવામાં ઊતરવું નહીં, તેમ જ ઊંચાં વૃક્ષો પર ચડવું નહીં.

અગ્નિ પગથી તાપવો નહીં, હાથ કે પગથી અગ્નિને સ્પર્શવો નહીં, અગ્નિની સમીપે ઊંચા આસને બેસવું નહીં, અગ્નિમાં ગંદકી કરવી નહીં. જળમાં પગ પછાડવા નહીં તથા જળમાં લીંટ, મળ, મૂત્ર, વિષ્ઠા વગેરે નાખવાં નહીં. જળાશય બહાર તેને કઠિ કપડાં કે મળ વગેરે ધોયા પછી સ્નાન કરવું. હાથપગના ઊતરેલા વાળ, નખ, સ્નાન કરતી વેળા પહેરેલું ધોયા વિનાનું વસ્ત્ર — એ વસ્તુઓ અમંગળ હોઈ તેનો સ્પર્શ કરવાથી મનુષ્ય અશુદ્ધ થાય છે.

ઊંટ, ગધેડું, શ્વાન, બકરાનો સ્પર્શ થવાથી તથા ઝાડુ વગેરેથી વાળતી વખતે તેના રજકણો શરીર પર પડવાથી લક્ષ્મીનો નાશ થાય છે. સાક્ષાત્ શ્રીવિષ્ણુની લક્ષ્મીનો યે નાશ થાય છે. જે મનુષ્ય બિલાડી પાળતો હોય તેને અત્યંતજ સમાન જાણવો. બિલાડાંને સમીપમાં રાખી જે મનુષ્ય બ્રાહ્મણોને ભોજન કરાવે છે તે ચાંડાળ સમાન માનવો. અપાન વાયુ, સૂપડાનો વાયુ, ઉધરસ, બગાસું, છીંક તથા ઓડકાર વગેરે વાયુનો જેને સ્પર્શ થાય તેનું પુણ્ય નાશ પામે છે.

શિર પર પાઘડી કે ટોપી પહેરીને, સીવેલું વસ્ત્ર પહેરીને, નગ્નાવસ્થામાં, વાળ કે ચોટલી છૂટી રાખીને, મળથી ખરડાયેલા અપવિત્ર હાથવાળા અને અપવિત્ર અવસ્થામાં રહેલા મનુષ્યે કદી જપ કરવા નહીં. જપ કરતી વેળા બાજુમાં બેઠેલા પુરુષ સાથે કદી વાત કરવી નહીં. ગુસ્સો, અહમ્, ભૂખ, તંદ્રા, થૂંકવું, બગાસું ખાવું વગેરે ક્રિયા જપ કરતી વખતે ઉત્પન્ન થાય તેમ જ શ્વાન કે ચાંડાળ વગેરે નીચ યોનિમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ જપ કરતી વખતે જોવાય તો તેનામાં ભગવદ્ભાવ કરવો. દિવસે સૂર્યનાં અને રાત્રે નક્ષત્રનાં દર્શન કરવાં. પ્રાણાયામ અને આચમન કરીને બાકીના જપ પૂરા કરવા. સૂર્ય, ચન્દ્ર, ગ્રહો, નક્ષત્રો, તારા અને અગ્નિને બ્રાહ્મણોએ તથા વિદ્વદ્ગણોએ પ્રકાશિત તત્ત્વો કહેલાં છે.

જપ પગ લાંબા કરીને ન કરાય, કૂકડા જેવા આસને બેસીને જપ ન કરાય, ઊભા ઊભા, સૂતા સૂતા રહીને, માર્ગમાં, શૂદ્રની સમીપે, લોહીથી ખરડાયેલી ભૂમિમાં અને ખાટલામાં બેસીને જપ નહીં કરાય.

આસન પર બેસીને, સ્વસ્થપણે, મંત્રના અર્થનું ચિંતન કરતા રહીને જપ કરવા. વ્યાઘ્રચર્મ, રેશમ, કુશ, કાષ્ઠ કે તાડનાં પાંદડાંના આસન પર બેસીને જપ કરવા. પોતાના કાર્યની સફળતા ઇચ્છનારે પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળે ગુરુરૂપ સદાશિવ ભગવાનની પૂજા કરવી; કેમ કે ગુરુ એ શિવજી છે અને શિવ છે તે ગુરુજી છે. ગુરુ જેવા હોય તેવી વિદ્યા પ્રાપ્ત થાય છે અને જેવી વિદ્યા પ્રાપ્ત થઈ હોય તેવા ગુરુ જાણવા. શિવ જ્ઞાનદાતા ગુરુ હોઈ જેવી ભક્તિથી તેમનું પૂજન કરવામાં આવ્યું હોય, તેવું તે ફળ આપે છે.

હે દેવી! શિવજીમાં સર્વ દેવો રહેલા છે અને સર્વ શક્તિઓ યે તેમનામાં જ રહેલી છે માટે શિવ સર્વ દેવમય ને સર્વશક્તિમય છે. શિવને સગુણ યા નિર્ગુણ જે માનવા હોય તે માને! એમની આજ્ઞાનું આદરથી હમેશાં પાલન કરવું જોઇએ. જે મનુષ્ય ગુરુની આજ્ઞાનું હૃદયથી પણ ઉલ્લંઘન નથી કરતો તેનું કલ્યાણ જ થાય છે. ગુરુની આજ્ઞાનું પાલન કરનાર શિષ્યને જ્ઞાનરૂપ સંપત્તિ પ્રાપ્ત થાય છે. ચાલતાં, બેસતાં, ખાતાં, સૂતાં જે કંઇપણ કર્મ કરાય તે બધાં ગુરુની આજ્ઞાથી તેમની સમક્ષ જ કરવું.

ગુરુની સમક્ષ અવ્યવસ્થિતપણે બેસાય નહીં. ઊભા પગે બેસાય નહીં, પગ પર પગ ચડાવીને કે લાંબા પહોળા રાખીને કે એક પગ વાળીને ને બીજા પગનો ઢીંચણ ઊભો રાખીને યા ભીંત કે તકિયાને અઢેલીને ગુરુની સમક્ષ બેઅદબથી કદી પણ બેસાય નહીં. ગુરુની સમક્ષ પલાંઠી વાળીને નમ્રભાવે બેસવું; કેમ કે ગુરુ સાક્ષાત્ દેવ છે અને તેમનું ગૃહ દેવમંદિર છે.

પાપીઓની સંગતથી મનુષ્ય પાપકર્મ કરવાને કારણે તેનું પતન થાય છે, તે જ પ્રમાણે આચાર્યની સંગતથી તેમના ગુણ ને ધર્મપાલન કરતા રહેવાથી મનુષ્ય પુણ્યફળ મેળવીને આત્માનું કલ્યાણ સાધે છે. અગ્નિનો સંયોગ થતાં સુવર્ણ પોતાના મળનો ત્યાગ કરીને શુદ્ધ થાય છે તે જ પ્રમાણે ગુરુના સંપર્કથી

મનુષ્ય પોતાના પાપથી મુક્ત થાય છે. અગ્નિની પાસે રહેલું ઘી પીગળીને વિલીન થાય છે; તે જ પ્રમાણે આચાર્યની સમીપે પાપોનો વિલય કરવો. પ્રજ્વલિત અગ્નિમાં લાકડાં કે વિષ્ઠા પડતાં જ તે તેમને બાળે છે, તે જ રીતે મંત્રના તેજથી પ્રસન્ન થયેલા ગુરુ સદાશિવ પાપને બાળે છે. ગુરુ પ્રસન્ન થાય તો જ બ્રહ્માજી, રુદ્ર, શ્રીહરિ, દેવતાઓ ને મુનિઓ કૃપા કરે છે. મન, વચન કે કર્મથી ગુરુને કદી ગુસ્સે કરવા નહીં, કેમ કે ગુરુના કોપથી જ્ઞાન, પુણ્યકર્મ, લક્ષ્મી તથા આયુષ્ય બળીને ખાખ થઈ જાય છે. કોપ કરનાર મનુષ્યોના જપ, યજ્ઞ, વ્રત નિષ્ફળ નીવડે છે. ગુરુની વિરુદ્ધમાં કદી યે વચન ઉચ્ચારવું નહીં. મૂર્ખાઇથી કદાચ બોલાઈ જાય તો પણ તે બોલનાર મનુષ્ય ભયંકર રૌરવ નરકમાં જાય છે. ચિત્ત, વિત્ત, વાણી અને ક્રિયાથી ગુરુનું અહિત નહીં કરવું. ગુરુના દુર્ગુણોનું કથન કરવાથી નિર્ગુણતારૂપ સોગણું પાપફળ ભોગવવું પડે છે. ગુરુના ગુણોનું કીર્તન કરવાથી સર્વ ગુણાયુક્ત પુણ્યફળ મળે છે.

ગુરુ આજ્ઞા કરે યા ન કરે તો યે પ્રત્ય યા પરોક્ષમાં મન, વચન ને કર્મથી હમેશાં તેમનું હિત તથા પ્રિય કરવું. તેમનું અપ્રિય અને અહિત કરનાર શિષ્ય અધોગતિ પામે છે. ગુરુ હમેશાં પૂજ્ય અને વંદનીય છે. ગુરુને કંઈ કહેવું હોય તો તેમની નજીક જઇને કહેવું અને તેમની પાસે ઊભા રહીને નમ્ર વાણીમાં બોલવું.

આ પ્રમાણે સદાચરણ કરનાર, જપમાં નિત્ય પરાયણ રહેનાર તથા ગુરુનું પ્રિય કરનાર ભક્ત શિષ્ય મંત્રનો વિનિયોગ કરવાને પાત્ર થાય છે.

મંત્રને સિદ્ધ કરવાને માટે યોજવામાં આવતો વિનિયોગ હવે કહું છું.

મંત્રનો વિનિયોગ નહીં જાણ્યો હોય તો મંત્રની શક્તિ તેનો પ્રભાવ બતાવી શકતી નથી. જે કાર્ય સાથે જેની યોજના કરવામાં આવી હોય તે તેનો વિનિયોગ કહેવાય. આત્મજ્ઞાન, રાજ્યનું ઐશ્વર્ય, સ્વર્ગ, દેહનું નિત્ય આરોગ્ય, આયુષ્ય અને નિર્વાણની પ્રાપ્તિ આદિ વિનિયોગથી ઉત્પન્ન થયેલ ઇહ લોક ને પરલોકમાં મળતું ફળ છે. સ્નાન કરતી વેળા તથા બન્ને વખતની સંધ્યાની ઉપાસના કરવાને વખતે **પંચાક્ષર મંત્ર** અગિયાર વખત ભણીને પ્રોક્ષણ, અભિષેક અને અઘમર્ષણ (પાપનો ક્ષય) કરવાં. આ ક્રિયાઓ દ્વારા પવિત્ર થયેલો મનુષ્ય પર્વત પર જઇને, પ્રમાદનો ત્યાગ કરીને, એક લાખ વખત ને ગંગાનદીમાં ઊભા રહીને બે લાખ વાર **પંચાક્ષર મંત્ર**નો જપ કરે તો તેને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે.

બ્રાહ્મી, દુર્વાંકુર, તલ, ગળો અને ઘોડાવજનો હોમ દસ હજાર મંત્રથી કરવામાં આવે તો આયુષ્યની વૃદ્ધિ થાય છે. શનિવારે પીપળાના ઝાડ તળે બેસીને **પંચાક્ષર મંત્ર**નો બે લાખ વાર જપ કરવાથી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય છે. અશ્વત્થ વૃક્ષને શનિવારે બેઉ હાથે સ્પર્શીને ૧૦૮ વાર મંત્ર જપ કરવાથી અકાળ મૃત્યુ થતું નથી.

સૂર્યાભિમુખ રાખીને એકાગ્રતાથી એક લાખ મંત્રજપ કરીને આકડાની ૧૦૮ સમિધાઓનો નિત્ય હોમ કરનાર મનુષ્ય વ્યાધિમુક્ત થાય છે. સર્વ રોગોનો વિનાશ કરવાને માટે **પંચાક્ષર મંત્ર**નો દસ હજાર વખત જપ કરવો ને ખાખરાની ૧૦૮ સમિધાઓનો હોમ કરવો. આથી મનુષ્ય નિરોગી થાય છે. ૧૦૧ વાર મંત્રનો જપ કરીને તેનાથી અભિમંત્રિત જળ તડકામાં બેસીને પીવાથી પેટના બધા વ્યાધિઓથી એક મહિનામાં મુક્ત થવાય છે. **પંચાક્ષર મંત્ર** અગિયાર વખત ભણીને, ભક્ષ્ય અન્ન અને પેય પદાર્થને અભિમંત્રિત કરીને તે ખાવા અને પીવાથી વિષ હોય તો પણ અમૃત જેવું લાભકારક થાય છે. દિવસના

પ્રથમ ભાગમાં એક લાખ પંચાક્ષર મંત્રનો જપ કરીને ૧૦૮ ખાખરાની સમિધાઓનો હોમ કરવાથી તેમ જ નિત્ય સૂર્યનમસ્કાર કરવાથી આરોગ્ય પ્રાપ્ત થાય છે.

પંચાક્ષર મંત્રનો દસ હજાર વખત જપ કરીને નદીના જળથી ભરેલા કળશને અભિમંત્રિત કરીને તેમાંના જળથી સ્નાન કરવાથી તે જળ સર્વ રોગોના નાશ માટે ઔષધરૂપ થઈ રોગોનો નાશ કરે છે. પવિત્ર થઇને ૨૮ વાર મંત્રનો જપ કરીને પલાશની ૨૮ સમિધાઓનો દરરોજ હોમ કર્યા પછી ભોજન કરનાર મનુષ્ય આરોગ્ય મેળવે છે.

સૂર્ય ને ચન્દ્રનું ગ્રહણ થતાં પૂર્વે નવ કલાક અગાઉ વેધ લાગે છે, ત્યારથી સાધક મનુષ્યે ઉપવાસ કરવો ને સાગરને મળતી હોય તેવી નદીને તીરે જઇને સ્નાન કરીને પવિત્ર થવું ને ગ્રહણ છૂટે ત્યાં લગી પંચાક્ષર મંત્રનો એકાગ્રતાથી ત્યાં બેસીને યથાશક્તિ જપ કરવા. ગ્રહણ છુટ્યા બાદ ૧૦૮ વખત મંત્રજપ કરીને બ્રાહ્મીરસનું પાન કરવાથી બધાં શાસ્ત્રોને ધારણ કરનાર તીવ્ર મેધા પ્રાપ્ત થાય છે અને સાક્ષાત્ દેવી સરસ્વતીરૂપ તેની વાણી અલૌકિક થાય છે.

આ મંત્રનો ભક્તિભાવે એક હજાર આઠ વાર નિત્ય જપ કરવો અને ૧૦૮ પલાશની સમિધાઓનો હોમ કરવો. આથી ગ્રહની પીડાનો નાશ થાય છે.

ભયંકર કે ખરાબ સ્વપ્ન જોવામાં આવ્યું હોય તો સ્નાન કરીને પંચાક્ષર મંત્રનો દસ હજાર વાર જપ કરવો અને ઘૃતની ૧૦૮ આહુતિ આપીને અગ્નિમાં હોમ કરવો. આથી સત્વરે શાન્તિ મળે છે.

સૂર્ય ને ચન્દ્રના ગ્રહણ વખતે શિવલિંગની વિધિસર પૂજા કરવી અને એકાગ્રતાથી શિવજીની સમીપે બેસીને દસ હજાર વાર પંચાક્ષર મંત્રનો જપ કરવો. ત્યાર પછી શંકર ભગવાનની પ્રાર્થના કરવાથી સાધકની સઘળી શુભ કામનાઓ પૂરી થાય છે.

હાથી, બળદ, ગાય કે ઘોડાને કોઈ પણ રોગ થયો હોય તો પવિત્ર થઈ શુદ્ધ ભાવનાથી એક મહિનો સુધી શંકર ભગવાનની ભક્તિપૂર્વક વિધિસર પૂજા કરવી અને દસ હજાર પંચાક્ષર મંત્રનો જપ કરી પલાશની ૧૦૮ સમિધાઓની આહુતિ અગ્નિમાં દેવી. આમ કરવાથી પશુઓનો રોગ નાશ થાય છે તથા તેમનો વિકાસ થાય છે, એમાં શંકા નથી. શત્રુથી ડર ઉત્પન્ન થતો હોય તો દસ હજાર વાર પંચાક્ષર મંત્ર જપવો તથા ૧૦૮ પલાશ વૃક્ષની સમિધાઓથી આહુતિનો હોમ કરવો. એનાથી શાંતિ પ્રાપ્ત થાય છે. હે દેવી, કોઇકના દ્વારા અભિચાર કર્મ કરાયું હોય અથવા બીજી કોઈ રીતનો ઉપદ્રવ ઉત્પન્ન થયો હોય તો અગાઉ મુજબ હોમ તથા જપ કરી દૈવી શક્તિ હાજર કરવાથી શત્રુને જ કષ્ટ પડે છે.

કોઈ મનુષ્ય દ્વેષ કરે તો દ્વેષની શાંતિ માટે પંચાક્ષર મંત્ર પ્રતિલોમ ભણવો અર્થાત્ **યવાશિ મોન ૐ'** — આ મુજબ ઊલટા ક્રમથી બોલી તેનો દસ હજાર વાર જપ કરો અને બહેડા વૃક્ષની આઠ સમિધાઓની અગ્નિમાં આહુતિ આપી હોમ કરવો.

તમામ પાપોમાંથી મુક્તિ ને શુદ્ધિ મેળવવા હવે પ્રાયશ્ચિત્ત કરવાની વિધિ કહું છું. પાપની શુદ્ધિ દ્વારા જ જ્ઞાનરૂપ સંપત્તિ મળે છે, કેમ કે તેનો હેતુ પાપશુદ્ધિ કરવાનો છે. જો પાપશુદ્ધિ ન થાય તો બધી ક્રિયાઓ નિષ્ફળ થાય અને જ્ઞાન ક્ષીણ બને છે, તેથી પાપશુદ્ધિ તો કરવી જ પડે. લક્ષ્મી અને વિદ્યાની શુદ્ધિ માટે બે

હસ્ત જોડી એના સ્વરૂપનું ધ્યાન કરવું તથા અગિયાર વખત પંચાક્ષર મંત્ર ભણી ચારે દિશામાં પાણી છાંટવું. પાપશુદ્ધિ કરવા માટે એકસો આઠ વાર મંત્ર ભણી સ્નાન કરવું. તેનાથી બધા તીર્થોમાં સ્નાન કર્યું હોય તેવું ફળ પ્રાપ્ત થાય છે અને બધા પાપ નાશ પામે છે. સંધ્યાટાણે ઉપાસના ન કરી હોય તો તથા એ કર્મમાં વિઘ્ન આવ્યું હોય તો ૧૦૮ વાર પંચાક્ષર મંત્રનો જપ કરી સંધ્યોપાસના કરવી જોઇએ.

ચાંડાળ, ભૂંડ, ક્રુર મનુષ્ય તથા કૂકડાએ જે અનાજનો સ્પર્શ કર્યો હોય તેવું રાંધેલું અનાજ ખાવું નહીં. જો તે અનાજ ખાવામાં આવી જાય તો એકસો આઠ વાર મંત્રનો જપ કરવો.

બ્રહ્મહત્યાના પાપની મુક્તિ માટે પંચાક્ષર મંત્ર એક અબજ વાર જપવા. અન્ય પાતકોના વિનાશ અર્થે પચાસ કરોડ વાર મંત્ર જપવા. ઉપપાતકોના નાશ અર્થે પચીસ કરોડ પંચાક્ષર મંત્રો જપવા. તે સિવાયનાં પાપોના નિવારણ માટે પાંચ હજાર મંત્ર જપ કરવા.

શાંત મનથી પાંચ લાખ વાર પંચાક્ષર મંત્ર જપવાથી મહાદેવના સ્વરૂપનું તથા આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. સાધક સ્વયં શિવસ્વરૂપ બને છે. હે ભદ્રે! તે સાધક પ્રાણ ઇત્યાદિ પાંચ વાયુઓને વશ કરી સુખ મેળવે છે.

પવિત્ર અને જિતેન્દ્રિય થયેલ મનુષ્ય દશ લાખ મંત્રનો જપ કરી શ્રોત્ર વગેરે પાંચ ઇન્દ્રિયો પર વિજય મેળવી શકે છે; દૂર દૂર અર્થાત્ ગમે તેટલી દૂરથી થતી વાત સાંભળવાની શક્તિ પ્રાપ્ત કરી શકે છે, દૂર સુધીની વસ્તુ પણ નિહાળી શકે છે.

કોઈ પણ રીતની વ્યગ્રતા વગર એકચિત્તે શિવસ્વરૂપમાં ધ્યાનમગ્ન થઈ જે મનુષ્ય પંચાક્ષર મંત્રનો પંદર લાખ વાર જપ કરે તે સ્પર્શ, શબ્દ, રસ, રૂપ તથા ગંધ — આ પાંચે ય વિષયોને જીતી શકે છે.

ચોથી વખત પાંચ લાખ અર્થાત્ વીસ લાખ વાર પંચાક્ષર મંત્રનો ભક્તિપૂર્વક જપ કરનાર મનુષ્ય આકાશ તથા પાંચ મહાભૂતો પર વિજય પ્રાપ્ત કરી શકે છે.

તે જ પ્રમાણે ચોવીસ લાખ વખત મંત્રજપ કરાનર મનુષ્ય બુદ્ધિ, ચિત્ત, મન તથા ગર્વ વગેરે કરણોની ઉપર વિજય મેળવી શકે છે.

હે કમલાનને! કમળના સમાન સુંદર મુખવાળાં હે દેવી! પંચાક્ષર મંત્રનો પચીસ લાખ વખત જપ કરનાર સાધક પચાસ તત્ત્વો પર વિજય મેળવી શકે છે.

વાયુ તથા ધ્વનિ વગરના સ્થળે મનુષ્ય પ્રમાદને ત્યાગી મધ્યરાત્રિએ આદરથી પંચાક્ષર મંત્રનો દશ હજાર વખત જપ કરવો. હે સુંદરી! આ વ્રત કરી આત્મની સિદ્ધિ મેળવી શકાય છે. પ્રમાદ ત્યાગી જે મનુષ્ય વાયુ તથા ધ્વનિથી રહિત એવા સ્થળે મધ્યરાત્રિએ પંચાક્ષર મંત્રનો એક લાખ જપ કરે તો તેને પાર્વતી સહિત મહાદેવ સાક્ષાત્ સ્વરૂપનાં દર્શન આપે છે, એમાં બેમત નથી. તેના અજ્ઞાનરૂપી અંધકાર નાશ પામે છે તથા હૃદયમાં તથા હૃદય બહાર જ્ઞાનરૂપી દીવડાનું અજવાળું ફેલાય છે, એમાં શંકા નથી.

બધી રીતની સંપત્તિની પ્રાપ્તિ માટે સાધકે સ્નાન વગેરે કર્મથી પવિત્ર થઈ સંપુટ તથા બીજ સહિત પંચાક્ષર મંત્ર એક કરોડ વાર જપવા. તેથી સાધક મારા સ્વરૂપને મેળવી શકે છે, આથી વધુ વળી અન્ય શું જોઇએ!

હે દેવી! આમ પંચાક્ષર મંત્રના જપવિધિ તથા એનો ક્રમ આદિ બધું તમને કહી સંભળાવ્યું. જે મનુષ્ય આ અધ્યાયનો પાઠ કરશે અને તેનું શ્રવણ કરશે, તે મોક્ષપદ પામશે.

જે મનુષ્ય દેવોનું પૂજન અને શ્રાદ્ધ સમયે આ પંચાક્ષર મંત્રનો વિધિ-ક્રમ પવિત્ર બ્રાહ્મણોને સંભળાવી શિવલોકમાં આદર પામી શકે છે.

શ્રાવયેચ્ચ દ્વિજાઞ્છુદ્ધાન્પઞ્ચાક્ષરવિધિક્રમમ્।
દૈવે કર્મણિ પિત્ર્યે વા શિવલોકે મહીયતે॥૨૩૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'પંચાક્ષર મંત્રનો જપ કરવાનો વિધિ તથા તેનું માહાત્મ્ય' નામનો ૮૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૬મો



# ધ્યાનયજ્ઞ તથા જ્ઞાનના માહાત્મ્યનું વર્ણન

ઋષય ઊચુઃ

જપાચ્છ્રેષ્ઠતમં પ્રાહુર્બ્રાહ્મણા દગ્ધકિલ્વિષાઃ।
વિરક્તાનાં પ્રબુદ્ધાનાં ધ્યાનયજ્ઞં સુશોભનમ્॥૧॥

શૌનક વગેરે ઋષિઓએ પ્રણામ કરી સૂત પુરાણીને ધ્યાનયજ્ઞ વિશે પૂછ્યું. ઋષિઓ બોલ્યાઃ હે સૂત! તપના પ્રભાવ વડે જેનાં પાપ બળી ભસ્મીભૂત થયાં છે એવા નિષ્પાપી પવિત્ર ઋષિઓ કહે છે કે યતિઓ તથા યોગીઓ માટે પવિત્ર ધ્યાનયજ્ઞ એ જપયજ્ઞ કરતાં વધુ ઉત્તમ છે. આથી હે સૂત! સંપૂર્ણ ધ્યાનયજ્ઞ વિશે આપ વિસ્તારથી હવે અમને કહો. આથી પૂર્વે વિશ્વસર્જક ભગવાન શંકરે કાલકૂટ નામના વિષને સંહરણ કર્યું હતું અને ત્યાર પછી તેઓએ મેરુ પર્વતની ગુફામાં નિવાસ કર્યો હતો તથા તેમની પાસે ઋષિઓ ગયા તે વખતે ભગવાન શંકરે તેમને જે કંઈ પણ કહ્યું હતું તે તમામ દીર્ઘ સમય સુધી તપશ્ચર્યા અને યજ્ઞ વગેરે કરનાર તે શૌનક વગેરે ઋષિઓને સૂત કહેવા લાગ્યા.

સૂત બોલ્યાઃ એક વખત ભગવાન શિવ ભવાની ઉમા સહિત મેરુ પર્વતની ગુફામાં પ્રસન્ન ચિત્તે બેઠેલા હતા તે સમયે પવિત્ર રીતથી વ્રતનું સંપાદન કરેલા મુનિઓ તેમની નજીક મેરુ પર્વતમાં આવી તે ગુફામાં ગયા તથા તેમને પ્રણામ કરી બે હાથ જોડી સ્તુતિથી તે બધા ઋષિઓએ નીલકંઠ ઉમાપતિ શંકરને કહેવા લાગ્યા કે, હે ભગવાન! આપે ઘણું તીવ્ર એવું કાલકૂટ નામનું વિષ આપના કંઠમાં ધારણ કર્યું તેથી ઘણા જ સામર્થ્યશાળી એવા આપના સ્વરૂપમાં હે દેવ! હે વૃષધ્વજ! આપ બધું સમાવી રહો છો!

સનંદન વગેરે તે મુનિઓની વાત સાંભળી જગતના આત્મારૂપ નીલલોહિત પ્રભુ શિવ હસીને તેમને કહેવા લાગ્યાઃ હે ઉત્તમ મુનિઓ! તમે જે વિષ વિશે ચર્ચા કરો છો તેને મેં ધારણ કર્યું છે, એમાં કોઈ મોટી વાત નથી. અરે! ઘણું ભયાનક એવું દારુણ વિષ કોને કહી શકાય તથા તે કેવું હોય તે તમને કહું છું. જે કોઈ તે વિષને ગ્રહણ કરી પચાવી શકે તેને જ સમર્થ કહી શકાય! આ વિષનો તે વિષ સામે શું હિસાબ છે!

સાંભળો! કાલકૂટ કહેવાતું વિષ એ વિષ નથી પણ સંસાર એ વિષ છે! તેથી એ સંસારરૂપી ભયાનક વિષને ધારણ કરતાં ઘણી જ કાળજી રાખવી. એ સંસારનો બધા પ્રાણીઓની ઉપર અધિકાર ચાલે છે. એટલે કે હર સર્વે સંસારના વશમાં રહે છે. એના અધિકારથી સંસારના બે પ્રકાર કહેવાયેલા છે. હે સદાચરણશીલ, હે મુનિઓ! વિષયો અને ઇચ્છામાં પ્રેમ – આ બે દોષો દ્વારા ઉત્પન્ન થયેલા મૂર્ખ મનુષ્યોના અત્યંત ભયાનક સંસારનો ક્ષય થતો નથી, એટલે કે આવા મૂર્ખ મનુષ્યો ગમે તેટલા મનોરથો તથા કામનાઓ સેવી અને વિષયોમાં પ્રેમ રાખી સંસારમાં સ્થાયી રહે, આથી સંસારની પકડમાં બરાબર આવી જઈ સંસારને વશ થઈ જાય છે. સંસારરૂપી વિષ તેઓ પચાવી શકતા નથી; તેથી ભગવાન શિવે કાલકૂટને પોતે વશ રાખ્યું પણ વિષના વશમાં તેઓ આવ્યા નહીં. આથી વિષનું પ્રભુત્વ ક્ષીણ થયું; પરંતુ સંસારરૂપી વિષને જેઓ પોતે વશ કરી શકતા નથી તેવા મૂર્ખ મનુષ્યોને સંસાર પોતે વશ કરે છે; આથી સંસારરૂપી વિષ ક્ષીણ થશે નહીં; માટે સંસાર એ ઘણું ભયાનક વિષ છે. એના વશમાં રહી જ તમામ મનુષ્યો પોતપોતાનાં કર્તવ્ય-અકર્તવ્યનું પાલન કરે છે, એમાં શંકા નથી.

હે દ્વિજો! સદાચરણશીલ તથા આસ્તિક જીવોને અપ્રત્યક્ષ સ્વર્ગ આદિ લોક પ્રાપ્ત થાય છે, એવું પ્રતિપાદન કરનારું શાસ્ત્ર બુદ્ધિવંત મનુષ્યોની બુદ્ધિને સંસાર તરફ પ્રેરિત કરે છે, પણ સંસાર વિષરૂપ છે, આથી ખરાબ એટલે કે આનુશ્રવિક અને ઐહિક એટલે કે પારલૌકિક સુખનો ભાસ કરાવનાર વિશ્વ નિંદ્ય છે એમ માની સંસારનો ત્યાગ કરનાર મનુષ્યને વિરક્ત એટલે કે યતિ કહી શકાય છે.

વેદો દ્વારા પ્રતિપાદિત કર્મોમાં વેદો સૌથી ઉચ્ચ સ્થાને રહેલ છે. અર્થાત્ વેદો દ્વારા જણાવાયેલા કર્મો વિધિ નિષેધ જ સર્વ માન્ય છે એમ માનનાર ઋષિઓએ નિષ્કામ કર્મનું ફળ વેદોનો સાર હોવાનું કહ્યું છે; આથી નિષ્કામ કર્મોના ફળરૂપી અધ્યાત્મશાસ્ત્રને જ શાસ્ત્ર કહેવાયું છે. પણ તમામ પ્રાણીઓના સ્વભાવ મુજબ તો એમની પ્રવૃત્તિ સકામ કર્મમાં જ હોય છે.*

વેદમાં કહેલાં જ કર્મો કરવાં જોઇએ પરંતુ જે કર્મો કરવા માટે વેદોએ મના કરી છે, તે કરવાં નહીં. કર્મો કરતાં તેમાં જો આસક્તિ થાય તથા કર્મોના ફળ—સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ થાય તો જ્ઞાનની સિદ્ધિ થતી નથી, તેથી કર્મોના ફળની ઇચ્છા વગર કર્મ કરવાં.

વિરક્ત માટે અહીં નિવૃત્તિલક્ષણધર્મ કહેવાયું છે. આથી તમામ પ્રાણીઓ માટે સંસાર અજ્ઞાનમૂલક ગણાય. વેદમાં કહેલ નિષ્કામ કર્મ દ્વારા જીવકલા સારી રીતે કૃશ થતી જાય છે એટલે કે જીવને સંસારમાં

---

* વળી વેદોએ પણ કહ્યું છે કે સ્વર્ગની કામના સેવતા મનુષ્યે યજ્ઞ કરવો. **'સ્વર્ગકામો યજેત।'** આ વચન દ્વારા **'નિષ્કામ કર્મ કરવાં'**. આ વચનથી વિરોધ થાય છે, પણ આમ કહેવું યોગ્ય નથી; કેમ કે વેદના અર્થને યોગ્ય રીતે ન સમજી શકનારા મનુષ્યો જ સકામ કર્મ કરવા માટે કહે છે. સ્વર્ગ આદિ ફળની કામના સેવનારને જ ફળરૂપે સ્વર્ગલોક મળે છે, પરંતુ સ્વર્ગ વગેરેની જો ઇચ્છા જ ન હોય તો નૈષ્કર્મ્ય સિદ્ધિરૂપી જ્ઞાન જ મળે છે. ઉપરાંત બીજું વચન એમ પણ છે કે આસક્તિ વિના જ કર્મ કરવાં તથા તે તમામ કર્મો પ્રભુને અર્પણ કરવાં; આ રીતે વેદમાં કહેવાયેલ કર્મ કરનારો મનુષ્ય જ્ઞાનરૂપે નૈષ્કર્મ્ય સિદ્ધિ મેળવી શકે છે. — **'વેદોક્તમેવ કુર્વાણો નિઃસઙ્ગોઽર્પિતમીશ્વરે। નૈષ્કર્મ્યાં લભતે સિદ્ધિં રોચનાર્થા ફલશ્રુતિઃ ॥'** (ભા. ૧૧-૩-૪૬)

(કદાચ કોઇક કહે કે કર્મનાં ફળ તો વેદમાં સંભળાય, તેથી કર્મ કરતાં ફળ પ્રાપ્ત થાય છે, તો તેથી શું સમજવું? આના જવાબમાં કહ્યું છે, કે વેદમાં કર્મોનાં જે ફળ બતાવ્યાં છે તે ફક્ત કર્મોની ઉપર ભાવ ઉપજાવવા જ છે.)

અનાસક્તિ થાય છે. આ વિદ્યાને કારણે હવે પછી કહેવામાં આવનાર ત્રણ રીતનાં જ્ઞાન વગરના જીવ બીજા સ્વભાવથી એટલે કે કામ્યકર્મને વશ હોવાને કારણે સકલ કહેવાય છે. પાપકર્મ કરનાર જીવ નારકી; પુણ્યકર્મ કરનાર સ્વર્ગી તથા ત્રીજો પુણ્ય અને પાપકર્મ કરનાર જીવ — આ પ્રમાણે જીવને ત્રણ રીતનો કહ્યો છે. એ જીવ વળી સ્વેદજ, અંડજ, જરાયુજ તથા ઉદ્ભિજ્જ ભેદ દ્વારા ચાર રીતના દેહવાળો છે. પોતાના કર્મ મુજબ મળેલા દેહવાળો જીવ કર્મથી, પ્રજાથી, જીવન મુક્તિથી તથા ધનથી અશાંત સ્થિતિ ભોગવે છે, પણ આસ્તિક જીવોને આવી અશાંત સ્થિતિ મળતી નથી. બધી રીતની ઇચ્છાઓના ત્યાગ દ્વારા જ મુક્તિ મળે છે. તે ન થાય તો તે જીવ સર્વ પ્રકારનાં કર્મોને વશ થઇને અજ્ઞાનરૂપ દોષને કારણે સંસારમાં ભટકે છે.

માતા તથા પિતાએ ખાધેલ અનાજથી બનેલ સ્નાયુ વગેરે છ કોશવાળા દેહની મનુષ્યને પ્રાપ્તિ થાય છે.*

સંસારમાં સર્વત્ર દુઃખ જ છે. યોનિના માર્ગમાં, ગર્ભમાં અને ભૂતલ ઉપર ઘણાં દુઃખો પ્રાણીને પ્રાપ્ત થાય છે. હે ઋષિઓ! આ જ પ્રમાણે કુમાર, યૌવન તથા વૃદ્ધ અવસ્થામાં અને મરણ વખતે પણ મનુષ્યોને દુઃખ પ્રાપ્ત થાય છે. સજ્જનોને સ્ત્રીસંસર્ગથી દુઃખ પ્રાપ્ત થાય છે, મનુષ્યને ખૂબ દુઃખ હોય છે, મોટું દુઃખ આવતાં નાનું દુઃખ ભૂલાય છે અથવા તે દુઃખની પીડા ઓછી અનુભવાય છે.

કામનો ઉપભોગ કરવાથી તે ક્યારેય પણ શાંત થતો નથી, પણ હવિષની આહુતિ દ્વારા અગ્નિની જેમ જ તે વધે છે, તેથી વિષયોની પ્રાપ્તિ દ્વારા પણ મનુષ્યોને સુખ મળી શકતું નથી. આ જ પ્રમાણે ધન રળવામાં, તેની સાચવણી તથા તેને ખર્ચવામાં પણ દુઃખ જ મળે છે. પિશાચલોક, યક્ષલોક તથા રાક્ષસલોકમાં તો દુઃખ જ છે પણ ચંદ્ર, પ્રજાપતિ ગંધર્વ તથા બ્રહ્મલોકમાં પણ દુઃખ છે તથા પ્રકૃતિ દ્વારા ઉત્પન્ન થયેલ પ્રાકૃત એટલે કે માયાએ નિર્માણ કરેલ લોકમાં તથા પૌરુષમાં પણ દુઃખ છે. ક્ષય એટલે કે નાશના કારણરૂપી દુઃખોને કારણે બધે દુઃખ જ દુઃખ છે. આથી સંસારને સંબંધી તમામ ધન વગેરે સુખોનો ત્યાગ કરવો જોઇએ. એકેક કરતાં આઠ-આઠ ગણાં વધારે સારાં પાર્થિવ વગેરે ઐશ્વર્ય પણ દુઃખરૂપી છે. કોઇપણ રીતના ઐશ્વર્ય કરતાં પૃથ્વી તત્ત્વ એટલે કે પાર્થિવ ઐશ્વર્ય આઠ ગણું વધારે સારું છે. જલીય એટલે કે આપ્યનું ઐશ્વર્ય પાર્થિવ ઐશ્વર્ય કરતાં બમણું એટલે કે સોળ રીતનું છે. તેજ તત્ત્વ ચોવીસ, વાયુ બત્રીસ, આકાશ ચાલીસ, મનને લગતું માન્સ અડતાલીસ; અભિમાન એટલે કે ગર્વ છપ્પન તથા બુદ્ધિનું દુઃખ ચોસઠ રીતનું છે. આ મુજબ જોતાં જ્ઞાની એટલે કે વિવેકી મનુષ્યને તો સંસારમાં ફક્ત દુઃખ જ છે.

---

* પિતાએ ગ્રહણ કરેલ અનાજથી હાડકાં, મજ્જા તથા હાડકાં બને છે. માતાએ ગ્રહણ કરેલ અનાજથી માંસ, રુધિર તથા ત્વચા બને છે.

— 'પિતૃભ્યામશિતાદન્નાત્ ષટ્કોશં જાયતે વપુઃ।
સ્નાયવોઽસ્થીનિ મજ્જા ચ જાયન્તે પિતુતસ્તથા।
ત્વઙ્માંસં શોણિતમિતિ માતૃતશ્ચ ભવન્તિ હિ॥'
(શિવગીતા)

— **'દુઃખમેવ વિવેકિનઃ ।'** સંસાર યતિઓને માટે પણ દુઃખરૂપી છે તે પ્રમાણે બ્રહ્મવાદી યોગીઓ માટે પણ દુઃખરૂપી જ છે. ગણેશ્વરોનાં દુઃખ ગૌણ છે; આ રીતે જોતાં તમામ લોકોમાં રહેલ દુઃખોને સાચી રીતે જાણી લેવું. તે જન્મના આદિ, મધ્ય તથા અંતે રહેલ છે. દોષો દ્વારા દૂષિત થયેલ દેશોના સ્થાનોમાં અનેક પ્રકારનાં દુઃખો છે જ. પ્રાણીના અજ્ઞાનને કારણે દુઃખો દુઃખરૂપી જણાતાં નથી; પણ જ્ઞાનીઓને તો દુઃખ દેખાય જ છે. કોઈ કહે કે, અનાજનું ભક્ષણ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે? નહીં, તે સુખ નથી. અનાજ આરોગવાથી ક્ષુધારૂપી દુઃખનું ફક્ત થોડા વખત માટે જ નિવારણ થાય છે. તે પછી ભૂખનું દુઃખ તો ફરી ઉત્પન્ન થાય જ છે. ઉદાહરણ રૂપે કોઈ રોગ ઉત્પન્ન થાય તો તે રોગરૂપી દુઃખનું નિવારણ કરવા ઔષધ વગેરેનું સેવન કરવાથી તે મટશે, એ વાત સાચી, પણ ઔષધ ગ્રહણ કરી સુખ પ્રાપ્ત કરી શકાતું નથી. રોગ થાય અથવા ફરી દુઃખ આવી ઊભું રહે છે. શીત, ઉષ્ણ, વાયુ તથા વર્ષા વગેરેથી તે તે વખતે શરીર ધારણ કરેલ બધા પ્રાણીઓને દુઃખ થાય છે એમાં શંકા નથી, પણ અજ્ઞાનીઓ તેને જાણી શકતા નથી.

હે ઉત્તમ મુનિઓ! સ્વર્ગલોકમાં પણ દુઃખ છે. પુણ્યનો નાશ થવાથી દુઃખ મળે છે; સર્વ જાતના રોગોમાં સપડાવવાથી દ્વેષ, રાગ તથા ભય વગેરે ઉત્પન્ન થવાથી દુઃખ થાય છે. જે ઝાડનું મૂળ નાશ પામેલ હોય તે ઝાડ અચાનક જ પૃથ્વી પર પડે છે; એ જ પ્રમાણે સ્વર્ગમાં રહેલ દેવોના પુણ્યરૂપી વૃક્ષના મૂળનો નાશ થવાથી દેવો પૃથ્વી પર આવીને રહે છે. સુખની ઇચ્છાવાળા દેવોને સ્વર્ગના ભોગ અને સંપત્તિમાં સુખ દેખાય છે, પણ સાચી રીતે તે દુઃખ જ છે. સ્વર્ગથી પતન થતાં દેવોને પણ દુઃખ થાય છે. આ જ પ્રમાણે નરકમાં પડેલ મનુષ્યોને નરક ભોગવવાથી દુઃખ જ થાય છે, એમાં કોઈ સંદેહ જ નથી, આથી નરકમાં પણ દુઃખ જ છે.

હે મુનિપુંગવો! બ્રહ્મચારીઓ વિહિત ધર્મોનું પાલન ન કરે તો તેમને પણ દુઃખ જ મળે છે. જેનો આવાસ મૂળમાંથી નષ્ટ થયો હોય તેવું હરણ મૃત્યુના ભયને કારણે સૂતું નથી, આ પ્રમાણે વિચારશીલ મહાત્મા યતિ સંસારથી ભયને લીધે નિદ્રારૂપી મોહને પ્રાપ્ત થતો નથી. પક્ષીઓ, મૃગો, પશુઓ, કીડાઓ, ઘોડા અને હાથી — આ સર્વ પ્રાણીઓને દુઃખી જોઈ એમ માનવું કે સંસારમાં કોઇપણ સુખી નથી અને કશે પણ સુખ નથી, આથી સંસારનો ત્યાગ કરવામાં જ ઉત્તમ સુખ રહેલ છે.

તમામ કલ્પમાં અધિકાર ચલાવનાર, સ્થાનના અભિમાની મનુ વગેરે શાસકો તથા ગગનચુંબી આકર્ષક પ્રાસાદોમાં નિવાસ કરતા દેવોને પણ દુઃખ છે. એકબીજાને જીતવાની ઇચ્છા રાખનાર દેવો અને દૈત્યો, રાજાઓ તથા રાક્ષસોને ત્રણે જગતમાં દુઃખ છે. આશ્રમો તથા વર્ણો પણ ફક્ત શ્રમના હેતુરૂપ જ છે. દેવોથી, યજ્ઞોથી, આશ્રમોથી, ઉગ્ર તપથી, યોગોથી, વ્રતોથી, ઘણી રીતનાં દાનથી પણ જ્ઞાનીઓને પ્રાપ્ત થયેલ આત્મજ્ઞાન જેવું સુખ મળતું નથી. આથી જો સુખી થવું હોય તો ભક્તિ તથા શ્રદ્ધાથી પાશુપતવ્રતનું આચરણ કરવું.

અઘોર, તત્પુરુષ, વામદેવ, સદ્યોજાત તથા ઇશાન વગેરે પાંચ મંત્રોના અર્થોના જ્ઞાન દ્વારા સંપન્ન તેમ જ શિવના તત્ત્વમાં નિશ્ચલ ભાવ દ્વારા મગ્ન બુધજને પાશુપત વ્રતનું આચરણ કરતી વખતે હંમેશા

ભસ્મની શૈયામાં સૂવું. પાંચ મંત્રોના જ્ઞાનથી યુક્ત પાશુપત વ્રત કરનાર જ્ઞાની મનુષ્ય દૈવકર્મનો નાશ કરી તથા કૈવલ્ય મુક્તિના સાધનરૂપી યોગની પ્રાપ્તિ દ્વારા સંસારના દુઃખથી મુક્તિ મેળવે છે.

શિવના તત્ત્વનું જ્ઞાન પરા વિદ્યા દ્વારા મેળવવું. મનુષ્યે પરા-અપરા – આ વિદ્યાઓ જાણવી. હે ઉત્તમ દ્વિજો! ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ – આ ચાર વેદ છે. વેદ બધી કામનાઓને પૂરી કરનાર છે. વેદનું જ્ઞાન એ અપરા વિદ્યા છે. આ જ પ્રમાણે કલ્પ, શિક્ષા, કલ્પ નિરુક્ત, વ્યાકરણ, છંદ, જ્યોતિષ – આ છ અંગો વેદના છે, એ પણ અપરા વિદ્યા છે. અક્ષર એટલે કે પરબ્રહ્મ વિશે જ્ઞાન એ પરા વિદ્યા છે. બ્રહ્મ દૃશ્ય નથી, આથી દેખાતું નથી. ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરાતું નથી આથી તે અગ્રાહ્ય છે. વંશ વગરના હોવાથી અગોત્ર છે, તેનો કોઈ આકાર નથી. આથી વર્ણ વગરના એટલે કે અવર્ણ છે. હે દ્વિજો! એ બ્રહ્મ શ્રોત્ર, નેત્ર, હાથ-પગથી રહિત છે. આથી અચક્ષુ, અશ્રોત્ર, અપાણિ અને અપાદ છે. તે કોઇના દ્વારા ઉત્પન્ન થયેલ નથી. આથી અજાત અને અભૂત છે. શબ્દરહિત છે. એનો સ્પર્શ કરી શકાતો નથી; એ રૂપરહિત, ગંધરહિત છે, અવિનાશી છે, એની સ્થાપના કરી શકાતી નથી. એ નિત્ય છે, દરેક જગ્યાએ ગમનશીલ છે તથા બધે વ્યાપી રહેલ છે તેથી વિભુ છે. મહાન છે, જન્મથી રહિત છે, એ સ્નિગ્ધ નથી, એનો કોઈ રંગ નથી, એને કોઈ પ્રમાણ આપી શકાતું નથી, સ્થૂલ નથી, દીર્ઘ નથી, પ્રકાશથી રહિત છે. બ્રહ્મ હ્રસ્વ નથી, અનંત-અપાર છે, એ આનંદરૂપ છે અને અચ્યુત છે. બ્રહ્મને કોઇનું આવરણ નથી. અદ્વૈત છે અને અગોચર છે – એ આત્મા છે. એ પરબ્રહ્મનું જ્ઞાન મળવું એ પરા વિદ્યા છે. બીજી કોઈ પણ રીતે એનું વર્ણન કરવાનું અશક્ય છે. એનું વર્ણન કરતી વખતે વાણી વિરામ પામે છે, પાછળ પડે છે, **'યતો વાચો નિવર્તન્તે'** આવી શ્રુતિ છે.

આ રીતે અહીં પરા-અપરા વિદ્યા માટે કહ્યું છે. પરા-અપરાપણું પણ તત્ત્વતઃ કંઈ જ નથી. એ અવિદ્યા કલ્પિત છે. પ્રભુ સદાશિવ ઋષિઓને કહે છે કે, સકળ વિશ્વ એ મારું જ સ્વરૂપ જાણવું. મારામાં જ તમામ વિશ્વ રહેલ છે. વિશ્વ મારાથી ઉત્પન્ન થઈ મારા સ્વરૂપમાં જ લીન થાય છે. મારાથી બીજું કાંઈ જ નથી, એમ જાણવું. હું જ બધાનું મન છું, બધાની વાણી છું તથા બધા પ્રાણીઓના હાથ છું. સદ્રૂપ અને અસદ્રૂપ મારા સ્વરૂપનું એકચિત્તથી પોતાના આત્મામાં દર્શન કરવું. પોતાનામાં જ મારા સ્વરૂપને જોનાર મનુષ્યનું હૃદય બહારના વિષયોમાં પ્રવૃત્ત થતું નથી.

નાભિના ભાગથી એક વેંત ઉપર તરફ અધોદૃષ્ટિ કરી રહેલ હૃદયને જગતનું મહાન વિશ્વાસસ્થાન જાણી, એ હૃદયના મધ્ય ભાગમાં ધર્મરૂપ કંદમાંથી ઉત્પન્ન થયેલ તથા જ્ઞાનરૂપી નાળવાળું સુંદર કમળ રહેલ છે. એ કમળ ઐશ્વર્યરૂપી આઠ દળવાળું છે; એનો વર્ણ શ્વેત છે. એની કર્ણિકાઓ વૈરાગ્યરૂપ છે. પાંદડાં એની દિશાઓ છે. એમાં પ્રાણ વગેરે વાયુ રહેલ છે. પ્રાણ વગેરે વાયુઓનો સંયોગ પામેલ જીવ ક્રમાનુસાર બધી રીતના દૃશ્ય પદાર્થો જુએ છે.

પ્રાણને વહન કરનાર નાડીઓ દશ છે. એ દરેક નાડીની સાથે બોત્તેર હજાર નાડીઓ જોડાયેલ છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીય – આ રીતે જીવની ચાર અવસ્થાઓ છે. નેત્રની ઇન્દ્રિયમાં રહેલ

જીવને જાગ્રત અવસ્થાવાળો જાણવો. કંઠમાં રહેલને સ્વપ્ન અવસ્થામાં રહેલ જાણવો. હૃદયમાં રહેલ જીવને સુષુપ્ત તથા મૂર્ધામાં રહેલ જીવને તુરીય અવસ્થાને પ્રાપ્ત થયેલ જાણવો.

હવે ચાર અવસ્થાના દેવો કયા છે, તે કહું છું: જાગ્રત અવસ્થાના દેવ બ્રહ્મા છે, સ્વપ્ન અવસ્થાના દેવ વિષ્ણુ છે, સુષુપ્ત અવસ્થાના દેવ ઈશ્વર છે અને તુરીય અવસ્થાના દેવ અભિમાની મહેશ્વર છે. એ દેવો જીવની ઇન્દ્રિયો, મન વગેરે તમામ કરણોથી યુક્ત હોય છે. જ્યારે જીવ આંખમાં વર્તમાન ન હોય ત્યારે જાગ્રત કહી શકાય છે. બુદ્ધિ, મદ, મન તથા ચિત્ત વગેરેમાં વ્યવસ્થિત હોય ત્યારે તે સ્વપ્નાવસ્થામાં હોવાનું કહી શકાય છે. જ્યારે તમામ ઇન્દ્રિયો આત્મામાં વિલીન થાય ત્યારે સુષુપ્ત અવસ્થા તથા જ્યારે ઇન્દ્રિયો અલગ થાય છે ત્યારે જીવ તુરીયાવસ્થાને પ્રાપ્ત થયેલ હોવાનું કહી શકાય છે. જીવન આ અવસ્થાને પણ પાર કરી જાય ત્યારે શિવરૂપ થાય છે.

જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીય — આ ચાર અવસ્થાઓ; આધિ-ભૌતિક, આધ્યાત્મિક તથા આધિદૈવિક આદિ બધું હું જ છું. પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, બુદ્ધિ, મન, ગર્વ તથા ચિત્ત — આ ચૌદ તત્ત્વ આત્માની સાથે સંબંધી હોવાને કારણે અધ્યાત્મ કહેવાય છે. જોવું, સાંભળવું, સૂંઘવું, ચાખવું-સ્વાદ પારખવો, સ્પર્શવું, માનવું, જાણવું, અસ્મિતા, ચેતવવું, બોલવું, જવું, છોડવું, આનંદ પામવો આદિ તેમની ક્રિયાઓ છે તે આધિભૌતિક છે; આદિત્ય, દિશાઓ, પૃથ્વી, વરુણ, વાયુ, ચન્દ્ર, બ્રહ્મા, રુદ્ર, ક્ષેત્રજ્ઞ, અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, મિત્ર, દેવ તથા પ્રજાપતિ — આ ચૌદ ક્રમ અનુસાર તે તે ક્રિયાઓના આધિદૈવિક ભાવો છે. રાજ્ઞી, સુદર્શના, જિતા, સૌમ્યા, મોઘા, રુદ્રા, અમૃતા, સત્યા, મધ્યમા, નાડી, રાશિશુક્રા, અસુરા, કૃતિકા તથા ભાસ્વતી — આ ચૌદ નાડીઓ દ્વારા એ જીવ ગ્રથિત છે. નાડીમાં રહેલ ચૌદ વાયુઓ એના વાહક છે. પ્રાણ, વ્યાન, અપાન, ઉદાન, સમાન, વૈરંભ, મુખ્ય, અંતર્યામ, પ્રભંજન, કૂર્મ, શ્યેન, શ્વેત, કૃષ્ણ તથા નાગ — આ ચૌદ વાયુ છે.

નાડી, પ્રાણ, વિજ્ઞાન, આનંદ તથા હૃદય આકાશમાં એક માત્ર આત્મારૂપી એવો હું વિચરતો રહું છું. પ્રભુરૂપી એ આત્મોપાસના કરવી. એ આત્મા અજર, અનંત, અમર અને અશોક છે. ચૌદ તત્ત્વોમાં એ એકલો જ સંચરે છે. એ તમામ ચૌદ તત્ત્વો આત્મમાં જ લીન થાય છે. એનાથી ભિન્ન બીજું કોઈ ઉપાસ્ય નથી—આત્મા એ જ સર્વજ્ઞ છે, બધાનો સ્વામી પણ તે જ છે. મહા તેજસ્વી તથા અંતર્યામી એ દેવ બધાનો પાલક તથા રક્ષક છે. એના દ્વારા જ બધા પ્રકારનાં સુખ બધાને પ્રાપ્ત થાય છે. આથી એ સર્વસૌખ્ય છે. એ અવિનાશી છે, એથી સનાતન છે. શરીરમાં રહેલ એ આત્માની ઉપાસના કરવી નહીં, પરંતુ તે આત્મારૂપી હું છું, હું સર્વસૌખ્ય છું આથી મારી ઉપાસના કરવી. તમામ રીતનાં શાસ્ત્રો તથા વેદો આત્મારૂપી પરબ્રહ્મ એવા સદાશિવની ઉપાસના કરે છે. એ બ્રહ્મ કોઇપણ શાસ્ત્ર-વેદોની ઉપાસના કરતું નથી. આ તમામ કાંઈ બ્રહ્મનું ભક્ષ્યરૂપી અન્ન છે, એ બ્રહ્મ સ્વયં કોઇનું અન્ન થતું નથી. એ આત્મા એટલે કે બ્રહ્મા સ્વયં રક્ષિત કરેલ તમામ વસ્તુઓનું બધે ભક્ષણ કરે છે; પણ એ પ્રાણીઓનું અન્ન થતું નથી. આત્મારૂપી હું તમામ પ્રાણીઓની પ્રાણ તથા અપાનરૂપ ગ્રંથિ છું. આત્મા એ જીવનો નિયંતા છે. જ્ઞાનનું સાધન નયન છે. આત્મારૂપી હું અન્નમય વગેરે પ્રકારોથી પંચકોષરૂપી છું. જે પણ ખાવામાં આવે છે તે અન્ન છે. ભૂતાત્મા

અન્નમય કોશ છે. ઇન્દ્રિય આત્મા પ્રાણમય કોશ છે. સંકલ્પાત્મા મનોમય કોશ છે. સોમરૂપી કાલ આત્મા વિનામય કોશ છે તથા મહેશ્વર આનંદમય કોશ છે.

આ મુજબ પંચકોશરૂપી મારામાં જ સર્વ વિશ્વ રહેલ છે. વિશ્વનો અભાવ થતાં એ પરતંત્ર થઈ સ્વતંત્ર એવા મારા સ્વરૂપમાં રહે છે. વિશ્વનો અભાવ થવાથી તેનું એકત્વ રહેતું જ નથી તો પછી દ્વૈત તો એમાં સંભવી જ શકતો નથી!

જ્ઞાનવાન આત્મા સ્વપ્નસાક્ષી નથી તે પ્રમાણે જાગ્રતસાક્ષી પણ નથી. આ બંને અવસ્થામાં એ સાક્ષી નથી. આ જ મુજબ એ તુરીય તથા સુષુપ્ત અવસ્થામાં પણ સાક્ષી નથી. આત્માને કોઇએ જાણ્યો નથી, તથા એ જાણી શકાય પણ નહીં; તેમ એ શૂન્ય પણ નથી; એ શાન્તિરૂપ છે. એ પરમાત્માની એક જ અર્થવાળી બાર સંજ્ઞાઓ છે: નિર્વાણ, કૈવલ્ય, નિઃશ્રેયસ, અનામય, અમૃત, અક્ષર, બ્રહ્મ, પરમાત્મા, પરાપર, નિર્વિકલ્પ, નિરાભાસ તથા જ્ઞાન. એક તથા અદ્વિતીય બ્રહ્મમાં એકાગ્રતા થાય પછી હૃદય પ્રસન્ન થાય તે સ્થિતિને જ્ઞાન કહ્યું છે. આનાથી ઊલટી સ્થિતિ તે અજ્ઞાન છે; એમાં શંકા નથી. આ જ્ઞાન ગુરુકૃપા દ્વારા જ મળે છે; રાગ, દ્વેષ, અનૃત, ક્રોધ, કામ તથા તૃષ્ણા વગેરેથી સહેજ પણ સ્પર્શ ન પામેલ આ જ્ઞાનને મુક્તિ આપનારું કહી શકાય. આત્માના જ્ઞાનના અભાવમાં અજ્ઞાનરૂપી મળયુક્ત જીવ મલિન છે. અજ્ઞાનના નાશથી સંસારથી મુક્તિ મળે. તે સિવાય કરોડો જન્મોમાં પણ મુક્તિ મળતી નથી. **'જ્ઞાનાદેવ હિ કૈવલ્યમ્'** — આત્મજ્ઞાનની પ્રાપ્તિ દ્વારા જ મુક્તિ મળે, આવી શ્રુતિ છે. જ્ઞાન વગર પુણ્ય-પાપનો ક્ષય થતો નથી. હે મુનિઓ! જ્ઞાન દ્વારા જ મુક્તિ મળે છે. જ્ઞાન દ્વારા મનુષ્યોની બુદ્ધિ શુદ્ધિ થાય છે. આથી જ્ઞાનમાં નિષ્ઠાવાન થઈ હંમેશા જ્ઞાન માટે જ પ્રયત્નશીલ થવું. જ્ઞાન દ્વારા તૃપ્ત થયેલ આસક્તિ રહિત યોગી માટે આ લોક-પરલોકમાં કંઈ પણ કર્તવ્ય રહેતું નથી; તથા જો કોઈ કર્તવ્યકર્મ રહેતું હોય તો યોગીએ આત્મતત્ત્વને જાણ્યું નથી, એમ માની લેવું. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયેલ યોગી જીવનમુક્ત હોય છે.

આત્મજ્ઞાનના તત્ત્વાર્થને જાણનાર તથા હંમેશા એના જ અભ્યાસમાં લીન રહેનાર મનુષ્ય કર્તવ્યકર્મનો ત્યાગ કર્યા વગર જ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. હે ઉત્તમ ઋષિઓ! જે જીતેન્દ્રિય મનુષ્ય વર્ણાશ્રમના ગર્વથી યુક્ત થઈ આત્મજ્ઞાનથી બીજા અન્ય સાધનોમાં પ્રવૃત્ત થાય તે મૂઢ તથા અજ્ઞાની છે, એમાં શંકા નથી. અજ્ઞાન એ સંસારને પ્રાપ્ત થવાનું કારણ છે. એ સંસારમાં ઘણા દેહો પ્રાપ્ત થાય છે. જ્ઞાન દ્વારા જ મોક્ષની પ્રાપ્તિ કરી શકાય છે. આત્મજ્ઞાન હંમેશા મુક્ત છે. અજ્ઞાનને કારણે જ ક્રોધ વગેરે ઉત્પન્ન થાય છે. હે ઋષિઓ! ક્રોધ, હર્ષ, લોભ, મોહ, અભિમાન, કર્તવ્ય-અકર્તવ્યને વશ થવાથી સંસારની અંદર દેહ મળે છે. દેહ પ્રાપ્તિ થવાથી કલેશ થાય, તેથી આના કારણે અવિદ્યા એટલે કે જ્ઞાનીજને અજ્ઞાનને ત્યાગવું. જ્ઞાન થકી અજ્ઞાન નાશ કરનાર યોગીના ક્રોધ વગેરે શત્રુઓ, કર્તવ્ય અને અકર્તવ્યરૂપી પ્રવૃત્તિઓનો નાશ થાય છે. એનો નાશ થયા બાદ યોગીનો દેહ ફરી તેમનામાં પ્રવૃત્ત થતો નથી, અને આ મુમુક્ષુ યોગી આધ્યાત્મિક, આધિ-ભૌતિક તથા આધિ-દૈવિક — આ ત્રણે દુઃખરહિત થઈ સંસારથી મુક્ત બને છે.

હે ઋષિપુંગવો! આ મુજબ જતાં એવા સંકલ્પ થાય છે કે જ્ઞાનપ્રાપ્તિ વગર પ્રભુનું સ્મરણ થઈ શકે નહીં. વિચારતાં જણાય છે કે ગુરુની સેવા દ્વારા જ જ્ઞાનપ્રાપ્તિ થાય છે. ગુરુરૂપી સદાશિવની કૃપા વગર જ્ઞાનપ્રાપ્તિ થઈ શકતી નથી. જ્ઞાનપ્રાપ્તિ માટે મહેશ્વરની આરાધના-ઉપાસના કરવી જોઇએ, **'જ્ઞાનં મહેશ્વરાદિચ્છેત્ મોક્ષમિચ્છેજ્જનાર્દનાત્।'** આ વચન છે. આત્મજ્ઞાન શબ્દ દ્વારા પ્રાપ્ત થતું નથી. ગુરુકૃપા પ્રાપ્તિના હેતુથી ચતુર્વ્યૂહ એટલે કે તેજસ, વિશ્વ, પ્રાજ્ઞ તથા તુરીય રૂપી જ્ઞાન મેળવી સાધકે શિવસ્વરૂપનું એકચિત્તે મનન કરવું. દેહ તથા વાણી દ્વારા ઉત્પન્ન થતાં સહજ આગંતુક પાપને, સૂકાં લાકડાંને અગ્નિની જેમ જ્ઞાનરૂપી અગ્નિ બાળીને તરત ભસ્મીભૂત કરે છે.

તમામ પ્રકારનાં પાપોના વિનાશ અર્થે જ્ઞાન કરતાં અન્ય કોઈ ઉત્તમ સાધન નથી. આથી તમામ રીતની આસક્તિ ત્યાગી હંમેશા જ્ઞાનાભ્યાસ કરવો, એની જ ઉપાસના કરવી. જ્ઞાનીનાં બધા પાપ નષ્ટ થાય છે એમાં શંકા નથી. જ્ઞાની કોઈ પણ અવસ્થામાં હોય તો પણ કોઈ પણ પ્રકારનાં પાપ તેને સ્પર્શી શકતાં નથી.

જ્ઞાનના જેવું જ ધ્યાન પણ ઉત્તમ છે; એટલે કે જ્ઞાન જેવી રીતે મૂળ સાથે બધા પાપોનો નાશ કરે છે તે રીતે ધ્યાન પણ પાપનાશક છે; આથી શિવસ્વરૂપનું ધ્યાન ધરવું.

ધ્યાનના બે પ્રકાર છે : નિર્વિષ્ય એટલે નિરાલંબ તથા સવિષય એટલે સાલંબ. પ્રથમ સવિષય અર્થાત્ સાલંબ ધ્યાન કરવું તથા તેના અભ્યાસ કર્યા પછી નિરાલંબ ધ્યાન કરવું. (અન્ય છ પ્રકારનાં ધ્યાન શિવ રહસ્યમાં બતાવ્યાં છે.) એ ધ્યાન ચાર, છ, દશ, બાર વાર તથા વળી સોળ વાર ક્રમાનુસાર કરવું. એટલે કે સવિષય ધ્યાન પ્રથમ ચાર વાર તથા ત્યારપછી છ વાર એ જ પ્રમાણે નિર્વિષ્ય ધ્યાન દશ વાર, બાર વાર તથા સોળ વાર કરવું. બંને પ્રકારનાં ધ્યાન કરવાથી ઉત્તમ યોગી સંસારથી મુક્ત બને છે એમાં શંકા નથી. સાલંબ ધ્યાન કરતા સ્વચ્છ સુવર્ણ જેવું, ધૂમ્રરહિત અગ્નિ સમાન તેજસ્વી, પીત, રક્ત, શ્વેત અને કરોડો વીજળીઓની જેવા પ્રકાશના શિવસ્વરૂપનું ધ્યાન કરવું. નિરાલંબ ધ્યાનમાં મનને બ્રહ્મરંધ્રમાં પ્રયત્નથી સ્થિર કરવું. શ્વેત તથા અશ્વેત પણ નહીં; પીત પણ નહીં એવું શિવસ્વરૂપનું ધ્યાન બ્રહ્માજીએ કરવું.

યોગીએ ધ્યાનના સમયે અહિંસક, સત્યવાદી, અસ્તેયી (ચોર કર્મમાં પ્રવૃત્તિ વગરના) બનવું, પરિગ્રહરહિત, જિતેન્દ્રિય, બ્રહ્મચારી, સંતુષ્ટ, પવિત્ર તથા સ્વાધ્યાયમાં હંમેશા મગ્ન થવું. મારા ભક્તે ગુરુની કૃપા દ્વારા પ્રાપ્ત થયેલું ધ્યાન કરવું. યોગી શિવસ્વરૂપના ધ્યાનમાં મગ્ન થતો હોય ત્યારે તથા મગ્ન થયા બાદ ચોતરફની કોઈ વસ્તુ નિહાળતો નથી. તેને સ્વયં સ્વરૂપનું જ્ઞાન રહેતું નથી. તે સૂંઘતો, સાંભળતો પણ નથી. તેની બધી વૃત્તિઓ અંતર્મુખ થયેલ હોય બાહ્ય વિષયોનું તેને જ્ઞાન થતું નથી; કેમ કે તે પોતે આત્મસ્વરૂપમાં લીન થયેલ હોય છે. આ સમયમાં સ્પર્શને પણ તે ઓળખતો નથી.

પાંચ તત્ત્વોના દેવતાઓનું ધ્યાન કરવાનું કહ્યું છે. પૃથ્વીતત્ત્વમાં બ્રહ્મા, જળતત્ત્વમાં હરિ, તેજતત્ત્વમાં કાળરુદ્ર, વાયુતત્ત્વમાં મહેશ્વર તથા આકાશતત્ત્વમાં શંકરનું ધ્યાન કરવું.

સદાશિવની અષ્ટમૂર્તિના વિષયમાં કહ્યું છે : પૃથ્વીમાં શર્વ, પાણીમાં ભવ, તેજમાં રુદ્ર, વાયુમાં ઉગ્ર, સુષિર એટલે કે આકાશમાં ભીમ, સૂર્યમંડળમાં ઇશાન, ચંદ્રબિંબમાં મહાદેવ તથા મનુષ્યોમાં પશુપતિ — આ મુજબ હું આઠ પ્રકારના સ્વરૂપે રહેલ છું.

દેહમાંના સર્વ કઠિન તત્ત્વને પાર્થિવ તત્ત્વ કહ્યા છે; દ્રવભાગને જળતત્ત્વ, વર્ણ એટલે રૂપને તેજ, દેહમાં સંચરનારા વાયુતત્ત્વ, છિદ્રભાગને આકાશત્ત્વ કહ્યા છે. શબ્દ દ્વારા ઉત્પન્ન થયેલ વિજ્ઞાન આકાશતત્ત્વની સાથે સંબંધિત છે; કેમ કે શબ્દજન્ય વિજ્ઞાન વ્યોમતત્ત્વથી–નભથી ઉત્પન્ન થયેલ છે. આ જ પ્રમાણે સ્પર્શજ્ઞાન વાયુથી થયેલ છે. રૂપનું જ્ઞાન તેજ દ્વારા, રસમય જ્ઞાન જળ દ્વારા તથા ગંધનું જ્ઞાન પૃથ્વીતત્ત્વને કારણે હોવાથી પાર્થિવ કહેવાયેલ છે.

હે દ્વિજવરો! જમણી આંખમાં ભાસ્કરનું ધ્યાન કરવું. ડાબી આંખમાં સોમનું તથા હૃદયની અંદર સર્વવ્યાપી શંકરનું ધ્યાન કરવું.

પગથી ઢીંચણ સુધીના દેહના ભાગને પૃથ્વીતત્ત્વ કહેલ છે. ઢીંચણથી શરૂ કરીને નાભિ પર્યંતના ભાગને જળતત્ત્વ, નાભિથી ગળા સુધીના તેજસતત્ત્વ અથવા અગ્નિતત્ત્વ, ગળાથી શરૂ કરી લલાટ સુધી વાયુતત્ત્વ તથા લલાટથી શરૂ કરીને શિખાના અગ્રભાગ સુધીના દેહના ભાગને વ્યોમ અથવા આકાશતત્ત્વ કહ્યું છે.

અષ્ટમૂર્તિ ધારણ કર્યા પછી વ્યોમથી પણ ઉપર આવેલ ભાગમાં હંસ નામનું બ્રહ્માનું તથા વ્યોમના મધ્ય ભાગમાં વ્યોમક નામના બ્રહ્મનું શિવરૂપથી સાધકે સ્મરણ કરવું.

સાચી રીતે જીવ વગેરે તત્ત્વોની ભેદરચના ફક્ત માયિક જ છે. માયાને કારણે એ નામભેદથી હોવાનું જણાઈ આવે છે. જીવ, સત્ત્વ, પ્રકૃતિ, રજ, તમ, મહત્તત્ત્વ, તન્માત્રાઓ, અહંકાર, ઇન્દ્રિયો, આકાશ વગેરે ભૂતો આદિ વસ્તુતઃ છે જ નહીં, પણ શિવતત્ત્વ જગતમાં, ચારે તરફ ફેલાઇને રહેલું છે. આથી એને 'સ્થાણુ' કહેવામાં આવે છે. જીવ પ્રકૃતિ આદિ સર્વ 'સ્થાણુ'ના જ નામ છે.

સ્થાણુના ભયને કારણે જ ભાસ્કરનો ઉદય થાય છે. પવન વાય છે, ચંદ્ર પ્રકાશિત થાય છે, અગ્નિ સળગે છે, જળ પ્રવાહિત બને છે; પૃથ્વી પોષણ કરે અને આકાશ અવકાશ આપે છે. તે પરબ્રહ્મની આજ્ઞા થકી જ બધે વિસ્તાર પામેલું હોય છે; આથી તેનું ચિંતન કરવું. તેના દ્વારા જ બધું ઉત્પન્ન થયેલ છે. તેણે જ આ સર્વની સ્થાપના કરી છે. શર્વ બધા પ્રાણીઓનું રૂપ છે એમ સમજીને શર્વનું ચિંતન કરવું. સંસારના વિષયથી તપ્ત બનેલ વિષનો પ્રતિકારક જ્ઞાનયુક્ત ધ્યાનરૂપ અમૃત દ્વારા જ થઈ શકે છે, બીજા કોઈ પણ પ્રકારે એ વિષના તાપનું નિવારણ થઈ શકે નહીં. જ્ઞાન ધર્મથી ઉત્પન્ન થાય છે; જ્ઞાનથી વૈરાગ્ય તથા વૈરાગ્યથી મોક્ષને પ્રકાશિત કરનાર ધ્યાનથી યુક્ત આત્માનું જ્ઞાન થાય છે. જ્ઞાન તથા વૈરાગ્યયુક્ત હોય તેને યોગની સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે; સત્ત્વની અંદર નિષ્ઠાવાન સાધકની યોગની સિદ્ધિ દ્વારા મુક્તિ થઈ શકે છે. બીજા કોઈ ઉપાય દ્વારા તેની મુક્તિ થઈ શકે નહીં.

નાશથી રહિત તથા ખૂબ જ આશ્ચર્ય ઉત્પન્ન કરનાર શિવ નામક સ્થાન અજ્ઞાન દ્વારા ઢંકાયેલું છે આથી તે અજ્ઞાનની વિરોધી સત્ત્વશક્તિ ધારણ કરી શિવઆરાધના કરવી. (આત્મજ્ઞાન પ્રાપ્ત થયું ન હોય એવા અજ્ઞાનીનો હવે પછી મુક્તિકલ્પ કહ્યો છે:) સત્ત્વમાં નિષ્ઠાવાન મારા પૂજનની અંદર પરાયણ, બધી રીતે ધર્મનિષ્ઠ, હંમેશા ઉત્સાહી, જિતેન્દ્રિય, બધા દુઃખોને સહન કરનાર–ધૈર્યવાન, બધા પ્રાણીઓનો હિતેચ્છી, સરળ સ્વભાવવાળો, હંમેશા સ્વસ્થ ચિત્તવાળો, મૃદુ વાણી બોલનાર, માનની સ્પૃહારહિત,

બુદ્ધિવંત, શાન્ત, સ્પર્ધા ન કરનાર, હંમેશા મોક્ષને ઇચ્છનારો, ધર્મજ્ઞ, આત્મલક્ષણયુક્ત, દેવો, ઋષિઓ તથા પિતૃઓના ઋણમુક્ત એટલે કે યજ્ઞ, અધ્યયન તથા પુત્ર પ્રાપ્તિથી ત્રણે ઋણમાંથી મુક્ત થયેલ પૂર્વજન્મમાં પુણ્યનો ઉપભોગ કરનારો મારો ભક્ત શ્રદ્ધાથી જ્ઞાની એવા ગુરુના સહવાસ દ્વારા તથા તેમની કૃપા દ્વારા જ્ઞાનવાન બને છે.

અન્ય કાંઈ ન થઈ શકે તો સરળ ભાવ દ્વારા ગુરુસેવા કરવી. તે સેવાબળથી સ્વર્ગલોક પ્રાપ્ત થાય, ત્યાંના ભોગો ભોગવ્યા બાદ મનુષ્ય ભારતવર્ષમાં જન્મ લે છે તથા બ્રહ્મજ્ઞાની બને છે. જ્ઞાનીઓના સહવાસ દ્વારા તે જ્ઞાન પ્રાપ્ત કરી યોગી બને છે; અજ્ઞાની માટે જ્ઞાનપ્રાપ્તિનો આ રસ્તો છે. આસક્તિથી રહિત તથા જિતેન્દ્રિય સાધક આ રસ્તાથી સંસારરૂપી કાલકટ વિષથી મુક્તિ પામે છે.

હે ઉત્તમ મુનિઓ! અહીં પ્રસંગોપાત્ જ્ઞાનનું અવિનાશી પવિત્ર માહાત્મ્ય તથા ઈશ્વરે કહેલ પાશુપતયોગ મેં તમને ટૂંકમાં કહી સંભળાવ્યો. સ્વયં શંકરે કહેલ આ પાશુપતયોગ કોઈ પણ મનુષ્યને તમારે કહેવો નહીં પરંતુ હંમેશા ભસ્મ ધારણ કરેલ યોગીને જ આ પાશુપતયોગનો ઉપદેશ આપવો. સંસારરૂપી કાલકૂટ વિષનું શમન કરનાર આ અધ્યાયનો જે પાઠ શ્રવણ કરે તે બ્રહ્મરૂપી બને છે. — **'અહં બ્રહ્માસ્મિ'** — હું બ્રહ્મ છું. આ સ્થિતિ પ્રાપ્ત કરે છે, એમાં શંકા નથી. ૧-૧૫૭

**યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ સંસારશમનં નરઃ।**
**સ યાતિ બ્રહ્મસાયુજ્યં નાત્ર ર્યા વિચારણા:॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
***'ધ્યાનયજ્ઞ તથા જ્ઞાનના માહાત્મ્યનું વર્ણન' નામનો ૮૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૮૭મો

# શિવ અને શક્તિના તત્ત્વનું નિરૂપણ તથા મુનિઓના મોહનું શમન

**સૂત ઉવાચ**

**નિશમ્ય તે મહાપ્રાજ્ઞાઃ કુમારાદ્યાઃ પિનાકિનમ્।**
**પ્રોચુઃ પ્રણમ્ય વૈ ભીતાઃ પ્રસન્નં પરમેશ્વરમ્॥૧॥**

સૂતે કહ્યું: મહાજ્ઞાની સનત્કુમાર વગેરે ઋષિઓ પ્રસન્ન થયેલ શિવની વાત સાંભળી તેમને પ્રશ્ન પૂછવા ઇચ્છતા હતા પણ પોતાનો પ્રશ્ન તોછડો-ઉદ્ધતાઇયુક્ત તથા ઊલટા ભાવવાળો જણાઈ આવે તથા કદાચ શંકર ક્રોધિત થાય આથી તેઓ ભયયુક્ત થઈ પ્રણામ કરી તેમને પૂછવા લાગ્યા. 'હે પ્રભો! આપે આગલા અધ્યાયમાં અમને કહ્યું કે હું જ સકલ છું; સમસ્ત વિશ્વ મારામાં રહેલું છે. હું સ્વતંત્ર છું તથા વિશ્વ પરતંત્ર છે. આથી મારામાં રહેલ વિશ્વનું એકત્વ જ નથી તો પછી તેનું દ્વૈત તો હોઈ જ શી રીતે શકે? જો આમ જ હોય તો હે મહેશ્વર! આપ આ ઉમા હેમવતી દેવી સહિત અનેક ભોગો થકી કેમ ક્રીડા કરો છો? કેમ

કે અહીં દ્વૈતભાવ પ્રત્યક્ષ દેખાય છે. તેથી આપની વાણીમાં અમને શંકા થાય છે, તેથી આ વિષય પરત્વે સત્ય શું છે, તે આપ અમને કહો.'

સૂત બોલ્યા: હે ઋષિઓ! સનક વગેરે મુનિઓનો આ પ્રશ્ન સાંભળી નીલલોહિત ભગવાન શંકરે હસતા હસતા અંબિકા સામે જોયું તથા પ્રણામ કરી ઊભેલા તે મુનિઓને કહેવા લાગ્યા કે, 'હું મારી મરજીથી દેહ ધારણ કરું છું, મને બંધન નથી. તે જ પ્રમાણે મોક્ષ પણ નથી. મારા સ્વરૂપને ન જાણી શકનારો જીવ પશુ સમાન છે. વિશ્વના સુખોને ભોગવનાર સર્વવ્યાપી વિભુ છે, જીવ અણુ છે, માયાબદ્ધ જીવ કર્મો થકી વિશ્વ સાથે જોડાયેલ છે. આત્માને જ્ઞાન, ધ્યાન, બંધ અને મોક્ષ નડતા નથી. જે જ્ઞાની મનુષ્ય મારા આ રીતના સ્વરૂપને સમજી શકે છે એના માટે પણ જ્ઞાન તથા ધ્યાનની જરૂર નથી તથા તેને બંધ અને મોક્ષ નડતા નથી. હું જ જાણવાલાયક તત્ત્વ છું, મારું સ્વરૂપ જ જાણવાલાયક છે. આ પાર્વતી જ પરા વિદ્યા છે, આ જ પ્રજ્ઞા છે; શ્રુતિ, સ્મૃતિ તથા ધૃતિ પણ આ જ છે. જ્ઞાન, શક્તિ, ઇચ્છા, ક્રિયા તથા આજ્ઞા મેં આનામાં સ્થાપિત કરેલ છે. આથી પરા તથા અપરા – આ બંને વિદ્યાઓ આ જ છે, એમાં શંકા નથી. આ ઉમા જીવના બંધનથી યુક્ત કે પ્રકૃતિ નથી તે પ્રમાણે વિકૃતિ એટલે કે એનો વિકાર પણ નથી; કેમ કે આ સત્ અને અસત્‌ના ભેદરહિત છે; આ અનિર્વચનીય માયારૂપી છે. વિશ્વને અભય આપનાર પાંચ મુખવાળી મહાભાગ્યવાન આજ્ઞારૂપી આ અવિનાશી મારી માયા અગાઉ મારા મુખ દ્વારા પ્રાદુર્ભાવ પામેલ છે. આ માયાની અંદર પ્રવેશ કર્યા પછી હું વિશ્વના હિત માટે ચિંતન કરું છું. સત્તાવીસ તત્ત્વોથી યુક્ત શંકર આ દેવી સહિત ચોતરફ પ્રસરીને સર્વત્ર રહેલ છે. હે ઉત્તમ દ્વિજો! ત્યારથી શરૂ કરીને મનુષ્યોની મોક્ષની અંદર પ્રવૃત્તિ થઈ છે.

સૂત બોલ્યા: મહેશ્વરે સનક વગેરે મુનિઓને આ મુજબ કહ્યું પછી એ પરમેશ્વરે ભવાની સામે જોયું. ભવાનીએ પણ મહેશ્વરની સામે જોયું તથા પોતાની અવિનાશી માયાને ખેંચી લીધી. દેવી ઉમાને જોઈ મુનિઓ માયાના દોષમાંથી મુક્તિ પામ્યા, પ્રસન્ન થયા; માટે એ ઉત્તમ ગતિ છે. સારી રીતે વાસ્તવમાં પાર્વતી તથા શિવ આ બંનેમાં કોઈ જ તફાવત નથી; એ પરમેશ્વર સ્વયં જ પોતાનાં પુરુષ તથા પ્રકૃતિ – આ બે રૂપ ધારણ કરી રહેલ છે; એમાં શંકા નથી. જ્ઞાનીજન પરમેષ્ઠિ શિવની આજ્ઞા એટલે કે માયાના સંગરહિત થાય ત્યારે તત્કાળ મુક્તિ પામે છે, એ સિવાય કરોડો કર્મ કરવા છતાં પણ મુક્ત બની શકતો નથી. પ્રાચીન ઋષિઓએ કહેલ મુક્તિક્રમ માટે ખાસ કરીને કોઈ નિયમ બનાવવામાં આવ્યો નથી. શંકરની કૃપા થકી પળવારમાં જ મુક્તિ મળે છે, આ શંકરનું વચન છે, એમાં શંકા નથી.

ગર્ભમાં રહેલ, જન્મ પામતું બાળક, તરુણ અથવા વૃદ્ધ હોય, એવું કોઈ પણ પ્રાણી પરમેષ્ઠિ ભગવાન શિવની કૃપા દ્વારા મુક્ત બને છે. એટલું જ નહીં પણ અંડજ, ઉદ્‌ભિજ્જ અથવા સ્વેદજ હોય તો પણ મહેશ્વર મહાદેવની કૃપા થકી તે નિઃસંદેહ મુક્ત બને છે. વિશ્વપતિ સદાશિવ એ જ બંધ તથા મોક્ષ કરનાર છે. ભૂઃ, ભુવઃ, સ્વઃ, મહઃ, જન, તપ તથા સત્યલોક તેઓ સ્વયં જ છે. કરોડો બ્રહ્માંડો એ દેવનું જ સ્વરૂપ ગણાય.

સાત દ્વીપો, બધા પર્વતો, બધા વનો, બધા સમુદ્રો, વાયુમાં તથા બીજા બધા લોકોમાં જે ચર-અચર પ્રાણીઓ નિવાસ કરે છે, તે સર્વ શિવના અંશ થકી ઉત્પન્ન થયેલ છે; અને તે જ એમની ગતિ છે.

સર્વરૂપી તથા રુદ્રરૂપી મહાપુરુષને પ્રણામ છે. ઉત્પન્ન થયેલ તથા ઉત્પન્ન થનાર જગત એ રુદ્ર જ છે. આ અંબિકા દેવી રુદ્રાણી છે એટલે કે શિવની માયા છે, એનાથી મુક્તિ મળે છે, આમ યોગીઓ તથા સિદ્ધોએ પ્રસન્ન ચિત્તે કહ્યું છે: આ અંબિકાની કૃપા દ્વારા તમામ પ્રાણીઓમાં શિવસ્વરૂપ જોનાર એ સિદ્ધા તથા યોગીઓ શિવરૂપી બને છે. ૧-૨૫

યદાઽવલોક્ય તાન્ સર્વાન્ પ્રસાદાદનયામ્બિકા।
તદા તિષ્ઠન્તિ સાયુજ્યં પ્રાપ્તાસ્તે ખેચરાઃ પ્રભોઃ॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'શિવ અને શક્તિના તત્ત્વનું નિરૂપણ તથા મુનિઓના મોહનું શમન' નામનો ૮૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૮મો

# અણિમા આદિ સિદ્ધિના હેતુરૂપ પાશુપત યોગનું નિરૂપણ



ઋષયઃ ઊચુઃ

કેન યોગેન વૈ સૂત ગુણપ્રાપ્તિઃ સતામિહ।
અણિમાદિગુણોપેતા ભવન્ત્યેવેહ યોગિનઃ॥
તત્સર્વં વિસ્તરાત્સૂત વક્તુમર્હસિ સારસ્વતમ્॥૧॥

ઋષિઓ બોલ્યાઃ હે સૂત! સત્પુરુષો કયા યોગ થકી મોક્ષપ્રાપ્તિ કરી શકે છે તથા યોગીઓ અણિમાદિ ગુણસંપન્ન કેવી રીતે અથવા કયા યોગથી થાય છે, તે બધું હવે આપ અમને વિસ્તારથી સંભળાવો.

સૂત બોલ્યાઃ હવે હું તમને ખૂબ જ દુર્લભ એવા યોગ વિશે સંભળાવું છું. પ્રથમ અવિનાશી શિવના તત્ત્વની મનમાં સ્થાપના કરવી તથા ત્યારપછી સદ્યોજાતાદિ પાંચ પ્રકારનાં શંકરના સ્વરૂપોનું ધ્યાન કરવું. ચંદ્ર, સૂર્ય તથા અગ્નિને જેમાં સ્થાપિત કરેલ હોય એવા કમળના એક આસનની રચના કરવી. એ આસન છવ્વીસ તત્ત્વરૂપી શક્તિયુક્ત હોવું જોઇએ. એ આસનની ઉપર પ્રથમ અષ્ટદળ, તેના ઉપર સોળ દળ તથા તેના ઉપર વળી બાર દળયુક્ત કમળના મધ્યભાગમાં દેવી પાર્વતીની સાથે ક્રીડા કરતા ઉમાપતિ શંકરનું ચિંતન કરવું. વામા, જ્યેષ્ઠા, રૌદ્રા, કાલી, વિકરિણી બલપૂર્વા, વિકરિણી, બલપ્રમથિની તથા મનોન્મની — આ અષ્ટ શક્તિઓથી વામદેવા વગેરે રૂપ અષ્ટ મૂર્તિ, વામ આદિ શક્તિસહિત આઠ પ્રકારના રુદ્ર તથા ત્યારપછી ચોસઠ રીતની અણિમાદિ આઠ ગુણયુક્ત શક્તિઓનું સ્મરણ-ચિંતન કરી પાશુપત યોગના સંબંધી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવું. આ યોગ મોક્ષદાયક ગણાય છે. હે વિપ્રો! કરોડો ઉપાય કરવાથી પણ પ્રાપ્ત ન થનાર અણિમાદિ આઠ ગુણો પાશુપત યોગના સાધકને અચાનક જ પ્રાપ્ત થાય છે. પાશુપત યોગી આઠ ગુણોના ઐશ્વર્યયુક્ત બને છે. અણિમાદિ આઠ ગુણો ક્રમાનુસાર આ મુજબ છેઃ અણિમા,

મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ પ્રાકામ્ય, ઈશિત્વ તથા વશિત્વ – આ આઠ ગુણોને આઠ રીતની સિદ્ધિઓ કહેવામાં આવે છે તથા તે યોગીને પ્રાપ્ત થાય છે.

અણિમાદિ તમામ કામનાઓને પૂર્ણ કરનાર ઐશ્વર્ય વળી ત્રણ પ્રકારનું ગણાય છે : સાવદ્ય, નિરવદ્ય તથા સૂક્ષ્મ ઇન્દ્રિયો, મન તથા અહંકારનું ઐશ્વર્ય નિરવદ્ય એટલે કે રાગદ્વેષ વગેરેથી રહિત છે. આત્મામાં રહેલું પંચભૂતાત્મક ઐશ્વય સાવદ્ય છે, પંચભૂતની તન્માત્રાઓમાં રહેલ ઐશ્વર્ય સૂક્ષ્મ છે. આ મુજબ જોતાં ઇન્દ્રિય, મન, અહંકારમાં રહેલ ઐશ્વર્ય નિરવદ્ય ઐશ્વર્ય છે, આત્માની પંચભૂતાત્મક પ્રવૃત્તિ સાવદ્ય ઐશ્વર્ય છે; તથા શબ્દ વગેરે તન્માત્રામાં આત્માની પ્રવૃત્તિ એ સૂક્ષ્મ ઐશ્વર્ય છે. આ મુજબ ત્રણ પ્રકારનો ઐશ્વર્યનો ભેદ અણિમાદિ આઠ ગુણોમાં રહેલ છે તથા આઠ સંખ્યાવાળા અષ્ટગુણનો ભેદ પંચભૂતની તન્માત્રાવાળાં સૂક્ષ્મ ઐશ્વર્યોમાં રહેલ છે. એ અષ્ટગુણનો અવ્યક્ત, અસ્પષ્ટ તથા અવ્યક્ત અર્થાત્ માયિક અણિમાદિ ઐશ્વયનો ભેદ ચોતરફ ત્રૈલોક્યમાં તમામ પ્રાણીઓમાં રહેલ છે. એનો નિયમ ભગવાન શિવે જે રીતે કહ્યો તથા તેનું રૂપ કેવું છે, તે હું તમને કહું છું. અણિમાદિ આઠ ગુણ તથા અષ્ટસિદ્ધિયુક્ત પાશુપતયોગીને ત્રૈલોક્યમાંના તમામ પ્રાણીઓ તથા યોગીઓમાં રહેલ અને પ્રાપ્ત ન થઈ શકે એવા બળની પ્રાપ્તિ થાય છે. આઠમાંથી પ્રથમ 'અણિમા' ગુણ પ્રાપ્ત થતાં સ્વયં ઇચ્છાથી અંતરિક્ષમાં અને જળની ઉપર ગમન કરવા માટે સમર્થ બને એવું અણિમા રૂપની તેને પ્રાપ્તિ થાય છે.

બીજો ગુણ લઘિમારૂપ છે એટલે કે તે યોગી ખૂબ જ હલકા વજનના રૂપને ધારણ કરી શકે છે. લઘિમા સિદ્ધિ પ્રાપ્ત થવાને કારણે કોઈ પણ સ્થળે તે તરત જ જઈ શકે છે.

ત્રીજો ગુણ મહિમા છે. એ પાશુપત યોગી ત્રૈલોક્યમાં ચોતરફ પોતાના માહાત્મ્યને કારણે પૂજનીય છે. મહિમા સિદ્ધિરૂપ એ ત્રીજો યોગ છે.

પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થવાને કારણે તે યોગી ત્રૈલોક્યમાં તથા તમામ પ્રાણીઓમાં ઇચ્છાનુસાર ગમન કરી શકે છે.

ખૂબ જ ભારેપણું એ ગરિમા સિદ્ધિ છે. ગરિમા સિદ્ધિ દ્વારા દેહ ખૂબ જ ભારે બને છે.

પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થયેલ યોગી કોઈ પણ પ્રકારની રોકટોક વગર પોતાની ઇચ્છા મુજબના વિષયોનો ઉપભોગ કરવા માટે સમર્થ બને છે.

ઈશિત્વ સિદ્ધિ પ્રાપ્ત થવાને કારણે તે યોગી ત્રૈલોક્યમાં તમામ પ્રાણીઓને સુખી તથા દુઃખી કરવા માટે તેમ જ તમામ પ્રકારના શરીર ધારણ કરવા માટે શક્તિશાળી બને છે.

વશિત્વ સિદ્ધિ પ્રાપ્ત થવાને કારણે ત્રૈલોક્યનાં સ્થાવર-જંગમ તમામ પ્રાણીઓ તેના કાબૂમાં રહે છે તથા તે તેમના પર અધિકાર ચલાવી શકે છે. તેની ઇચ્છા મુજબ તે રૂપ ધારણ કરે છે. તમામ ઇન્દ્રિયો તેના કાબૂમાં રહે છે. શબ્દ, સ્પર્શ રૂપ, રસ તથા ગંધ – આ વિષયો અને મન યોગીને અનુકૂળ રહીને જ પોતાની પ્રવૃત્તિ કરે છે. પાશુપત યોગ થકી અષ્ટસિદ્ધિ એટલે કે અણિમાદિ અષ્ટ ગુણોને પ્રાપ્ત થયેલ યોગી પુનર્જન્મ પામી શકતો નથી, મૃત્યુને પ્રાપ્ત થતો નથી, કપાતો, ભેદાતો નથી; અગ્નિ બાળી શકતો નથી, ભ્રમિત થતો નથી, લીન થતો નથી, પાપથી લેપાતો નથી, ક્ષય પામી શકતો નથી, પોતાના સ્થાનથી ચ્યુત

બનતો નથી તથા ક્યારેય ખેદ પામતો નથી. તે ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ વગેરે વિષયોબદ્ધ થતો નથી. તે વિષયોનું ભોજન કરી જાય છે; પણ વિષયો સાથે સંયોગ પામી શકતો નથી. તે અણુથી પણ ખૂબ જ સૂક્ષ્મ હોય છે તથા સૂક્ષ્મપણાને કારણે ત્યાગી હોય છે. ત્યાગી હોવાને કારણે વ્યાપક તથા સમષ્ટિરૂપ બને છે. આથી એ યોગીનો તમામ પ્રાણીઓના શરીરમાં નિવાસ હોય છે. તેથી તેને પુરુષ કહ્યો છે. એ પુરુષ સૂક્ષ્મભાવથી અણિમાદિ ઐશ્વર્યોમાં સ્થિત બને છે. તમામ ઐશ્વર્યોમાં સૂક્ષ્મ અને ઉત્તમ ઐશ્વર્ય 'અણિમા' છે.

પાશુપત વ્રત કરવાને કારણે ઉત્તમ યોગ તથા અમોઘ ઐશ્વર્યને પ્રાપ્ત થયેલ યોગી અંતે મોક્ષપદ પામી શકે છે. હે ઉત્તમ મુનિઓ! આથી સ્વર્ગ અને અપવર્ગરૂપી ફળને આપનાર તથા શંકરના સાયુજ્યના કારણરૂપ પશુપત યોગ જરૂર જાણવો જોઈએ. નહીં તો આત્મચિંતના અને ત્યાગને કારણે તથા રાગદ્વેષ વગેરેમાં સ્પૃહા રાખવાને કારણે યોગથી ભ્રષ્ટ થવું પડે છે. સત્કર્મ કરનારો મનુષ્ય તેનું પુણ્યફળ સ્વર્ગમાં ભોગવી શકે છે. તે ભોગવાયા બાદ સ્વર્ગમાંથી ચ્યુત થયેલ તે પવિત્ર મનુષ્ય પાછો મૃત્યુલોકને પ્રાપ્ત થાય છે. આથી જન્મ-મરણના કષ્ટમાંથી મુક્તિ મેળવવા પરમ સુખ આપનાર પરબ્રહ્મરૂપ આત્માનું ચિંતન કરવું જરૂરી છે.

બ્રહ્મ અવિનાશી છે, બધા તત્ત્વોમાં ઉત્તમ છે. આથી બ્રહ્મની ઉપાસના કરવી એ જ ઉત્તમ સુખ છે. સ્વર્ગ વગેરે સુખની પ્રાપ્તિ માટે કરાતાં યજ્ઞોમાં ખૂબ જ ધનની અપેક્ષા રહે છે તથા એમના આચરણને માટે ખૂબ જ મહેનત કરવી પડે છે તથા વળી તે યજ્ઞો થકી પ્રાપ્ત થયેલ પુણ્ય ક્ષીણ થઈ ગયા બાદ મૃત્યુલોકને પ્રાપ્ત થઈ વારંવાર મૃત્યુને અધીન બનવું પડે છે; આથી આત્મજ્ઞાન થકી પ્રાપ્ત થતો મોક્ષ એ જ ઉત્તમ સુખ છે.

વિશ્વરૂપી વસ્ત્રને ધારણ કરનાર વિશ્વરૂપી ગંધયુક્ત વિશ્વની માળાવાળા, વિશ્વરૂપી પગ, મસ્તક તથા ગ્રીવાવાળા, ચોતરફના મુખવાળા વિશ્વના આત્મારૂપ દિવ્ય વિશ્વપુરુષનાં અંતઃકરણમાં દર્શન કર્યા બાદ બ્રહ્મતત્ત્વમાં પરાયણ ધ્યાનથી યુક્ત યોગી સેંકડો મન્વન્તરોમાં પણ તેના ધ્યેયથી ચલિત થતો નથી.

એ વિશ્વપુરુષ છંદોમય પાંખના અવયવરૂપી શ્રુતિઓથી મહી એટલે કે પ્રકૃતિને ક્ષુબ્ધ કરી શકે છે અથવા તો સૂર્યનાં કિરણો થકી પૃથ્વીને પ્રાપ્ત થઈ વારંવાર વિશ્વનું સર્જન કરે છે. પણ પ્રલય કાળમાં એનું સર્જન કરતો નથી. કવિ એટલે કે સર્વજ્ઞ, પુરાતન, જગતના નિયામક, સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ એવાં પંચ મહાભૂત વગેરે તત્ત્વોથી પણ સૂક્ષ્મ, બધાથી મહાન એવા હેમ સમાન કાંતિયુક્ત તથા ઇન્દ્રિયરહિત મહાપુરુષનાં દર્શન પાશુપતયોગ થકી ધ્યાન અવસ્થામાં જ થઈ શકે છે; સ્થૂળ પ્રાકૃત આંખોથી એ પુરુષ જોઈ શકાતો નથી. એ નિર્ગુણ, ચિદ્રૂપ, અવિનાશી છે, ચારે બાજુ ગમન કરનારો તથા બધે રહેલો છે. તમામ તત્ત્વોનો સાર છે. એના પોતાના તેજ દ્વારા દીપ્તિમાન તથા હંમેશા પ્રકાશમાન છે. શ્રદ્ધાળુ યોગીઓ યોગ થકી પોતાના અંતઃકરણમાં એનાં દર્શન કરી શકે છે. એ ખૂબ જ સૂક્ષ્મ છે. હાથ, પગ, પેટ, પાંસળાં તથા જીભરહિત છે અને અતીંદ્રિય હોવાને કારણે ઇન્દ્રિયોનો વિષય થતો નથી. એ આંખ ન હોવા છતાં બધું જુએ છે, કાન ન હોવા છતાં પણ સાંભળી શકે છે, બુદ્ધિ નથી તેમ છતાં બધું જાણે છે. સાવધ છે, એ બધાથી જાણી શકાય તેવો નથી, એ પુરુષ બધાનો આદિ છે તથા બધાથી મહાન છે.

(આ મુજબ પુરુષનું વર્ણન કર્યા બાદ હવે પ્રકૃતિનું વર્ણન કરે છે:) પ્રકૃતિ નિર્જીવ છે, સર્વવ્યાપી છે, સૂક્ષ્મ છે, સર્વ ભૂતોનું સર્જન કરનાર છે, સ્વયંભૂ છે, પાશુપત યોગીઓ ધ્યાન કરી હૃદયમાં એનાં દર્શન કરી શકે છે.

(હવે બ્રહ્માનું વર્ણન કરે છે:) સર્વ અણુ-પરમાણુમાં બ્રહ્મ વ્યાપી રહેલ છે. એના હાથ-પગ સર્વત્ર રહેલ છે. સર્વત્ર દરેક અણુ-પરમાણુમાં એની આંખ, મસ્તક, કાન તથા મુખ રહેલ છે. આ વિશ્વમાં તે તમામ અણુ-પરમાણુને વીંટળાઈ રહેલ છે.

(પરમાત્મા એવા શંકરનું વર્ણન કરે છે:) શંકર ઇશાન એટલે કે બધાના શાસક સ્વામી છે, બધાના આદિ, ચિરંતન, શાશ્વત, સ્વયંભૂ છે; બધા ભૂતોમાં નિવાસ કરી રહેલ છે આથી પરમ પુરુષ છે. વાણી એમના ગુણોનું વર્ણન કરવા માટે શક્તિમાન નથી. સમાધિયુક્ત યોગી હંમેશા એનું ચિંતન કરે છે તથા ધ્યાનથી વિચલિત થતો નથી. શંકર સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે. પંચ મહાભૂત એમના શરીરરૂપ છે, એ મહાન, પૂજ્ય, અવિનાશી છે. પરમાત્મા છે, યોગીઓ હંમેશા એમનું ચિંતન કરે છે.

(જીવના સ્વરૂપનું વર્ણન કરે છે:) તમામ પ્રાણીઓમાં વિચરનાર વાયુ અગ્રાહ્ય છે તે જ પ્રમાણે તમામ દેહોમાં શયન કરનાર પુરુષ એવો જીવ ખૂબ જ દુર્ગ્રાહ્ય છે, ખૂબ જ પ્રયત્નથી ગ્રહણ કરી શકાય તેવો છે.

(જીવની ગર્ભવાસ વગેરે ગતિનું વર્ણન કરે છે:) પુણ્યફળ ભોગવ્યા બાદ નષ્ટ થયેલ સત્કર્મ તથા ભોગવવા માટે બાકી રહેલ પ્રાક્તના ઉત્તમ તથા શુભ કર્મોને× કારણે જીવ બ્રાહ્મણ યોનિના દેહને ધારણ કરે છે. મૈથુન સમયે સ્ત્રી-પુરુષના સંભોગ દ્વારા શોણિત તથા શુક્રનો સંયોગ નારીના શરીરમાં ગર્ભ માટે કારણ બને છે. સ્ત્રીના ગર્ભાશયમાં પ્રવિષ્ટ થયેલ પુરુષના વીર્યનો એક રાત્રિ દરમિયાન થતો વિકાર 'કલલ' કહેવાય છે. થોડા સમય બાદ કલલ એ બુદ્બુદમાં ફેરવાય છે.

જે પ્રમાણે યુક્તિ દ્વારા (આવશ્યક સાધનસામગ્રીના ઉપયોગ દ્વારા) અરણિમાં અગ્નિ પ્રકટ થાય છે તે પ્રમાણે પોતાના કર્મ* તથા કલેશથી પ્રેરાયેલ જીવ શુદ્ધ (વાયુ આદિથી ન બગડેલ) વીર્ય તથા આર્તવના યોગથી ગર્ભરૂપે પ્રકટે છે.

---

× ફક્ત અશુભ કર્મ જ બાકી હોય તો જીવને નરક પ્રાપ્ત થાય છે. શુભ કર્મ થકી સ્વર્ગ તથા શુભ-અશુભ બંને મિશ્રિત કર્મોથી માનવશરીર મળે છે, શિવપુરાણમાં કહેવાયું છે.

કેવલં ચાશુભં કર્મ નરકાય ભવેદિહ।
શુભં સ્વર્ગાય જાયેત ઉભાભ્યાં માનુષં મતમ્॥'

* કર્મ અર્થાત્ પૂર્વજન્મોનાં કામ; કલેશ અર્થાત્ અવિદ્યા; અસ્મિતા એટલે કે આત્મા જેમ બુદ્ધિથી અલગ નથી એમ સમજાય તે અસ્મિતા કહેવાય છે. રાગ અર્થાત્ સુખ કે સુખનાં સાધનની પાછળ હૃદયમાં રહેલ ઇચ્છા; દ્વેષ અર્થાત્ દુ:ખ અથવા દુ:ખનાં સાધનની પાછળ હૃદયમાં જન્મતો ક્રોધ; અભિનિવેશ અર્થાત્ પૂર્વજન્મના સંસ્કારના બળથી સંસારના ભોગોને વળગી રહેવાનો સ્વભાવ તથા એ ભોગોને મૃત્યુ પૂંચવી લેશે એવો મરણનો ડર, યુક્તિ અર્થાત્ કોઈ પણ બાબતને પાર પાડવા માટેના સાધન કે ઉપાય. આ તમામ કર્મ તથા કલેશથી પ્રેરાઈ જીવ ગર્ભરૂપે પ્રકટે છે.

શોણિત તથા શુક્રથી બનેલ સૂક્ષ્મ એટલે કે ઇન્દ્રિયોને અગોચર, જીવને અનુસરનાર તથા માતાના ખોરાકના રસમાંથી છૂટાં પડેલ પાંચ મહાભૂતોથી એ ગર્ભ ગર્ભાશયમાં ધીરે ધીરે વધવા માંડે છે. કુંભારે ચાકડા પર ચડાવેલ માટીનો પિંડ ચાકડાના ફરવાની સાથે તથા હાથે ટીપવાને કારણે આકાર ધારણ કરે છે તે પ્રમાણે આધ્યાત્મિક પંચમહાભૂતો યુક્ત જીવ વાયુ દ્વારા પ્રેરાઈ પુરુષ વગેરે આકારના બિંબત્વને પામે છે. ગર્ભમાં રહેલ જીવ શરીર ધારણ કરી જ્યાં સુધી જન્મ પામતો નથી તથા બાહ્ય વાયુનો તેને સ્પર્શ થતો નથી ત્યાં સુધી ગર્ભમાં રહી તે એવું વિચારે છે કે, 'ગર્ભવાસમાંથી હું મુક્ત થાઉં ત્યાર પછી મહેશ્વરના શરણે જઇશ. આ અગાઉ ઘણી યોનિઓને પ્રાપ્ત થઈ મેં ખૂબ કષ્ટ ભોગવ્યા છે; હવે મને મોક્ષ મળે તેવો ઉપાય હું કરીશ!' ગર્ભાશયમાં રહેલ જીવ આ મુજબ વિચાર કરી મોક્ષ પ્રાપ્ત કરવા માટેના અભ્યાસમાં લીન રહે છે. 'યોનિમાર્ગમાંથી બહાર પડી પછી હું શંકરની ભક્તિ કરીશ!' આમ વિચાર કરી જીવ સ્ત્રી અથવા પુરુષરૂપી મનુષ્યના આકારને ધારણ કરે છે.

વાયુ આકાશ થકી ઉત્પન્ન થાય છે; વાયુથી જળ, જળથી પ્રાણ તથા પ્રાણથી શુક્ર ઉત્પન્ન થાય છે. માતાના શોણિતના તેત્રીસ ભાગ, પિતાના રેતના ચૌદ ભાગ; આ મુજબ શોણિત તથા શુક્રનાં અહીં જણાવેલ ભાગોથી અડધા જાયફળના જેવા આકારનું શરીર બંધાઈ ગર્ભનો વિકાસ થતો રહે છે એટલે કે ગર્ભાશયમાં ગર્ભ વધે છે. ગર્ભમાં રહેલ જીવ પાંચ વાયુ યુક્ત થાય છે તથા પિતાના દેહના તમામ અંગનો આકાર ધારણ કરે છે. માતાએ કરેલ આહાર ગર્ભસ્ત દેહી જીવનો પ્રાણરૂપ આધાર બને છે. નવ મહિના સુધી માતાના ગર્ભમાં રહેલ જીવ ખૂબ જ ક્લેશ પામે છે. હાથ, પગ તથા મસ્તકથી યુક્ત શરીરધારી જીવ માતાના ઉદરમાં ખૂબ જ સાંકડી અપર્યાપ્ત જગ્યામાં રહે છે તથા નવ મહિના માતાના ઉદરમાં રહ્યા બાદ નીચું મોં રાખી યોનિમાર્ગમાંથી બહાર આવે છે. તે સમય દરમિયાન તે જીવ પોતાનાં કર્મોને કારણે અસિપત્રવન (તલવારની ધાર જેવાં પાંદડાંવાળાં વૃક્ષોથી યુક્ત જંગલ), સીમળાના વૃક્ષથી છેદન, તાડન, પરુ તથા લોહીના ભક્ષણરૂપી નરકની યાતનાઓ અનુભવે છે. ઊકળતા પાણીમાં પરપોટા ઉત્પન્ન થાય તથા તે પાણી દેહ પર પડવાને કારણે થતી યાતના જેવી યાતના સ્થાનરૂપ યોનિના મુખ પાસે આવી જીવો અનુભવે છે. આ મુજબ જીવો, પોતે કરેલ પાપોથી દુઃખ ભોગવે છે તથા પુણ્ય કર્મ કરેલ હોય તો સુખ ભોગવે છે. મરણકાળે જીવ પોતાનાં સગાં-સ્નેહીજનોને છોડી સુખદુઃખ ભોગવવા પરલોકમાં એકલો જ ગમન કરે છે તથા ઘણાં પ્રકારની યોનિઓમાં જન્મ પામતો રહે છે. એટલા માટે મનુષ્યે સ્નેહપાશ વગેરેનો ત્યાગ કરી સારા કાર્યો કરવાં. જીવ મૃત્યુ પામે ત્યારે તેનું કોઈ સગું-સ્નેહીજન તેની સાથે જતું નથી, એણે કરેલ સુકૃત કે દુષ્કૃત કર્મો જ એની સાથે જાય છે.*

---

* માનવીનું મૃત્યુ થાય ત્યારે ધન, પશુ, સંપત્તિ આદિ કંઈ પણ તેની સાથે જતું નથી; આ વિષય બાબતે યોગીન્દ્ર શ્રીભર્તૃહરિ 'વૈરાગ્યશતક'માં જણાવે છે કે, ધન પૃથ્વીમાં અથવા જે સ્થાને મૂકેલ હોય અથવા તે રોકેલ હોય તે સ્થાને જ રહે છે; પણ મૃતક સાથે જતું નથી; પશુઓ કોઢારમાં જ રહે છે. પત્ની વિલાપ કરતા કરતા ઘરના ઉંબરા સુધી જ આવે છે. આપ્તજનો સ્મશાને મૃતકના શરીરને લઈ જાય છે તથા શરીરને ચિતા પર ગોઠવે છે અને તે ભસ્મ થાય છે. ફક્ત જીવ એકલો જ પોતાનાં કર્મ અનુસાર પરલોક સુધી પ્રયાણ કરે છે.

**ધનાનિ ભૂમૌ પશવશ્ચ ગોષ્ઠે ભાર્યા ગૃહદ્વારિ જનાઃ શ્મશાને।**
**દેહશ્ચિતાયાં પરલોકમાર્ગે કર્માનુગો ગચ્છતિ જીવ એકઃ॥**

આ મુજબ કાયમ યમધામ તરફ પ્રયાણ કરતા રહેલ મનુષ્યો પાપકર્મો કરવાથી ખૂબ જ અને અનંત શારીરિક કષ્ઠ ભોગવવાને કારણે દુઃખથી વિલાપ કરતા હોય છે. જે મનુષ્યો મન, વાણી તથા કર્મથી હંમેશા પાપકર્મ કરે છે તેઓ દુઃખ મેળવે છે, આથી સુખ મેળવવા માટે હંમેશા સત્કર્મ કરી આત્મકલ્યાણને સાધવું. અગાઉ કરેલ કર્મોને કારણે દેહીને હંમેશા બંધનરૂપી સંસારની પ્રાપ્તિ થાય છે. તમોરૂપ તથા ભયંકર સંસાર છ પ્રકારનો છે. સત્ કર્મોના પ્રભાવ થકી જીવને મનુષ્ય ભાવયુક્ત મનુષ્યદેહ મળે છે. ત્યારપછી એનાં હીન કર્મોને કારણે પશુભાવ, મૃગત્વ, પક્ષીભાવ તથા સર્પ, વીંછી વગેરેનું શરીર મળે છે તથા ત્યાર પછી સ્થાવર એવા વૃક્ષ વગેરેનો દેહ પ્રાપ્ત થાય છે. સ્થાવર દેહ પામી વળી પાછો મનુષ્યદેહ મેળવે છે. આમ મનુષ્યથી લઈ સ્થાવર સુધીની યોનિઓમાં ભટકતો રહી જીવ, કુંભારના ચાકડાની જેમ ફરે છે.

આ મુજબના સંસારને તામસ સંસાર જાણવો. મનુષ્ય શરીરથી લઈ સ્થાવર શરીર પ્રાપ્ત કરે ત્યાં સુધી સ્થાવરાન્ત સંસારને તામસ સંસાર કહેવામાં આવે છે. તે પ્રમાણે બ્રહ્માથી પિશાચ યોનિ સુધીના સંસારને સાત્ત્વિક સંસાર કહેવામાં આવે છે. દેહધારીઓને માટે તો તે સ્વર્ગસ્થાન જાણવો.

બ્રાહ્મ સંસાર ફક્ત સત્ત્વરૂપ છે, સ્થાવર ફક્ત તમોરૂપ છે. ચૌદ સ્થાનોના મધ્ય ભાગમાં, કપાયેલ મર્મ ભાગોને કારણે વેદનાથી પીડિત દેહીનું રજોરૂપી વિષ્ટંભક નામક સ્થાન છે. પૂર્વધર્મની ભાવનાઓથી પ્રાપ્ત થયેલ સંસારમાં મનુષ્યદેહમાં રહેલ જીવે હંમેશા શિવનું ધ્યાન કરવું. આ સંસારનું મંડળ ચૌદ ભુવનરૂપી છે, એમ સમજીને સંસારના ભયથી પીડાતા જીવે હંમેશા ધર્માચરણ કરવું. આથી ક્રમાનુસાર સંસાર તરી શકાય છે. તેથી હંમેશા ધ્યાનમાં તલ્લીન રહેવું. ત્યાર પછી આત્માના દર્શન અર્થે યોગસાધના કરવી. પ્રાણીમાત્ર પૃથક છે તેમ છતાં વિચારવાથી જણાય છે કે આ શિવનું તત્ત્વ બધા ભૂતોમાં એક સ્વરૂપે રહેલ બધાનો આત્મા છે. કષ્ટથી તરી શકાય તેવા સંસારના સાગરને તરવા માટે શિવનું તત્ત્વ એક ઉત્તમ તથા શાશ્વત સેતુરૂપ છે. આથી પૂર્વોક્ત સેતુરૂપી આત્માની, ચોતરફના મુખવાળા શિવરૂપી અગ્નિની તથા બધા પ્રાણીઓના હૃદયમાં રહેલ મહેશ્વર શંકરની ઉપાસના કરવી. પૃથ્વી વગેરે અષ્ટમૂર્તિરૂપે અને વામદેવ વગેરે આઠ દેવોના સ્વરૂપ દ્વારા તથા પોતાની ઉમારૂપી શક્તિ સહિત શોભાયમાન ભુવનના નાયક દેવોના ઈશ શિવનું અંતઃકરણમાં ધ્યાન ધરીને અને સૃષ્ટિના નિર્વાહ અર્થે દેહમાં પ્રજ્વલિત વૈશ્વાનર નામના અગ્નિનું હૃદયમાં ચિંતન કરી એમાં એક પછી એક પાંચ આહુતિ વિધિસર આપવી; ત્યારબાદ ઇચ્છા મુજબ આહાર લેવો. આ સમય દરમ્યાન મૌન રહેવું. પ્રથમ વસ્ત્રથી ગાળેલ સ્વચ્છ પાણીનું એક વાર આચમન કરવું. તે સમયે '**ૐ અમૃતોપસ્તરણમસિ સ્વાહા**' આપનામાં હું આહુતિ આપું છું, એટલા માટે હે જળ! તમે અમૃતરૂપી આસન છો.' આ રીતે પ્રત્યક્ષ આહાર કરતી વેળા બોલવું — '**ૐ પ્રાણાય સ્વાહા**' આમ બોલી ઘી મિશ્રિત ભાતનો એક કોળિયો આરોગવો. આ પ્રથમ આહુતિ ગણાય. ત્યાર પછી '**અપાનાય સ્વાહા, વ્યાનાય સ્વાહા, ઉદાનાય સ્વાહા, સમાનાય સ્વાહા**' — આ મુજબ દરેક મંત્ર પ્રણવ સાથે બોલી એક પછી એક કોળિયો ભરી બીજી ચાર આહુતિઓ આપવી. ત્યારબાદ ભોજન કરવું. અગાઉ થાળીમાં તમામ ભોજન પીરસાઈ જાય ત્યારપછી ભોજન કરતાં અગાઉ પાણીથી ભોજન પર

પ્રોક્ષણ કરવું. થાળીની બહાર પાણીથી વર્તુળ આકારનું મંડળ બનાવવું તથા — **બ્રહ્માર્પણં બ્રહ્મ હવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્। બ્રહ્મૈવ તેન ગન્તવ્યં બ્રહ્મકર્મસમાધિના॥** આ મંત્ર ભણી ત્યાર પછી **'ૐ ભૂપતયે સ્વાહા। ભુવનપતયે સ્વાહા। ભૂતાનાં પતયે સ્વાહા। ચિત્રાય સ્વાહા। ચિત્રગુપ્તાય સ્વાહા।'** આ મંત્ર ભણી આપોશાન કર્મ કરવું તથા ઘી મિશ્રિત ભાતના બે-બે દાણા મૃગી મુદ્રાથી પાંચ વખત પૃથ્વી ઉપર થાળી બહાર મૂકવાં. ત્યાર પછી ઉપર જણાવ્યા અનુસાર યથેચ્છ અન્ન આરોગવું. જમ્યા પછી જમણી હથેળીમાં થોડું પાણી લઈ આચમન કરવું. તે સમયે નીચે લખેલ મંત્ર ભણવો — **'ૐ અમૃતાપિધાનમસિ સ્વાહા'** હે જળ! મેં આરોગેલ અનાજના આપ અમૃતરૂપી આચ્છાદન છો.

આ મુજબ આચમન કરી આસન પરથી ઊભા થઈ યોગ્ય સ્થળે હાથ ધોવા. (થાળી-પતરાળામાં નહીં) તથા મુખની શુદ્ધિ કરવી. ત્યાર પછી અંતઃકરણનો સ્પર્શ કરવો તથા શંકરની સ્તુતિ કરતાં બોલવું કે, 'હે શિવ! આપ પ્રાણ, અપાન વગેરે વાયુઓની ગ્રંથિ એટલે કે અવિભક્ત રૂપે મારા દેહમાં તેમને જોડી રાખવા હેતુરૂપ આત્મા છો. રુદ્ર આત્મા છે, અહંકાર દેવતા છે, હે શંભુ! આપ દુઃખનો નાશ કરનાર છો, મારા અંતઃકરણમાં પ્રવેશ કરો!' શિવ એ જીવના પ્રાણ છે, આ મુજબ હૃદયમાં રુદ્રનો પ્રવેશ કરાવ્યા પછી પોતાના આત્માના ભાવમાં વૃદ્ધિ કરવી. રુદ્ર પ્રાણમાં રહેલા છે; આથી એ પોતે પ્રાણમય છે. તેથી પ્રાણરૂપી રુદ્રને અમૃતરૂપી અનાજની આહુતિ અપાય છે. ઈશ! હે શંભુ! મારા અંતઃકરણમાં આપ પ્રવિષ્ટ બનો. આપ પોતે બ્રહ્મરૂપી આત્મા છો. આથી આપને હવિરૂપી આહુતિ આપું છું. શ્રાદ્ધનું કર્મ કરતાં પણ આ મુજબ 'ૐ પ્રાણાય સ્વાહા' વગેરેથી પાંચ મંત્રો દ્વારા આહુતિઓ આપવી જોઇએ. હે રુદ્ર! તમે આખા વિશ્વ પર શાસન કરો છો આથી પુરુષ છો. હૃદય અવકાશમાં પગના અંગૂઠા જેવા પ્રમાણથી આપ સૂઓ છો એને કારણે પણ પુરુષ છો. આ મુજબ હૃદયના અવકાશમાં જ નહીં પણ પગથી મસ્તક સુધી આખા દેહમાં આપ જીવના પરમેશ્વરરૂપે વ્યાપ્ત રહેલા છો. આપ જગતના કારણરૂપ છો તથા આખા વિશ્વના શાસક છો; નિત્ય છો. હે શંભો! આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. 'બધા જીવોએ શંકરની ઉપાસના કરવી જોઇએ.' આમ બોલી જીવ શંકરનું સ્તવન કરે, એમ કહેવું બરાબર નથી. કેમ કે જીવ એ જ શિવ છે. જીવ તથા શિવમાં અભેદ છે—એમનામાં ભેદ નથી. આપ બધા દેવોમાં અગ્ર એવા ઇન્દ્ર છો. ઇન્દ્ર એ રુદ્ર છે આથી આપ બ્રહ્મા વગેરે દેવોમાં જ્યેષ્ઠ છો, સર્વથી ઉચ્ચ છો. આપ અમારે માટે શિવ બનો. અમે ભક્ષણ કરેલ અનાજ આપને અર્પિત થાઓ.

આ મુજબ પૂર્વે કહેલ અણિમા વગેરે બધા ગુણોની પ્રાપ્તિ માટે અહીં બધું જ વિસ્તારથી કહેવાયું છે. પૂર્વે બ્રહ્માએ કહેલ યોગાચાર તથા પાશુપત જ્ઞાન સર્વ શ્રદ્ધાથી પ્રાપ્ત કરવાને યોગ્ય છે.

પાશુપત વ્રત કરનારે હંમેશા ભસ્મનું સ્નાન કરવું. ભસ્મનું દેહ પર લેપન કરવું. જે મનુષ્ય આ અધ્યાયનો દેવોની પૂજાના સમયે કે શ્રાદ્ધના સમયે પાઠ-શ્રવણ કરે છે, કે ઉત્તમ દ્વિજોને આનું શ્રવણ કરાવે છે તે મોક્ષના પદને પામી શકે છે. ૧-૯૩

**યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ શ્રાવ દ્વિજોત્તમાન્।**
**દૈવે કર્માણિ પિત્ર્યે વા સ યાતિ પરમાં ગતિમ્॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*અણિમા આદિ સિદ્ધિના હેતુરૂપ પાશુપત યોગનું નિરૂપણ' નામનો ૮૮મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૮૯મો

# સદાચાર વગેરે અને સ્ત્રીધર્મનું નિરૂપણ



સૂત ઉવાચ

**અત ઊર્ધ્વં પ્રવક્ષ્યામિ શૌચાચારસ્ય લક્ષણમ્।**
**યદનુષ્ઠાય શુદ્ધાત્મા પરેત્ય ગતિમાપ્નુયાત્॥૧॥**

સૂત બોલ્યા: હે ઋષિઓ! હવે યોગીઓએ પાલન કરવા યોગ્ય શૌચારનાં લક્ષણ તમને સંભળાવું છું, એનું પાલન કરી પવિત્ર થયેલ મનુષ્ય મૃત્યુ પામી ઉત્તમ એવી મોક્ષની ગતિ મેળવે છે. વેદોના સારભૂત તથા બ્રહ્મવાદીઓના નિધિરૂપ આ શૌચાચાર બધા પ્રાણીઓના હિત અર્થે પૂર્વે બ્રહ્માએ સંક્ષેપથી જણાવ્યો હતો. પવિત્ર મુનિઓના કલ્યાણ માટે શૌચાચારનું પાલન એ ઉત્તમ માર્ગ છે. જે મુનિ આળસને વશ ન થઈ પ્રમાદનો ત્યાગ કરી શૌચારનું પાલન કરે છે તે ક્યારેય દુઃખ પામતો નથી. મુમુક્ષુએ માન-અપમાન, વિષ-અમૃત સરખા જાણવાં. અપમાન એ અમૃત છે તથા માન એ વિષ છે. આત્મના શ્રેયાર્થી મુમુક્ષુએ જ્ઞાનની પ્રાપ્તિ અર્થે ગુરુ પાસે એક વર્ષ રહી તેમની સેવાચાકરી કરવી. અહિંસા, અસ્તેય, સત્ય, અપરિગ્રહ તથા બ્રહ્મચર્ય — આ યમોથી યુક્ત થઈ શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય તથા ઈશ્વરપ્રણિધાન વગેરે નિયમોનું હંમેશા પ્રમાદથી રહિત પાલન કરવું. એક વર્ષ ગુરુની પાસે રહી જ્ઞાનનો યોગ પ્રાપ્ત કરીને તથા તેમની આજ્ઞા લઈને પોતાના વિહિત આચારમાં વિઘ્ન ન નડે તથા ધર્મનો વિરોધ ન થાય તે પ્રમાણે યોગીએ આ ભારતખંડમાં વિચરણ કરવું. રસ્તા પર ચાલતી વખતે બરાબર જોઈ ચાલવું, વસ્ત્રથી ગાળી પાણી પીવું, સત્ય બોલવું તથા હૃદય શુદ્ધ રાખી સદાચરણ કરવું. મત્સ્યનું ભક્ષણ કરવાથી છ માસમાં લાગતું પાપ, ગાળ્યા વગરનું અશુદ્ધ પાણી પીવાથી એક દિવસમાં લાગે છે એમ સમજવું. ગાળ્યા વિનાનું અપવિત્ર પાણી પીવામાં આવે તો —

**અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો ઘોરઘોરતરેભ્યઃ।**
**સર્વેભ્યઃ સર્વશર્વેભ્યો નમસ્તેઽસ્તુ રુદ્રરૂપેભ્યઃ॥**

આ મંત્ર પાંચસો વાર જપવો, એનાથી શુદ્ધિ થાય છે તથા શિવને ઘૃત આદિ પંચામૃતથી સ્નાન કરાવવું. એની પૂજા કરવી તથા ત્રણ વાર પ્રદક્ષિણા કરવી. આ મુજબ કરવાથી શુદ્ધિ થાય છે એમાં શંકા નથી.

કોઈએ ભોજન અર્થે આદરથી નિમંત્રણ આપ્યું હોય તો પણ યોગીએ ત્યાં જવાનું ટાળવું જોઇએ. શ્રાદ્ધ વગેરે માટે આહાર કરવા અર્થે યોગીએ જવું જોઇએ નહીં તથા સોમ વગેરે યોગોમાં ક્યાંક પણ જવું નહીં. આ મુજબ કરી યોગી અહિંસક રહે છે એમ નિશ્ચયથી જાણવું.

(ત્યારે યોગીએ ભિક્ષા અર્થે ક્યાં તથા ક્યારે જવું તે માટે ભિક્ષાધર્મ કહે છે:) યોગીએ ગૃહસ્થને ત્યાં, વાનપ્રસ્થને ત્યાં ભિક્ષા અર્થે જવું. જ્યારે ગામના ઘરોમાંથી ધુમાડો નીકળતો બંધ થયેલ હોય તથા સર્વ મનુષ્ય જમી રહે ત્યારે ભિક્ષા અર્થે જવું. એક જ મનુષ્યને ત્યાં હંમેશા ભિક્ષા અર્થે જવું નહીં. લોકો

અપમાનિત ન કરે તથા સાધુપુરુષોનો ધર્મ દોષિત ન થાય એ પ્રમાણે ભિક્ષાચરણ અર્થે જવું. વનમાં રહેલ હોય તથા એક સ્થળેથી અન્ય સ્થળે ભ્રમણ કરતા હોય એવા મનુષ્યોને ત્યાં પણ ભિક્ષા માટે જવું નહીં. એમાંની પ્રથમ વૃત્તિ તે ઉત્તમ વૃત્તિ સમજવી. સદાચાર ગૃહસ્થો કે જેઓ શ્રદ્ધાળુ, ઉદાર શ્રોત્રિય તથા પુણ્યાત્મા હોય, તેમને ત્યાં યોગીએ ભિક્ષાચરણ અર્થે જવું. પતિત તથા હીનવર્ણના મનુષ્યોને ત્યાં ભિક્ષા માટે ન જવું, કેમ કે તેઓની ભિક્ષા અધમ ગણાય છે. કંસાર, ખીચડી, છાશ, તલનું ચૂર્ણ, પાકેલાં ફળ, દૂધ, મૂળ આદિ અન્ન યોગીઓને સિદ્ધિ આપનાર હોવાથી ઉત્તમ ગણાય છે.

જે યોગી ન્યાયથી ભિક્ષાચરણ કરે છે, તે ઉપરોક્ત યોગી કરતાં ઉત્તમ છે. વૃદ્ધત્વ, મરણ તથા ગર્ભવાસરૂપી નરકથી ભયભીત યતિને માટે આ પ્રકારનું ભિક્ષાચરણ હવ્ય ભાગ જેવું રક્ષણ આપે છે. દહીં ખાઈ તથા દૂધ પીને ઉપવાસ કરનાર અથવા તો કૃચ્છ્રચાન્દ્રાયણ વગેરે વ્રત કરી શરીરનું શોષણ કરનાર યોગીઓ ભિક્ષાની વૃત્તિથી જીવનનો નિર્વાહ કરનારાઓની સોળમી કળાની યોગ્યતાને પણ મેળવી શકતા નથી. મોક્ષપદ પામવા અભિલાષી સાધકે હંમેશા ભસ્મમાં સૂવું તથા ભિક્ષાહારી તથા જિતેન્દ્રિય થઈ પાશુપત વ્રતનું આચરણ કરવું.

બધા યોગીઓ માટે ચાંદ્રાયણ વ્રત ઉત્તમ છે. તેમણે આત્મશ્રેય માટે એક, બે, ત્રણ તથા ચાર અથવા તેનાથી પણ શક્તિ હોય તો ઘણાં બધાં ચાંદ્રાયણવ્રત કરવાં. ભિક્ષાચરણ કરનારાઓએ અસ્તેય, અલોભ, ત્યાગ, બ્રહ્મચર્ય તથા અહિંસા — આ પાંચ વ્રતોનું પાલન કરવું. અક્રોધ, પવિત્રતા, અલ્પ આહાર, ગુરુની સેવા અને હંમેશા સ્વાધ્યાય — આ નિયમોનું પાલન કરવું. જંગલમાં સ્વચ્છંદતાથી વિચરતા હાથીઓને દૈવવશાત્ બંધન મળે છે તે મુજબ મનુષ્યોને બીજ એટલે કે જનક; યોનિ એટલે કે જનની, પોતાના સ્વભાવરૂપી ગુણ તથા ધન વગેરે વસ્તુઓનું તથા પોતાનાં સંચિત તથા ક્રિયમાણ વગેરે કર્મોના બંધનની પ્રાપ્તિ થાય છે.

દેવોને સ્વર્ગ મળે છે તેમ બધા યજ્ઞોની ક્રિયાઓ સ્વર્ગપ્રાપ્તિ કરાવનાર છે આથી તે દેવતુલ્ય ગણાય છે. યજ્ઞ કરતી વખતે જપ ઉત્તમ છે; જપથી જ્ઞાન તથા જ્ઞાન કરતાં પણ વાસના અને આસક્તિરહિત ધ્યાન ઉત્તમ છે. ધ્યાનની વૃત્તિ પ્રાપ્ત થયા બાદ મોક્ષની અનાયાસે પ્રાપ્તિ થાય છે, તેથી મોક્ષ અર્થે ધ્યાન જ બધાથી ઉત્તમ સાધન છે.

દમ, શમ, સત્ય, નિષ્પાપપણું, મૌન, પ્રાણીમાત્ર પ્રત્યે સરળતા, સદ્ભાવ તથા આત્મજ્ઞાન — આ તત્ત્વોને, જ્ઞાનથી વિશુદ્ધ બનેલ બુદ્ધિવાળા મનુષ્યો શિવનું તત્ત્વ ગણે છે. શાંતચિત્ત, બ્રહ્મના ચિંતનમાં પ્રીતિવાળો, આળસથી રહિત, પવિત્ર, એકાંતનું સેવન કરનાર, પ્રસન્ન હૃદયવાળો મહાત્મા આ પાશુપત યોગની પ્રાપ્તિ કરી શકે છે. એવું પુણ્યશાળી મહર્ષિઓ કહે છે. લગામથી વશ હાથી પર બેઠેલ મનુષ્ય ઇચ્છિત સ્થાને જઈ શકે છે, તે પ્રમાણે સ્વધર્મનું પાલન કરનાર, શાંત, સદાચારશીલ તથા કર્મોના ક્ષયથી નિષ્પાપ યોગીઓ આ પાશુપતયોગના શુદ્ધ માર્ગથી બધા લોકો ઉપર વિજય પ્રાપ્ત કરીને બ્રહ્મલોક મેળવે છે.

હે ઋષિઓ! બધા લોકોના ઉપકાર અર્થે સાક્ષાત્ પિતામહે કહેલ અવિનાશી સનાતન ધર્મ તમને કહું છું, તે શ્રવણ કરો. ગુરુએ ઉપદેશ કરેલા તથા પોતાના રસ્તાને અનુસરનાર આત્મજ્ઞાની મનુષ્યો પોતાની પાસે આવીને રહે તથા તેમનાં દર્શન થાય ત્યારે ઊભા થઈ તેમને આદર આપવો, નમ્રતાથી સાષ્ટાંગ પ્રણામ કરવા, ત્રણ પ્રદક્ષિણા કરવી. બ્રાહ્મણ એટલે કે આત્મજ્ઞાની ગુરુ વંદનને લાયક છે. પોતાનાથી જે મોટા હોય તેવા બધા મનુષ્યો ને જ્ઞાનીને વંદન કરવું. પોતાના કર્મમાં સિદ્ધિ મેળવવી હોય તો તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહીં. ધાતુઓનું શોધન અને મારણકરનાર, નાસ્તિકવાદીઓ, ઉષરભૂમિ, ભૂતપ્રેત વગેરેની સાધના કરનાર તથા તેના દ્વારા જીવન ગુજારનારા, વિષથી યુક્ત સર્પ વગેરેને મંત્રથી પકડનાર ગારુડી તથા અન્યોની નકલ કરનાર મનુષ્યોનો હંમેશા ત્યાગ કરવો; જુગાર, ધનની શઠતા તથા ચાડીચુગલી અને કપટની વૃત્તિનો હંમેશા ત્યાગ કરવો. વધુ હાસ્યનો, અસત્ કર્મ અને સ્વેચ્છાચાર ત્યાગવા. ગુરુ સામે તો આ બધા કર્મોનો પ્રયત્નપૂર્વક ત્યાગ જ કરવો.

ગુરુવચનથી પ્રતિકૂળ તથા અનુચિત વાક્ય ક્યારેય બોલવું નહીં, અનિષ્ટ વસ્તુને યાદ કરવી નહીં, યતિનું આસન, વસ્ત્ર, દંડ, ચાખડીઓ, માળા, શૈયા, પાત્ર, છાયા તથા યજ્ઞનાં સાધનોને પગથી સ્પર્શવાં નહીં. દેવો અને ગુરુનો દ્રોહ કદી કરવો નહીં તથા જો આળસથી ક્યારેક થઈ જાય તો દસ હજાર પ્રણવ મંત્રનો જપ કરવો. દેવનો અને ગુરુનો દ્રોહ બુદ્ધિથી કરેલ હોય તો એક કરોડ પ્રણવ મંત્ર દ્વારા શુદ્ધિ થાય છે. મહાપાતકની શુદ્ધિ અર્થે પણ કરોડ વાર મંત્ર જપવો. પાતકી હોય અને સદાચારી હોય તો પણ પચાસ લાખ પ્રણવ મંત્રનો જપ કરી શુદ્ધિ કરી શકાય છે. ઉપપાતકો પચ્ચીસ લાખ પ્રણવ મંત્રનો જપ દ્વારા શુદ્ધ થાય છે. સંધ્યાકર્મનો લોપમાં બ્રાહ્મણ ત્રણ વાર પ્રણવ મંત્રનો જપ કરી શુદ્ધ થાય છે. દરરોજના નિત્યકર્મનો ભંગ થાય તો સો વાર પ્રણવ મંત્ર જપવા. સદાચારનું ઉલ્લંઘન થયેલ હોય, અભક્ષ્ય પદાર્થ ભક્ષણ કરેલ હોય, ન બોલવા લાયક વચન બોલાયું હોય તો એક હજાર વાર પ્રણવ મંત્રનો જપ કરવાથી શુદ્ધિ થાય છે. કાગડો, ઘુવડ, કબૂતર આદિ પક્ષીઓનો વધ પોતાના હસ્તે થાય તો એકસો આઠ વાર પ્રણવ મંત્રના જપ દ્વારા પાપથી મુક્ત બની શકાય છે એમાં શંકા નથી. પણ બ્રહ્મજ્ઞ તત્ત્વવેત્તા બ્રાહ્મણ તો પ્રણવનું સ્મરણ કરી જ શુદ્ધ બને છે એમાં શંકા નથી. આત્મજ્ઞાનીઓએ કોઈ પ્રાયશ્ચિત્તનું કર્મ કરવું નહીં, તેમના માટે તેવો કોઈ ઉલ્લેખ નથી, તેઓ તો હંમેશા પવિત્ર જ છે. યોગના ધ્યાનમાં એકનિષ્ઠાવાળા યોગીઓ સુવર્ણ સમાન પવિત્ર તથા નિષ્પાપ હોય છે. પવિત્ર કાંચનનું શોધન કરવાની જરૂર પડતી નથી તેમ બ્રહ્મવિદ્યાથી વિશુદ્ધ યોગીઓને પ્રાયશ્ચિત્તકર્મની જરૂર હોતી નથી.

વસ્ત્રથી ગાળેલ, ઠંડું, ફીણ વગરનું, શુદ્ધ પાણી જ બધા કામમાં લેવું. ગંધ, વર્ણ તથા રસ દ્વારા દૂષિત થયેલ, માટી અથવા રેતીવાળું, ખાબોચિયાનું, દરિયાનું, લીલવાળું અને અન્ય કોઈ કારણોને કારણે બગડેલ તથા અશુદ્ધ સ્થાનમાંથી લીધેલ હોય તેવા પાણીનો સદા ત્યાગ કરવો.

હે ઋષિઓ! શુદ્ધ વસ્ત્ર ધારણ કરી જ ગુરુસેવા અને નમસ્કાર વગેરે બધા કર્મ કરવાં. શુદ્ધ વસ્ત્ર ધારણ ન કરેલ હોય તેવો મનુષ્ય અશુદ્ધ છે, એમાં શંકા નથી. દેવના કાર્યમાં ઉપયોગ કરવાં વસ્ત્રો દરરોજ ધોવાં જોઇએ. અન્ય વસ્ત્રો પણ એક વખતે પહેરેલ હોય તો ધોવાં જ જોઇએ; અન્ય મનુષ્યે પહેરેલ વસ્ત્રો કદી

પણ પહેરવા નહીં. રેશમી અને ઊની વસ્ત્ર વાયુ દ્વારા શુદ્ધ થાય છે. અળસીમાંથી તૈયાર કરેલ વસ્ત્ર ગૌર સર્ષપથી; જરી તથા કસબ ભરેલ વસ્ત્રો શ્રીફળ અને બિલ્વફળથી; કુશ એટલે કે દર્ભાસન તથા બકરાના વાળ દ્વારા બનાવેલ ધાબળા અરીઠાથી પવિત્ર થાય છે. મૃગચર્મ, વ્યાઘ્રચર્મ, શણનાં વસ્ત્ર, નેતરનાં આસન વગેરેની શુદ્ધિ વસ્ત્રોની શુદ્ધિની માફક જ કરવી. બધા પ્રકારનાં વલ્કલ તથા ચામર વગેરેની શુદ્ધિ જળથી થાય છે એમ જ્ઞાનીઓએ કહેલ છે.

કાંસું ભસ્મ દ્વારા, લોઢું ક્ષાર દ્વારા, તાંબું ખાટા પદાર્થો દ્વારા, જસત તથા સીસું પણ ખટાશ દ્વારા શુદ્ધ બને છે. સુવર્ણ, રૂપું, મણિ, પાષાણ તથા શંખ આદિ પાણીથી શુદ્ધ બને છે. ખૂબ જ દૂષિત પદાર્થની શુદ્ધિ અગ્નિ દ્વારા અને કાષ્ટ વગેરે વસ્તુઓની શુદ્ધિ ઘૃત અને પાણી મેળવીને તેના પર તે છાંટવાથી થાય છે. સ્રુક, સ્રુવ, યજ્ઞપાત્રો, સાંબેલું તથા ખાણિયો ગરમ પાણીથી ધોવાથી શુદ્ધ બને છે. શીંગડું, હાડકાં, હાથીદાંત તથા લાકડામાંથી બનાવેલ વસ્તુઓ છોલવાથી શુદ્ધ બને છે. હે મહાભાગ્યશાળી મુનિઓ! મિશ્રિત દ્રવ્યો પર પાણી છાંટવાથી તે પવિત્ર થાય છે; પણ દ્રવ્યો એબીજાથી અલગ હોય તો દરેકની શુદ્ધિ કરવી.

અનાજના ઢગલામાંનો એક તરફનો ભાગ તેમાં મલિન પદાર્થ પડવાથી દૂષિત થયેલ હોય તો તેટલો જ ભાગ ઢગલામાંથી બહાર કાઢી બાકીના ભાગ પર દર્ભથી પાણી છાંટવું, તેથી તે પવિત્ર થાય છે. શાક, મૂળ તથા ફળ વગેરેની શુદ્ધિ પણ આ જ રીતે કરવી. ત્યાર પછી રસોડું ધોવું તથા લીંપવું. માટીનું પાત્ર અગ્નિમાં તપાવવાથી પવિત્ર થાય છે.

ભૂમિ ઉપર અપવિત્ર પદાર્થ પડે તો તેટલી જમીન ખોદીને પછી ગાયના છાણ દ્વારા લીંપવી. તેથી તે પવિત્ર થાય છે. ગાયોનો નિવાસ થવાને કારણે જમીન પવિત્ર થાય છે. જમીન પર પાણીનું સિંચન કરવાથી જમીન પવિત્ર થાય છે. ગાય જે સ્થળે જાય તે જમીન પરનું પાણી પવિત્ર છે. ગંધ, વર્ણ, રસયુક્ત તથા અપવિત્ર ન હોય તેવું પાણી પવિત્ર જાણવું.

દૂધ દોહતી વખતે ગાયને ધાવેલ વાછરડાનું મુખ શુદ્ધ છે. વૃક્ષ પર રહેલ ફળને પક્ષીએ ચાંચ દ્વારા ટોચીને પાડેલ હોય ત્યારે પક્ષીની ચાંચ શુદ્ધ થાય છે. સ્ત્રીનો સંગ કરવાની ઇચ્છાએ રતિ વખતે પત્ની પાસે ગયેલ ગૃહસ્થ પુરુષ ચુંબન કરે ત્યારે પત્નીનું મુખ શુદ્ધ છે.

ધોબીએ ધોયેલ વસ્ત્ર સ્વચ્છ હોય છતાં તે અપવિત્ર હોય છે, આથી ધર્મજ્ઞ મનુષ્યે દર્ભ દ્વારા વસ્ત્ર પર પાણી છાંટી તેને શુદ્ધ કરવું તથા ત્યાર પછી તેનો ઉપયોગ કરવો. બજારમાં વેચવા માટે મૂકેલ તથા ખાણમાંથી ઉત્પન્ન થયેલ માલ વર્ણાશ્રમ વિભાગ મુજબ ગમે તે વર્ણનો મનુષ્ય તેને સ્પર્શ કરે તો પણ તે શુદ્ધ છે. શિકાર કરેલ મૃત હરણીને કૂતરું મુખમાં લઈ ચાલે ત્યારે કૂતરાનું મુખ શુદ્ધ છે અથવા તો કૂતરું મૃગને નખ તથા મુખથી ફાડી નાખે તો પણ કૂતરું શુદ્ધ છે.

હે ઋષિઓ! છાયાને અપવિત્ર ગણેલ છે તો પણ ગાય વગેરેની અનિષિદ્ધ છાયા, વેદનો પાઠ સમયે મુખમાંથી નીકળતા થૂંકના બિંદુઓ તથા માખી શુદ્ધ છે. રજકણ, પૃથ્વી, વાયુ તથા અગ્નિનો સ્પર્શ હંમેશા પવિત્ર છે. હે વિપ્રો! ઊંઘીને ઊઠ્યા બાદ, ભોજન કરી લીધા બાદ, છીંક્યા પછી, પાણી તથા દૂધનું પાન કર્યા બાદ, અધ્યયન વગેરે સમયે થૂંક્યા પછી પણ મનુષ્ય શુદ્ધ હોય છે, છતાં તેણે આચમન કરવું. આચમનના બિંદુઓને પગથી પણ સ્પર્શાય તો મનુષ્યોને તે રાજા જેવા જાણવાં; તેનાથી તેઓ અશુદ્ધ થતા

નથી. રતિક્રીડા કર્યા પછી, પતિત મનુષ્ય, કૂકડો, ભૂંડ, કાગડો, કૂતરું, ઊંટ, ગધેડું, યજ્ઞ સમયે પશુનો વધ કરવા બનાવેલ થાંભલો તથા ચાંડાળ વગેરેનો સ્પર્શ થયા પછી સ્નાન કરી મનુષ્ય પવિત્ર થાય છે. રજસ્વલા અને સૂતિકા તથા અંત્યજ સ્ત્રીનો સ્પર્શ થાય તો પણ સ્નાન કરવું. સૂતિકાઅશૌચ, જનનાશૌચ તથા મૃતાશૌચથી યુક્ત મનુષ્ય સૂતિકા તથા રજસ્વલા સ્ત્રી અને તેમના સંપર્કમાં રહેલ સ્ત્રીઓને સ્પર્શવી નહીં. સ્પર્શ થાય તો પહેરેલ વસ્ત્રો સાથે સ્નાન કરવાથી જ પવિત્ર થવાય છે.

(અશૌચ કોને લાગતું નથી તે કહે છે :) સંન્યાસી, વનસ્થ, બ્રહ્મચારી, રાજાઓ અને તેની સેવા કરતા અમાત્ય વગેરે કર્મચારીઓને સૂતક લાગતું નથી. ઉંચ્છ તથા શીલ વૃત્તિ દ્વારા જીવનનો નિર્વાહ કરનાર દ્વિજ જાતિના મનુષ્યોને સૂતક લાગતું નથી. તેઓ ફક્ત સ્નાન કરીને જ શુદ્ધ થાય છે. જેમનું અશૌચ જણાયેલ નથી તેમનું સૂતક લાગતું નથી.

યજ્ઞદીક્ષા લીધેલ ઋત્વિજ વગેરે એક દિવસ પછી સૂતકનું સ્નાન કરી પવિત્ર થાય છે.

(હવે જનનાશૌચ તથા મરણાશૌચ વિશે કહે છે :) સાત પેઢી પર્યંત સપિંડ, આઠથી ચૌદમી પેઢી પર્યંત સોદક તથા તે પછીની સાત પેઢી સુધી સગોત્ર ગણાય છે. ત્યાર બાદ સગાઇનો સંબંધ રહેતો નથી. સપિંડને દસ રાત્રિ સુધીનું તથા સોદકને ત્રણ રાત્રિનું સૂતક લાગે છે. સગોત્ર સ્નાન કરવાથી જ પવિત્ર થાય છે.

સગોત્ર ન હોય તો ત્રણ દિવસ બાદ જનનાશૌચ અથવા મરણાશૌચ લાગતું નથી. ચોથા દિવસે સ્નાન કરી પવિત્ર થવાય છે.

બાળકના જન્મ સમયે સપિંડને દસ દિવસનું જનનાશૌચ (વૃદ્ધિસૂતક) લાગે. દસ દિવસ બાદ તથા નામ પાડતાં પહેલાં બાળક મૃત્યુ પામે તો બીજા સપિંડને સ્નાન કરવાથી પવિત્રતા પ્રાપ્ત થાય છે.

નામ પાડ્યા બાદ તથા દાંત ફૂટ્યા અગાઉ પુત્ર મૃત્યુ પામે તથા તેને બાળ્યો હોય તો સપિંડને એક દિવસનું સૂતક લાગે, દાટ્યો હોય તો સ્નાન કરવાથી પવિત્ર થવાય છે. માતા તથા પિતાને ત્રણ રાત્રિનું સૂતક લાગે. જો પુત્રી હોય તો માતા-પિતાને એક દિવસનું તથા ત્રણ પેઢી સુધીના મનુષ્યોને સ્નાન કરવા જેટલું સૂતક લાગે. બાળક છ મહિનાનું થાય તે પહેલાં મૃત્યુ પામે તો સપિંડને એક દિવસનું, સાત વર્ષનું થાય તે પહેલાં મૃત્યુ પામે તો ત્રણ રાતનું તથા જનોઈ દીધેલ પુત્ર મૃત્યુ પામે તો દશ દિવસનું પૂરેપૂરું સૂતક લાગે. સોદકને ત્રણ રાત્રિનું સૂતક લાગે.

વિવાહિત કન્યાનું મૃત્યુ થાય તો સાસરીમાં અને પિયરમાં સપિંડને ત્રણ દિવસનું સૂતક લાગે.

પરણાવેલ પુત્રી પિતાને ઘેર મૃત્યુ પામે તો માતા તથા પિતા અને સગા ભાઇને ત્રણ રાત્રિનું અને કાકા આદિને એક દિવસનું સૂતક લાગે.

પિતાના ઘરમાં પુત્રીને પ્રસવ થાય તો માતા તથા પિતાને ત્રણ રાત્રિનું જનનાશૌચ લાગે. સગા ભાઇને એક રાત્રિનું તથા કાકા વગેરેને એક દિવસનું જનનાશૌચ લાગે. સાસરીમાં પુત્રીને પ્રસવ થાય તો માતા અને પિતાને વૃદ્ધિસૂતક લાગતું નથી.

પરણાવેલ પુત્રી સાસરીમાં મૃત્યુ પામે તો માતા તથા પિતાને ત્રણ રાત્રિનું મરણાશૌચ સૂતક લાગે.

માતા-પિતાનું મૃત્યુ, પરણાવેલ પુત્રી દસ દિવસ બાદ તથા એક વર્ષમાં જાણે તો દોઢ દિવસનું સૂતક લાગે. દાદા અથવા કાકા આદિનું સૂતક પરણિત કન્યાને લાગતું નથી; સ્નાન કરી જ પવિત્ર થાય છે.

જનોઈરહિત પુત્રને અને કુંવારી કન્યાને માતા-પિતાનું પૂરેપૂરું સૂતક લાગે. ભાઈ અને બહેનનું એકબીજાને ઘેર મૃત્યુ થાય તો એકબીજા ને ત્રણ રાત્રિનું અશૌચ લાગે. પોતપોતાને ઘેર અથવા અન્ય સ્થળે મૃત્યુ પામે તો એકબીજાને દોઢ દિવસનું સૂતક લાગે. જનોઈ આપ્યા વગરના ભાઇનું મરણ થાય તો સ્નાન માત્રથી બહેન પવિત્ર થાય છે. ઓરમાન ભાઇને બહેનની જેમ સૂતક લાગે. એક બહેન મૃત્યુ પામે તો અન્ય બહેનને સગા ભાઈ જેટલું સૂતક લાગે.

મામા-મામીના મૃત્યુથી ભાણેજને દોઢ દિવસનું સૂતક લાગે. જનોઈ દીધેલ ભાણેજના મૃત્યુથી મામા અને માસીને ત્રણ રાત્રિનું તથા જનોઈ વગરનો ભાણેજ મૃત્યુ પામે તો દોઢ દિવસનું સૂતક લાગે. ભાણેજના મરણમાં સ્નાન માત્રથી પવિત્ર થવાય.

માતામહ (માના પિતા)ના મૃત્યુમાં જનોઇવાળા અથવા જનોઈ વગરના દૌહિત્રને ત્રણ રાત્રિનું અશૌચ લાગે. જનોઈ વિનાનો દૌહિત્ર મૃત્યુ પામે તો માનાં માતા-પિતાને દોઢ દિવસનું; માતામહીના મૃત્યુમાં દૌહિત્રને દોઢ દિવસનું સૂતક લાગે.

સાસુ-સસરાના મૃત્યુ સમયે જમાઈ પાસે હોય તો ત્રણ રાત્રિનું; પાસે ન હોય પણ તે જ ગામમાં હોય તો દોઢ દિવસનું; પરદેશમાં વસતા હોય તો એક રાત્રિનું સૂતક લાગે. જમાઇના મૃત્યુથી એક દિવસનું સૂતક લાગે.

સાળો મૃત્યુ પામે તો બનેવીને એક દિવસનું સૂતક. સાળાનો પુત્ર મૃત્યુ પામે તો સ્નાન માત્રથી પવિત્ર થવાય છે. સ્ત્રીના મરણથી સંબંધ નિવૃત્ત સાળાનું સ્નાન ફક્ત કરવું; સાળાએ બનેવીનું સ્નાન કરવું. સાળીના મૃત્યુએ પણ તે જ મુજબ જાણવું.

ફોઇના મૃત્યુથી ભત્રીજાને દોઢ દિવસનું સૂતક લાગે, ભાઇનાં દીકરાનાં મૃત્યુથી ફોઇએ ફક્ત સ્નાન કરવું.

સગી માસી અથવા ઓરમાન માસીના મૃત્યુથી તેની બહેનના પુત્રને દોઢ દિવસનું સૂતક લાગે.

પ્રેતને સ્પર્શ કરનાર તથા અગ્નિદાહ આપનારને ત્રણ દિવસનું અશૌચ લાગે. શબની પાછળ જનારાઓ વસ્ત્રો સાથે સ્નાન કરી તથા ઘૃતપ્રાશન કરી પવિત્ર થાય છે.

આત્મબંધુ, પિતૃબંધુ તથા માતૃબંધુના મૃત્યુથી દોઢ દિવસનું સૂતક લાગે. ફોઇના, માસીના તથા મામાના પુત્રને આત્મબંધુ જાણવા. પિતાની ફોઇના, માસીના અને મામાના પુત્રને પિતૃબંધુ; માતાની ફોઇના માસીના અને મામાના પુત્રને માતૃબંધુ જાણવા. ઉપર દર્શાવેલા બંધુની પરણિત કન્યાના મૃત્યુથી એક દિવસનું; કુંવારી પુત્રીના મૃત્યુથી માત્ર સ્નાનથી પવિત્ર થવાય. ઉપર કહેલ કોઈ બંધુ જનોઈ આપ્યા વગરનો મૃત્યુ પામે તો એક દિવસનું; જનોઈ દીધેલ હોય તો દોઢ દિવસનું અશૌચ લાગે. જો તે આપણે ઘેર મૃત્યુ પામે તો ત્રણ રાત્રિનું સૂતક લાગે. આપણી જેમ તેમને પણ તેટલું જ સૂતક લાગે; કેમ કે સંબંધ સરખો છે. બાકી રહેલ પિતૃબંધુ તથા માતૃબંધુઓએ ફક્ત સ્નાન કરવું. ઉપર જણાવેલ ત્રણે બંધુઓમાંથી કોઇનું મૃત્યુ થાય તો ફોઈ આદિની પુત્રીઓએ સ્નાન કરવું.

દત્તક (ખોળે લીધેલ) પુત્ર મૃત્યુ પામે તો જન્મ દેનાર અને ખોળે લેનાર માતા-પિતાને ત્રણ રાત્રિનું, બેઉ તરફના સપિંડોને એક દિવસનું સૂતક લાગે. માતા તથા પિતામાંથી કોઈ મૃત્યુ પામે તો ત્રણ રાત્રિનું

સૂતક લાગે. દત્તકપુત્ર અને પૌત્રના મૃત્યુ કે જન્મના પ્રસંગે સાત પેઢીવાળાને મૃત્યુ અથવા વૃદ્ધિસૂતક એક દિવસનું લાગે.

યજ્ઞોપવીત સંસ્કાર દેનાર અથવા ભણાવનાર આચાર્યનું સૂતક શિષ્યે ત્રણ દિવસ પાળવું. આચાર્યનાં સ્ત્રી-પુત્ર વગેરેના મૃત્યુથી એક દિવસનું; વેદાધ્યયન કરાવનાર ઉપાધ્યાયના મૃત્યુથી શિષ્યને એક રાત્રિનું તથા ગુરુનું દોઢ દિવસનું સૂતક લાગે. જનોઈ દીધેલ કોઈ શિષ્ય મૃત્યુ પામે તો ગુરુને એક રાત્રિનું સૂતક લાગે.

સહાધ્યાયી (સાથે ભણનાર)નું એક દિવસનું સૂતક; અસપિંડ, મિત્ર તથા વેદજ્ઞ શ્રોત્રિય બ્રાહ્મણ જેને ઘેરે મૃત્યુ પામે તેને એક રાત્રિનું; વાનપ્રસ્થ, સંન્યાસી મરણ પામે કે રણના સંગ્રામમાં કોઈ મરણ પામે તો તેઓના સપિંડને ફક્ત સ્નાનનું સૂતક લાગે. એટલે કે સ્નાન કરી તેઓ પવિત્ર થાય. એક વર્ષ બાદ કોઇના મૃત્યુના સમાચાર સાંભળવામાં આવે તો ફક્ત સ્નાન કરવાથી પવિત્ર થવાય છે.

રાજા, અમાત્યગણ તથા સામંતનું અને દેશાંતરમાં નિવાસ કરનારાનું મૃત્યુ થયું જાણવામાં આવે તો સ્નાન કરવાથી જ પવિત્ર થાય છે. આ મુજબ અશૌચ વિશે સંક્ષિપ્તમાં કહ્યું છે; સંન્યાસીઓને પરંપરાથી સૂતક લાગતું નથી.

હે ઋષિઓ! ત્રેતાયુગથી લઈ સ્ત્રીઓને દરેક મહિને ઋતુધર્મ પ્રાપ્ત થતો રહે છે. જંબૂદ્વીપમાં દક્ષિણ દિશામાં આવેલ ભારતવર્ષમાં જ ત્રેતાયુગથી લઈ વર્ણાશ્રમ વ્યવસ્થા ચાલે છે; મહાવીત તથા સુવીત અને કિંપુરુષ વગેરે દેશોમાં વર્ણની વ્યવસ્થાની પ્રણાલી નથી. શાકદ્વીપમાં તથા અન્ય પ્લક્ષ વગેરે પાંચ દ્વીપોમાં ભારતવર્ષ સમાન જ વર્ણાશ્રમ ધર્મ આદિની વ્યવસ્થા છે. રજોધર્મને પ્રાપ્ત થયેલ સ્ત્રીનો સ્પર્શ થવાથી મનુષ્યોમાં રાગદ્વેષ વગેરે દોષોની ઉત્પત્તિ થાય છે. ઔષધિ અને વનસ્પતિ આદિને ઋતુધર્મવાળી સ્ત્રી સ્પર્શ કરે તો કરમાય છે. તેમાંનો રસ નષ્ટ થાય છે. તેમને પાછું ઉગાડવામાં આવે તો પણ તે ઊગી શકતાં નથી. એટલે રજસ્વલા સ્ત્રીને સ્પર્શવાનું તો બાજુએ રહ્યું પરંતુ તેની સાથે સંવાદ પણ કરવો નહીં. એની સાથે ભાષણ કરાય નહીં. સ્પર્શ તો તેનો કરવો જ નહીં. રજોદર્શનના પ્રથમ દિને સ્ત્રીને ચાંડાળ જેવી ગણી તેની સાથેનો વ્યવહાર ત્યાગવો. બીજા દિવસે તે બ્રહ્મહત્યા કરનાર જેવી પાતકી ગણાય છે. ત્રીજા દિવસે બ્રહ્મહત્યાથી થતા પાતકના અર્ધ પાતક જેવી દોષિત હોય છે. ચોથા દિવસે રજસ્વલા સ્ત્રી સ્નાન કરી પતિ માટે પવિત્ર થાય છે. પાંચમા દિવસથી દેવ અને પિતૃકર્મ કરવાની અધિકારિણી બને છે તથા અડધા મહિના પર્યંત પવિત્ર રહે છે. પણ પાંચમા દિવસે પણ જો રજોયુક્ત હોય તો પાંચ દિવસ પર્યંત તે અસ્પૃશ્ય ગણાય છે—અગમ્ય હોય છે; પાંચ દિવસ બાદ રજોદર્શનની નિવૃત્તિ ન થાય તો તે ગમ્ય છે. જો રજોદર્શન ન થાય તો તે અગમ્ય હોય છે.

વીસમા દિવસ બાદ પાછી તે રજોધર્મવાળી બને ત્યારે તેણે અગાઉ કહેલ સ્નાન, શૌચ, ગાવું, રડવું, હસવું, વાહનમાં બેસવાનું, અભ્યંજન, દ્યૂત, સુગંધી પદાર્થોનું શરીરે લેપન, દિવસે ઊંઘવું, દંતધાવન; કાયિક, વાચિક તથા માનસિક મૈથુન; દેવની પૂજા તથા દેવનમસ્કાર— આટલી ક્રિયાઓને સદંતર ત્યાગવી.

રજસ્વલા સ્ત્રીએ અન્ય રજસ્વલા સ્ત્રીને સ્પર્શવી નહીં તે જ રીતે તેની સાથે સંભાષણ પણ ન કરવું. પહેરેલ વસ્ત્રોને ત્યાગવા નહીં તે જ રીતે પોતાની પાસે રહેલ બીજા વસ્ત્રોનો સ્પર્શ કોઇને ન થાય તે રીતે વર્તવું. રજસ્વલા સ્ત્રીએ ચાર દિવસ પર્યંત અસ્પૃશ્યતાનું પાલન કરવું તથા ચોથા દિવસે સ્નાન કરી પોતાના

પતિ સિવાય બીજા કોઈ પુરુષને સ્પર્શવાં નહીં. સ્નાન કર્યા બાદ સૂર્યદર્શન કરવાં તથા ત્યારબાદ બ્રહ્મકૂર્ચનું પાન કરવું. (પંચગવ્ય કે દૂધ આત્માની શુદ્ધિ અર્થે પીવું.) ચોથી રાત્રિએ સ્ત્રીનો સમાગમ કરવો નહીં. એ રાત્રિએ સમાગમ કરવાથી અલ્પાયુ, વિદ્યાહીન, દુરાચારી, પાપી, પરસ્ત્રીગમન તથા દરિદ્રતાના દરિયામાં ડુબેલા પુત્રને સ્ત્રી જન્મ આપે છે. કન્યા પ્રાપ્ત થવાની ઇચ્છાવાળા પુરુષે પાંચમી રાત્રિએ પોતાની પત્ની સાથે રતિક્રીડા કરવી. શોણિતની અધિકતાથી સ્ત્રીદેહ તથા શુક્રની અધિકતાથી પુરુષદેહનો જન્મ થાય છે; શોણિત તથા શુક્રની સમાનતાથી નપુંસકનો જન્મ થાય છે. પણ પાંચમી રાત્રિએ સ્ત્રી ગમન કરવાથી સામાન્યતઃ કન્યાનો જન્મ થાય છે. છઠ્ઠી રાત્રિએ સ્ત્રીગમન કરવાથી મહાભાગ્યશાળી એ સ્ત્રી સત્પુત્રની માતા બને છે. ઉત્પન્ન થયેલ પુત્ર કાંતિમાન બને છે. નરકને 'પુમ્' કહ્યો છે. દુઃખ એ નરક છે; 'પુમ્' નામના નરકથી બચાવનારા એવા પુત્રને તે સ્ત્રી જન્મ આપે છે. કન્યા પ્રાપ્તિની અભિલાષાવાળા પુરુષે સાતમી રાત્રિએ સ્ત્રી સમાગમ કરવો. તેથી કન્યા ઉત્પન્ન થાય છે. પણ તે કન્યા વંધ્યા બને છે. આઠમી રાત્રિએ સમાગમ કરવાથી સર્વગુણસંપન્ન પુત્રને તે સ્ત્રી જન્મ આપે છે.

નવમી રાત્રિએ સમાગમ કરવાથી પુત્રીનો જન્મ થાય છે. દશમી રાત્રિએ સ્ત્રી સમાગમ કરવાથી બુદ્ધિમાન પુત્ર ઉત્પન્ન થાય છે. અગિયારમી રાત્રિએ ગમન કરવાથી કન્યા જન્મે છે. બારમી રાત્રિએ રતિક્રીડા કરવાથી શ્રૌત અને સ્માર્ત કર્મોમાં પ્રવૃત્તિમાન તથા ધર્મના તત્ત્વને જાણનાર એવા ધર્મિષ્ઠ પુત્રને તે સ્ત્રી જન્મ આપે છે. તેરમી રાત્રિએ સ્ત્રીગમન કરવાથી વ્યભિચારિણી તથા મૂર્ખ કન્યા ઉત્પન્ન થાય છે, આથી તેરમી રાત્રિએ તો સ્ત્રી સમાગમ કરવો જ નહીં. ચૌદમી રાત્રિએ ક્રીડા કરવાથી તે સ્ત્રી પુત્રને જન્મ આપે છે. પંદરમી રાત્રિએ સ્ત્રીગમન કરવાથી ધર્મિષ્ઠ કન્યાનો જન્મ થાય છે તથા સોળમી રાત્રિએ સ્ત્રીસમાગમ કરવાથી ખૂબ જ જ્ઞાનવાન પુત્રનો જન્મ થાય છે.

મૈથુન વખતે સ્ત્રીનો ડાબી તરફનો શ્વાસ ચાલતો હોય એટલે કે ગંગારૂપી ઇડા નાડી ચાલતી હોય તો કન્યા તથા જમણી બાજુનો શ્વાસ એટલે કે યમુનારૂપી પિંગલા નાડી કાર્ય કરતી હોય તો પુત્રનો જન્મ થાય છે. ઇડા તથા પિંગલા ક્રમાનુસાર ચંદ્ર તથા સૂર્ય નાડીઓ છે. લગ્નસ્થાન જે દિવસે પાપગ્રહરહિત હોય તે સમય દરમિયાન શુદ્ધ થઇને, પવિત્ર તથા મધુર સ્મિત કરતી પત્ની પાસે સમાગમ માટે જવું.

આ મુજબ યતિઓના સદાચાર વિશે કહેવાના પ્રસંગની પ્રાપ્તિ થવાથી ધર્મસંગ્રહના હેતુસર બધા પ્રાણીઓના સદાચાર વિશે અહીં કહેવામાં આવ્યું છે. જે શુદ્ધ મનુષ્ય આ સદાચાર અધ્યાયનું પઠન તથા શ્રવણ કરે છે તેમ જ નિષ્પાપી પુણ્યશાળી મનુષ્યને યથાર્થ રીતે શ્રવણ કરાવે છે તે મનુષ્ય બ્રહ્મલોકને પ્રાપ્ત થઈ બ્રહ્માનંદની અનુભૂતિ મેળવે છે. ૧-૧૨૨

યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ સદાચારં શુચિર્નરઃ।
શ્રાવયેદ્વા યથાન્યાયં બ્રાહ્મણાન્ દગ્ધકિલ્બિષાન્।
બ્રહ્મલોકમનુપ્રાપ્ય બ્રહ્મણા સહ મોદતે॥૧૨૨॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

**'સદાચાર વગેરે અને સ્ત્રીધર્મનું નિરૂપણ' નામનો ૮૯મો અધ્યાય સંપૂર્ણ**



## અધ્યાય ૯૦મો

# યતિઓના દોષ-નિવારણ માટે પ્રાયશ્ચિત્ત



સૂત ઉવાચ
અત ઊર્ધ્વં પ્રવક્ષ્યામિ યતીનામિહ નિશ્ચિતમ્।
પ્રાયશ્ચિત્તં શિવપ્રોક્તં યતીનાં પાપશોધનમ્॥૧॥

સૂત બોલ્યા: યતિઓનાં પાપોના વિનાશ અર્થે શિવે કહેલ નિશ્ચિત પ્રાયશ્ચિત હવે સંભળાવું છું:

પાપ ત્રણ પ્રકારનાં છે. તે મન, વાણી તથા કર્મથી દિવસ-રાત સતત થતાં હોય છે. એનાથી આ વિશ્વ ઘેરાયેલું છે, યતિ બધા કર્મોનો ત્યાગ કરી રહેલ છે. **પરેણ નાકમ્** આવી શ્રુતિ પણ છે. આથી ખૂબ જ ચંચળ આયુષ્યનો પળ માત્ર પણ ઉપયોગ કરવો-જીવનોપયોગી બનાવવું. પોતાના કર્મમાં સાવધાન રહી દરરોજ કર્મ કરનારો મનુષ્ય જ યોગસાધના કરી શકે છે, એટલે કે અપ્રમત્ત હોય તે મનુષ્યને જ યોગની સિદ્ધિ થાય છે. યોગ એ જ મનુષ્યનું ઉત્તમ બળ છે. મનુષ્યોને માટે યોગ કરતાં બીજું કોઈ પણ તત્ત્વ કલ્યાણકારી નથી. બધા તત્ત્વો કરતાં યોગ એ જ ઉત્તમ છે. એથી ધર્મપરાયણ જ્ઞાની મનુષ્યો યોગની પ્રશંસા કરે છે. યોગરૂપી ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત કરી જ્ઞાન દ્વારા અજ્ઞાનની ઉપર વિજય મેળવવો. યોગ થકી પરબ્રહ્મનું ચિંતન કરી યોગીઓ શિવ નામના ઉત્તમ તત્ત્વને પ્રાપ્ત થાય છે. યતિઓ માટે કહેલ વ્રત અને ઉપવ્રતોમાંના એકનું પણ પાલન ન કરી શકાયું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. કામવાસના જાગવાથી સ્ત્રીસમાગમ કરવામાં આવ્યો હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કરવું, પ્રાણાયામ કરી સાંતપન વ્રત કરવું; એને કૃચ્છ્ર સાંતપન કહે છે. આ પ્રાયશ્ચિત્તનું લક્ષણ આ મુજબ છે. ગોમૂત્ર, ગોમય (ગાયનું છાણ), ગાયનું દૂધ, ગાયનું દહીં તથા દર્ભથી યુક્ત પાણી — આ બધી વસ્તુઓ એકઠી કરી તેનું પાન કરવું તથા એક દિવસ ઉપવાસ કરવો. આ પ્રાયશ્ચિત્ત બધા પ્રકારનાં પાપોનો વિનાશ કરે છે. આ કૃચ્છ્રસાંતપન પ્રાયશ્ચિત્ત કરી લીધા બાદ કૃચ્છ્રપ્રાજાપત્ય પ્રાયશ્ચિત્ત કરવું. રાત્રે એક જ વખત ભોજન કરવું, અયાચિત વૃત્તિથી રહેવું, ઉપવાસ કરવો. પ્રાયશ્ચિત્ત કર્મ દ્વારા શુદ્ધ થયેલ યતિએ ફરી પોતાના યતિધર્મમાં આવી પ્રમાદથી રહિત થઈ વર્તવું. અધર્મ તથા અનૃતથી યુક્ત ક્રિયા યતિનો વિનાશ કરે છે. આવું જ્ઞાની મનુષ્યો કહે છે. આથી અધર્મથી યુક્ત તથા અનૃત આચરણ કરવું નહીં. આવું આચરણ થઈ ગયું હોય તો એક દિવસ-રાત ઉપવાસ કરવો તથા સો વાર પ્રાણાયામ કરવો.

ધર્મની કામનાવાળા યતિએ કઠોર વચન બોલવા નહીં. ખૂબ જ મુશ્કેલી આવી હોય તેવા કઠિન સમયે પણ ચોરી કરવી નહીં. ચોરી કરવી એ મહાપાપ છે, એનાથી ચડિયાતું અન્ય કોઈ મોટું પાપ નથી. એ અધર્મ છે, આવી શ્રુતિ છે. ચૌરકર્મ એ પ્રાણવધ જેવું હિંસાકર્મ છે. અંતઃકરણમાં પ્રાણ રહે ત્યાં સુધી મનુષ્ય જીવિત ગણાય છે. એ પ્રાણનું સંચરણ દેહમાં થાય છે; એ જ રીતે ધન એ પ્રાણ છે તથા બાહ્ય સંચરણ કરે છે. જે મનુષ્ય કોઇનું ધન લઈ લે છે તે તેના પ્રાણોનું જ હરણ કરે છે; તેથી ચૌરકર્મ પ્રાણવધ કરવા જેવું હિંસાકર્મ છે. આથી ચોરી કરવા જેવું દુષ્કૃત્ય ક્યારેય કરવું નહીં. આ મુજબ હિંસારૂપી ચૌરકર્મ કરી વ્રતથી ચ્યુત થયેલ હંમેશા ચરણહીન ખૂબ જ દુષ્ટ આત્મા યતિ હિંસાકર્મના પાપથી લિપ્ત બને છે. તેણે તે

પાપથી મુક્તિ પામવા શાસ્ત્રમાં કહેલ વિધિ મુજબ એક વર્ષ પર્યંત પ્રાયશ્ચિત્તરૂપે ચાંદ્રાયણ વ્રત કરવું જોઇએ. આવી શ્રુતિ છે (ચાંદ્રાયણ વ્રતના બે વિભાગ છે: યવમધ્ય તથા પિપીલિકામધ્યઃ મિતાક્ષરીમાં કહ્યું છે તે આ મુજબ છે —

'એકૈકં વર્ધયેત્પિણ્ડં શુક્લે કૃષ્ણે ચ હ્રાસયેત્।
ઇન્દુક્ષયે ન ભુઞ્જીત એષ ચાન્દ્રાયણો વિધિઃ॥

શુક્લ પક્ષની પ્રતિપદાથી આ વ્રતની શરૂઆત કરવામાં આવે છે તથા અમાસના દિને આ વ્રતની પૂર્ણાહુતિ કરવામાં આવે છે. મોરના ઇંડા જેટલો એક કોળિયો અનાજ શુક્લ પક્ષની પ્રતિપદાએ આરોગવું. આ મુજબ શુક્લ દ્વિતીયાના દિને બે; એમ શુક્લ પક્ષની અન્ય તિથિઓએ એકેક કોળિયો વધારતા રહી પૂનમના દિવસે પંદર કોળિયા ભોજન આરોગવું; આ યવમધ્ય. આ પછી કૃષ્ણપક્ષમાં એકેક કોળિયો ઓછો કરતા જઈ કૃષ્ણપક્ષની પ્રતિપદાએ ચૌદ એમ નિત્ય એક-એક કોળિયો ઓછો કરતા જઇને કૃષ્ણ પક્ષની ચતુર્દશીએ ફક્ત એક કોળિયો ભોજન કરી અમાસના દિવસે ઉપવાસ કરવો. આ પિપીલિકા-મધ્ય કહેવાય છે. આ મુજબ ચાંદ્રાયણ વ્રતનો વિધિ કહેવાયો છે.

એક વર્ષ પર્યંત આ વ્રત કરી નિષ્પાપ થયેલ યતિએ પ્રમાદથી રહિત થઈ ફરી પોતાનો આશ્રમ ગ્રહણ કરવો. મન, વાણી તથા કર્મથી કોઈ પણ પ્રાણીની હિંસા ન કરવી; સર્વથા તથા સર્વદા અહિંસા વ્રતનું પાળવું. ઇચ્છા વગર પણ કોઈ પશુ કે જંતુ અથવા કોઈ પણ પ્રાણીની હિંસા થાય તો કૃચ્છ્રાતિકૃચ્છ્ર કે ચાંદ્રાયણ વ્રત કરવું, એટલે કે એકવીસ રાત્રિ સુધી પાણી પીને રહેવું.

સ્ત્રીના દર્શન કરવાથી ઇન્દ્રિયની દુર્બળતાને કારણે જો યતિને રેતઃસ્ખલન થાય તો તેણે સોળ વખત પ્રાણાયામ કરવો. દિવસે વીર્યનું સ્ખલન થાય તો ત્રણ દિવસ ઉપવાસ કરવો તથા સો પ્રાણાયામ કરવારૂપી પ્રાયશ્ચિત્ત કરવું. રાત્રે રેતઃસ્ખલન થાય તો સ્નાન કરી શુદ્ધ થવું તથા બાર ધારણા કરવી એટલે કે મનને અંતઃકરણમાં સ્થિર કરવું. પ્રાણાયામ દ્વારા એ શુદ્ધ આત્મા પાપથી મુક્ત બને છે.

દરરોજ એક જ ઘરેથી ભિક્ષા લેવી જોઇએ નહીં; આ ભિક્ષા એકાન્ન ગણાય છે. એકાન્ન, મધુ, માંસ, અપક્વ અન્ન યતિ ખાઈ શકાય નહીં, લવણ ખાઈ શકાય નહીં; આ નિયમનું ઉલ્લંઘન થાય તો યતિએ પ્રાયશ્ચિત્ત કરવું પડે. પ્રાજાપત્ય કૃચ્છ્ર કરવાથી જ આ પાપનું નિવારણ કરી શકાય છે. મન, વાણી તથા કાયાથી જે નિયમોનો ભંગ થયો હોય તે અર્થે સત્પુરૂષો સાથે વાર્તાલાપ કરી તેમનો નિર્ણય લેવો તથા તેઓ તે વિશે જે જણાવે તે મુજબ આચરણ કરવું.

યતિએ માટીનું ઢેફું તથા સોનામાં સમાન દૃષ્ટિ રાખવી. બધા પ્રાણીઓને આત્મભાવથી નિહાળવાં. એવો યતિ ધ્રુવ, શાશ્વત તથા અવિનાશી મોક્ષના પદને પામી શકે છે તે ફરી ગર્ભવાસ પામતો નથી. ૧-૨૪

ચરેદ્ધિ શુદ્ધઃ સમલોષ્ઠકાઞ્ચનઃ સમસ્તભૂતેષુ ચ સત્સમાહિતઃ।
સ્થાનં ધ્રુવં શાશ્વતમવ્યયં તુ પરં હિ ગત્વા ન પુનર્હિ જાયતે॥૨૪॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'યતિઓના દોષ-નિવારણ માટે પ્રાયશ્ચિત્ત' નામનો ૯૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૧મો

# મરણ સૂચવનારાં લક્ષણો તથા યોગ અને પ્રણવનું માહાત્મ્ય



સૂત ઉવાચ
અત ઊર્ધ્વં પ્રવક્ષ્યામિ અરિષ્ટાનિ નિબોધત।
યેન જ્ઞાનવિશેષેણ મૃત્યું પશ્યન્તિ યોગિનઃ ॥૧॥

સૂત બોલ્યા: હવે મરણ સૂચવતાં અરિષ્ટ ચિહ્નો જણાવું છું, જેનું સવિશેષ જ્ઞાન પ્રાપ્ત થવાથી યોગીઓ મરણના આગમનને નિહાળી શકે છે.

સપ્તર્ષિ તારકમંડળ અંતર્ગત વસિષ્ઠ નામના તારા નજીક આવેલ અરુંધતી તારાને, ધ્રુવ તારાને, સોમછાયા એવા છાયા પુરુષને તથા આકાશગંગાના તારાઓને જે મનુષ્ય નિહાળી શકતો નથી તે એક વર્ષ કરતાં વધુ જીવિત રહેતો નથી. જે મનુષ્ય જાગ્રત કે સ્વપ્નાવસ્થામાં મળ-મૂત્રનું વમન કરે; સોનું અથવા રૂપુંને સ્વપ્નમાં જુએ તે દશ મહિનાથી વધુ જીવી શકતો નથી. જે મનુષ્ય સ્વપ્નમાં સોનાના વર્ણવાળું ઝાડ, ગગનમાં ગન્ધર્વનું નગર એટલે કે અનિષ્ટ સૂચવનાર નગર તથા પ્રેત-પિશાચને જુએ તો નવ મહિના સુધી જ જીવી શકે છે. જે માણસ અચાનક સ્થૂલ કે કૃશ થઈ જાય, જેનો સ્વભાવ ફેરવાઈ જાય તે આઠ માસ સુધી જીવે છે. રેતીમા કે કાદવમાં જેના પગનો આગળ કે પાછળનો ભાગ ખંડ જેવી આકૃતિવાળો જણાઈ આવે તો તે સાત મહિના જ જીવી શકે છે. કાગડો, કબૂતર, ગીધ કે માંસભક્ષી કોઈ પણ પક્ષી જે મનુષ્યના માથા પર બેસે તે છ માસ સુધી જીવી શકે છે. જે માણસની આજુબાજુ કાગડાનું ટોળું ઊડતું જણાય અથવા જેના માથા ઉપર અચાનક રેતી પડવા માંડે, જે પોતાની છાયાને વિકૃત રૂપે જુએ તે ચાર કે પાંચ મહિના સુધી જ જીવતો રહે છે. નભમાં વાદળાં ન જણાય તેમ છતાં જે મનુષ્ય દક્ષિણ દિશામાં વીજળી ચમકતી નિહાળે, તથા પાણીમાં ઇન્દ્રધનુષ્ય જુએ તો તે બે કે ત્રણ માસ જ જીવે છે.

પાણીમાં કે અરીસામાં જેને પોતાનું પ્રતિબિંબ દેખાતું નથી અથવા તો મસ્તક વગર ફક્ત એકલું ધડ જ છાયારૂપે દેખાય તે મનુષ્ય એક મહિનાથી વધારે જીવી શકતો નથી, તેનું મૃત્યુ નજીક જ છે એમ સમજવું. જેના દેહમાંથી શબ જેવી વાસ આવે અથવા ચરબી જેવી દુર્ગંધ મારે તે મરણના સમીપ પહોંચી ગયેલો સમજવો. તે પખવાડિયા કરતાં વધુ જીવી શકતો નથી. સ્નાન કર્યા બાદ તરત જેના અંતઃકરણમાં શોષ પડે અથવા જેના માથામાંથી ધુમાડો નીકળતો દેખાય તે દશ દિવસ પણ જીવિત રહેતો નથી. જેના દેહમાંનો છૂટો પડેલો વાયુ મર્મસ્થાનોને કાપતો હોય તેવી યાતના ઉત્પન્ન કરે તથા શીત-ઉષ્ણ પાણીના સ્પર્શથી જે મનુષ્ય રોમાંચ અનુભવતો નથી તેની પાસે મૃત્યુ નજીક સમજવું. રીંછ કે વાંદરા જોડેલ રથમાં બેસી નાચતો-ગાતો દક્ષિણમાં દિશા તરફ જતો હોય તેવું સ્વપ્નામાં જુએ તો તેનું મરણ નજીક આવી જ ચૂક્યું સમજવું, કાળાં કપડાં પહેરેલ સ્ત્રી ગીત ગાતી જે મનુષ્યને દક્ષિણ દિશા તરફ લઈ જાય તે જીવી શકતો નથી.

જે મનુષ્ય સ્વપ્નમાં પોતાના કંઠની અંદર છિદ્ર પડેલું જુએ કે નગ્ન જૈન સાધુને જુએ તો મરણ નજીક જ આવી ઊભું છે એમ સમજવું. જે મનુષ્ય સ્વપ્નમાં મસ્તકથી લઈ પગ સુધી પોતાને કીચડમાં ખૂંપેલો

જુએ તેનું તત્કાળ મૃત્યુ થાય છે. જે મનુષ્ય સ્વપ્નમાં રાખ, અંગારા, વાળ તેમજ જળ વગરની સૂકાયેલ નદી, સર્પોને જુએ તે દશ રાત સુધી પણ જીવી શકતો નથી. હસ્તમાં આયુધ તથા પાષાણ ધારણ કરેલ કાળા રંગના વિકરાળ માણસો સ્વપ્નમાં પોતાને મારતા જુએ તે મનુષ્ય તરત મૃત્યુ પામે છે, તે જીવી શકતો નથી. સવારે સૂર્યના ઉદય વખતે શિયાળવાં જેની સામે આવી રડવા લાગે તે મનુષ્યનું આવરદા પૂર્ણ થયું જાણવું. સ્નાન વખતે બરાબર જેના અંતઃકરણમાં યાતના થવા લાગે તથા દાંત કકડવા લાગે તેનું જીવન પૂરું થયું છે તેમ સમજવું.

દિવસ અને રાત્રિ દરમિયાન જે મનુષ્ય વારે ઘડીએ નીચે પડી જાય તથા દીપક ઓલવવા છતાં જેને તેની ગંધ ન આવે, તેનું મરણ નજીક છે એમ સમજવું. જે મનુષ્યને રાત્રિ દરમિયાન ઇન્દ્રધનુષ અને દિવસ દરમિયાન તારાઓ નજરે પડે તથા અન્યોની આંખોમાં જેને પોતાનો પડછાયો દેખાતો નથી તે તરત મૃત્યુ પામે છે. જેની એક આંખમાંથી પાણી પડ્યા કરે, બંને કાન ઠરડાય જાય તથા નાક વાંકુ થઈ જાય તેનું આયુષ્ય સમાપ્ત થયેલું જાણવું.

જેની જીભ શ્યામ તથા કડક થઈ જાય; જેના મોંનો રંગ પીળો કે શ્વેત થઈ જાય; જેના ગાલ ખજૂર સમાન લાલ થઈ ગયા હોય, તેની નજીક મૃત્યુ ઊભેલું સમજવું. વાળ છૂટા રાખી હસતો-ગાતો તથા નાચતો જે મનુષ્ય સ્વપ્નમાં દક્ષિણ દિશા તરફ પોતાને જતો જુએ તેની આવરદા પૂરી થઈ એમ સમજી લેવું. જેના શરીરનો રંગ વારંવાર બદલાઇને સફેદ સરસવ જેવો થઈ જાય તેનું મૃત્યુ નજીકમાં જ છે, એમ સમજવું.

ઊંટ, ગધેડાં જોડેલ રથમાં બેસી જે મનુષ્ય સ્વપ્નમાં દક્ષિણ દિશામાં પોતાને જઈ રહેલો જુએ તે પણ જીવી શકતો નથી, તરત મૃત્યુ પામે છે. બે અરિષ્ટ લક્ષણો ભેગાં થાય તેવા પ્રસંગની પ્રાપ્તિ થતાં મરણ થાયછે. બહેરો ન હોવા છતાં પણ જેને સંભળાતું નથી, આંધળો ન હોવા છતાં પણ જેને દેખાતું નથી, જે મનુષ્ય સ્વપ્નમાં ખાડામાં પડી જાય તથા તેમાંથી બહાર નીકળવાનો રસ્તો બંધ થઈ જાય, ખાડામાં પડી ગયા બાદ ઊભા ન થઈ શકાય તેના આયુષ્યનો અંત નજીક સમજવો.

જેની નજર ઊંચે ને ઊંચે રહેતી હોય, સ્થિર ન થતી હોય; દૃષ્ટિ પાછી આવે તો આંખ લાલ થઈ જાય, મોંમાં શોષ પડે અને એ સૂકાય જાય, નાભિની અંદર છિદ્ર પડે, મૂત્ર ખૂબ જ ઉષ્ણ થાય તે મરણ થવાની તૈયારીમાં છે, એમ સમજવું.

દિવસ-રાત સ્વપ્નમાં પોતાને કોઈ મારી નાખતું હોય તેવું જુએ છતાં પણ મારનારાને જે નિહાળી શકતો નથી તેવા મનુષ્યનું આવરદા પૂરું થયેલું છે અને તે જીવિત રહી શકશે નહીં એમ જાણવું.

સ્વપ્નમાં જે મનુષ્ય પોતાને અગ્નિપ્રવેશ કરતો જુએ, જેની સ્મૃતિ નાશ પામી હોય એના આયુષ્યનો અંત થયેલો સમજવો.

જે મનુષ્ય પોતાના દેહને સફેદ, કૃષ્ણ કે રક્તવર્ણના કપડાથી સ્વપ્નમાં ઢંકાયેલ નિહાળે એનું મરણ નજીકમાં જ છે એમ સમજવું.

મૃત્યુ પામવાનાં લક્ષણો દેખાય તે ઘડીએ મનુષ્યે તે માટે ખેદ, દીનતા અથવા પ્રમાદ ત્યજી દેવાં; સંસારવ્યવહારને પણ ત્યાગવા. શુદ્ધ મનુષ્યે જંતુથી રહિત સરખી જમીનવાળા એકાંત તથા નિર્જન

સ્થળમાં રહેવું. ઉત્તર-પૂર્વ દિશામાં મોં રાખી સ્વસ્તિક આસન પર બેસવું. આચમન કરી મહેશ્વરને નમસ્કાર કરવા. દેહના મધ્ય ભાગને ઝુકાવ્યા વગર માથાને તથા ડોકને સરખાં રાખવાં. આસપાસ દૃષ્ટિ રાખ્યા વિના બેસવું. જે પ્રમાણે વાયુ વગરના સ્થળે રહેલ દીપક હાલી-ચાલી શકતો નથી તે જ ઉપમા અહીં મનની સ્થિરતાને માટે ઘટે છે. ક્રમાનુસાર પૂર્વ અને દક્ષિણ બાજુએથી ઉત્તર તરફ ઢળતા સ્થાને શાસ્ત્રજ્ઞ યોગીએ સાધના કરવી. વાસના, વિતર્ક અર્થાત્ સંદેહ અથવા સંશય, પ્રીતિ, સુખ-દુઃખનો મનથી નિગ્રહ કરીને શુક્લ વર્ણવાળા શંકરના પવિત્ર રૂપનું ધ્યાન કરવું. નાસિકા, જિહ્વા, નેત્ર, ત્વચા, શ્રોત્ર, મન, બુદ્ધિ તથા અંતઃકરણ — એ પ્રમાણે બધા લિંગદેહોમાં શિવના તત્ત્વની હંમેશા ભાવના કરવી. આ મુજબ યોગની ધારણા સો અથવા પચાસ વખત કરવી. ખિન્ન થયેલ મનુષ્યનો વાયુ ઊર્ધ્વ દિશા તરફ ગતિ કરે છે, ત્યાર પછી પ્રણવથી યુક્ત પ્રાણાયામથી વાયુને આખા શરીરમાં ભરવો.

પ્રણવથી યુક્ત પ્રાણાયામ દ્વારા ભરાયેલ શરીરધારી ૐકારમય યોગી અક્ષર સમાન બ્રહ્મની સાથે જોડાઈ તેનું સાયુજ્ય પામી શકે છે.

આ પ્રણવ અકાર, ઉકાર તથા અનુસ્વાર રૂપી મકારથી યુક્ત હોવાથી ત્રણ માત્રાવાળો છે. આ પ્રણવમાં વ્યંજન સાથે મકાર શંકર છે. પ્રથમ માત્રા વિદ્યુતના વર્ણયુક્ત વિદ્યુતરૂપી રાજસી માત્રા છે. દ્વિતીયા તામસી છે. તૃતીયા મકારરૂપ માત્રા રજસ્ તમોરૂપ રહિત નિર્ગુણ એટલે કે સત્ત્વરૂપા છે. અક્ષરગામિની અનુસ્વારરૂપા માત્રા ત્રણ ગુણરહિત છે એમ સમજવું. ગાંધાર સ્વરવાળી તૃતીયા માત્રાને ગાંધારી સમજવી. પિપીલિકા અર્થાત્ કીડીની ગતિ જેવી એ સૂક્ષ્મ ગતિવાળી છે. એનું લક્ષ્યનું સ્થળ મસ્તક એટલે કે બ્રહ્મ છે. બ્રહ્મ એ આત્મા છે, મન એ શર એટલે કે બાણ છે. લક્ષ્યના સ્થળે એ શરથી પહોંચવા પ્રણવ એ ધનુષરૂપી અસાધારણ કારણ છે. એટલે કે પ્રણવની સાથે મનને જોડી તેનાથી બ્રહ્મરૂપી આત્મલક્ષ્ય પર પહોંચવાનું છે. ઓંકારનો નાદ માથામાં વ્યાપી જાય છે એ પ્રમાણે અકાર, ઉકાર તથા અનુસ્વારવાળા ઓંકારમય યોગી બ્રહ્મમય બની જાય છે. પરમાત્માનો વાચક પ્રણવ એટલે કે ૐકાર જ ધનુષ છે, આ જીવાત્મા તીર છે તથા પરબ્રહ્મ પરમાત્મા જ તેનું લક્ષ્ય છે. તત્પરતાથી તેની ઉપાસના કરનાર આળસરહિત સાધક દ્વારા જ તે લક્ષ્યનો વેધ કરી શકાય છે, તેથી લક્ષ્યના વેધી બાણની જેમ તેમાં તન્મય બની જવું જોઇએ.

પ્રણવ અર્થાત્ ઓંકાર એ ધનુષ્ય છે, જે મુજબ ધનુષ્ય, લક્ષ્યમાં પ્રવેશવા માટેનું સાધન છે એ જ પ્રમાણે (સોપાધિક) આત્મારૂપી બાણને પોતાના લક્ષ્ય એવા અક્ષરમાં પ્રવેશ કરવા માટેનું કારણ ઓંકાર છે. અભ્યાસ કરાયેલ પ્રણવથી જ તીક્ષ્ણ થઈ તે તેના આધારથી કોઈ પણ પ્રકારના કષ્ટ વિના અક્ષરબ્રહ્મમાં, ધનુષ્યમાંથી છૂટેલ તીરની જેમ પોતાના લક્ષ્યને પ્રાપ્ત થઈ જાય છે. આથી ધનુષ સમાન હોવાથી પ્રણવ એ જ ધનુષ છે. પાણીમાં પડતા સૂર્યના પડછાયાની જેમ આ દેહમાં બુદ્ધિના સંબંધી બધા પ્રતીતિઓના સાક્ષીના રૂપે પ્રવેશેલો આત્મા જ બાણ છે. તે બાણની જેમ પોતાના જ સ્વરૂપભૂત આત્મા એટલે કે અક્ષરબ્રહ્મમાં પ્રવેશેલ છે. આથી જ બ્રહ્મ તેનું લક્ષ્ય ગણાય છે; કેમ કે મનને સમાધિમાં લગાડવા ઇચ્છતા પુરુષોને તે જ આત્મભાવથી લક્ષિત થાય છે. આ પ્રમાણે થયા પછી જિતેન્દ્રિય થઈ

એકચિત્તથી બ્રહ્મરૂપી પોતાના લક્ષ્યને મેળવવું જોઇએ; ત્યાર પછી લક્ષ્યમાં પ્રવેશેલા તીરની જેમ બ્રહ્મમાં એકલીન થઈ જવું જોઇએ.

પ્રણવો ધનુઃ શરો હ્યાત્મા બ્રહ્મ તલ્લક્ષ્યમુચ્યતે।
અપ્રમત્તેન વેદ્ધવ્યં શરવત્તન્મયો ભવેત્॥

'ૐ' આ એક અક્ષર પદ બધા પ્રાણીઓના હૃદયરૂપી ગુહામાં પ્રભુરૂપે રહેલું છે. ત્રણ લોક, ત્રણ વેદ તથા ત્રણ અગ્નિ – આ ૐકાર જ છે. ઋક્, યજુષ્ તથા સામ – આ ત્રણ વેદ વિષ્ણુનાં પગલાં છે, 'ઓમ્' આ પદમાં રહેલ મકાર વ્યંજન ત્યાર પછી આવતા નાદરૂપી અર્ધ માત્રાયુક્ત ઓંકારમય યોગી પરબ્રહ્મના સાલોક્યને પામી શકે છે. ઉકારની સાથે રહેલ અકારને અક્ષરબ્રહ્મ સમજવો. અથવા તો અકાર તથા ઉકારનું સંધિકાર્ય (ગુણ) થતાં 'ઓ'કાર સહિત ૐકાર ત્રણ માત્રાવાળા છે. અકાર એ ભૂર્લોક; ઉકાર ભુવર્લોક તથા બિંદુરૂપી મકાર સ્વર્લોક છે. આ મુજબ 'ૐ' એ ત્રણે લોકનું સ્વરૂપ છે, સ્વર્ગ એનું મસ્તક છે. ત્રણે ભુવનોના અંગરૂપી ઓંકાર બ્રાહ્મપદ તરીકે ઓળખાય છે. માત્રાપાદરૂપી રુદ્રલોક છે; માત્રાથી અતીત એટલે કે અમાત્ર-માત્રાથી રહિત શિવપદ છે. આ મુજબ જ્ઞાનરૂપી શિવપદ તુરીય છે. આ તુરીય શિવપદ ઉપાસનાનો વિષય છે, એટલે કે શિવના તત્ત્વની ઉપાસના કરવી જોઇએ. આ શિવના તત્ત્વ જ અક્ષરબ્રહ્મ છે. આથી અમાત્ર-માત્રાથી રહિત શિવપદ-અક્ષરબ્રહ્મ જ યોગીઓ માટે હંમેશા ધ્યાનનો વિષય છે; શાશ્વત સુખ એટલે કે મોક્ષની ઇચ્છા રાખતા સાધકે શ્રદ્ધાથી એ શિવના તત્ત્વની ઉપાસના કરવી. ઓંકારમાં રહેલ અકાર, ઉકાર તથા મકારરૂપી ત્રણ માત્રાઓમાંની પ્રથમ માત્રા હ્રસ્વ છે; બીજી દીર્ઘ છે તથા ત્રીજી માત્રા પ્લુત છે. આ મુજબ ઓંકારમાં આ ત્રણ માત્રાઓ ક્રમ પ્રમાણે સમજવી. ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિને આત્મા સાથે જોડી ઓંકારરૂપ શિવના તત્ત્વ એવા પરબ્રહ્મનું ધ્યાન કરવું. દરેક મહિને અશ્વમેધ કરવામાં આવે તથા સો વર્ષ પર્યંત એવા અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ મળે તે ફળ ઓંકારમાં રહેલ અકારરૂપી પ્રથમ માત્રાના ધ્યાન દ્વારા પ્રાપ્ત થાય છે. અઢળક દક્ષિણા આપી કરાતા યજ્ઞો અને ઉગ્ર તપશ્ચર્યા દ્વારા પણ જે ફળ મળી શકતું નથી તે ફળ ઉકારરૂપી બીજી માત્રાના ધ્યાન દ્વારા મળી શકે છે. ત્રીજી પ્લુત નામની માત્રાનું ધ્યાન કરવાથી ગૃહસ્થો તથા યોગીઓને અણિમા વગેરે અષ્ટ ગુણોના ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. આથી હે ઋષિઓ! શિવતત્ત્વરૂપી ઓંકારની હંમેશા ઉપાસના કરવી.

આ મુજબ યોગસાધના દ્વારા સંપન્ન, શુદ્ધ, દમનશીલ તથા જિતેન્દ્રિય યોગીને ૐકારની ઉપાસના દ્વારા આત્મજ્ઞાન મળે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેને બધું પ્રાપ્ત થાય છે. તેથી પાશુપત યોગથી આત્માનું ચિંતન કરવું. આત્મજ્ઞાની બ્રહ્મનિષ્ઠ મનુષ્યો શુદ્ધ હોય છે, એમાં શંકા નથી. અધ્યાત્મના ચિંતક બ્રહ્મજ્ઞાનીને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા બધા ઉપનિષદોનાં જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાનયુક્ત યોગી બધા દેવોના સ્વરૂપને પ્રાપ્ત થઈ લિંગશરીરરહિત બને છે તથા શિવના પદને પામી શકે છે. પાકેલ ફળને વાયુનો ઝોક લાગતાં ઝાડ ઉપરથી તે પડે છે તે પ્રમાણે રુદ્રને નમસ્કાર કરવાથી બધા પાપનો નાશ થાય છે. આ જ પ્રમાણે યોગી ઉપાસના થકી એક યોનિમાંથી અન્ય યોનિમાં ભ્રમણ થવારૂપી કર્મનો ત્યાગ કરી શાશ્વત શિવના પદને પ્રાપ્ત થાય છે.

રુદ્રને નમસ્કાર કરવાથી બધા કર્મોનું શુભ ફળ અવશ્ય મળે છે. બીજા દેવોને નમસ્કાર કરવાથી શુદ્ધ ફળ પ્રાપ્ત થઈ શકતું નથી. આથી રુદ્રને નમસ્કાર કરવા એ બધા કર્મોમાં ઉત્તમ કર્મ ગણાય છે. આથી મન, વાણી તથા દેહથી ખૂબ જ નમ્ર ભાવથી યોગીએ મહેશ્વરને નમસ્કાર કરી તેમની ઉપાસના કરવી. શિવ એ બ્રહ્મ છે. દશ ઇન્દ્રિયોના વિસ્તાર કરનાર એ બ્રહ્મને દશ ઇન્દ્રિયો સાથે નમસ્કાર કરી પરબ્રહ્મરૂપી શિવની આરાધના કરવી. શિવધ્યાનમાં પરાયણ રહી જે યોગી શરીરનો ત્યાગ કરે તે પોતાના ત્રણ કુળનો ઉદ્ધાર કરી શિવનું સાયુજ્ય પામી શકે છે.

મૃત્યુસૂચક અરિષ્ટ ચિહ્નો જોઈ મૃત્યુ હવે નજીકમાં જ છે એમ જાણી મનુષ્યે શુદ્ધ અવિમુક્ત ક્ષેત્ર વારાણસી જવું. ત્યાં શરીરનો ત્યાગ થવાથી ગમે તેવા પાતકથી મનુષ્ય મુક્તિ પામે છે. શ્રીપર્વત ઉપર જે મનુષ્યનું શરીર છૂટે છે તેને શિવસાયુજ્યની પ્રાપ્તિ થાય છે; એમાં શંકા નથી. અવિમુક્ત ક્ષેત્ર બધા તીર્થક્ષેત્રો કરતાં ઉત્તમ છે તથા પ્રાણીઓને સંસારથી મુક્તિ આપનાર છે. મૃત્યુ નજીકમાં આવેલું જણાય ત્યારે તો જ્ઞાની મનુષ્યે અવિમુક્ત ક્ષેત્રમાં જ રહેવું જોઇએ.

અવિમુક્તં પરં ક્ષેત્રં જન્તૂનાં મુક્તિદં સદા।
સેવેત સતતં ધીમાન્ વિશેષાન્મરણાન્તિકે॥૭૬॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'મરણ સૂચવનારાં લક્ષણો તથા યોગ અને પ્રણવનું માહાત્મ્ય' નામનો ૯૧મો અધ્યાય સંપૂર્ણ***



અધ્યાય ૯૨મો

## અવિમુક્ત ક્ષેત્ર વારાણસીનું માહાત્મ્ય



ઋષય ઊચુઃ॥

એવં વારાણસી પુણ્યા યદિ સૂત મહામતે।
વક્તુમર્હસિ ચાસ્માકં તત્પ્રભાવં હિ સામ્પ્રતમ્॥૧॥

ઋષિઓએ કહ્યું: હે મહાજ્ઞાની સૂત! હવે આપ અમને પવિત્ર અવિમુક્ત એવા વારાણસી ક્ષેત્રનું માહાત્મ્ય તથા તેનો પ્રભાવ યોગ્ય રીતે તથા વિસ્તારથી સંભળાવો, અમે તે શ્રવણ કરવા ઉત્સાહિત છીએ.

સૂત બોલ્યા: અવિમુક્ત વારાણસી ક્ષેત્રનું પવિત્ર માહાત્મ્ય પ્રભુ શિવે કહેલ છે તે મુજબ સંક્ષિપ્તમાં યોગ્ય રીતે સંભળાવું છું. હે વિપ્રેન્દ્રો! વિસ્તારપૂર્વક હું કહી શકું તેમ નથી, એટલું જ નહીં પરંતુ પવિત્ર બ્રહ્મા પોતે કરોડો વર્ષો પર્યંત તે ક્ષેત્રનું વિસ્તારથી વર્ણન કરી શકે તેમ નથી.

નીલલોહિત પ્રભુ શિવે પૂર્વે હિમવાન પર્વતનાં પુત્રી દેવી ઉમા સાથે લગ્ન કર્યું તથા ત્યાર પછી તેઓ દેવી અને ગણેશ્વરો સહિત વારાણસી ક્ષેત્રમાં ગયા. ત્યાં તેમણે વિશ્વપતિ નામથી જાણીતા અવિમુક્તેશ્વર લિંગનાં દર્શન કર્યાં તથા વારાણસી ક્ષેત્રમાં તેઓ રહ્યા.

વારાણસી, કુરુક્ષેત્ર, શ્રીશૈલ તથા તુંગેશ્વર કેદાર — આ સ્થળે જે મનુષ્ય સંન્યાસી થાય તે મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે, પાશુપતયોગ ગ્રહણ કરી યતિ થયેલ મનુષ્ય પણ મોક્ષનો અધિકારી બને છે. આથી સર્વસ્વ ત્યાગી પાશુપતવ્રતનું આચરણ કરવું જોઇએ. તેણે દેવોદ્યાન એવા શિવના ઉદ્યાનમાં નિવાસ કરવો જોઇએ. વારાણસી ક્ષેત્રમાં આવેલ શિવના ઉદ્યાનમાં પરમેશ્વર ભાવે મનથી એક સુંદર પ્રાસાદ-ભવ્ય મહેલનું નિર્માણ કર્યું છે. પરમાત્મા શંકરે નંદી અને પાર્વતીને એ ઉદ્યાન પોતે દેખાડ્યું તથા પાર્વતીને પ્રીતિ અર્થે અવિમુક્ત ક્ષેત્રનું માહાત્મ્ય પ્રેમથી શ્રવણ કરાવ્યું.

શિવનું એ ઉદ્યાન અનેક જાતનાં ખીલેલ પુષ્પો, ગુલ્મો તથા મનોહર લતાઓનો વિસ્તાર થતા બધી તરફથી શોભાયમાન છે, લતાઓ નાનાં-નાનાં ફળોયુક્ત છે. એ ઉદ્યાનમાં કાંટાઓથી શોભતા કેવડા, તમાલના ગુચ્છાઓ તથા બકુલ વગેરે પુષ્પોના છોડવાઓ આવેલ છે. અશોક તથા પુન્નાગ નામના સેંકડો વૃક્ષોયુક્ત એ ઉદ્યાન શોભાયમાન છે.

સુગંધી પુષ્પો ઉપર ભ્રમર સમુદાય બેસી મધનો સંચય કરે છે. ઉદ્યાનમાં આવેલ સરોવરોમાં ખીલેલ કમળની રજથી શોભાયમાન પક્ષીઓ કલરવ કરી રહ્યાં છે. સારસ, ચક્રવાક, ચાતક વગેરે પક્ષીઓનો મધુર અવાજ સંભળાય રહ્યો છે; મોર ગહેકી રહ્યા છે તથા કેટલાક સ્થાને કારંડવ પક્ષીઓનો નાદ સંભળાઈ રહ્યો છે. ઉન્મત્ત ભ્રમર અને ભ્રમરીઓનો સમૂહ સુગંધી પુષ્પો ઉપર બેસી ગુંજારવ કરતો સંભળાય છે.

લતાઓથી આચ્છાદિત તિલક નામનાં વૃક્ષ અને મંજરીથી યુક્ત આમ્રના વૃક્ષોથી સભર એ ઉદ્યાન વિદ્યાધર, સિદ્ધ તથા ચારણો દ્વારા સેવાયેલ છે. તેઓ એ ઉદ્યાનમાં ગાન કરતા રહ્યા છે. એ ઉદ્યાન અનેક પ્રકારનાં પક્ષીઓથી સેવાયેલ છે. મેના, પોપટ અને કોયલ વગેરે પક્ષીઓ મધુર ગાન તથા કૂંજન કરી રહ્યાઅમુક જગ્યાએ કેટલીક સ્થાને કસ્તૂરીમૃગોનો સમુદાય વિહાર કરતો જણાય છે, ક્યાંક એ મૃગોએ દર્ભના અંકુરોને દાંત દ્વારા કાપી નાખ્યા છે. આથી એ મૃગો દર્ભ ચરી ગયાં હોય તેવું જણાય છે.

જળાશયો તથા તળાવોમાં ખીલેલ કમળયુક્ત એ ઉદ્યાન શોભાયમાન છે. ઉદ્યાનમાં વિશાળ શાખાઓવાળાં વૃક્ષોની ડાળીઓ નવાં પાંદડાંથી શોભાયમાન છે. એ ડાળીઓ પર ઉગેલ પુષ્પોની સુગંધ દ્વારા આકર્ષાઈ ભ્રમર એની ઉપર ગુંજારવ કરતાં ઊડી રહ્યા છે. વળી ક્યાંક પુષ્પો પર બેસી ભ્રમરો મધુસંચય કરવા લીન થયેલ જણાય છે. પરમાત્મા શિવના એ મનોહર ઉદ્યાનમાં આવેલ ઘટાદાર વૃક્ષો પર બેઠેલ પક્ષીઓ આનંદથી મધુર કલરવ કરી રહ્યાં છે.

વળી કેટલાક સ્થાનોમાં સુંદર વૃક્ષોને વેલ તથા લતાઓ વીંટળાયેલી જણાય છે, કોઈક સ્થાનોમાં પક્ષીઓના ચંચુ અને પશુઓના દંતક્ષત દ્વારા ખંડિત થયેલ એ લતાઓ વૃક્ષોને શોભા આપી રહેલી જણાય છે.

કેટલેક સ્થળે વિલાસ માણવાની ઇચ્છાને કારણે પ્રમાદના મિષયુક્ત શરીર મરોડતી કિંપુરુષોની અંગનાઓથી એ ઉદ્યાન સેવાયેલ છે. વાયુમાં ઊંચે ગુંજતા કબૂતરના ધ્વનિ દ્વારા, શ્વેત વર્ણવાળા મનોહર હંસો દ્વારા તથા દેવતાઓના અનેક દિવ્ય ફૂલોથી એ ઉદ્યાન શોભે છે.

સરોવરોમાં ખીલેલ હજારો કમળોનો જેમ કે ચંદરવો બંધાયેલ હોય એ મુજબ એનાથી ઉદ્યાનમાંનો દેવમાર્ગ શોભે છે. બંને તરફ આવેલ અનેક પુષ્પવૃક્ષો લતાઓ તથા વેલોથી વીંટળાયેલ છે. નીલ વર્ણવાળાં

પુષ્પોના ગુચ્છાથી નમી ગયેલ ખૂબ જ ઊંચાં અશોકવૃક્ષો વાયુથી આંદોલિત થવાને કારણે તેનાં પાંદડા તથા ડાળીઓ એકબીજાની સાથે ઘસાવાથી તેમાંથી ઉત્પન્ન થતો મધુર અવાજ કર્ણને આનંદ આપે છે. રાત્રિ દરમિયાન ચંદ્રની જ્યોત્સ્નાથી ખીલેલ પુષ્પોવાળાં તિલકવૃક્ષોની છાયાની નીચે સૂતેલ મૃગ સવાર થતાં જાગ્રત થઈ દૂર્વાના અંકુરો ચરવાથી તેના અંકુરો ચવાઈ ગયેલ દેખાય છે.

વિશાળ જળાશયોમાં ખીલેલાં કમળ હંસોની પાંખોના ફફડાટને કારણે ડોલવા લાગ્યાં તથા તેનાથી પાણીમાં સ્પંદન થવાને કારણે ઉત્પન્ન થયેલ તરંગો કિનારા સુધી પહોંચતાં ત્યાં આવેલ કદલીવનમાં નૃત્યક્રીડા કરતાં મોર ઊડવા લાગ્યા તેથી પાંખમાંથી પીછાં નીચે પડતાં પૃથ્વી જેમ કે નવું રૂપ ધારણ કર્યું હોય એ પ્રમાણે શોભવા લાગી.

એ ઉદ્યાનપ્રદેશ હરણાંયુક્ત શોભતો હતો. જાત-જાતનાં તથા ચિત્રવિચિત્ર પુષ્પોના ઢગલાથી એ પ્રદેશ ઢંકાયેલ હતો. સુમધુર કંઠે ગાન અને નૃત્ય કરતી તથા વીણા વગાડતી હર્ષથી યુક્ત કિન્નરીઓથી એ ઉદ્યાનપ્રદેશ વ્યાપેલો હતો. એ ઉદ્યાનમાં નિવાસ કરનાર મુનિઓની કુટિરોની સમીપ આવેલ વૃક્ષો ઉપરથી સુગંધી પુષ્પો વેરાયેલ હતાં. વિશાળ ફણસ અને અન્ય ઊંચાં વૃક્ષો ફળથી સભર હતાં. કેટલાંક વૃક્ષો તો એટલાં નીચાં હતાં કે તેમના પર લાગેલ ફળ જેમ કે મૂળમાંથી જ ઊગ્યું હોય તેમ જણાતું હતું.

મુક્ત રીતે ફેલાયેલ તથા સિદ્ધોનાં આશ્રમગૃહો ઉપર છવાયેલ લતાઓને કારણે સિદ્ધોના નિવાસો રમ્ય દેખાતા હતા. એમાં નિવાસ કરનાર સિદ્ધાંગનાઓના હલનચલન દ્વારા કનક નૂપુરોમાંથી નીકળતો ઝંકાર કર્ણને આનંદ આપતો હતો. પ્રિયંગુ અને આમ્રના વૃક્ષની મંજરીઓ તથા કદંબના વૃક્ષ પર ઉગેલ પુષ્પોની સુગંધ ગ્રહણ કરતા આસક્ત ભૃંગો ગુંજારવ કરતા હતા. પુષ્પોના સમૂહ ઉપરથી વાતો પવન જળાશયના જળમાં આંદોલન ઉત્પન્ન કરે છે. આથી મંદ તથા સુગંધશીતલ વાયુ અને જળાશયનું પણી ઘ્રાણેન્દ્રિય અને આંખોને આનંદ આપે છે. એ વાયુના સ્પર્શ દ્વારા મનુષ્યોને મોક્ષની પ્રાપ્તિના સુખનો અનુભવ થાય છે. એ ઉદ્યાનની ભૂમિ ક્યાંક વિદ્રુમમણિ જેવાં તો ક્યાંક સોના સમાન પુષ્પોથી આચ્છાદિત છે. પુન્નાગ નામનાં વૃક્ષો પર હજારો પક્ષીઓ કલરવ કરે છે. રક્ત વર્ણનાં પુષ્પના ગુચ્છોના ભાર દ્વારા અશોકવૃક્ષ લચી પડેલ છે. ખીલેલ કમળ પર ભ્રમરો વિલાસ કરે છે. એવા ઉદ્યાનમાં આવેલ શિવનો રમણીય ભવન ગ્લાનિ તથા શ્રમ દૂર કરી આરામ આપે છે.

બધા ભુવનોના પાલક લોકોના સ્વામી પરમેશ્વર શંકરને હિમાલયનાં પુત્રી પાર્વતી તથા ઇષ્ટગણોના અધિપતિઓ સાથે અનેક પ્રકારનાં વિશાળ તરુઓવાળા તે રમણીય સૌંદર્ય દેખાડતાં ઉપવનમાંના પુષ્પો અને દિવ્ય પ્રસાધનો દ્વારા તેમણે દેવીને અલંકૃત કર્યા. તથા દેવીએ પણ દેવેન્દ્ર ભગવાન શિવને દિવ્ય અને ખૂબ જ શુદ્ધ પુષ્પો દ્વારા ભક્તિથી વિભૂષિત કર્યા. રમ્ય ઉદ્યાન જોઈ દેવોને પૂજનીય ભગવાન શિવને નંદી અને ગણેશ્વરો સાથે પ્રણામ કરી તેઓ કહેવા લાગ્યાં.

શ્રીદેવી બોલ્યાં : હે દેવ! આપના ઉત્કૃષ્ટ તેજયુક્ત મેં આપનું ઉદ્યાન નિહાળ્યું. હવે આપ વારાણસી ક્ષેત્રના બધા ગુણ મને સંભળાવો. દેવોના દેવ! હે દેવેશ! હે વૃષધ્વજ! આ અવિમુક્ત ક્ષેત્રનું માહાત્મ્ય આપ મને સંભળાવો.

સૂત બોલ્યા : દેવીનાં એ વચન સૂણી દેવોના દેવ ભગવાન શિવે દેવી ગિરિજાનું મુખકમળ સૂંઘ્યું અને ત્યાર પછી તેઓ હસીને ખૂબ જ આદરથી તેમને કહેવા લાગ્યા.

ભગવાન શિવ બોલ્યા: હે દેવી! મારું આ વારાણસી ક્ષેત્ર ખૂબ જ પવિત્ર છે. તથા બધા પ્રાણીઓને હંમેશા મોક્ષ આપનાર છે. દરેક જાતનાં ચિહ્નોને ધારણ કરનાર, મારા લોકની પ્રાપ્તિની ઇચ્છાવાળા સિદ્ધો આ ક્ષેત્રમાં મારા પાશુપતવ્રતનું આચરણ કરે છે. અપ્સરાગણ તથા ગંધર્વ વગેરેથી સેવાયેલા, શ્વેત કમળ અને નીલ કમળથી વૃદ્ધિ પામેલ જળાશયોથી અલંકૃત અને અનેક જાતનાં વૃક્ષોની સઘનતા અને દરેક જાતનાં પક્ષીઓથી સુશોભિત આ ક્ષેત્રમાં જિતેન્દ્રિય તથા બ્રહ્મનિષ્ઠ યોગીઓ ઉત્તમ એવા પાશુપત યોગની સાધના કરે છે. મને આ ક્ષેત્રમાં વસવાનું ગમે છે, તેનું કારણ સાંભળો.

પોતાનાં બધા કર્મ મને અર્પણ કરનાર, મારા સ્વરૂપના ધ્યાનમાં મગ્ન રહેનાર મારો ભક્ત આ ક્ષેત્રમાં મરણ પામવાને કારણે મોક્ષ પામે છે, બીજા સ્થળે તે મોક્ષ પામતો નથી. હે દેવી! સ્વાધીનતાથી અહીં મૃત્યુ પામનારા પ્રાણનો મોક્ષ થાય છે. મારું આ દિવ્ય નગર ખૂબ જ પવિત્ર છે. બ્રહ્મા વગેરે દેવો, સિદ્ધો તથા મુમુક્ષુઓ આ વાત જાણે છે. હવે પછી આ પાવક ક્ષેત્ર જ હંમેશા કાળ માટે મારું નિવાસસ્થાન છે. આ ક્ષેત્રનો મેં ક્યારેય ત્યાગ કર્યો નથી, તેથી આનું નામ 'અવિમુક્તક્ષેત્ર છે, ને એટલે જ અહીં મૃત્યુ પામનાર મનુષ્યોને આ ક્ષેત્ર મુક્તિ પ્રદાન કરે છે. નૈમિષ, કુરુક્ષેત્ર, હરદ્વાર તથા પુષ્કર વગેરે તીર્થોમાં સ્નાન કરવાને કારણે એ તીર્થોનું સેવન કરવાને કારણે મોક્ષની પ્રાપ્તિ થતી નથી, પરંતુ આ તીર્થનું સેવન કરવાથી તથા એમાં સ્નાનથી મોક્ષ મળે છે, આથી આ ક્ષેત્ર બીજા ક્ષેત્રો કરતાં ઉત્તમ છે. પ્રયાગમાં અને આ ક્ષેત્રમાં મરણ પામનાર પ્રાણીને મોક્ષ મળે છે. પ્રયાગ તીર્થ બધા તીર્થોમાં મુખ્ય છે, એના કરતાં પણ આ પવિત્ર ક્ષેત્ર ઉત્તમ છે. ધર્મનું તત્ત્વ સત્ય છે; મોક્ષનો સાર શાંતિ છે; પણ બધા તીર્થોમાં સારરૂપી તીર્થને જ્ઞાની મનુષ્યો પણ જાણી શકતા નથી. મનમાં આવે તેમ પ્રવૃત્તિ કરનાર, નિદ્રા લેનાર, ક્રીડા કરનાર તથા અનેક જાતની ક્રિયાઓ કરનાર મનુષ્ય તથા કોઇપણ પ્રાણી અવિમુક્ત ક્ષેત્રમાં પ્રાણત્યાગ કરવાને કારણે મોક્ષ મેળવે છે.

હજારો પાપકર્મ કરી મનુષ્યોને પિશાચપણાની પ્રાપ્તિ થાય છે તે સારું, પણ કાશી ક્ષેત્રની પ્રાપ્તિ થયા વગર સ્વર્ગમાં હજારો ઇન્દ્રોનાં ઐશ્વર્યની પ્રાપ્તિ થાય તો તે નિરર્થક છે, તેથી મુક્તિ અર્થે અવિમુક્ત ક્ષેત્રનું સેવન કરવું. મહાતપસ્વી જૈગીષવ્ય મુનિ આ ક્ષેત્રના માહાત્મ્યથી તથા મારા સ્વરૂપનું ચિંતન તથા મારી ભક્તિ કરતા હોવાને કારણે મોક્ષ પામ્યા હતા. પાશુપત યોગની સાધના કરનાર યોગીઓ માટે જૈગીષવ્ય ગુહા ઉત્તમ સ્થાન છે. ત્યાં હંમેશા મારા સ્વરૂપનું ધ્યાન કરનાર યોગીનું યોગરૂપી તેજ ખૂબ જ દીપ્તિમાન થાય છે; તથા દેવોને પણ દુર્લભ એવો મોક્ષની તેમને પ્રાપ્તિ થાય છે. બધા સિદ્ધાંતોને જાણનાર, અવ્યક્ત ચિહ્નયુક્ત મુનિઓને બીજા કોઈ પણ સ્થળમાં દુર્લભ મોક્ષની આ ક્ષેત્રમાં પ્રાપ્તિ થાય છે. બ્રહ્મસાયુજ્ય તથા ઇષ્ટ ગતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા તે યોગીઓને હું યોગના ઐશ્વર્યરૂપી પાશુપત યોગનો ઉપદેશ કરું છું. બધી ક્રિયાઓ મને અર્પણ કરવાને કારણે તથા મારા આ ક્ષેત્રનું સેવન કરવાથી જ કુબેરને મારા ગણોનું અધિપતિપણાની પ્રાપ્તિ થાય છે. હે દેવી! સંવર્ત નામના ઋષિ આ જ ક્ષેત્રમાં મારી આરાધના કરશે તથા મારો ભક્ત પણ આ ક્ષેત્રના પ્રભાવને કારણે ઉત્તમ સિદ્ધિને પ્રાપ્ત થશે.

હે પદ્માક્ષિ! કમળ સમાન નેત્રવાળાં હે દેવી! પરાશરના પુત્ર મહાતપસ્વી યોગી ઋષિ તથા વેદસંસ્થાના પ્રવર્તક મારા ભક્ત વેદવ્યાસ મહામુનિ પણ બ્રહ્મા વગેરે દેવો સહિત આ ક્ષેત્રમાં મારી ઉપાસના કરશે.

હે સુવ્રતે! સદાચરણશીલ હે દેવી! બ્રહ્મા, વિષ્ણુ, સૂર્ય, દેવરાજ ઇન્દ્ર તથા બીજા સર્વ પવિત્ર દેવો પણ આ ક્ષેત્રમાં રહી મારી ઉપાસના કરે છે, ગુપ્ત રૂપી અન્ય પવિત્ર તથા દિવ્ય યોગીઓ પણ પવિત્ર હૃદયથી આ ક્ષેત્રમાં હંમેશા મારી ઉપાસના કરે છે. વિષયોમાં હંમેશા અસાક્ત રહેનાર અને અધર્મમાં પ્રીતિ ધરાવનાર મનુષ્ય જો આ ક્ષેત્રમાં મૃત્યુ પામે તો તે પણ સંસારમાં ફરી જન્મ પામી શકતો નથી. એટલે કે પાપી મનુષ્ય પણ અહીં મૃત્યુ પામવાથી મોક્ષ પામે છે. ત્યાગી, ધૈર્યશીલ, આસક્તિરહિત, સત્ત્વગુણી, જિતેન્દ્રિય, સદાચારી તથા પ્રાણરક્ષણ અર્થે ઉપયોગી એવા શરીર અને ઇન્દ્રિયોના વ્યાપારસહિત જ્ઞાની મનુષ્યો આ ક્ષેત્રમાં મારી ઉપાસના કરવાને કારણે મને પ્રાપ્ત કરે છે તથા મારી કૃપા દ્વારા તેઓ મોક્ષના પદને પામ્યા. હે સુવ્રતે! હજારો જન્મ સુધી પ્રયત્ન કરવાને કારણે પણ યોગીઓને મોક્ષની પ્રાપ્તિ થતી નથી તે મોક્ષપદ મારી કૃપાને કારણે આ ક્ષેત્રમાં મૃત્યુ પામવાથી મનુષ્યોને પ્રાપ્ત થાય છે.

આ અવિમુક્ત કાશીક્ષેત્ર વારાણસીમાં એક ગોપ્રેક્ષક ક્ષેત્ર પણ છે. પૂર્વે બ્રહ્માએ આ ક્ષેત્રમાં મારા લિંગની સ્થાપના કરી હતી. હે વરાનને! અહીં આવેલ મારા આ અલૌકિક કૈલાસ ભવનને નિહાળો. આ ક્ષેત્રમાં આવી મારાં દર્શન કરનાર મનુષ્યને દુર્ગતિ પ્રાપ્ત થતી નથી, તે બધા પાપોથી મુક્ત બને છે.

વળી ગાયોના દૂધ દ્વારા બ્રહ્માએ કપિલા નામનું એક પવિત્ર સરોવર પણ અહીં રચેલ છે. વૃષધ્વજ લિંગરૂપી હું હંમેશા એની નજીક રહું છું તથા તમે ત્યાં મારાં દર્શન કરો છો. આ જ પ્રમાણે વળી અન્ય પણ **ભદ્રતોય** નામનું એક લિંગ બ્રહ્માએ બનાવેલ છે. હે દેવી! સર્વ દેવોએ અહીં મારા લિંગની સ્થાપના કરેલ છે. તેઓએ મારી પ્રાર્થના કરી કહ્યું કે, 'હે ઈશ! અહીં આપ સદા રહો! બધા પ્રાણીઓનાં દુઃખોને નિવારો, બધાનું કલ્યાણ કરો! આ મુજબ દેવોએ મારી ઉપાસના કરી તથા બ્રહ્માએ મારા ઉપશાંત એવા શિવલિંગની અહીં સ્થાપના કરી, પણ વિષ્ણુએ તેમની પાસે મારું લિંગ લઈ ફરી તેની સ્થાપના કરી. તેથી બ્રહ્માએ રોષથી શ્રીવિષ્ણુને કહ્યું કે, 'લિંગ તો હું લાવ્યો છું છતાં તમે એને કેમ સ્થાપ્યું!'

બ્રહ્માનાં આ વચન સાંભળી વિષ્ણુ તેમને કહેવા લાગ્યા: 'હે બ્રહ્મન્! રુદ્રમાં મારી ખૂબ જ ભક્તિ રહેલ છે. આથી એ લિંગ ભલે મેં સ્થાપેલ પરંતુ તે તમારા નામ દ્વારા જ કીર્તિ પામશે.' રુદ્ર કહે છે કે વિષ્ણુએ મારા લિંગની સ્થાપના કરી હોવા છતાં હે દેવી! હું આ સ્થળમાં **હિરણ્યગર્ભ** નામથી સ્થાપિત થયો. એ લિંગદર્શન કરનાર મનુષ્ય મારા રુદ્રલોકને પ્રાપ્ત કરે છે.

ત્યાર પછી બ્રહ્માએ પરમ ભક્તિથી તથા વિધિસર મારા **સ્વર્લીનેશ્વર** નામના લિંગની સ્થાપના કરી તથા તેથી હું અહીં આવ્યો. અહીં મરણ પામેલ મનુષ્ય યોગીઓની ગતિ મેળવે છે.

દૈવતકંટક નામનો એક અત્યંત ગર્વિષ્ઠ તથા બળવાન દૈત્ય હતો. તેને મેં આ સ્થળમાં વાઘનું રૂપ ધારણ કરી મારી નાખ્યો આથી હું **વ્યાઘેશ્વર** નામના લિંગરૂપી હું અહીં સ્થાપિત થયો છું. વ્યાઘ્રેશ્વરનાં દર્શન કરનાર મનુષ્ય દુર્ગતિરૂપે સંસારને ફરી પ્રાપ્ત કરી શકતો નથી.

ઉત્પલ તથા વિદલ નામના બે દૈત્યો હતા. 'તમારું મૃત્યુ સ્ત્રીથી થશે!' આવું અગાઉ બ્રહ્માએ તેમને કહ્યું હતું. હે દેવી! કોઈ જ ગણતરીમાં ન લેતાં તેમને તમે કંદુક વડે મારી નાખ્યા હતા. તમારા એ કંદુકનો દેહ ધારણ કરી લિંગરૂપે હું અહીં સ્થાપિત થયેલ છું. આ ક્ષેત્રમાં આ સ્થાનમાં પ્રથમ હું આવ્યો હતો તથા ત્યાર પછી મારા ગણો સહિત ચાલ્યો ગયો હતો. ખૂબ જ પવિત્ર હોવાને કારણે જ્યેષ્ઠ છે. અહીં થતાં મારા દર્શન કલ્યાણકારી ગણાય છે. આ સ્થાનની આજુબાજુ દેવોએ મારાં લિંગોની સ્થાપના કરી છે. તેમનાં દર્શન કરી મનુષ્યદેહ બદલાઈ મારા ગણસ્વરૂપ બને છે.

તમારા પિતા પર્વતરાજ હિમાલયને લાગ્યું કે આ ક્ષેત્ર મને વહાલું છે. આથી તેમણે પણ અહીં એક લિંગ સ્થાપ્યું; તે **શૈલેશ્વર** નામે ઓળખાય છે. તે લિંગનાં પણ અહીં આદરથી તમે દર્શન કરો. હે દેવી! મારા આ લિંગદર્શન કર્યા પછી મનુષ્ય સંસારરૂપી દુર્ગતિને પ્રાપ્ત થતો નથી.

વળી હે દેવી! આ ક્ષેત્રમાં આવેલ તથા પાપોથી મુક્ત કરનાર આ પવિત્ર વરુણા નદી છે. આ ક્ષેત્રને એણે શોભા અર્પી છે તથા આ નદી અહીં ગંગા નદી સાથે સંગમ પામી છે. અહીં આ બંને નદીઓના સંગમના સ્થાન પર બ્રહ્માએ પવિત્ર લિંગનું સ્થાપન કર્યું છે. વિશ્વમાં તે સંગમેશ્વર તીર્થના નામે ઓળખાય છે. દેવ નદી ગંગાના સંગમસ્થાને સ્નાન કર્યા પછી પવિત્ર થયેલ જે મનુષ્ય **સંગમેશ્વર** મહાદેવની પૂજા કરે છે તે સંસારમાં ફરી જન્મ લેતો નથી.

આ ક્ષેત્રના મધ્ય ભાગમાં હું સ્વયંભુ નિવાસ કરી રહેલ છું. આથી આ ઉત્તમ સ્થાન યોગીઓના નિવાસ અર્થે પવિત્ર તીર્થક્ષેત્ર છે, એમ હું સમજું છું. બધા દેવો અને અસુરોએ આ સ્થાનને **મધ્યમેશ્વર** તીર્થ કહેલ છે. જ્ઞાનયોગમાં પરાયણ તથા મોક્ષપ્રાપ્તિની ઇચ્છા રાખનાર તથા મારા પાશુપતવ્રતને ધારણ કરનાર સિદ્ધોનું તીર્થ નિવાસસ્થાન છે. મધ્યમેશ્વર લિંગનાં દર્શન કરી મનુષ્યને સંસારમાં જન્મ થવાનો અથવા શોક કરવાનો સંભવ રહેતો નથી.

હે દેવી! વળી આ ક્ષેત્રમાં આવેલ આ અન્ય એક લિંગ અહીં નિહાળો. આ લિંગની સ્થાપના ભૃગુ ઋષિના પુત્ર શુક્રે કરેલ છે. તેથી આનું નામ **શુક્રેશ્વર** છે. બધા સિદ્ધો અને દેવોએ આ લિંગનું પૂજન કરેલ છે. આનાં દર્શન કરનાર મનુષ્ય પાપથી તરત મુક્તિ પામે છે. અહીં મૃત્યુ પામનાર મનુષ્ય ફરી સંસારમાં જન્મ પામતો નથી.

પૂર્વે દેવકંટક નામનો એક અસુર બ્રહ્મા પાસે વર પ્રાપ્ત કરી શિયાળરૂપે વિચરતો હતો. તે અસુરનો મેં આ સ્થળે વધ કર્યો હતો આથી હે પાર્વતીદેવી! **જંબૂકેશ** નામથી હું આજે પણ વિશ્વમાં પ્રખ્યાત છું. સુરો અને અસુરોએ આ લિંગનું પૂજન કરી એને પ્રણામ કર્યા છે. દેવોના ઈશ સમાન જંબૂકેશ્વર લિંગના દર્શન દ્વારા બધી શુભ કામનાઓ પૂરી થાય છે. હે દેવી! બધી ઇષ્ટ વસ્તુને આપનાર લિંગોનાં દર્શન કરો. શુક્ર વગેરે ગ્રહોએ સ્થાપેલ આ નિર્મળ લિંગોમાં હું નિવાસ કરું છું. મારા અવિમુક્ત વારાણસી ક્ષેત્રમાં આવેલ લિંગો વિશે મેં તમને જણાવ્યું, એ ઉપરાંત આ પવિત્ર ક્ષેત્ર વિશે અન્ય પણ જાણવા લાયક છે, તે તમને સંભળાવું છું.

બધી દિશાઓમાં ચારકોસના વિસ્તારમાં આવેલ આ ક્ષેત્ર એક યોજનના પ્રમાણમાં ફેલાયેલ છે. મૃત્યુ સમીપે આ ક્ષેત્ર મોક્ષને આપનાર છે, એમ માનવું. તે મહાગિરિ હિમાલય ઉપર આવેલ કેદારમાં નિવાસ કરનાર મારા શિવસ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર છે. અહીં મૃત પામેલ મારો ગણ બનશે તથા આ ક્ષેત્રનાં દર્શન કરનાર મનુષ્યને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

હિમાલય પર્વતમાં આવેલ મારા નિવાસસ્થાન કેદાર કરતાં પણ આ અવિમુક્ત ક્ષેત્ર ખૂબ જ પવિત્ર છે. હે દેવી! કેદાર વગેરે જે મારા સ્થાનો ભૂલોકમાં આવેલ છે તે સર્વ કરતાં આ અવિમુક્ત વારાણસી ક્ષેત્ર ઉત્તમ છે. ભૂર્, ભુવઃ વગેરે જે બધા લોકોનું સર્જન થયું છે તે સર્વ લોકો પવિત્ર જાણવા, પણ તેમના કરતાંય આ અવિમુક્ત ક્ષેત્ર ઘણું પવિત્ર છે. હું આ વારાણસી ક્ષેત્રનો કદી પણ ત્યાગ કરતો નથી. આથી આ ક્ષેત્ર અવિમુક્ત ક્ષેત્ર ગણાય છે. અવિમુક્તેશ્વર નામના મારા લિંગદર્શન કરનાર મનુષ્ય પાપથી તરત મુક્તિ પામી પશુપાશથી છૂટે છે.

**શૈલેશ્વર, સંગમેશ્વર, સ્વર્લીનેશ્વર, મધ્યમેશ્વર, હિરણ્યગર્ભ, ઈશાન, ગોપ્રેક્ષ, વૃષભધ્વજ, ઉપશાન્ત, શિવ, શુકેશ્વર, વ્યાઘ્રેશ્વર, જંબૂકેશ્વર,** વગેરે મારા લિંગોનાં દર્શન કરનાર મનુષ્યનો દુઃખના દરિયારૂપી સંસારમાં ફરી જન્મ થતો નથી.

સૂત બોલ્યા: મહાદેવે દેવી પાર્વતીને આ મુજબ કહી તેઓ બધી દિશાઓમાં નિહાળવા લાગ્યા. આથી સમગ્ર પ્રદેશ અચાનક દેદીપ્યમાન થયો તથા મહેશ્વર જેવા સ્વરૂપી, પાશુપત વ્રતનું આચરણ કરનાર, ભસ્મનું લેપન કરેલ, શ્વેત કાંતિમાન સેંકડો અને હજારો પાશુપતો, સિદ્ધ મહાત્માઓ ત્યાં આવી પહોંચ્યા તથા મહાદેવને પ્રણામ કરી તેમની સામે ઊભા રહ્યા. યોગેશ્વર મહાદેવને ધ્યાનના યોગમાં પરાયણ જોઈ તે સર્વ પણ જાણે શિવના સ્વરૂપમાં લીન બની ગયા. મહાદેવે તેમના ઉપર અનુગ્રહ કરવાની અભિલાષાથી વિરાટ પુરુષનું રૂપ લીધું તથા સકલ વિશ્વનો અંત કરવાની અભિલાષા હોય તેમ પ્રલયકાળના રુદ્ર જેવા દેખાવા લાગ્યા. ભગવાન શિવને આવા સ્વરૂપમાં નિહાળીને દેવી ઉમા રોમાંચિત થયા, તેઓ ફરી શિવની તરફ જોઈ શક્યા નહીં.

પોતાના પ્રકૃતિરૂપી આકારમાં રહેલ શિવને અદશ્ય થયેલા જાણી પરમેશ્વરીએ તેમના સ્વરૂપનું દર્શન કરવા યોગથી પ્રકૃતિરૂપી માયાનું રૂપ ધારણ કર્યું તથા તેઓ પુરુષરૂપી શંકરના દર્શન કરી શક્યાં. ત્યાર પછી તે સર્વ પાશુપત યોગીઓ હરને પોતાનું લક્ષ્ય માની પવિત્ર પંચાક્ષર મંત્રનો જપ કરતા તેમના અંતઃકરણમાં પ્રવેશ કર્યો. ભગવાન શિવે પણ પોતાનું નીલલોહિત મૂર્તિ જેવું મૂળ સૌમ્ય તથા સુંદર દેહ ફરી ધારણ કર્યો. એ નિહાળીને દેવી ઉમાને આખા દેહે હર્ષથી રોમાંચ અનુભવ્યો તથા ભગવાનનાં ચરણોને પગે લાગી સ્તવન કરતાં પૂછવા લાગ્યાં: હે ભગવન્! આપના શરીરમાં હમણાં જ પ્રવેશેલ એ મહાત્માઓ કોણ છે?' દેવી ઉમાનાં આ વચન સૂણીને સુરશ્રેષ્ઠ ભગવાન શિવ તેમને કહેવા લાગ્યા:

શ્રી ભગવાન બોલ્યા: હે ભામિની[+]! મારું પાશુપત વ્રત ધારણ કરી મારા જે જે ભક્તોએ તે પાશુપત યોગની આ ક્ષેત્રમાં ભક્તિથી સાધના કરેલ છે તેમના એક જન્મની સાધનાના ફળસ્વરૂપ તથા આ ક્ષેત્રના

---

[+] સતીના પિતા દક્ષે કરેલ યજ્ઞમાં પરમેશ્વર શિવને આમંત્રણ ન આપવાને કારણે સતીને ક્રોધ આવ્યો હતો. આથી શિવે અહીં તેમને 'ભામિની' શબ્દ દ્વારા સંબોધન કર્યું છે.

પ્રભાવને કારણે હું પ્રત્યક્ષ થઈ તેમના પર અનુગ્રહી થાઉં છું. એથી જ બ્રહ્મા વગેરે દેવો આ ક્ષેત્રને સેવે છે. બ્રહ્મનિષ્ઠ ઋષિઓ, સિદ્ધો, તપસ્વી દરેક મહિનામાં બંને પક્ષોની અષ્ટમી તથા ચતુર્દશીએ વારાણસી ક્ષેત્રમાં મારી ઉપાસના કરે છે. ખાસ તો સૂર્ય-ચંદ્રના ગ્રહણના દિને, કાર્તિક પૂર્ણિમા, બંને અયનોના દિવસે, વિષુવ દિનોએ અને બધા તીર્થો વારાણસીમાં આવી ગંગાનું સેવન કરે છે. તમારા પિતા ગિરિરાજ હિમાલય પર્વતનાં પુત્રી તથા મારા માથામાંથી નીકળેલ પવિત્ર ગંગા આ અવિમુક્ત ક્ષેત્રમાં આવેલ છે.

આ દેવનદીનું સેવન કરવાથી બધી દિશાઓમાંથી જે તીર્થો તથા દેવો અહીં આવે છે તેમના નામ શ્રવણ કરો. કુરુક્ષેત્ર વગે તીર્થો એકત્ર થઈ સેંકડો તીર્થો સહિત અહીં આવે છે. પુષ્કર, નિમિષ, પ્રયાગ, પૃથૂદક, દ્રુમક્ષેત્ર તથા નૈમિષ તીર્થ વગેરે બધા તીર્થો; દેવતાઓ, ઋષિઓ, સંધ્યાઓ, ઋતુઓ, બધી નદીઓ, જળાશયો, સાત સમુદ્રો અને દેવતીર્થો એ બધા પર્વના દિવસોએ ભાગીરથીમાં સ્નાન કરવાથી વારાણસી ક્ષેત્રમાં આવે છે. એ દિવસોએ અવિમુક્તેશ્વર અને ત્રિવિષ્ટપનાં દર્શન કરવાં; કાળભૈરવના મંદિરે જવું. એમનાં દર્શન કરવાને કારણે હે દેવી! મનુષ્યોનાં બધા પાપોનો નાશ થાય છે. પૃથ્વી પર જેટલાં પાપોનો વિનાશ કરનાર તથા બધા તીર્થોમાં ઉત્તમ એવા અવિમુક્તક્ષેત્રમાં દરેક પર્વ દિવસોએ આવે છે. કેદારમાં મારું મધ્યમેશ્વર લિંગ અને હિમાલયમાં પાશુપતેશ્વર લિંગ આવેલ છે. આ જ પ્રમાણે શંકર્ણેશ્વર, બંને ગોકર્ણ, દ્રુમચંડેશ્વર, ભદ્રેશ્વર, સ્થાનેશ્વર, કાલેશ્વર, અજેશ્વર, ભૈરવેશ્વર, ઓંકારેશ્વર, અમરેશ્વર, મહાકાળ, જ્યોતિષ, ભસ્મગાત્રક વગેરે મારાં અન્ય લિંગોના ઉત્તમ સ્થાન છે. આ ભૂતળ પર મારાં અઠ્યાસી લિંગો છે. એ સર્વ લિંગો વારાણસીમાં બધા પવિત્ર પર્વ-દિને આવીને મારામાં પ્રવેશ કરે છે. મારા આ ક્ષેત્રનું રહસ્ય મેં તમને જણાવ્યું.

આ કાશીક્ષેત્રમાં બધા તીર્થોનો નિવાસ હોવાને કારણે અહીં મરણ પામનાર પ્રાણી મોક્ષને પામે છે. ગંગામાં સ્નાન કરવાને લીધે તથા સેંકડો-હજારો જાતના યજ્ઞો કરવાને કારણે મળતા ફળ જેવું પુણ્યફળ વિશ્વેશ્વરનાં દર્શનને કારણે તરત પ્રાપ્ત થાય છે. આથી અદ્‌ભુત વાત વળી અન્ય કઈ હોઈ શકે! સ્વર્ગ, પૃથ્વી તથા તેના પર આવેલ બધા તીર્થો કરતાં પણ આ અવિમુક્ત તીર્થક્ષેત્ર ઉત્તમ છે, એમ સમજવું. હે દેવી! અવિમુક્ત ક્ષેત્ર વિશે જાણવા લાયક બધું કાંઈ તમને કહ્યું.

હવે અવિમુક્ત શબ્દનો બીજો અર્થ પણ તમને સંભળાવું છું, તે શ્રવણ કરો. 'અવિ' શબ્દનો અર્થ 'પાપ' થાય છે. આમ વેદમાં કહેલ છે. તેનાથી મુક્ત કરે તે 'અવિમુક્ત' ગણાય છે. વળી આ ક્ષેત્ર મારા દ્વારા સેવાયેલું છે આથી અવિમુક્ત છે.

બધા લોકોના મહેશ્વર ભવાન શંકરે દેવી ઉમાને તે પછી કહ્યું કે, હે દેવી! મારા અવિમુક્ત ગૃહને તમે સારી રીતે નિહાળો!

ત્યાર પછી દેવીની સાથે તેમણે શ્રીપર્વતને નિહાળ્યો તથા અવિમુક્ત ક્ષેત્રમાં હંમેશા નિવાસ કર્યો. પરમેશ્વર શિવ બધે વ્યાપેલા છે, સર્વ છે, સર્વાત્મા છે તથા સદ્-અસદ્‌મય છે. દેવેશ્વર હર દેવી ઉમા સાથે શ્રીપર્વત પર ગયા તથા બધા ભૂતોના સ્વામી ભવે બધા ક્ષેત્રો નિહાળ્યાં.

કુંડિપ્રભામાં દિવ્ય વૈશ્રવણેશ્વર નામના લિંગનાં તેમણે દર્શન કર્યાં. આશાલિંગ, દેવેશ, દિવ્ય બિલેશ્વર, વિષ્ણુ એ દક્ષિણ દિશામાં સ્થાપેલ રામેશ્વર લિંગ આદિ લિંગો નિહાળ્યાં. કંડુલેશ્વર, પૂર્વ દિશામાં આવેલ ત્રિપુરાંતક, ત્રણે લોકમાં ખ્યાતમાન મધ્યમેશ્વર, દેવોએ સ્થાપેલું અમરેશ્વર, ગોચર્મેશ્વર, ઇશાન, ઇન્દ્રેશ્વર, બ્રહ્માએ સ્થાપેલ કર્મેશ્વર લિંગ આદિ લિંગો જોયાં. અવિનાશી હે દેવી! આ સિદ્ધવટ ક્ષેત્ર નિહાળો. અહીં હું સદા નિવાસ કરું છું.

હે દેવી! આ અજબિલ નામનું દિવ્ય તથા પવિત્ર ક્ષેત્ર નિહાળો. બ્રહ્માએ અહીં મારા લિંગની સ્થાપના કરેલી છે. આ બિલેશ્વરમાં મારી દિવ્ય પાદુકાઓ આવેલી છે.

શૃંગાર પર્વતના મધ્ય શૃંગ પર શિંગોડાના આકાર સમાન ત્રિકોણ શૃંગાટકેશ્વર નામનું લિંગ છે. શ્રીદેવી લક્ષ્મીએ તેની સ્થાપના કરેલી છે. શ્રીશૈલ પર મલ્લિકાર્જુન નામનું લિંગ છે. આ મારું પવિત્ર નિવાસનું સ્થાન છે. રેતી દ્વારા બનાવેલ રજેશ્વર લિંગ, કાર્તિકેયે સ્થાપેલ ગજેશ્વર લિંગ, કપોતેશ્વર લિંગ પણ નિહાળો. પૂર્વે કરોડો શિવોએ સેવેલ આ કોટીશ્વર મહાન તીર્થ જુઓ. હે દેવી! આ તીર્થ બધા તીર્થોથી પણ પવિત્ર છે.

દક્ષિણ દિશામાં બ્રહ્માએ દ્વિદેવકુલ લિંગની તથા ઉત્તરે વિષ્ણુએ શૈલજ લિંગ સ્થાપ્યું છે. પશ્ચિમ પર્વત ઉપર આ બ્રહ્મેશ્વર તથા અમલેશ્વર લિંગ નિહાળો. પેલું મારું વ્યોમલિંગ જુઓ. આ સ્કંદેશ્વર લિંગ નિહાળો. આ લિંગ સ્કંદે સ્થાપેલું છે. નંદ આદિ ગોપગણોએ સ્થાપેલ આ ગોમંડલેશ્વર લિંગ પણ નિહાળો.

હે વરાનને! સુંદર મુખવાળાં હે દેવી! આ દેવહ્રદ પ્રાંતમાં મારાં અન્ય લિંગના સ્થાન જુઓ. હે દેવી! આ હારિપુર સ્થાનમાં તમારા ગળાનો હાર પડી ગયો હતો. આથી વિશ્વના હિત અર્થે તમે આ હારિકુંડનું નિર્માણ કરેલ છે. શિવરુદ્રપુર પર્વત પર તમારા પિતાએ અચલેશ્વર લિંગની સ્થાપના કરી છે. બ્રહ્મા વગેરે દેવો અને ઋષિઓ સાથે એ સ્થળે જઈ મેં એને શોભાવેલ છે. હે દેવી! ચંડિકેશાએ આ ચંડિકેશ્વર લિંગની સ્થાપના કરેલ છે. તમારાં પુત્રી ચંડિકાએ અંબિકા નામનું આ પવિત્ર તીર્થનું નિર્માણ કરેલ છે. અહીં આ રુચિકેશ્વર લિંગની સ્થાપના કરેલ છે. આ પવિત્ર કપિલા ધારા છે. હે દેવી! આ અનેક તીર્થસ્થાનોમાં જે મનુષ્ય ભક્તિથી મને પૂજે છે તે મારી સાથે રુદ્રલોકમાં આનંદ પામે છે.

પાપથી રહિત જે મનુષ્ય શ્રીશૈલ તીર્થ ક્ષેત્રમાં દેહનો ત્યાગ કરે છે તે મુક્તિ પામી શકે છે, એમાં શંકા નથી. અવિમુક્ત ક્ષેત્રમાં મને–પરમાત્મા શિવને પંચામૃતથી જે મનુષ્ય વિધિથી મહાસ્નાન કરાવે છે તે આ તીર્થસ્થાનોમાં મારા સ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે. ચારસો તોલા ઘી દ્વારા સ્નાન કરાવવામાં આવે તે સ્નાન ગણાય છે. તથા આઠ હજાર તોલા ઘી દ્વારા સ્નાન કરાવવામાં આવે તો મહાસ્નાન કહેવાય છે. એક સો તોલા સુગંધી તેલ વગેરે દ્રવ્ય ચોળવાં.

મારા લિંગને પંચગવ્ય તથા ઘૃતથી સ્નાન કરાવી, શર્કરા વગેરે બધા દ્રવ્યોથી વિશુદ્ધ કરી જે મનુષ્ય શુદ્ધ પાણીથી સ્નાન કરાવે છે તથા તેના પર પાણીનો અભિષેક કરે છે તેને એક લાખ યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. લિંગને પૂજવાથી દશ લાખ ગણું તથા ગીત–વાદ્ય વગેરેથી અનંતગણું ફળ મળે છે. અને ગંધથી

યુક્ત ફક્ત પાણીથી ભક્તિથી સ્નાન કરાવવાથી તથા એકસો તોલા સુગંધી દ્રવ્ય દ્વારા લિંગને અભ્યંગ કરવાથી આઠગણું ફળ પ્રાપ્ત થાય છે.

શમીપુષ્પ, બિલ્વપત્ર તથા કમળ અને ઋતુ મુજબના ઉત્પન્ન થયેલ પુષ્પો વિધિથી લિંગ ઉપર ચડાવવાં. બિલ્વપત્ર મને પ્રિય છે આથી તે જરૂર ચડાવવાં. બિલ્વપત્ર ન મળે તો પુષ્પ વગેરે ઉપર પાણી છાંટી તે ચડાવવાં.

ચાર દ્રોણ, આઠ અને દશ દ્રોણ ચોખા રાંધી તે ભાત નૈવેદ્ય તરીકે અર્પણ કરવો. નિર્ધન મનુષ્યે પોતાની શક્તિ મુજબ નૈવેદ્ય અર્પણ કરવું.

ભેરી, મૃદંગ, મુરજ, તોમર, પટહ, ઢોલ, ત્રાંસા વગેરે વગાડી તથા શંખનાદ કરી રાત્રે જાગરણ કરવું તથા પ્રાર્થના કરવી. સેવક, સ્ત્રી, પુત્ર અને સગાંસંબંધીઓ સહિત લિંગની અડધી પ્રદક્ષિણા કરી સ્તુતિ કરવી તથા ક્ષમા માગવી કે, 'હે પ્રભો! હે સુરેશ્વર! દ્રવ્ય રહિત, ક્રિયા તથા શ્રદ્ધા રહિત પણ મેં જે કાંઈ કર્યું છે અને આપના પૂજનમાં મારાથી ભૂલ થઈ હોય તે સર્વ હે શિવ! આપ ક્ષમા કરશો.'

આ મુજબ ક્ષમાયાચના કરી રુદ્રાધ્યાય અને શાંતિપાઠ ભણવો. પંચાક્ષર મહામંત્રો જપવા. આ મુજબ પૂજન કરનાર મનુષ્ય બધા તીર્થોના સેવનનું અને યજ્ઞો કરવાનું ફળ મેળવે છે. વારાણસીમાં મૃત્યુ પામનાર મનુષ્ય મારા સ્વરૂપને પ્રાપ્ત કરે છે એમાં શંકા નથી.

મારા ભક્તોએ મારી પ્રીતિ તથા પ્રસન્નતા પ્રાપ્તિ અર્થે તથા મારી કૃપા પ્રાપ્ત કરવા માટે વિધિથી મારું પૂજન કરવું. જે મનુષ્યો આ મુજબ કરતા નથી તેઓ મારા ભક્ત બની શકતા નથી તથા તેમનું કલ્યાણ થતું નથી. અમાં જરા પણ સંશય નથી.

સૂત બોલ્યા: ભગવાન શિવનાં આ વચન શ્રવણ કરી દેવી ઉમા વારાણસી પહોંચ્યાં તથા અવિમુક્ત ક્ષેત્રમાં તેમણે ત્રણ ભુવનોના અધિપતિ, દેવોના ઈશ શંકરના અવિમુક્તેશ્વર લિંગનું દૂધ અને ઘી દ્વારા પૂજન કર્યું. ત્યાર પછી મંદરાચલની સુંદર કંદરાઓમાં મંદર ક્ષેત્રનું નિર્માણ કર્યું તથા મંદરેશ્વર લિંગ સ્થાપ્યું.

ત્યાર પછી મહેશ્વરે હિરણ્યાક્ષના પુત્ર અંધક નામના મહાદૈત્ય ઉપર અનુગ્રહ કર્યો તથા લીલામાત્રથી તે દૈત્યને પોતાના ગણોમાં સ્થાન આપ્યું. હે ઋષિઓ! અવિમુક્ત ક્ષેત્રનું આ સર્વ કથાનક તમને આદરથી મેં સંભળાવ્યું.

જે મનુષ્ય આ પવિત્ર ક્ષેત્રના માહાત્મ્યને સાંભળે છે, તેને બધા તીર્થોનું સેવન કર્યા સમાન પુણ્ય ફળ શીઘ્ર પ્રાપ્ત થાય છે; અને જિતેન્દ્રિય પવિત્ર બ્રાહ્મણોને જે મનુષ્ય આ અધ્યાય સંભળાવે છે તેને બધા યજ્ઞોનું ફળ પ્રાપ્ત થાય છે. ૧-૧૯૦

શ્રાવયેદ્વા દ્વિજાન્સર્વાન્ કૃતશૌચાન્ જિતેન્દ્રિયાન્।
સ એવ સર્વયજ્ઞસ્ય ફલં પ્રાપ્નોતિ માનવઃ॥૧૯૦॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

*'અવિમુક્ત ક્ષેત્ર વારાણસીનું માહાત્મ્ય' નામનો ૯૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૩મો

# અંધક દૈત્યને ગાણપત્યપ્રદાન



ઋષય ઊચુઃ ॥

અન્ધકો નામ દૈત્યેન્દ્રો મન્દરે ચારુકન્દરે।
દર્પિતસ્તુ કથં લેભે ગાણપત્યં મહેશ્વરાત્॥૧॥

ઋષિઓ બોલ્યા: મંદરાચલની સુંદર કંદરામાં હારેલ દૈત્યોનો રાજા અંધક ભગવાન મહેશ્વરનો ગણ કઈ રીતે બન્યો એનું વૃત્તાન્ત આપે જે રીતે શ્રવણ કર્યું હોય તે મુજબ હે સૂત! આપ અમને સંભળાવો:

સૂત બોલ્યા: ભગવાન શિવે મંદરાચલમાં અંધક દૈત્યને નિર્બળ બનાવીને તેના ઉપર અનુગ્રહ કર્યો તથા તેને વરદાન આપ્યું, તે બધું વૃત્તાન્ત હું તમને ટૂંકમાં સંભળાવું છું.

આ અંધક દૈત્ય હિરણ્યાક્ષનો પુત્ર હતો. એની આંખો એના પિતાની આંખો જેવી જ સુવર્ણ સમાન હતી. પૂર્વે તપશ્ચર્યાથી બ્રહ્માની પાસે એણે અવધ્યપણાનું વરદાન મેળવેલ હતું. તેથી આખા ત્રૈલોક્ય ઉપર એ શાસન કરતો હતો. ઇન્દ્રને એણે કેવળ કીડાની જેમ અચાનક જ જીતી લીધો હતો. ઇન્દ્રની અમરાવતી નગરી જીતી લઈ તેણે તેના પર પ્રભુત્વ મેળવેલ હતું તથા ઇન્દ્રને ત્રસ્ત કર્યા હતા. ઇન્દ્ર એનાથી ખૂબ જ ડર પામ્યો હતો. દેવોને એણે માર્યા તથા પછાડ્યા હતા તથા એ દેવો ડરના માર્યા નારાયણ સહિત મંદરાચલની એક ગુહામાં નિવાસ કરવા લાગ્યા હતા.

દેવોને આ મુજબ દુઃખ દઈ તે મહાઅસુર અંધક પણ મંદરાચલની કંદરામાં સ્વચ્છંદતાથી પહોંચ્યો હતો. તેથી દેવો, સિદ્ધગણો, સાધ્યો આદિ તે સર્વ દેવગણો ભગવાન શિવની સ્તુતિ કરી તેમને કહેવા લાગ્યા કે, 'હે ભગવન્! દૈત્યરાજ અંધકનાં શસ્ત્રો દ્વારા અમે છેદાયા છીએ, અમારાં અંગો કપાઈ ગયાં છે, અમારો સર્વનાશ થઈ રહ્યો છે, અમારું પરાક્રમ હણાઈ ગયું છે અને અમે તેજ વગરના થયા છીએ. આથી હે પ્રભો! આપ અમને મદદ કરવા માટે તરત અહીં આવો તથા એ દૈત્યના ડરથી અમને મુક્તિ અપાવો.'

દેવોની આવી વ્યથાનું આક્રંદ અને પરાક્રમી દૈત્યરાજ અંધકનું મંદરાચલમાં આગમન સાંભળી તેના પરાભવ અર્થે પરમેશ્વર શિવ અંધકની સામે આવી ઊભા રહ્યા. તે વખતે ઇન્દ્ર, બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવો તથા સર્વ ઋષિઓ હાથ જોડી, 'ભગવાન શિવનો જય થાઓ, જય થાઓ!' એમ બોલી દરેક પ્રકારની સ્તુતિ કરવા લાગ્યા. જય શબ્દ સાંભળ્યા બાદ ભગવાન શિવે દૈત્યરાજ અંધકને તેના અસંખ્ય સૈનિકો સાથે ત્રિશૂળથી ભેદી નાખ્યો.

શંકરે અંધકને ત્રિશૂળના અગ્ર ભાગમાં અદ્ધર ઝીલી ભેદી નાખ્યો, આથી તે અસુરનાં બધા પાપ નષ્ટ થઈ ગયાં. અંધકને ભેદાયેલ જોઈ પિતામહ બ્રહ્માએ ભગવાન શિવને પ્રણામ કરી હર્ષનાદ કર્યો. બ્રહ્માનો તે નાદ સાંભળી દેવોએ પણ હર્ષનાદ કર્યો તથા સર્વ ઋષિઓ અને મહાદેવના ઉત્તમ ગણો તથા દેવો આનંદિત થઈ નૃત્ય કરવા લાગ્યા. ત્યાર પછી સર્વ દેવો તથા ઋષિઓએ ભગવાન શિવ પર પુષ્પોની વૃષ્ટિ કરીને સમસ્ત ત્રૈલોક્ય આનંદ પામી હર્ષનાદ કરવા લાગ્યું.

શૂળથી વીંધાયેલો અંધક તે વખતે અગ્નિ દ્વારા દગ્ધ થયેલ પ્રેત જેવો દેખાતો હતો. તેના હૃદયમાં સાત્ત્વિક ભાવ જાગ્રત થવાને કારણે તે વિચારવા લાગ્યો કે, 'મેં પૂર્વજન્મમાં મહાદેવની આરાધના કરી હતી. આથી મને ભગવાન શિવનાં સાક્ષાત્ દર્શન થયાં તથા તેમનાં ત્રિશૂળનો મને સ્પર્શ થયો. શંકરે ત્રિશૂળથી મને ભેદી નાખ્યો. આથી મારું કલ્યાણ થયું. પ્રાણનો અંત થતો હોય તે વખતે એકવાર પણ જે મનુષ્ય શિવનું અંતઃકરણથી સ્મરણ કરે છે તે શંકરના સાયુજ્યને પામે છે. તો પછી વારંવાર શંકરનું સ્મરણ કરવામાં આવે તો ભલા એવી તે કઈ દુર્લભ વસ્તુ છે, જે મળી ન શકે! બ્રહ્મા, વિષ્ણુ તથા ઇન્દ્ર સાથે બધા દેવો ભગવાન શિવના શરણે ગયા છે, આથી જ તેઓ પોતાના સ્થાને ટકી રહેલ છે; માટે પોતાનું કલ્યાણની અભિલાષાવાળાએ શિવના શરણે જવું.' આવા વિચાર કરી પ્રસન્ન ચિત્તવાળો અંધક દૈત્ય બધાથી શક્તિશાળી શંકરની પ્રાર્થના કરવા લાગ્યો. પોતાના ગણો સહિત રહેલ તથા બધા પ્રકારનાં દુઃખોનો વિનાશ કરનાર હરની અંધક દૈત્યે પ્રાર્થના કરી; આથી શૂળના અગ્ર ભાગ દ્વારા વીંધાયેલ હિરણ્યાક્ષના પુત્રને જોઈ નીલલોહિત ભગવાન શંકર તેના પર કૃપા કરી તેને કહેવા લાગ્યા: 'હે વત્સ! હું તારા પર પ્રસન્ન છું, તારી કઈ અભિલાષા છે, તારું કયું શુભ કરું! હે દૈત્યેન્દ્ર અંધક! હું તને વરદાન આપવા માગું છું, તો અભિષ્ટ વરદાનની માગણી કર!'

હિરણ્યાક્ષના પુત્ર અંધકે શંભુનાં આ વચન સાંભળ્યાં ત્યારે તે આનંદથી ગદ્ગદિત થયો તથા મહેશ્વરને કહેવા લાગ્યો: 'દેવોના દેવ હે ઈશ! ભક્તોના દુઃખોનો નાશ કરનાર હે શિવ! આપનાં દર્શન કરી હું કૃતાર્થ થયો છું. હે ઈશ! આપના સ્વરૂપમાં હંમેશા મારી ભક્તિ સ્થિર થાય, આ મારી અભિલાષા છે, આના સિવાય અન્ય કાંઈ પણ મને જોઈતું નથી. મને આપ વરદાન આપવા ઇચ્છતા હો તો આ જ વરદાન આપો. આપ મારા પર પ્રસન્ન થાઓ, કૃપા કરો.

ભગવાને અંધકનાં આ વચન સાંભળી તે દૈત્યરાજને પોતાની દુર્લભ ભક્તિ આપીને પોતાનો ગણ બનાવી દીધો. ત્રિશૂળની અણી પર તેને નીચે ઉતાર્યો. ભગવાન શિવે દૈત્યેન્દ્ર અંધકને પોતાના ગણોમાં સ્થાપ્યો. આથી દેવો તથા ઇન્દ્ર આદિએ તેને પ્રણામ કર્યા. ૧-૨૯

ગાણપત્યં ચ દૈત્યાય પ્રદદૌ ચાવરોપ્ય તમ્।
પ્રણેમુસ્તં સુરેન્દ્રાદ્યા ગાણપત્યે પ્રતિષ્ઠિતમ્॥૨૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'અંધક દૈત્યને ગાણપત્યપ્રદાન' નામનો ૯૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૪મો

# હિરણ્યાક્ષનો વધ તથા પૃથ્વીનો ઉદ્ધાર



ઋષય ઊચુઃ॥
કથમસ્ય પિતા દૈત્યો હિરણ્યાક્ષઃ સુદારુણઃ।
વિષ્ણુના સૂદિતો વિષ્ણુર્વારાહત્વં કથં ગતઃ॥૧॥

ઋષિઓ બોલ્યા: આ અંધકના પિતા હિરણ્યાક્ષ નામક વિકરાળ દૈત્યનો વિષ્ણુએ કઈ રીતે વધ કર્યો તથા શ્રીવિષ્ણુએ વારાહનું રૂપ કઈ રીતે ધારણ કર્યું, તથા તે વરાહની દંષ્ટ્રા મહેશ્વરનું ભૂષણ કઈ રીતે થઈ, આ સર્વ હે સૂત! આપ અમને વિસ્તારથી સંભળાવો.

સૂત બોલ્યા: પૂર્વે હિરણ્યકશિપુ નામનો એક દૈત્ય હતો. તેના ભાઇનું નામ હિરણ્યાક્ષ હતું. અસુરોના રાજા અંધકનો એ પિતા સાક્ષાત્ યમરાજ સમાન હતો.

એ દૈત્યરાજ હિરણ્યાક્ષે બધા દેવોને યુદ્ધમાં જીતી લીધા હતા તથા નીલકમળ જેમ કાંતિવાળી આ પૃથ્વીને બાંધી રસાતળમાં લઈ ગયો હતો તથા ત્યાં એને કારાગૃહમાં નાખી હતી. તેથી દેવોના મુખનું તેજ હણાઈ ગયું. હિરણ્યાક્ષે તેમને માર મારી ઘણું જ કષ્ટ આપી બંધનમાં નાખ્યા. આથી દેવો ત્રસ્ત થયા. બ્રહ્મા સાથે બધા દેવો, કરોડો દૈત્યોનો વિનાશ કરનાર પરાક્રમી શ્રીવિષ્ણુ પાસે ગયા તથા મસ્તક ઝુકાવી તેમને પ્રણામ કર્યા. ત્યાર પછી હિરણ્યાક્ષે ધરણીને બંધનમાં નાખી છે તથા પોતાને તે દૈત્યે ખૂબ જ દુઃખ આપ્યું છે આદિ બધું વૃત્તાન્ત દેવોએ વિસ્તારથી કહ્યું.

દૈત્યરાજ હિરણ્યાક્ષે પૃથ્વીને બંદીવાન બનાવી છે આ વાત જાણી, લિંગના ઉદ્ભવ વખતે બ્રહ્મા સાથે થયેલ વિવાદનું શમન કરવા અર્થે ભગવાન શિવે વિરાટ લિંગનું સ્વરૂપ ધારણ કર્યું હતું તેવું વિશાળ યજ્ઞવરાહનું રૂપ શ્રીવિષ્ણુએ ધારણ કર્યું તથા ઘણા દૈત્યો સાથે મહા બળવાન દૈત્યેન્દ્ર હિરણ્યાક્ષને શ્રીવિષ્ણુએ દંષ્ટ્રાના અગ્ર ભાગ દ્વારા હણી નાખ્યો અને દેવો વિશે અનુરાગ વ્યક્ત કર્યો. યજ્ઞવરાહરૂપ શ્રીવિષ્ણુએ ત્યાર બાદ રસાતળમાં પ્રવેશ કર્યો તથા પૃથ્વીને બહાર લાવી પોતાના ખોળામાં સ્થાપના કરી. દેવો તેથી ખૂબ જ પ્રસન્ન થયા. દેવોના દેવ પિતામહ બ્રહ્મા હર્ષ સહિત ગદ્ગદિત થયેલ વાણીથી ઇન્દ્ર વગેરે દેવો સહિત યજ્ઞવરાહરૂપ વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યા:

શાશ્વત એવા સનાતનરૂપ ભગવાન વરાહને, દંષ્ટ્રાયુક્ત દેવ, દંડીને, નમસ્કાર છે; નારાયણ, સર્વ, બ્રહ્મ, પરમાત્મા, ધરાના કર્તા તથા એને ધારણ કરનાર દેવ, દેવોના શત્રુનો વધ કરનારાને નમસ્કાર છે. વિશ્વના કર્તા, સુરેન્દ્રાદિના અગ્રણી, બધાના શાસકને નમસ્કાર છે. હે પ્રભો! આપ પૃથ્વી વગેરે અષ્ટમૂર્તિ છો, આપ આદિ તથા અંતથી રહિત છો. બધા દેવોમાં આદિ દેવ છો, અનંત છો. આ સકળ સૃષ્ટિની રચના આપે કરી છે. હે સુરેશ! બધા લોકોના હે સ્વામી! હે યજ્ઞવરાહ! સર્વવ્યાપી તથા પરાક્રમી હે શ્રીવિષ્ણુ! આપ પ્રસન્ન થાઓ. આપે દંષ્ટ્રાના અગ્રભાગ દ્વારા અસંખ્ય દૈત્યોને તેમના પુત્ર અને ભૃત્યો સાથે ક્ષણવારમાં યમધામમાં મોકલ્યા છે. ધરાને ધારણ કરનાર પર્વતની જેમ વિશાળ કાયાવાળા ધરાના ઈશ હે દેવ! આપે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો છે. ચંદ્ર જેવા મુખવાળા હે પ્રભો! દેવો, દૈત્યો, સમુદ્રો, પર્વતો તથા બધા મનુષ્યોના આપ વંદનીય છો. દેવોના હે સ્વામી! હે વિભો! અસુરો ઉપર સુરોને આપે જ વિજય અપાવ્યો છે; શ્રીવિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલ વાગ્દેવતારૂપી સરસ્વતી યુક્ત બ્રહ્માને તમે જ વર આપેલ છે. હે દેવ! આપ પ્રસન્ન થાઓ. આપના દેહ પરનાં રોમમાં બધા દેવોનો નિવાસ છે. આપની બંને આંખોમાં સૂર્ય તથા ચંદ્ર રહેલ છે. રસાતળમાં ગયેલ પૃથ્વી આપના પગમાં રહેલ છે તથા સકળ તારાગણ

આપના પૃષ્ઠભાગમાં રહેલ છે. હે ભગવન્! પૃથ્વી જ્યારે રસાતળમાં ગઈ હતી તે સમયે આપે જ વિશ્વના હિત અર્થે એ અબળા વસુંધરાનો ઉદ્ધાર કર્યો. હે જગદ્ગુરો! વસુંધરારૂપી બધું વસુ-ધન આપનું જ છે અને એ વસુ આપે જ ધારણ કરેલું છે.

આ મુજબ વાક્પતિ સમાન પ્રજાપતિ બ્રહ્માએ દેવોની સાથે વરાહરૂપ ભગવાન શ્રીવિષ્ણુને પ્રણામ કરી અનેક સુંદર સ્રોતોથી તેમની સ્તુતિ કરી તથા હરિના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલ શરીરધારી બ્રહ્માએ સ્વયં શ્રીહરિના મુખમાંથી વિવિધ જાતનાં વર મેળવ્યાં.

વરાહરૂપધારી શ્રીવિષ્ણુએ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો તે સમયે સ્તુતિ કરનાર દેવો અને મુનિઓએ ચક્રધર ભગવાન સમક્ષ પોતાનું માથું પૃથ્વી પર રાખી તેઓ પૃથ્વીને કહેવા લાગ્યા કે, 'હે ભાગ્યશાલિની ભૂમિ! અનાયાસે કાર્ય કરનાર કૃષ્ણે એટલે કે સો હસ્તવાળા આ યજ્ઞવરાહે જ તમારો ઉદ્ધાર કર્યો છે. હે પૃથ્વી! હે ધરણી! તમે બધા પ્રકારનાં દ્રવ્ય દ્વારા પરિપૂર્ણ છો; તમારામાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, આથી તમે ભૂમિ છો. હે અવિનાશી પૃથ્વી! તમે તાજા વિયાયેલ વાછરડા સાથે ધેનુરૂપ છો. તમે લોકોને ધારણ કરનાર છો; મુત્તિકારૂપી હે પૃથ્વી! મારાં પાપનો નાશ કરો. કમળ સમાન નેત્રવાળાં હે પૃથ્વી! હે વરદા! અમે મન, વાણી તથા કર્મથી કરેલ પાપનો તમે વિનાશ કરો છો તેથી આપની કૃપા દ્વારા અમે જીવીએ છીએ.

દેવોએ પૃથ્વીને આ પ્રમાણે કહ્યું ત્યારે પૃથ્વી તેમને કહેવા લાગી: હે દેવો! વરાહે દંષ્ટ્રા દ્વારા ખોદાયેલ પૃથ્વી ઉપરની મૃત્તિકાને જે મનુષ્ય પોતાના અધિકાર મુજબ વૈદિક અને પૌરાણિક મંત્ર દ્વારા મસ્તક ઉપર ધારણ કરે છે તે બધા પાપથી મુક્ત બને છે. તે મનુષ્ય આયુષ્યમાન, બળવાન, ધન તથા પુત્ર-પૌત્રથી યુક્ત બનીને સ્વર્ગમાં દેવો સહિત આનંદને ભોગવે છે.

ભગવાન શ્રીવિષ્ણુ વરાહરૂપનો ત્યાગ કરીને ક્ષીરસાગરમાં પ્રવેશ્યા.વરાહની દંષ્ટ્રાના ભાર દ્વારા પીડાયેલ પૃથ્વી મુક્ત થયા પછી ફરી ડોલવા લાગી. જગતસ્વામી શિવ ભુવનનું કૌતુક નિહાળતા વિચરતા હતા તે સમયે તેમણે વરાહની દંષ્ટ્રા રસ્તામાં જોઈ. તે લઈ તેમણે દાઢીના છેડાથી વિશાળ છાતી સામે ભૂષણરૂપે લીલા માત્રથી ધારણ કરી તે સમયે પૃથ્વી સ્થિર થઈ ગઈ. દંષ્ટ્રા ધારણ કરવારૂપી મહાદેવનો વૈભવ જોઈ ઇન્દ્ર સહિત બધા દેવો તેમની સ્તુતિ કરવા લાગ્યા.

મહાપ્રલયકાળે શ્રીવિષ્ણુ, બ્રહ્મા અને બધા દેવોનાં કલેવર જોઈ ભક્ત પરની વત્સલતાને કારણે સર્વવ્યાપી ભગવાન શંકર વરાહની દંષ્ટ્રાને ધારણ ન કરે તો વરાહરૂપી શ્રીવિષ્ણુ, બ્રહ્મા વગેરે દેવોની મુક્તિ ક્યારેય ન થાય! આથી ભક્તવત્સલ મહેશ્વર દંષ્ટ્રી એટલે કે વરાહદંષ્ટ્રાથી યુક્ત છે. ૧-૩૨

**કથં વિમુક્તિર્વિપ્રાણાં તસ્માદંષ્ટ્રી મહેશ્વરઃ ॥૩૨॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*

***'હિરણ્યાક્ષનો વધ તથા પૃથ્વીનો ઉદ્ધાર' નામનો ૯૪મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૯૫મો

# હિરણ્યકશિપુનો વધ અને નૃસિંહચરિત



ઋષય ઊચુઃ ॥

નૃસિંહેન હતઃ પૂર્વં હિરણ્યાક્ષાગ્રજઃ શ્રુતમ્।
કથં નિષૂદિતસ્તેન હિરણ્યકશિપુર્વદ॥૧॥

ઋષિઓ બોલ્યા: પૂર્વે હિરણ્યાક્ષ દૈત્યોના જ્યેષ્ઠ ભ્રાતા હિરણ્યકશિપુનો નૃસિંહે વધ કર્યો હતો એમ સાંભળ્યું છે. હે સૂત! નૃસિંહે તેને કઈ રીતે મારી નાખ્યો તે વિશે આપ અમને જણાવો.

સૂત બોલ્યા: હિરણ્યકશિપુને એક પ્રહ્લાદ નામથી પ્રખ્યાત પુત્ર હતો. તે મહાજ્ઞાની, તપસ્વી, સત્યનિષ્ઠ તથા ધર્મજ્ઞ હતો. તે જન્મ્યો તે સમયથી સૃષ્ટિની સ્થિતિ તથા સંહારના કારણરૂપ, સર્વજ્ઞ, બ્રહ્માના સ્વામી, સર્વવ્યાપી, દૈતોના ઈશ, બધા દેવોના ઉત્પત્તિસ્થાનરૂપ, અવિનાશી, આદિપુરુષ, પરબ્રહ્મ-પરમાત્મા એવા ભગવાન શ્રીવિષ્ણુની ભક્તિથી આરાધના કરતો હતો. દેવોના શત્રુ તથા પાપી હિરણ્યકશિપુ પોતાના પુત્ર પ્રહ્લાદને, ભગવાન શ્રીવિષ્ણુની એકાગ્ર ચિત્ત દ્વારા ભક્તિ કરતા નિહાળી અને **'નમો નારાયણાય'** – **'ગોવિન્દાય નમઃ'** એમ વારંવાર સ્તુતિ કરતો સાંભળીને ઘણો ક્રોધિત થઈ કહેવા લાગ્યો કે, 'હે દુષ્ટબુદ્ધિ! ઋષિઓ તથા દેવોના દુઃખના કારણરૂપ તથા બધા દૈત્યો અને દેવોના સ્વામી એવા મને તું જાણતો નથી? હે દુષ્ટ પુત્ર! હે પ્રહ્લાદ! મારી સામે શ્રીવિષ્ણુ વળી કોણ છે? બ્રહ્મા, ઇન્દ્ર, વરુણ, વાયુ, સોમ, ઇશાન તથા અગ્નિ – આમાંથી મારા જેવું કોણ છે? તું 'નારાયણ નારાયણ, ગોવિંદ ગોવિંદ' બોલવાનું ત્યજી દે! તું એને ભૂલી જા! તથા ભક્તિભાવ દ્વારા મારી જ પૂજા કર! અરે પ્રહ્લાદ! જો તારે જીવિત રહેવું હોય તો મારું કહેવું સાંભળ. એ નારાયણને ભૂલી જા! હવે પછી આ પ્રમાણે બોલીશ નહીં!'

હિરણ્યકશિપુના મહાજ્ઞાની પુત્ર પ્રહ્લાદે પિતાનાં આ વચન સાંભળ્યાં, તેમ છતાં તે તો વિષ્ણુનું ધ્યાન જ કર્યા કરતો તથા દૈત્યોના બધા કુમારોને **'નમો નારાયણાય'** બોલવાનું શીખવતો; અને દેવર્ષિ નારદે ઉપદેશ આપ્યા મુજબ તેમને શુદ્ધ બ્રહ્મવિદ્યાની શિક્ષા આપ્યા કરતો.*

ઇન્દ્ર વગેરે દેવો પણ જેની આજ્ઞા ઉલ્લંઘી શકતા નથી એવો હિરણ્યકશિપુ પોતે પોતાના પુત્રને આજ્ઞાનું ઉલ્લંઘન કરતો જોઈ ક્રોધયુક્ત દાનવોને કહેવા લાગ્યો: 'હે દાનવો! આ મારો પુત્ર પ્રહ્લાદ દુષ્ટ બુદ્ધિયુક્ત થઈ મારી આજ્ઞા માનતો નથી. આથી આ મારા દુષ્ટ કુપુત્રને તમે ગમે તે ઉપાય દ્વારા હણી નાખો.'

દુષ્ટાત્મા હિરણ્યકશિપુના કહેવાને કારણે દેવેન્દ્ર વિષ્ણુસેવક સમાન અવિનાશી પ્રહ્લાદને હણવા માટે એ દૈત્યો અનેકવિધ ઉપાયો અજમાવવા લાગ્યા. દૈત્યોએ પ્રહ્લાદને મારવા માટે અનેક ઉપાય કર્યા તો પણ હે ઋષિઓ! ભગવાન શ્રીવિષ્ણુના પ્રભાવને કારણે તેઓ પ્રહ્લાદને મારી શક્યા નહીં.

* નારદે કહેલ આ કથા ભાગવતના સાતમા સ્કંધમાં વિસ્તારથી આપેલી છે.

હિરણ્યકશિપુ ઘણો જ અભિમાની થયો હતો. આથી તેના અભિમાનનો ભંગ અને તેનો સર્વનાશ કરવા અર્થે ભગવાન શ્રીવિષ્ણુ નૃસિંહ સ્વરૂપ ધારણ કરી પ્રકટ્યા. પ્રહ્‌લાદ સામે જોઈ તેમણે દાનવોમાં અધમ હિરણ્યકશિપુને પોતાના તીક્ષ્ણ ન્હોરથી તે જ સમયે તેના બાંધવો સાથે હણી નાખ્યો; ત્યાર પછી તેઓ અન્ય પ્રલયાગ્નિની જેમ તેને દગ્ધ કરવા લાગ્યા. ભગવાન નૃસિંહની વિકરાળ ગર્જનાને કારણે આખું વિશ્વ સાથે બ્રહ્મલોક સુધીના બધા લોકો કંપવા લાગ્યા. તે સમયે હરિ, બ્રહ્મા, ઇન્દ્ર વગેરે દેવો, દાનવો, ઉગ્ર સર્પો, સિદ્ધગણો તથા સાધ્યો ધૈર્ય તથા બળ ધારણ કરી ઊભેલા હતા, પણ હિરણ્યકશિપુ અસુરને હણાયેલ જોઈ તેઓ પોતાના પ્રાણોનું રક્ષણ કરવા અર્થે બધી દિશાઓમાં નાસવા લાગ્યા. આથી બધી દિશાઓમાં હાથ તથા પગવાળા; સોમ, સૂર્ય તથા અગ્નિરૂપ હજારો આંખોવાળાં, હજારો સ્વરૂપોવાળા ભગવાન નૃસિંહ સકળ જગતમાં વ્યાપ્ત બની રહ્યા. લોકાલોક અચળ એટલે કે મર્યાદા પર્વત પર તે સમયે રહેલ બ્રહ્મા, સાધ્યગણ, યમ તથા મરુદ્‌ગણ વગેરે બધા દેવો ભગવાનની આરાધના કરવા લાગ્યા.

હે દેવ! આપ બધા તત્ત્વોમાં ઉત્તમ એવા બ્રહ્મરૂપ છો; બધી જ્યોતિઓમાં ઉત્તમ જ્યોતિરૂપ પરમાત્મા છો; સમસ્ત વિશ્વ આપનામાં રહેલ છે. આથી જગતમય છો. સ્થૂળ, સૂક્ષ્મ તથા અતિસૂક્ષ્મ પવિત્ર શબ્દબ્રહ્મમય છો, વાણી દ્વારા પર છો એટલે કે વાણી આપના ગુણોના વૈભવનું વર્ણન કરવામાં અસમર્થ છે. આપને કોઈ પણ આલંબનની અપેક્ષા નથી. આથી નિરાલંબ છો. રાગદ્વેષ વગેરે સુખ-દુઃખાદિ દ્વંદ્વો દ્વારા રહિત હોવાને કારણે આપ નિર્દ્વંદ્વ છો. ભયથી રહિત હોવાને કારણે આપ નિરુપપ્લવ છો. આપ યજ્ઞભોક્તા; યજ્ઞસ્વરૂપ છો, યજ્ઞ કરનારાઓને પવિત્ર ફળ આપનાર છો. વિશ્વના કલ્યાણ અર્થે આપે મત્સ્ય, કૂર્મ અને વરાહ રૂપ ધારણ કર્યું છે. આ સમયે નૃસિંહરૂપ ધારણ કરી રહેલ છો. દેવોની રક્ષા અર્થે આપે દિતિના પુત્ર હિરણ્યકશિપુ દૈત્યનો વધ કર્યો છે. ભૃગુ ઋષિના શાપને સત્યસ્વરૂપ કરવા આપે લીલા દ્વારા આ અવતાર લીધો છે; આપના દ્વારા અલગ બીજું કાંઈ પણ દેખાતું નથી. ચર અને અચર બધું કાંઈ આપ જ છો. આપ બધે વ્યાપક તથા પરાક્રમી વિષ્ણુ છો; આપ રુદ્ર છો; આપ જ પિતામહ બ્રહ્મા છો; આપ જ સૃષ્ટિના આદિ છો; આપ અંત છો; સર્વવ્યાપી હે વિભુ! અમે આપનું જ સ્વરૂપ છીએ; આખું વિશ્વ એ આપનું જ સ્વરૂપ છે, વિશ્વ આપનાથી અલગ નથી; આથી આપ જગતરૂપ છો. હે ભગવાન! સર્વ શક્તિશાળી હે પ્રભો! વધારે તો શું કહેવું? આપની માયા દ્વારા આપ ઘણાં રૂપ ધારણ કરી રહેલ છો; આપના જેવા ફક્ત આપ જ છો. આથી આપ અદ્વિતીય છો; આપના જેવું બીજું કોઈ તત્ત્વ નથી. અમે આપની શી સ્તુતિ કરીએ! આપ આપના સ્વરૂપ દ્વારા પ્રકાશિત છો. દેવોના હે દેવ! પશુઓના અધિપતિ હે મૃગાધિપ! દરેક રીતની વિવિધ સ્તુતિઓના ભાવથી આપની સ્તુતિ કરીને પણ ઋષિઓ, આપના નૃસિંહ સ્વરૂપને જોઈ શાંતિ પામી શકતા નથી.

ભગવાન નૃસિંહની આ સ્તુતિનો ભક્તિથી પાઠ કરનાર અને અર્થનું ચિંતન કરનાર, કે આ સ્તુતિ સર્વજનોને સંભળાવનારો મનુષ્ય વિષ્ણુલોકમાં આદર પામી શકે છે.

બ્રહ્મા અને ઇન્દ્ર સાથે બધા દેવોએ ભગવાન નૃસિંહની સ્તુતિ કર્યા છતાં તેમનો ક્રોધ શાંત થયો નહીં તેથી ઇન્દ્રાદિ દેવો અને બ્રહ્માએ શિવનું ધ્યાન કર્યું તથા તેમની સ્તુતિ કરી. ભગવાન નૃસિંહનું બધું વૃત્તાન્ત

મન દ્વારા તેમને જણાવ્યું તથા ત્યાર પછી બ્રહ્મા અને ઇન્દ્ર આદિ દેવો પાર્વતી સાથે ક્રીડા કરી રહેલ ભગવાન શંકર પાસે મંદરાચલ પર ગયા તથા ગદ્‌ગદિત થઈ ભગવાન શિવને દંડવત્ નમસ્કાર કરી તેમની સ્તુતિ કરવા લાગ્યા :

બ્રહ્મા બોલ્યા : કાળના પણ કાળરૂપ હે ભગવાન સદાશિવ! આપને, આપના ક્રોધને, શિવને, રુદ્રને, શંકરને મોક્ષરૂપી આપને, પ્રણામ છે. બધા પ્રાણીઓને આપ ઉગ્ર એટલે કે ભયંકર લાગો છો. આપ બધાના નિયંતા છો. આપ શંકર એટલેકે સુખરૂપ છો. આપના ભદ્ર રૂપને, શમ એટલે કે કલ્યાણ કરનાર શર્વને, દુઃખોનો વિનાશ કરનાર આપને, સુખ આપનાર આપ મયસ્કરને, જગતને, વિષ્ણુને, પરબ્રહ્મને, બધાનો અંત કરનાર ભગવાન અંતકને, ઉમાપતિને, હિરણ્યમય બાહુવાળા ભગવાન હિરણ્યબાહુને, હિરણ્યસ્વામીને, શર્વને, સર્વ રૂપને, પુરુષને પ્રણામ છે. સત્ અને અસત્ રૂપરહિત, મહત્તત્ત્વના કારણરૂપ; નિત્યને, વિશ્વરૂપને, ઉત્પન્ન થનારાને, ઉત્પન્ન થયેલાને એટલે કે એવા અનેક સ્વરૂપવાળાને, ઐશ્વર્યશાળી દેવને પ્રણામ છે.

રુદ્ર, નીલરુદ્ર અને કદ્રુદ્ર આદિરૂપવાળા દેવને, પ્રચેતાને, કાળને, કાળરૂપને, કાળના અંગનો વિનાશ કરનારને, બધે વૃષ્ટિ કરનાર મીઢુષ્મ દેવને, શ્વેત કંઠવાળા શિતિકંઠને, પૂજ્યને, દેવોના શત્રુઓનો વિનાશ કરનાર આપને, પ્રણવરૂપ આપને, આપના કારણે શોભતા પ્રણવને, બધાના તારણરૂપ આપને, હરિકેશને, શંભુને, પરમાત્માને , દેવોનું કલ્યાણ કરનારને, પ્રાણીઓનું કલ્યાણ કરનારને, હૈમવતી ઉમાપતિ શંભુને પ્રણામ છે. રુદ્રરૂપ મન્યુને, જટાજૂટ ધારણ કરનાર ભગવાન કપર્દીને, હે કાલ કંઠ! આપને, હિરણ્યને, મહેશને, શ્રીકંઠને પ્રણામ છે.

ભસ્મલેપન કરેલા દેહવાળા દેવને, દંડમુંડીશ્વર અવતારધારી શંકરને, હ્રસ્વ તથા દીર્ઘ શરીરવાળા મહાદેવને, વામનને, ઉગ્ર ત્રિશૂળને ધારણ કરનારને, ઉગ્રને, ઘોરને, ભયંકર એવા ભીમરૂપને, ભયંકર કર્મ કરનાર ભીમકર્મ કરવામાં તલ્લીન રહેનારને, અગ્રેસર રહી દૃષ્ટિમાત્ર દ્વારા દુષ્ટોને હણનારા અગ્રેવધને, દૂર દેશમાં રહી વધ કરનારા દૂરેવધ દેવને પ્રણામ છે. ધનુષને ધારણ કરનાર ધન્વીને; શૂલ, ગદા, હળ, ચક્ર તથા કવચને ધારણ કરનારને, દૈત્યોના કાર્યનો વિનાશ કરનાર ભગવાન શિવને, મંત્રરૂપ દેવને, સત્ એટલે કે બ્રહ્મને પ્રાપ્ત કરાવનાર સદ્યરૂપને, સદ્યોજાત એટલે કે તરત અવતાર ધારણ કરનારને પ્રણામ છે. વામ સંજ્ઞાવાળા મંત્રરૂપને, વામ અર્થાત્ સુંદર રૂપવાળા વામરૂપને, સુંદર નેત્રવાળા વામ નેત્રને, અઘોર સંજ્ઞાવાળા મંત્રરૂપને, વિકટને, વિશાળ વિકટ શરીરવાળાને પ્રણામ છે. પુરુષરૂપને, ઉત્તમ પુરુષરૂપ એટલે કે પુરુષૈક-તત્પુરુષને, પુરુષાર્થ આપનાર દેવને, પતિને, પરમ એટલે વ્યોમ જેવા ચિદાકાશ એટલે કે બ્રહ્મપદ સ્થિતિ કરનાર પરમેષ્ઠી, ઇશાન સંજ્ઞાવાળા મંત્રરૂપને, હે ઈશ્વર! આપને પ્રણામ છે, પ્રણામ છે.

બ્રહ્માને, બ્રહ્મરૂપને, સગુણ શિવરૂપ સાક્ષાત્ શિવને નમસ્કાર છે.

(હવે દેવો ભગવાન શિવને પોતાનું કાર્ય જણાવે છે.)

હે ભગવન! સર્વરૂપ એવા સમર્થ શ્રીવિષ્ણુએ નૃસિંહનું રૂપ ધારણ કરી ઘણા દૈત્યરાજાઓ સાથે હિરણ્યકશિપુને પોતાના તીક્ષ્ણ નહોરોથી વિશ્વના હિત અર્થે હણી નાખ્યો. નૃસિંહ સ્વરૂપે તેઓ આખા

વિશ્વને પીડા આપી રહ્યા છે, આથી આ વિષયમાં જે કાંઈ કાર્ય કરવાનું આપને યોગ્ય લાગે તે હે દેવેશ! આપ હમણાં કરો. બધા દુષ્ટો માટે આપ ઉગ્રકર્મ કરનાર છો, આપ બધાના નિયંતા છો, આપ અમારું કલ્યાણ કરનાર છો. કાલકૂટ નામના વિષને પણ આપ ભક્ષણ કરો છો આથી આપ અમારું રક્ષણ કરો. અમે આપના શરણે આવેલ છીએ, હે પ્રભો! આપ અમને બચાવો. હે વિશ્વેશ! આપનું ચરિત્ર પવિત્ર છે. અમે તો ફક્ત આપની ક્રીડા છીએ, અમારા જન્મ-મરણ આપના નેત્રના પલકારામાત્રથી થાય છે. અમારા પ્રલય-ઉદયના આપ કારણરૂપ છે. નિમેષરૂપ પ્રલય આપના વિશે પ્રાદુર્ભાવ પામી શકતો નથી. આથી હે શિવ! આપનો વિનાશ નથી. હે દેવ! અમાપ તેજવાળા નૃસિંહસ્વરૂપથી અમે ઘણા ભય પામેલ છીએ. આથી બધા લોકોના હિત અર્થે આપ તેનો સંહાર કરો.

સૂત બોલ્યા: ભગવાન શિવની દેવોએ આ મુજબ સ્તુતિ કરી. આથી તેમને અભયવચન આપ્યું તથા હસીને કહ્યું: 'હું તેનો વધ કરીશ.' તેથી દેવો સંતોષ પામ્યા. બ્રહ્મા અને દેવો મહેશ્વરને નમસ્કાર કરી યોગ્ય સ્થાને ગયા. પછી મહાદેવે 'શરભ'* નામના પ્રાણીનું રૂપ લીધું. એ પ્રાણી ઊભું થયું તથા મૃગરૂપી અસુરોનું ભક્ષણ કરનાર અભિમાની નૃસિંહ પાસે ગયું તથા તે જ સમયે નૃસિંહના પ્રાણોને હરી લીધા; ત્યારે શરભરૂપધારી રુદ્રનું દેવોએ અભિવાદન કરી તેમની પ્રાર્થના કરી તથા શરભ ત્યાંથી અંતર્ધાન થઈ ગયું. શરભના ગયા બાદ વિષ્ણુએ સિંહસ્વરૂપમાંથી નરરૂપ ધારણ કર્યું તથા તેઓ પણ પોતાના સ્થાને ગયા.

જે મનુષ્ય ભગવાન શિવના આ શુદ્ધ સ્તોત્રરૂપ અધ્યાયનો પાઠ કરે છે અથવા કોઈને સંભળાવે છે તે રુદ્રલોકને પ્રાપ્ત થઈ રુદ્રની સાથે આનંદ પામે છે. ૧-૬૩

યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ સંસ્તવં શાર્વમુત્તમમ્।
રુદ્રલોકમનુપ્રાપ્ય રુદ્રેણ સહ મોદતે॥૬૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'હિરણ્યકશિપુનો વધ અને નૃસિંહચરિત' નામનો ૯૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૬મો

# નૃસિંહચરિત અને શરભનો પ્રાદુર્ભાવ



ઋષયઃ ઊચુઃ॥
કથં દેવો મહાદેવો વિશ્વસંહારકારકઃ।
શરભાખ્યં મહાઘોરં વિકૃતં રુપમાસ્થિતઃ॥૧॥

ઋષિઓ બોલ્યા: જગતનો સંહાર કરનાર શંકરે શરભનું મહાભયાનક વિકૃત સ્વરૂપ કઈ રીતે ધારણ કર્યું તથા તેમણે એટલે નૃસિંહે કયા કર્મ કર્યા તે બધું હે સૂત! આપ અમને વિસ્તારથી જણાવો.

* સિંહ કરતાં પણ વધુ શક્તિશાળી આ શરભ નામનું પ્રાણી હિમાલયમાં વસવાટ કરતું હોવાનું માનવામાં આવે છે.

સૂત બોલ્યા: દેવો ભય પામી શિવ પાસે ગયા ત્યારે કૃપાના ધામરૂપ શંકરે તેમને અભયવચન આપી સહાયક થવા વિચાર કર્યો તથા તેઓ નૃસિંહ નામના તેજનો વધ કરવા માટે સજ્જ બન્યા. આથી રુદ્રે મહાશક્તિશાળી વીરભદ્રનું સ્મરણ કર્યું. મહાપ્રલયકારી તથા પોતાના જ ભયંકર એવા ભૈરવરૂપવાળો તથા ગણોનો અધિપતિ, પોતાના અંશરૂપ વીરભદ્ર હસતો હસતો તે સ્થળે તરત આવી પહોંચ્યો. નૃસિંહરૂપધારી ખૂબ જ ઉગ્ર એવા પોતાના ગણોથી એ વીરભદ્ર વીંટળાયેલો હતો. એ ગણો અટ્ટહાસ તથા હર્ષથી નાચતા હતા. આજુબાજુ કૂદતા-ઊછળતા હતા. એ વીરગણો બ્રહ્મા વગેરે દેવો સહિત જેમ કંદુકથી ક્રીડા કરતા હોય તેમ જણાતા હતા. બીજા કોઇએ એ ગણોને પૂર્વે ક્યારેય નિહાળ્યા ન હતા. આવા ગણોથી વીંટળાયેલ તથા વીરોથી વંદન પામેલ, પ્રલયકાળના વહ્નિની જ્વાળા જેવી કાંતિવાળો, ત્રણ આંખથી શોભતો, જટાજૂટમાં બાલચંદ્રને ધારણ કરેલ, અતિ તીક્ષ્ણ તથા શુભ્ર બે દંષ્ટ્રાવાળો, ઇન્દ્રધનુષના સમાન ભ્રમરવાળો, નીલમેઘ જેવા આકારવાળો, ભયંકર મૂછ તથા દાઢીવાળો, અપરાજિત હાથોથી વિવાદને શાંત કરી નાખનાર ત્રિશૂળને વારંવાર ઘુમાવતો, પોતાના પ્રચંડ હુંકાર દ્વારા દિશાઓને બધિર કરનારો તથા વીરશક્તિને પ્રકાશમાન કરતો ભગવાન શિવનો વીરભદ્ર નામક ગણ મહાદેવ પાસે ઉપસ્થિત થયો તથા પોતાને કયા કારણથી યાદ કર્યો છે એમ પૂછવા લાગ્યો; વળી વધુમાં કહેવા લાગ્યો કે, 'વિશ્વના સ્વામી હે ભગવન્! આજ્ઞા કરો! મારે શું કરવાનું છે તે કૃપા કરી મને કહો!'

ભગવાન શિવ બોલ્યા: હે ભૈરવ! હે વીરભદ્ર! હમણાં દેવોને પણ અકાળે ભય ઉત્પન્ન થયેલ છે. નૃસિંહ નામક ક્રોધાગ્નિ હમણાં પ્રજ્વલિત થયો છે, દુર્જય સમાન એ અગ્નિનું તું શમન કર. પ્રથમ એને સમજાવ તથા એનું શમન કર, આમ કરવાથી પણ જો તે શાંત ન થાય તો પછી એને મારા ભૈરવરૂપનાં દર્શન કરાવ. સૂક્ષ્મના સૂક્ષ્મ તેજથી તથા સ્થૂળના સ્થૂળ તેજ દ્વારા સંહાર કરી નાખ! હે વીરભદ્ર! તું એ નૃસિંહ પાસે જા તથા મારી આજ્ઞાથી તું એનું મુખ તથા ચર્મ લઈ આવ!

ગણાધ્યક્ષ વીરભદ્રને શંકરે આ મુજબ આજ્ઞા કરી ત્યારે તે ક્ષણવાર ઊભો રહ્યો તથા પછી જલદીથી તે નૃસિંહ પાસે જઈ પહોંચ્યો. હરરૂપ વીરભદ્ર નૃસિંહને સમજાવવા લાગ્યો. પિતા પોતાના ઔરસ પુત્રને બોધ આપે તે મુજબ સર્વસમર્થ વીરભદ્ર તેને કહેવા લાગ્યો:

વીરભદ્ર બોલ્યો: હે માધવ! હે ભગવન્! વિશ્વના હિત અર્થે આપે અવતાર ધારણ કર્યો છે. પરમેષ્ઠી બ્રહ્માએ વિશ્વનું પાલન કરવા અર્થે આપને નિયુક્ત કર્યા છે, મત્સ્યરૂપ ધારણ કરી આપે વેદોનો ઉદ્ધાર કર્યો તથા વિશ્વનું રક્ષણ કર્યું. મનુના વાહન સાથે પુચ્છથી બંધાઈ પૂર્વે આપે એકાર્ણવમાં ભ્રમણ કર્યું. કૂર્મરૂપ દ્વારા આપે પૃથ્વી ધારણ કરી તથા વરાહરૂપ ધારણ કરી રસાતલમાં ગયેલ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. વળી નૃસિંહનું રૂપ ધારણ કરી આપે હિરણ્યકશિપુનો હણ્યો.

વામનરૂપે બલિને ચતુરતાથી વચનબદ્ધ કર્યો. આપ અવિનાશી છો, સર્વથી શક્તિશાળી છો, આપ જ બધા પ્રાણીઓની ઉત્પત્તિના કારણરૂપ છો. વિશ્વને જ્યારે પણ કાંઈ દુ:ખ મળે છે ત્યારે આપ અવતાર ધારણ કરી તેમાંથી તેને મુક્ત કરો છો. વિશ્વનું કલ્યાણ કરવા હંમેશા તત્પર રહેનાર હે હરિ! આપનાથી ઉત્તમ કોઈ નહીં પણ આપના જેવા પણ બીજા કોઈ દેવ નથી. આપે જ વેદો અને ધર્મની સન્માર્ગમાં

સ્થાપના કરી છે; તથા તે અર્થે આ નૃસિંહ અવતાર ધારણ કરી હે કેશવ! હિરણ્યકશિપુને હણ્યો છે. હે ભગવાન! હે નૃસિંહ! આપનો દેહ ઘણો વિકરાળ છે. હે વિશ્વાત્મા! આપના એ ભયંકર રૂપને દૂર કરીને મારી સામે આપ સૌમ્ય રૂપવાળા બનો.

સૂત બોલ્યા: વીરભદ્રે શાંત વાણી દ્વારા નૃસિંહને આ મુજબ કહ્યું ત્યારે તે સાંભળી તેમનો મહાભયંકર ક્રોધ ભભૂકી ઊઠ્યો.

શ્રીનૃસિંહ બોલ્યા: તું જ્યાંથી આવ્યો છે ત્યાં પાછો જા! પ્રિય વચન બોલતો નહીં. હું અત્યારે આ ચરાચર વિશ્વનો સંહાર કરીશ. બીજું કાંઈ પણ પોતે અને અન્ય કોઈથી એનો સંહાર કરી શકે કે કરાવી શકે તેમ નથી, હું જ એને સંહારીશ. આખું વિશ્વ મારા દ્વારા જ શાસિત થાય છે, એનો બીજો કોઈ શાસક નથી. મારા જ પ્રભાવ દ્વારા આખું વિશ્વ મર્યાદા દ્વારા વર્તે છે, હું જ બધી શક્તિઓનો પ્રવર્તક તથા નિવર્તક છું; એટલે કે હું જ બધાની પ્રવૃત્તિ તથા નિવૃત્તિનું કારણ છું. આ લોક-પરલોકમાં ચેતન અને અચેતન સત્ત્વ, સંતતિ આદિ, ધન, પુણ્યકર્મ, વિદ્યા, તપ, શૌર્ય, ધૈર્ય, ઉદારતા, શમ-દમ વગેરે સદ્‌ગુણો, જ્ઞાન અને સમૃદ્ધિ આદિ ઐશ્વર્યથી યુક્ત જણાય છે; ઓજ, તેજ, વેગ, બળ, પૌરુષ, આકાર, દઢતા, ઉત્સાહ વગેરેથી ઘણું બળવાળું જણાય છે; શ્રી-શોભા, લક્ષ્મી, કાંતિ, સરસ્વતી, બુદ્ધિ, કીર્તિ તથા સ્ફૂર્તિમાન જણાય છે તે બધા હે ગણાધ્યક્ષ! પરમેશ્વરના એટલે મારા તેજના અંશ દ્વારા ઉત્પન્ન થયો છું. એ મારી શક્તિનો અંશ છે. એની ઉત્પત્તિનું કારણ હું છું. એ બધાને મારા તેજના અંશ દ્વારા ઉત્પન્ન થયેલા હોવાનું તું જાણ! પરમ તત્ત્વજ્ઞો જાણનાર દેવતાઓ મારા સામર્થ્યને ઓળખે છે. બ્રહ્મા તથા ઇન્દ્ર વગેરે દેવો મારા જ અંશરૂપ છે; તેઓ મારી શક્તિ દ્વારા યુક્ત છે.

પૂર્વે મારા નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા તથા તેમના લલાટમાંથી પ્રભુ વૃષભધ્વજ થયા છે. સ્રષ્ટા બ્રહ્મા રજોગુણ દ્વારા યુક્ત છે તથા રુદ્ર તમોગુણ દ્વારા યુક્ત છે. હું જ બધાનો નિયંતા છું, મારાથી ઉત્તમ બીજું કોઈ નથી. હું જગતમાં વ્યાપ્ત રહેલ છું, સ્વતંત્ર છું, બધાનો સર્જક તથા સંહારક છું, હું બધાનો શાસક પરમાત્મા છું, આ મારું ઉત્તમ તેજ છે; આ મારો પ્રભાવ છે; તેથી વધુ અન્ય કાંઈ સાંભળવું છે તારે? આથી મારું શરણ પ્રાપ્ત કરી તું શાંત બન તથા તારા સ્થાન પર હવે ચાલ્યો જા! તું મારા ઉત્તમ પ્રભાવને જાણ. હું કાળ છું; કાળના પણ વિનાશ માટેનું કારણ હું જ છું. લોકોનો સંહાર કરવા હું પ્રવૃત્ત થયેલ છું, હે વીરભદ્ર! તું મને મૃત્યુનું પણ મૃત્યુ હોવાનું સમજ. આ સર્વ દેવો મારી કૃપાથી જ જીવે છે.

સૂત બોલ્યા: અમાપ પરાક્રમી હરિનાં આ ગર્વિષ્ઠ વચન સાંભળી ક્રોધ દ્વારા ફફડતા હોઠવાળો વીરભદ્ર તુચ્છતાથી હસીને કહેવા લાગ્યો:

વીરભદ્ર બોલ્યો: અરે! શું તું જગતના સ્વામી, પિનાકી ભગવાન શિવને ઓળખતો નથી? તારો આ ફક્ત બકવાસ હવે તારો સર્વનાશ જ કરશે. કહે તો ખરો કે તારા કેટલા અવતારો હવે બાકી છે! હવે તારો કોઈ પણ અવતાર બાકી રહ્યો નથી! તારો આ છેલ્લો જ અવતાર છે તથા તે પણ હવે કથાના રૂપે જ રહેશે.

આ તારું પાપ જ છે કે તને આ દશા પ્રાપ્ત થઈ છે. સંહાર કરવા ચતુર ભગવાન મહેશ્વરથી હવે પળવારમાં તારો સંહાર થઈ જશે. તું પ્રકૃતિ છે; રુદ્ર પુરુષ છે. એમનું જ પરાક્રમ તારામાં રહેલ છે. પાંચ મુખી

પિતામહ બ્રહ્મા તારા નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલ છે તે પણ બરાબર છે! પૂર્વે સૃષ્ટિ ઉત્પન્ન કરવા કઠિન તપશ્ચર્યા કરતા નીલલોહિત ભગવાન શિવનું તેમણે પોતાના લલાટમાં ધ્યાન ધર્યું તથા સૃષ્ટિરચનાના કાર્યમાં તેને સહાય અર્થે ભગવાન મહેશ્વર તેમના લલાટ દ્વારા ઉત્પન્ન થયા; તે કોઈ દોષ નથી. એટલે કે શિવ માટે તે દૂષણરૂપ નથી.

હવે સાંભળ કે ભૈરવરૂપ ધારણ કરનાર મહા ભયંકર, દેવેન્દ્ર એ શિવનો–રુદ્રનો હું અંશ છું. વિનયથી તને સમજાવી અથવા તો બળથી તારો સંહાર કરવા ભગવાન શિવે મને નિયુક્ત કર્યો છે. ભગવાન શિવની કળા દ્વારા યુક્ત હોઈ તેં રાક્ષસ હિરણ્યકશિપુને ચીરી નાખ્યો છે. આથી તારામાં ગર્વએ પ્રવેશ કર્યો છે અને આથી મદથી છકી જઈ તું સ્વચ્છંદતાથી ગર્જી રહ્યો છે! વાત તો એ છે કે દુષ્ટ મનુષ્ય ઉપર ઉપકાર કરવામાં આવે તો તે ફક્ત અપકારનું જ કારણ બને છે; આથી દુષ્ટ મનુષ્ય ઉપર ઉપકાર કરવો જ નહીં.

હે સિંહ! મહેશ્વર સ્વયંભૂ છે એમ છતાં જો તું તેમને તારા પૌત્રરૂપે પુનર્ભૂ સમજતો હોય તો એમ જ માનવું પડે કે તું સ્રષ્ટા નથી, સંહારક નથી અને ક્યાંય પણ તું સ્વતંત્ર નથી. અરે કુંભાર ચાકડાને ફેરવે છે ત્યારે જ તે ફરે છે એમ ભગવાન પિનાકિની શક્તિ દ્વારા જ પ્રેરાઈ તું બધું કાંઈ કરે છે.

તેં કૂર્મરૂપ ધારણ કર્યું હતું ત્યારે પિનાકી ભગવાન શિવે તારું કપાલ હરહાર લતામાં નાખ્યું હતું એટલે ત્યાં તેની સ્થાપના કરી હતી અને આજે પણ તે કપાલ તે જગ્યાએ જ છે, આ વાત હે મૂર્ખ! તું હજુય કેમ જાણતો નથી!

વળી બીજું પણ સાંભળ! તેં વરાહરૂપ ધારણ કર્યું હતું ત્યારે તને મળેલ શાપને કારણે તારકાસુરના શત્રુ તથા શંકરના અંશરૂપ રુદ્રે તારી દંષ્ટ્રા પાડી નાખી હતી તે વખતે તને થયેલ પીડાને તું ભૂલી ગયો કે શું?

વિષ્વક્સેનનું રૂપ તે ધારણ કર્યું હતું તે સમયે શૂલના અગ્ર ભાગ દ્વારા રુદ્ર તને દગ્ધ કર્યો હતો તે યાદ છે? યજ્ઞરૂપ એવા તારા પુત્ર બ્રહ્માના માથાને દક્ષના યજ્ઞમાં મેં છેદી નાખ્યું હતું તથા તેનું એ પાંચમું માથું તમોગુણ રૂપે શિવે સાંધ્યું હતું અને આજે પણ એ શંકરના અંશરૂપ એ જ અવસ્થામાં રહેલ છે; આ શંકરનો જ પ્રતાપ છે.

દધીચ નામના ઋષિએ ફક્ત મસ્તક ખંજવાળીને જ મરુદ્ગણો સાથે યુદ્ધમાં તને જીત્યો હતો તે વાત તું કેમ વિસરી ગયો? હે ચક્રપાણિ! ભલે, અન્ય અવતારોમાં કરેલ તમારા કાર્યોનું વિસ્મરણ થાય! પણ જે વસ્તુ હંમેશા તમારા હાથમાં રહેલ હોય છે તેનું વિસ્મરણ થાય તે તો સર્વથા અયોગ્ય છે. તમે હાથમાં રાખી ફેરવો છો તે તમારું પ્રિય ચક્ર તમને કોના દ્વારા મળ્યું? કોણે ઉત્પન્ન કર્યું તે પણ તમે વિસરી ગયા! તમારા બધા લોકો મેં–ભૈરવે હરી લીધેલ છે.

તમે નિદ્રાને વશ થઈ ક્ષીરસાગરમાં સૂઓ છો તો પછી તમને પાલકમૂર્તિ કઈ રીતે કહેવાય? તમારાથી લઈ તૃણ સુધીનાં બધાં પ્રાણીઓમાં રુદ્રશક્તિ રહેલ છે. એ શક્તિને કારણે જ તમે શક્તિશાળી છો, અગ્નિરૂપ છો; પણ અજ્ઞાનને કારણે તમે એને તમારી સ્વતંત્ર શક્તિ હોવાનું સમજો છો. રુદ્રનું અપ્રતિમ તેજ નિહાળવા અર્થે અગ્નિ અને શ્રીવિષ્ણુ પણ સમર્થ નથી.

સ્થૂળ દૃષ્ટિવાળા એટલે દ્વૈતવાદીઓ શ્રીવિષ્ણુના દ્યુ, પૃથ્વી, ઇન્દ્ર, અગ્નિ, યમ તથા વરુણના સ્થાનને નિહાળે છે. ચંદ્ર દ્વારા બુધરૂપે ઉત્પન્ન થઈ તું પોતાને પરમાત્મા સમજે છે. મહેશ્વર કાળ છે, મહાકાળ છે, કાળના પણ કાળ છે. આથી શંકરના અંશ દ્વારા તું મરણ પામીશ. સ્થિરધન્વા એટલે મેરુરૂપ ધનુષવાળા, બધાનો ક્ષય કરનાર, જેના દ્વારા વધુ વીરત્વનો ગુણ બીજા કોઇમાં નથી. આથી અવીર, પરાક્રમી, સર્વવ્યાપક, સમર્થ, ભયંકર અને આથી જ જ્વર નામક રોગનો ઉપહાસ કરનાર, હિરણ્યમય એટલે કે સોનાના સમાન શરીરવાળા તથા આખા વિશ્વ ઉપર શાસન કરનાર તમે નથી તેમ બ્રહ્મા પણ નથી. આથી આ સર્વ વાતનો બરાબર વિચાર કરી તું પોતે સ્વયં જ પોતાના રૂપને દૂર કર. જો તું તેમ ન કરશે તો મહાભૈરવરૂપ એટલે કે ખૂબ જ વિકરાળ રુદ્રના ક્રોધ દ્વારા ઉત્પન્ન થયેલા વજ્ર જેવા શરભરૂપ મૃત્યુ તારા પર હમણાં જ ત્રાટકશે.

સૂત બોલ્યા: વીરભદ્રે નૃસિંહને આ પ્રમાણે કહ્યું. આથી નૃસિંહ ક્રોધથી સળગી ઊઠ્યા. તેમણે ગર્જના કરી તથા વીરભદ્રને પકડવા તેના ઉપર ત્વરાથી ઝાપટ મારી. આ જ વખતે સામા પક્ષવાળાને ભય ઉપજાવનાર તથા કોઇથી પણ પરાભવ ન કરી શકાય એવું શંકરનું નભવ્યાપી મહાભયંકર તેજ ઉત્પન્ન થયું તથા વીરભદ્રનું સાચું રૂપ તે જ વખતે પ્રકટ થઈ દેખાવા લાગ્યું. એ તેજ તો અદ્‌ભુત અને અનુપમ જ હતું. તેને સુવર્ણ, ચંદ્ર, અગ્નિ અથવા વીજળીના તેજની ઉપમા તો આપી શકાય જ નહીં. તે તેજ બધા તેજોના કરતાં ઉત્તમ હતું. બધા તેજ અવ્યક્ત શંકરના તેજમાં વિલીન થઈ ગયા બાદ મહાતેજરૂપ શિવ વ્યક્ત થયા. શરભ તથા નૃસિંહના સ્પષ્ટ રૂપ દેખાવા લાગ્યાં. શરભ એ મૃગના એટલે પશુના આકારમાં પક્ષીરૂપે હોવાને કારણે મૃગપક્ષી હતું. વિકૃત આકૃતિવાળું એ વિકરાળ પ્રાણી શિવ જેવું હતું. શરભના રૂપમાં રહેલ પરમેશ્વર શિવ સંહારક એવા પ્રલયકાળના રૂપ દ્વારા બધા દેવોના દેખતાં પ્રકટ થયા. તે વખતે દેવોએ 'જય થાઓ, જય થાઓ!' આવો મંગલ ધ્વનિ કર્યો. હજાર હસ્તવાળા, જટાધારી, માથા પર અર્ધચંદ્રને ધારણ કરેલ શિવે ભયંકર શરભરૂપ ધારણ કર્યું હતું. હે ઋષિઓ! એ શરભ મૃગનું એટલે કે પશુનું અર્ધું શરીર પક્ષીનું હતું. એ પાંખ અને ચાંચ દ્વારા યુક્ત હતું. એના વિશાળ દાંત તથા વજ્ર જેવા આયુધરૂપ નખ ઘણા જ તીક્ષ્ણ હતા. એનો કંઠ કૃષ્ણ વર્ણનો હતો. એના હાથ દીર્ઘ હતા. ચાર પગવાળું એ પ્રાણી અગ્નિ દ્વારા ઉત્પન્ન થયેલ હતું. યુગનો અંત કરવા ઉદ્યત થયેલ મેઘના સમાન ભયંકર તથા ગંભીર ગર્જના કરતું હતું. પ્રલયકાળના અગ્નિ જેમ ક્રોધ દ્વારા એક સાથે ભડભડી ઊઠેલ હોય તેમ અગ્નિ ઝરતી ત્રણ આંખ અને દંષ્ટ્રા તથા હોઠ દ્વારા યુક્ત શરભ રૂપધારી હર હરિની સામે એટલે કે નૃસિંહ સામે હુંકાર કરતા હતા. એ શરભને જોઇને જ હરિનું બળ તથા પરાક્રમ હણાઈ ગયાં તથા હરરૂપ સહસ્ર કિરણવાળા સહસ્રાંશુ સૂર્ય સામે એ હરિરૂપ નૃસિંહ આગિયા જેવા દેખાવા લાગ્યા. મૃગ-પક્ષીરૂપ શરભે પોતાની પાંખો દ્વારા નૃસિંહને ઘૂમરીઓ ખવડાવી તથા તેમનું નાભિસ્થળ ચીરી નાખ્યું. પોતાના પુચ્છ દ્વારા તેમના પગ બાંધ્યા, હાથોથી હાથો બાંધ્યા તથા તેની છાતી વીંધી નાખી.

ત્યાર પછી શરભરૂપ હર એટલે કે શિવે હરિને પોતાના હાથોથી પકડ્યા તથા ગરુડ સર્પને પોતાના પંજામાં લઈ ઊડે તથા તેને વારંવાર નીચે ફેંકે, ફરી પકડે તથા ફરી ફેંકે તેમ નૃસિંહરૂપ હરિને શિવે વારંવાર

ઊંચકીને પછાડ્યા. પાંખોના પ્રહાર દ્વારા મૂર્છિત થયેલા શ્રીવિષ્ણુને પકડી શરભ પક્ષીરૂપ હર દેવો અને મહર્ષિઓ સહિત નભમાં ગયા. નૃસિંહ તથા જગતના શાસક વૃષભધ્વજ શરભની પાછળ-પાછળ સર્વ દેવો ચાલ્યા તથા 'નમસ્કાર છે, નમસ્કાર છે!' એવાં વચનો બોલી પ્રાર્થના કરવા લાગ્યા.

શરભરૂપ હર હરિને લઈ જતા હતા તે સમયે પરવશ થયેલ હરિનું મુખ ઊતરી ગયું. દીન મુખધારી હરિ હસ્ત જોડી લલિત અક્ષરોવાળાં ૧૦૮ નામ દ્વારા શંકરની સ્તુતિ કરવા લાગ્યા.

શ્રી નૃસિંહ બોલ્યા: રુદ્રને,[×] વિશ્વનો સંહાર કરનાર શર્વને, વિશ્વનો કોળિયો કરનાર મહાગ્રાસને, જગદ્વ્યાપક શ્રીવિષ્ણુને, ક્રોધિત એવા ઉગ્રને, જેનાથી આખું વિશ્વ ભયભીત થાય છે એ ભીમને, અસત્ કર્મ કરનાર પ્રતિ કોપિત થનાર એવા ક્રોધને, યજ્ઞરૂપ મન્યુને, જેનાથી બધા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે એવા ભવને, હિંસકને પણ શ્રેષ્ઠ ગતિ પમાડનાર શર્વને નમસ્કાર છે. ૧૦

કલ્યાણ કરનાર શંકરને, કલ્યાણરૂપ શિવને, કાળના પણ કાળ સમાન મૃત્યુને, સમયરૂપ કાળને મહાકાળને, સર્વને મારી નાખનાર મૃત્યુને, વીરને, વીરોનું જેના દ્વારા કલ્યાણ થાય તે વીરભદ્રને, વીર[*] એટલે કે પાપ, તે જેના દ્વારા ક્ષય પામે એવા ક્ષયદ્વીરને, શૂલ નામક આયુધ ધારણ કરનાર શૂલીને નમસ્કાર છે. ૨૦

બધા દેવોમાં પૂજ્ય એવા મહાદેવને, મહાન એટલે કે અપરિચ્છિન્ન પરિમાણવાળા મહત્તત્ત્વ-સર્વવ્યાપક એવા 'મહાન'ને નમસ્કાર છે. પશુઓ એટલે કે બ્રહ્મા વગેરેના પતિ એટલે પાલક તે પશુપતિને, અદ્વિતીય એવા એકને, નીલ એટલે કે કૃષ્ણવર્ણના કંઠવાળા નીલકંઠને, શ્રી જેના કંઠમાં એટલે કે પાસે રહેલ છે એવા શ્રીકંઠને, પિનાક નામક ધનુષ્યને ધારણ કરનાર પિનાકીને, જેનો અંત એટલે કે પાર નથી એવા અનંતને, યોગીઓ માટે પણ અદૃશ્ય એવા સૂક્ષ્મને, મન્યુ જ જેનો મૃત્યુ એટલે કે ક્રોધ છે એવા મૃત્યુમન્યુને[+] નમસ્કાર છે. ૩૦

પાલન કરનાર 'પર'—બધાના પાલકને, મોક્ષરૂપ શ્રીના સ્વામી એવા પરમેશને, સર્વથી ઉત્તમ જીવરૂપ પરાત્પરતરને, જીવ કરતાં પણ પર એવા શ્રેષ્ઠ પુરુષરૂપ પરાત્પરને, જગત સંજ્ઞાવાળા દેવ વિશ્વને, વિશ્વ જેની મૂર્તિ છે એવા વિશ્વમૂર્તિને, વિષ્ણુ જેનું કલત્ર એટલે કે સ્ત્રી છે એવા વિષ્ણુકલત્રને, બી વાવવાના સ્થાનરૂપ ક્ષેત્રવાળા વિષ્ણુના વિષ્ણુક્ષેત્રને, દીપ્તિમાન સૂર્યને, સંસારસમુદ્રના તારક કૈવર્તને નમસ્કાર છે. ૪૦

---

[×] પ્રણવરૂપ 'રુત્' શબ્દ દ્વારા અંત ઉપદેશ આપી જે પોતાનું આત્મરૂપ 'રાતિ'—દદાતિ એટલે કે આપે છે એવા શંકરને નમસ્કાર છે.

'અથવા પરમાત્માનં રુત્યા પ્રણવરૂપયા।
પ્રતિપાદયતીત્યેવં રુદ્રશબ્દં પ્રચક્ષ્મહે॥ ઇતિ-'

[*] વીર શબ્દ પાપવાચક પણ હોવાનું શ્રી વિદ્યારણ્યે રુદ્રભાષ્યમાં કહ્યું છે.

[+] આથી જ 'નમસ્તે રુદ્ર મન્યવે૦' આ શ્રુતિમાં પહેલેથી જ 'મન્યુ'ને નમસ્કાર કહ્યા છે.

ભીલરૂપે અર્જુન ઉપર કૃપા કરનાર કિરાતને, મૃગરૂપ બ્રહ્માને બાણ દ્વારા વીંધનાર મહાવ્યાધને, નિરંતર વિદ્યમાન શાશ્વતને, ભયંકર શબ્દ કરનાર ભૈરવને, શરણે આવેલ પ્રત્યેક સાધુ એવા શરણ્યને, મહાભૈરવરૂપને નમસ્કાર છે.

નૃસિંહાવતાર ધારણ કરનાર સંહારકને, કામ, કાળ તથા ત્રિપુરનો નાશ કરનાર કામકાળપુરારિને, કામનારૂપ મહાપાશના ઓઘનો અર્થાત્ પ્રવાહનો સંહાર કરનાર મહાપાશોઘ સંહર્તાને, શ્રીવિષ્ણુની માયાનો અંત કરનાર વિષ્ણુમાયાંતકારીને નમસ્કાર છે. ૫૦

ત્રણ ચક્ષુવાળા ત્ર્યંબકને, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન — આ ત્રણે કાળમાં અક્ષર એટલે કે અવિનાશી વ્યક્ષરને, પશુઓમાં પણ પ્રવિષ્ટ થનાર શિપિવિષ્ટને, ભક્તની કામનાઓના અભિવર્ષક મીઢુષને, મરણને જીતનાર મૃત્યુંજયને, શબ્દો દ્વારા નિષ્પન્ન થનાર બધા અર્થોને, એક સાથે જાણનારા સર્વને, બધી વસ્તુમાત્રને જાણનાર સર્વજ્ઞને, દક્ષના મુખ-યજ્ઞના અરિ મખારિને, અગ્નિષ્ટોમ વગેરે મુખના ઈશ મખેશને, વરણ કરવા યોગ્ય વરેણ્યને નમસ્કાર છે.

વહ્નિરૂપી દેવને, વાયુ જેના દ્વારા ઉત્પન્ન થાય છે તે મહાઘ્રાણને, બધાનો આસ્વાદ લેનાર અને જેના દ્વારા બોલવામાં અથવા બોલાવવામાં આવે છે તે જીવને, પ્રાણ અને અપાનવાયુને પ્રવૃત્તિમાન કરનાર પ્રાણાપાન-પ્રવર્તીને નમસ્કાર છે. સત્ત્વ વગેરે ત્રણ ગુણ નિપજાવનાર ત્રિગુણને, ત્રણે સત્ત્વ વગેરેનું શૂળ જેના દ્વારા દૂર થાય છે તે ત્રિશૂળને, ગુણોથી અતીત એટલે કે પર એવા ગુણાતીત યોગરૂપ સમાધિયુક્ત યોગીને, સમ્યક્રૂપ દ્વારા સતત સરતું રહે છે-ગમન કરતું રહે છે તે જગતપ્રવાહરૂપ સંસારને, પ્રકર્ષપણે વહે છે એટલે કે કર્મફળને પ્રાપ્ત કરાવે છે તે પ્રવાહને, વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ મહાચક્રને પ્રવર્તાવનાર મહાયંત્ર-પ્રવર્તીને નમસ્કાર છે. ૭૦

ચંદ્ર અને અગ્નિના એકત્ર રૂપને, ચંદ્રાગ્નિ સૂર્યને, સાલોક્યાદિ વગેરે મુક્તિના વૈચિત્ર્ય એટલે કે વિવિધ રૂપત્વના હેતુ સમાન મુક્તિ-વૈચિત્ર્યહેતુને, ભક્તોને અભીષ્ટ વરદાન આપનારા વરદને, દાંભિકોનું અધઃપતન કરે છે એ અવતારને, બધા કારણોના હેતુ એટલે કે અભિલાષી સર્વકારણહેતુને, કૂર્મના કપાળવાળા કપાલીને, હસ્તમાં શેષનાગને કંકણરૂપે ધારણ કરનાર કરાલને, બધાનું રક્ષણ કરનાર પતિને, પવિત્ર કીર્તિવાળા પુણ્યકીર્તિને નમસ્કાર છે. ૮૦

જેનું કરાયેલું સ્મરણ કદી પણ નિષ્ફળ નીવડતું નથી તે અમોઘને, અગ્નિરૂપ આંખોવાળા અગ્નિનેત્રને, લકુલીશ નામક અવતાર રૂપ લકુલીશ દેવને, 'શં' અર્થાત્ સુખ 'ભૂ' અર્થાત્ ઉત્પન્ન થાય છે જેના દ્વારા એવા શિવને નમસ્કાર છે. ભવરોગનો નાશ કરનાર ભિષક્તમ (બધા વૈદ્યોમાં ઉત્તમ)ને, મુંડન કરાયેલા માથાવાળા મુંડીને, દંડયુક્ત દંડીને, ચિત્તની વૃત્તિઓના નિરોધરૂપ યોગરૂપને, મેઘરૂપ વિષ્ણુના વાહનવાળા દેવને, ઉમાના પતિને નમસ્કાર છે. ૯૦

અવ્યક્ત એટલે કે અસ્પષ્ટને, શોકથી રહિત વિશોકને, ચંચળ નથી તેવા સ્થિરને, અન્યો ચલાવી ન શકે એવા મેરુરૂપ ધનુને ધારણ કરનારા સ્થિરધન્વીને, જેનામાં બધા જીવો રહેલા છે તે સ્થાણુ એટલે કે વિશ્વના આધારભૂત દેવને, વ્યાઘ્રના ચામડાના વસ્ત્રવાળા કૃત્તિવાસને, શબ્દ વગેરે પાંચ તન્માત્રાઓના

કારણરૂપ પંચાર્થ હેતુને, માયાવિલાસના આવરણનું ખંડન કરનારા વરદને, અર્ધનારીશ્વરરૂપ એક ચરણવાળા એકપાદને, અર્ધ ચંદ્રને મસ્તક પર ધારણ કરનાર ચંદ્રાર્ધમૌલિને નમસ્કાર છે. ૧૦૦

ઉત્તમ યજ્ઞરૂપ અધ્વરરાજને, પક્ષીઓના સ્વામી વયસાંપતિને (આપના શરભરૂપને), યોગના પ્રવર્તક યોગીશ્વરને, ધ્વંસ એટલે કે વિનાશના અપ્રતિયોગી અર્થાત્ જેના તુલ્યરૂપ નથી એવા નિત્યને, સત્યને, પરમેષ્ઠીને, સર્વાંતર્યામી સમાન બધાના આત્માને, બધાના ઈશ્વર સર્વેશ્વરને, નમસ્કાર છે. ૧૦૮

હે રુદ્ર! આપને એકવાર, બે-ત્રણ-ચાર તથા પાંચવાર, દશવાર, હજારવાર, અનંતવાર તથા વારંવાર નમસ્કાર છે.

સૂત બોલ્યા: નૃસિંહે શરભરૂપ ઈશ્વરની સંસાર રોગના નાશ અર્થે અમૃતરૂપ એકસો આઠ નામથી આ મુજબ સ્તુતિ કરી. વધુમાં, તેમણે એવી પણ સ્તુતિ કરી કે, 'હે પ્રભુ! જ્યારે જ્યારે મારું જ્ઞાન મદ દ્વારા દૂષિત બને ત્યારે ત્યારે આપે તે નિવારવું. ભગવાન શિવને આ મુજબ જણાવીને નરકેસરી સાત્ત્વિક અંતરવાળા બન્યા. વીરભદ્રે, તેમને કહ્યું કે 'હે શ્રીવિષ્ણુ! આપ સશક્ત છો, આપના જીવનનો અંત આવ્યો છે. આપ પરાસ્ત થયા છો.'

ત્યાર પછી વીરભદ્રે વિષ્ણુસ્વરૂપી નરકેસરીનું ફક્ત મોઢું જ બાકી રાખી તેમનું ચામડું ઉતારી નાખ્યું આથી ફક્ત અતિ શુભ્ર હાડકાંનું પિંજર જ બાકી રહ્યું.

બ્રહ્મા વગેરે દેવો બોલ્યા: હે વીરભદ્ર! વૃક્ષો પર્જન્યને કારણે જીવતાં રહે છે એમ અમે આપની કૃપાદૃષ્ટિ દ્વારા જીવતા રહ્યા છીએ. પરબ્રહ્મ સ્વરૂપ સદાશિવના ભય દ્વારા જ અગ્નિનું દહન કરે છે, રવિનો ઉદય થાય છે, પવન વાય છે, ઇન્દ્ર પોતાનું કાર્ય કરે છે તથા પાંચમું મૃત્યુ પ્રાણીઓનો વધ કરે છે; એટલે કે આ સૌ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત રહે છે. આ બધા કાર્ય કરનાર આપ જ છો. અનિર્વાચ્ય પર એટલે કે વ્યોમ અર્થાત્ ચિદાકાશ. બધી કળાઓથી અતીત નિષ્કલ, હંમેશા શિવરૂપ હોવાનું આપના વિશે બ્રહ્માવાદીઓ કહે છે. હે વીરભદ્ર! આપ જ ભવ છો, એમ તેઓ કહે છે. આપ પરમેશ્વર છો, આપ વિશ્વના ધારક છો, આપના સ્વરૂપને જાણવા અર્થે અમે હંમેશા અસમર્થ છીએ, આપ અમારા પરમેશ્વર છો. આપના રૂપ-લાવણ્યનું વર્ણન કરી શકાય તેમ નથી. હે ગણાધ્યક્ષ! બધી જાતના ઉપદ્રવોમાંથી આપ અમારી રક્ષા કરો, આપ અગિયાર રુદ્રરૂપ છો તથા છ ઐશ્વર્યયુક્ત હોવાથી આપ ભગવાન છો. આપનાં આ પ્રકારનાં ઘણાં અવતારના કાર્યો અમે નિહાળ્યાં છે. આપના વિશે અમારામાં ક્યારેય પણ અજ્ઞાન પ્રવેશે નહીં, અમારા મનમાં શંકા ઉત્પન્ન થાય નહીં, અમે કાયમ આપના ધ્યાનમાં લીન રહીએ, આપનું ધ્યાન અમારા મનમાંથી નાશ ન પામે.

આપનું બધે વ્યાપેલું રૂપ અમારાં હૃદયમાંથી દૂર ન થાય; આ વિશ્વ આપના માટે હવે પ્રવેશને યોગ્ય છે; નાશ કરવા લાયક નથી.

હે રુદ્ર! બ્રહ્મજ્ઞ બ્રાહ્મણોને આપનાં બે દેહોનું જ્ઞાન છે. એમાંનું એક ઘોર તથા બીજું શિવ છે. એમાંના વળી દરેકના વિવિધ ભેદ છે. હે ભગવન્! હવે આપ અમારી રક્ષા કરો. આપના પોતાના તેજ દ્વારા આ આખું વિશ્વ વ્યાપ્ત છે. હે મહેશ્વર! અમે બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, ચન્દ્ર આદિ મુખ્ય દેવો અને બીજા દેવો અને દાનવો વગેરે બધા આપના દ્વારા ઉત્પન્ન થયા છે. આપ ભ્રાંત હૃદયવાળા નૃસિંહને હઠથી આપના કાબૂમાં

લઈ આપના સૂર્ય વગેરે આઠ જાતના સ્વરૂપ દ્વારા બ્રહ્મા, ઇન્દ્ર, વિષ્ણુ તથા યમ વગેરે દેવોને અને દૈત્યોને રક્ષણ આપો છો, તેમનું પોષણ કરો છો આથી હે ભગવન્! અમને ઇષ્ટ વરદાન આપી અમારી રક્ષા કરો!

દેવોની આ સ્તુતિ સાંભળી વીરભદ્ર તેમને કહેવા લાગ્યા કે, 'જે રીતે પાણીમાં પાણી, દૂધમાં દૂધ તથા ઘૃતમાં ઘૃત નાખતા એક બની જાય છે એ જ પ્રમાણે શ્રીવિષ્ણુ શિવના તત્ત્વમાં ભળવાથી શિવલીન બની જાય છે તથા શ્રીવિષ્ણુ અને શિવમાં કોઈ ભેદ નથી, આમાં કોઈ શંકા નથી. આ નૃસિંહનો આત્મા ગર્વિષ્ઠ તથા મહાશક્તિશાળી છે અને એ વિશ્વને સંહારવા પ્રવૃત્ત થયો છે. આ નૃસિંહ મારા ભક્તોથી અવશ્ય પૂજાને યોગ્ય છે, તેમને નમસ્કાર છે.

આટલું બોલીને મહાશક્તિશાળી ભગવાન દેવો અને ઋષિઓને જોતાં બધા પ્રાણીઓમાં ત્યાં જ અદૃશ્ય થઈ ગયા; તથા તે વખતથી ભગવાન શિવ સિંહચર્મ ધારણ કરવા લાગ્યા. નૃસિંહનું મોઢું રુદ્રની મુંડમાળામાં મુખ્ય મણિના રૂપે શોભવા લાગ્યું. શરભરૂપ વીરભદ્ર અદૃશ્ય થયા, ત્યાર પછી, આ વૃત્તાંતના વખાણ કરતા કરતા આશ્ચર્યયુક્ત વિકસિત આંખોવાળા દેવો નિર્ભય બની પોતાને સ્થાને ચાલ્યા ગયા.

બધા વેદોના સારરૂપ પવિત્ર તથા શ્રેષ્ઠ આ આખ્યાનનો જે મનુષ્ય પાઠ કરે છે અને સાંભળે છે તેનાં બધાં દુઃખો દૂર થાય છે, તે ધન્ય બને છે. તેનાં યશ, આયુષ્ય તથા આરોગ્યની વૃદ્ધિ થાય છે, તેના બધાં કષ્ટો તથા વ્યાધિનો નાશ થાય છે. તેનું અકાળ-મરણ થતું નથી, તે શાંતિને પામે છે. તેનો શત્રુસમૂહ તથા બધી માનસિક વ્યાધિઓ નાશ પામે છે. ખોટાં તથા ભયંકર સ્વપ્ન દૂર થાય છે. વિષ અને ગ્રહોની અસર તેને થતી નથી. પુત્ર-પૌત્રનો વિકાસ થાય છે. તેને શ્રેષ્ઠ જાતની યોગસિદ્ધિ અને જ્ઞાન મળે છે, મુક્તિ મળે છે તથા બધી શુભ કામનાઓ પૂરી થાય છે. શ્રીવિષ્ણુની અજ્ઞાનરૂપી માયાનું નિવારણ થાય છે. દેવો અને મનુષ્યોનું કલ્યાણ થાય છે. ઐશ્વર્ય અને જ્ઞાનરૂપ બુદ્ધિ મળે છે.

ભગવાન પિનાકીના આ ઉત્તમ શરભ સ્વરૂપની સ્થિર બુદ્ધિવાળા, ઉત્સુક ભક્તોમાં પ્રશંસા કરવી. શિવરૂપી ભક્તોએ આનું વાચન-શ્રવણ કરવું. શિવરાત્રિ, ચૌદશ અને આઠમ વગેરે પર્વના ઉત્સવ સમયે આનું ખાસ પઠન કરવું અને વિદ્વાન બ્રાહ્મણ દ્વારા કરાતા પ્રવચનના રૂપે આ આખ્યાન શ્રવણ કરવું. શિવાલયમાં શિવની મૂર્તિની પ્રતિષ્ઠાના સમયે આનો પાઠ કરવો. ચોર, વાઘ, સર્પ અને સિંહ વગેરે વિકરાળ પ્રાણીઓ દ્વારા અને રાજ્ય દ્વારા ભય ઉપજે ત્યારે અને ભૂકંપ, અગ્નિપ્રકોપ, રેતીની વૃષ્ટિ તથા ઉલ્કાપાત અને બીજી કોઈ પણ રીતનો ઉપદ્રવ થાય; વાવાઝોડું, અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિ થાય તે સમયે સદાચરણશીલ જ્ઞાની શિવના ભક્તે આ અધ્યાયનું પઠન કરવું.

જે મનુષ્ય આ પવિત્ર સ્તોત્રનું પઠન અને શ્રવણ કરે છે, તેને રુદ્રના લોકની પ્રાપ્તિ થાય છે તથા તે રુદ્રનો ગણ બને છે. ૧-૧૨૮

યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ સ્તવં સર્વમનુત્તમમ્।
સ રુદ્રત્વં સમાસાદ્ય રુદ્રસ્યાનુચરો ભવેત્॥૧૨૮॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'નૃસિંહચરિત અને શરભનો પ્રાદુર્ભાવ' નામનો ૯૬મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૭મો

# જલંધરવધનું વર્ણન



ઋષય ઊચુઃ ॥

જલન્ધરં જટામૌલિઃ પુરા જમ્ભારિવિક્રમમ્।
કથં જઘાન ભગવાન્ ભગનેત્રહરો હરઃ ॥૧॥

ઋષિઓ બોલ્યા: જંભ નામક અસુરના શત્રુ અને ભગની આંખો ફોડી નાખનાર તથા માથા ઉપર જટા ધારણ કરનાર ભગવાન શંકરે ઇન્દ્ર જેવા પરાક્રમી જલંધર દૈત્યનો વધ કઈ રીતે કર્યો તે કથા હે સૂત! આપ અમને સંભળાવો.

સૂત બોલ્યા: સાગરમાં ઉત્પન્ન થયો હોવાથી તે અસુર જલંધર કહેવાય છે. તપશ્ચર્યા કરવાથી વરદાનરૂપી તેને શૌર્યની પ્રાપ્તિ થઈ હતી. તે યમરાજ જેવો હતો. તેણે બ્રહ્મા સાથે બધા દેવો, ગંધર્વો, યક્ષો, સર્પો અને રાક્ષસોને યુદ્ધમાં જીત્યા હતા. બ્રહ્મા અને દેવસમુદાયને જીત્યા પછી જલંધર દેવોના દેવ સમર્થ શ્રીવિષ્ણુની સાથે યુદ્ધ અર્થે ગયો. તે બંને વચ્ચે દિવસ અને રાત સતત યુદ્ધ થયું. સાગરમાં શયન કરનાર મધુસૂદન–શ્રીવિષ્ણુને તેણે જીત્યા. જનાર્દન ભગવાન શ્રીવિષ્ણુને જીત્યા પછી શિવ ઉપર વિજય મેળવવા ન્યાયથી યુક્ત બુદ્ધિશાળી તે અસુર દૈત્યોને કહેવા લાગ્યો: 'મેં યુદ્ધમાં બધા દેવોને જીત્યા છે; પરંતુ હજુ શંકરને જીતી શકાયા નથી. નંદી અને ગણાધ્યક્ષોની સાથે શંકરને પળવારમાં જીતીને હે દાનવો! હું તમને શિવ, બ્રહ્મા, વિષ્ણુ તથા ઇન્દ્રનો અધિકાર આપીશ!'

જલંધરના આ વચન સૂણીને મૃત્યુ પામવા માટે અધીરા બનેલા પાપી તથા અધમ તે સર્વ દાનવો જોરજોરથી ઊંચા અવાજે ગર્જવા લાગ્યા. હાથી, ઘોડા, રથ તથા પદાતિ જેવા ચતુરંગ સૈન્ય સાથે તે જલંધર દૈત્ય કવચ અને આયુધો ધારણ કરી ભગવાન મહાદેવ સાથે યુદ્ધ કરવા ગયો.

બ્રહ્માએ આપેલા વરદાનના પ્રભાવને કારણે તેને કોઈ મારી શકે નહીં એ ભગવાન શિવે બીજા દેવો પાસેથી શ્રવણ કર્યું હતું. આથી બ્રહ્માના વચનના રક્ષણ અર્થે વિશ્વસ્વામી ભગવાન શિવે મેરુ પર્વતની જેમ ઊભેલા તે દૈત્યરાજને દીઠો. નંદી અને ગણો સહિત બેઠેલા ભગવાન શિવે હસતાં હસતાં તેને કહ્યું: 'હે અસુરરાજ! યુદ્ધ કરવા માટે હમણાં તું શા માટે તૈયાર થયો છે? એનાથી તને શું લાભ થશે? યુદ્ધનું પ્રયોજન જ શું છે? મારાં બાણો દ્વારા તારો આખો દેહ વીંધાઈ જશે. મને લાગે છે કે, તું મૃત્યુ પામવા ખુશીથી તૈયાર થયો છે!'

તેના કાનનાં પડદા ચીરી નાખનાર શિવનાં આવાં વચનો સાંભળી તે બળવાન દૈત્યરાજ જલંધર કહેવા લાગ્યો: 'દેવોના દેવ મહાબાહુ હે વૃષધ્વજ! હે શિવ! હવે બોલતા બંધ થાઓ! બસ, ઘણું થયું! ચંદ્રના કિરણો જેવા ચળકતાં શસ્ત્રો દ્વારા તમારી સાથે યુદ્ધ કરવા હું આવી પહોંચ્યો છું, આથી મારી સાથે યુદ્ધ કરો!'

દૈત્યોના રાજા જલંધરનાં આ વચન સાંભળી ત્રિશૂળને ધારણ કરનારા શંકરે પગના અંગૂઠા દ્વારા લીલામાત્રથી મહાસમુદ્રમાંથી ભયંકર સુદર્શન ચક્ર તરત તૈયાર કર્યું. ભગવાન શંકરે ઉત્પન્ન કરેલા સુદર્શન નામક તે શુભ્ર ચક્રાયુદ્ધ દ્વારા ત્રણે વિશ્વ તથા દેવોને પણ હણી શકાય, આથી દક્ષ, અંધક, ત્રિપુરનો વિનાશ કરનાર, યજ્ઞહર્તા ભગવાન શિવે ચક્રનું સ્મરણ કર્યું તથા હસતાં હસતાં તે દૈત્યને કહેવા લાગ્યા: 'હે દૈત્ય! હે જલંધર! મહાર્ણવમાં પગના અંગૂઠા દ્વારા મેં નિર્માણ કરેલા ચક્રનો તું સામનો કરી શકે તેમ હોય તો યુદ્ધ કરવા અર્થે તૈયાર થા! યુદ્ધમાં તો જ તું ઊભો રહેજે, નહીં તો પ્રાણ બચાવવા નાસી છૂટ! ભાગી જા!'

શંકરની આ વાત સાંભળી ક્રોધને કારણે તેની આંખો લાલ થઈ ગઈ. આંખોથી ત્રણે વિશ્વને ભસ્મ કરી નાખવાનો હોય તેમ ક્રોધિત થઈ મહાદેવને તે કહેવા લાગ્યો.

જલંધર બોલ્યો: 'હે શિવ! તમને અને નંદીને હું ગદા દ્વારા મારી નાખી શકું છું. ગરુડ જે પ્રમાણે સાપોને મારી નાખે છે તે પ્રમાણે ઇન્દ્ર તથા દેવતાઓ સહિત બધા લોકોને અને ચરાચર વિશ્વને મારી નાખવા હું સમર્થ છું. હે મહેશ્વર! કહો તો ખરાં! ત્રણેય વિશ્વમાં મારા બાણો દ્વારા વીંધી ન શકાય એવું કોણ છે? ભગવાન શ્રીવિષ્ણુને તો તપ દ્વારા જ મેં બાળભાવે જીત્યા હતા તથા બધાથી ઉત્તમ દેવતાઓ સહિત મુનિઓ અને બ્રહ્માને યુવાનીમાં જીત્યા છે. હે રુદ્ર! તમે શ્રીવિષ્ણુને તપ દ્વારા જીત્યા છે ખરાં? જ્યારે મેં તો સકળ ત્રૈલોક્ય તથા આખું ચરાચર જગતને પળવારમાં જ જીતેલું છે. ઇન્દ્ર, અગ્નિ, યમ,કુબેર, વાયુ તથા વરુણને પણ મેં જીત્યા છે. સર્પો ગરુડની વાસને સહન કરી શકતા નથી, તે પ્રમાણે દેવો મારાં બાણોના પ્રહારને સહન કરી શક્યા નહીં.

હે મહાદેવ! હે ગણેશ્વર! મારા હાથોમાં ચળ આવી આથી તે મટાડવા મેં આકાશ અને પૃથ્વી ઉપર તે ઘસવા માંડ્યા; પરંતુ એનાથી મારું કામ થયું નહીં, તેથી બધા પર્વતો પાસે જઈ મારા હાથો મેં ઘસ્યા, તો પણ મને શાંતિ મળી નહીં. આખરે નીલ મેરુ પર્વત પર મેં હાથો ઘસ્યા. અંતે, મારા હાથોમાં ઉત્પન્ન થયેલી ખંજવાળ મટાડવા મારો બાહુદંડ મેં મંદરાદ્રિ સાથે ઘસ્યો, પરંતુ તેમ કરવાને કારણે તો મંદરાચળ પડી ગયો. હિમાલય પર્વત પર ગંગાના પ્રવાહને મારા હાથોથી મેં અટકાવી દીધો.

મારી સ્ત્રીઓના સેવકોએ દેવતાઓના વજ્રને બાંધી દઈ ગતિથી રહિત કરી નાખ્યું. સાગરમાં રહેલા વડવાગ્નિનું મોઢું મારા બાહુથી પકડી ભાંગી નાખ્યું અને તે વખતથી જ આ પાણી એકાર્ણવ થઈ ગયું. મેં ઐરાવત વગેરે હાથીઓને સમુદ્રના પાણીમાં ફેંકી દીધા. રથ સાથે ઇન્દ્રને સો યોજન દૂર સુધી ફેંકી દીધો. શ્રીવિષ્ણુના નાગપાશ દ્વારા મેં ગરુડને પણ બાંધી દીધો. ઉર્વશી વગેરે સ્ત્રીઓને મેં કારાગૃહમાં પૂરી દીધી છે, તેમ છતાં મારી સામે કરગરી તથા મને નમસ્કાર કરીને ઇન્દ્ર એકમાત્ર શચીને મેળવી શક્યો! હે ઉમાપતિ! દૈત્યોના રાજા જલંધર એવા મને શું તમે ઓળખતા નથી?

સૂત બોલ્યા: જલંધરે શિવને આવાં ગર્વિત વચનો કહ્યાં ત્યારે, ભગવાન શિવે આંખમાં રહેલા અગ્નિભાગની કળાના અડધાથી પણ અડધા અંશથી જલંધરના રથને બાળ્યો. ત્રિપુરાસુરના રિપુ શિવે જલંધરના સૈન્ય ઉપર ફક્ત દૃષ્ટિ કરી, ત્યારે, એનાથી દૈત્યોનું હાથી, ઘોડા તથા રથ સાથે અતુલ ચતુરંગ સૈન્ય તથા દૈત્યો પળવારમાં બળી ભસ્મ થઈ ગયા.

હાથીઓ દ્વારા વીંટળાયેલા અને ખૂબ જ ઓછી બુદ્ધિવાળો જલંધર ભગવાન શિવને કહેવા લાગ્યો: દેવો અને દૈત્યોના સમુદાય સાથે આ બધાનો પળવારમાં વિનાશ કરવા જે સમર્થ છે, તેની સાથે યુદ્ધમાં મારે શું કરવાનું હોય! આમ છતાં, હું ગભરાતો નથી. મને તમારી સાથે લડવાની ખૂબ જ ઇચ્છા છે, આથી તમારા ગણાધિપ, હરિવદન નંદી તથા દેવસમુદાયોએ મારા વીરોની સાથે જ યુદ્ધ કરવું, આ મુજબ યુદ્ધ કરવા તમારી તૈયારી હોય, તો તમે યુદ્ધમાં ઊભા રહો!

શંકરના શત્રુ જલંધરે શંકરને આ મુજબ કહ્યું તથા ત્યાર પછી તે યુદ્ધની ભૂમિમાંથી ડગ્યો નહીં અને યુદ્ધમાં મરેલા તેના બાંધવોને તેણે યાદ પણ કર્યા નહીં. ગર્વથી છકેલા જલંધરે પોતાના હાથો ઠોક્યા તથા શંકરને મારવા માટે તૈયાર થયો. એની આગળ પડેલા સુદર્શન ચક્ર તેણે બંને બાહુઓથી ઘણા પ્રયત્ને ઊંચું કરી વધ કરવા અર્થે પોતાના ખભે મૂકી, તેના દ્વારા શંકરને પ્રહાર કરવા અધીરો બન્યો, પણ હે ઋષિઓ! વજ્ર દ્વારા પર્વત ભેદાય તેમ તેણે ખભા પર મૂકેલા, સુદર્શન ચક્ર દ્વારા તેના દેહના બે ટુકડા થયા તથા અંજનગિરિ સમાન તે બળવાન દૈત્ય નીચે પટકાયો. તેના ભયંકર લોહીથી આખું એકાર્ણવ તે જ ક્ષણે રક્ત અને માંસમય થઈ ગયો. તે દૈત્ય રક્તના કુંડ જેવો જાણે કે મહારૌરવ નામક નરકમાં જ પડ્યો.

જલંધરને મૃત્યુ પામેલો નિહાળીને દેવો, ગંધર્વો તથા પાર્ષદોએ હર્ષયુક્ત સિંહ સમાન ગર્જના કરી તથા 'હે દેવ! આપે ઘણું જ સારું કર્યું!' આ મુજબ તેઓ ધન્યવાદ આપવા લાગ્યા.

જે મનુષ્ય આ જલંધરના વધના આખ્યાનનો પાઠ અને શ્રવણ કરે છે, કે સારી રીતે કોઇને વાંચીને સંભળાવે છે, તે શંકરના ગણોનો અધિપતિ બને છે. ૧-૪૩

યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ જલન્ધરવિમર્દનમ્।
શ્રાવયેદ્વા યથાન્યાયં ગાણપત્યમવાપ્નુયાત્॥૪૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'જલંધરવધનું વર્ણન' નામનો ૯૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૮મો

# વિષ્ણુને શિવપૂજનથી સુદર્શન ચક્રની પ્રાપ્તિ



ઋષય ઊચુઃ॥
કથં દેવેન વૈ સૂત દેવદેવાન્મહેશ્વરાત્।
સુદર્શનાખ્યં વૈ લબ્ધં વક્તુમર્હસિ વિષ્ણુના॥૧॥

ઋષિઓ બોલ્યા: હે સૂત! ભગવાન શ્રીવિષ્ણુને દેવોના દેવ મહેશ્વર પાસેથી સુદર્શન ચક્ર પ્રાપ્ત કઈ રીતે થયું તે અમને કહો.

સૂત બોલ્યા: દેવો અને અસુરોની વચ્ચે એક સમયે ભયાનક યુદ્ધ થયું. તેમાં બધા જ ભૂતો તથા પ્રાણીઓનો સર્વનાશ થયો. શક્તિ, મુસળ, વાંકા ફણાવાળાં તીવ્ર તીર અને ભાલા આદિ આયુધો દ્વારા ભેદાઈ દેવો ખૂબ જ યાતના પામ્યા તથા અસુરોના ભયને કારણે વિહ્વળ બની રણભૂમિમાંથી ભાગી છૂટ્યા.

અસુરોથી પરાસ્ત થયેલા દેવો ખૂબ જ પરાક્રમી ભગવાન શ્રીવિષ્ણુ પાસે ગયા. શોક-દુઃખયુક્ત ઉદ્વિગ્ન થયેલા ચિત્તવાળા દેવોએ વિષ્ણુને નમસ્કાર કર્યા. ત્યારે દેવોના દેવ ભગવાન શ્રીવિષ્ણુએ, દેવોને પૂછ્યું: હે મારા પ્રિય દેવો! આ શું છે? તમારા આભૂષણો અસ્તવ્યસ્ત કેમ થઈ ગયા છે? તમે નિસ્તેજ શા માટે દેખાવ છો? તમને શી ચિંતા છે? હે સુવ્રતો! અહીં આવવાનું શું કારણ છે? તે મને જણાવો!

શ્રીવિષ્ણુના આ વચન સૂણી દેવોએ નમસ્કાર કરીને તેમને પોતાની યાતનાનું કારણ કહ્યું કે, હે જનાર્દન! દાનવોએ અમને ઘણી યાતના આપી છે. દુઃખને કારણે પીડિત અમે સર્વ આપના શરણે આવ્યા છીએ. આપ અમારી રક્ષા કરો, દૈત્યો દ્વારા આપ અમને બચાવો. હે દેવ! હે પુરુષોત્તમ! અમારા માટે શરણે જવા યોગ્ય ફક્ત આપ જ છો, આથી આપ જ અમારા માટે ગતિ છો, આપના શરણે આવેલાઓના આપ જ પિતા છો, આપ આત્મારૂપ છો, આપ જ અમારા પોષક, સંહારક, ભોક્તા તથા દાતા છો. હે દાનવાર્દન! આપ દાનવોને હણી નાખો, તેમનો નાશ કરવા આપ જ સમર્થ છો. કમળ સમાન આંખવાળા હે પ્રભો! દૈત્યોને વરદાન મળ્યું છે, આથી તેઓ વિષ્ણુ, બ્રહ્મા, રુદ્ર, યમ, કુબેર, સોમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, અગ્નિ, ઈશાન, ઈન્દ્ર, સૂર્ય વગેરેની ભયંકર શક્તિઓ દ્વારા પણ મૃત્યુ પામે તેમ નથી. તેઓ અવધ્ય છે. આથી કોઈ પણ પ્રકારે તેમનો વધ થઈ શકે એમ નથી. સૂર્યમંડળ દ્વારા ઉત્પન્ન થયેલા તથા તેના જેવું તેજસ્વી તમારું ચક્ર છે ખરું! પણ હે જગદ્‌ગુરુ! ચ્યવનના પુત્ર દધીચે તેને કુંઠિત કરી નાખ્યું છે. બ્રહ્મદંડ અને આપનું શાર્ઙ્ગધનુષ બ્રહ્માની કૃપાને કારણે વરદાનથી દૈત્યોએ પ્રાપ્ત કર્યું છે. પૂર્વે જલંધરનો વધ કરવા ત્રિપુરારિ એવા ભગવાન શિવે ખૂબ જ તીક્ષ્ણ તથા ભયંકર ચક્ર નિર્માણ કર્યું છે, એનાથી આપ તેને હણી નાખો. તેનાથી ભિન્ન બીજા સેંકડો શસ્ત્રો દ્વારા પણ તેમનો વધ કરી શકાય તેમ નથી.

દેવોના આ વચન સૂણીને કમળના સમાન આંખવાળા તથા ચક્રને ધારણ કરનાર પરાક્રમી ભગવાન શ્રીવિષ્ણુ વાચસ્પતિ ગુરુ બૃહસ્પતિ વગેરે દેવોને સ્વયં કહેવા લાગ્યા:

શ્રીવિષ્ણુ બોલ્યા: અહાહા! હે દેવો! હું સર્વ દેવોને સાથે લઈ શંકર પાસે જઈશ તથા તમારું બધું કાર્ય અત્યારે જ કરીશ. ત્રિપુરારિ ભગવાન શિવે જલંધરનો વધ કરવા બનાવેલા ચક્ર તેમની પાસે મેળવીશ તથા ધુંધુમુખ વગેરે ૬૮૦૦ દૈત્યો તથા તેમના બાંધવોને તેના દ્વારા એક પળમાં જ મારી નાખી, હું દેવોને તેમના ત્રાસમાંથી મુક્ત કરીશ.

સૂત બોલ્યા: સુરશ્રેષ્ઠ શ્રીવિષ્ણુએ દેવોને આ મુજબ કહી દેવોના દેવ ભગવાન શિવનું સ્મરણ કર્યું. હિમાલયના પવિત્ર શિખર પર વિષ્ણુએ મેરુ પર્વત જેવા વિશાળ શિવલિંગની સ્થાપના કરી તથા જનાર્દને રુદ્રસૂક્ત દ્વારા ભગવાન શિવનું પૂજન કરવા માંડ્યું. તેમણે સર્વ પ્રથમ લિંગને સ્નાન કરાવ્યું. ત્યાર પછી ગંધ વગેરે અર્પણ કરી તેનું પૂજન કર્યું. જ્વાળાના આકાર જેવા સુંદર શિવલિંગની તેમણે ભવ વગેરે એક હજાર નામોના પ્રારંભમાં 'ૐ' તથા અંતમાં 'નમઃ' શબ્દ બોલી શિવની પ્રાર્થના તથા પૂજા કરી. દરેક નામ બોલતા સમયે શિવ પર તેમણે એક-એક કમળ ચડાવ્યું.

પ્રથમ તેમણે એક વેદી બનાવી, તેમાં અગ્નિસ્થાપના કરી તેનું પૂજન કર્યું. અગ્નિની સ્તુતિ કરી તેને નમસ્કાર કર્યા. પછી શિવનાં ભવ વગેરે નામોથી વિધિથી નામના અંતે 'સ્વાહા' શબ્દ બોલી દશ હજાર

સમાધિઓ દ્વારા અગ્નિમાં આહુતિ આપી હોમ કર્યો. ત્યાર પછી ફરી ભવ વગેરે નામો દ્વારા શંભુની સ્તુતિ કરી. (પ્રથમ આ શિવસહસ્ર સ્તોત્રનો વિનિયોગ કહે છે:)

આ સહસ્ર નામના શ્રીશિવ દેવતા છે, શ્રીવિષ્ણુ ઋષિ છે, અનુષ્ટુપ છંદ છે, પૂજા વગેરેમાં આ વિનિયોગ કરવો.

(આ સ્રોતમાં કેટલાંક નામ એકસમાન છે. ક્રમ મુજબ એક નામ બોલાયા પછી ફરી તે જ નામ બોલવામાં આવે તો તે પુનરુક્તિ નથી, કેમ કે તેમના અર્થમાં ભેદ રહેલા છે. અહીં શ્રીવિષ્ણુ આદિના વાચક બધા શબ્દો દ્વારા શંકરનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.)

વિષ્ણુરુવાચ

ભવઃ શિવો હરો રુદ્રઃ પુરુષઃ પદ્મલોચનઃ ॥૨૭॥

શ્રીવિષ્ણુ બોલ્યા: 'ૐ ભવાય નમઃ' વિશ્વ જેના દ્વારા ઉત્પન્ન થયું છે તે 'ભવ'ને, પ્રણામ છે. સચ્ચિદાનંદરૂપ તુરીય* શંકરને, વિશ્વનો સંહાર કરનાર શંકરને, જન્મ-મૃત્યુનાં દુઃખ હરે છે, તે શંકરને, આદિપુરુષ શિવને, પદ્મનો વિકાસ કરનાર પદ્મલોચનને નમસ્કાર છે. ૨૭

અર્થિતવ્યઃ સદાચારઃ સર્વશમ્ભુર્મહેશ્વરઃ।

ઈશ્વરઃ સ્થાણુરીશાનઃ સહસ્રાક્ષઃ સહસ્રપાત્॥૨૮॥

ગજાનનરૂપ અર્થિતવ્યને, સદાચારને, કલ્યાણ જેમનાથી થાય છે તે બધા શંભુ-મહેશ્વરને, સકળ વૈભવો દ્વારા સંપન્ન ઈશ્વરને, હંમેશા સ્થિર રહેતા સ્થાણુને, સકળ વિદ્યાના સ્વામી ઈશાનને (૧૦) અનંત આંખોવાળા સહસ્રાક્ષને, હજારો પગવાળા સહસ્રપાદને નમસ્કાર છે. ૨૮

વરીયાન્વરદો વન્દ્યઃ શઙ્કરઃ પરમેશ્વરઃ।

ગઙ્ગાધરઃ શૂલધરઃ પરાર્થૈકપ્રયોજનઃ॥૨૯॥

ખૂબ જ મહાન વરીયાનને, ભક્તોને અભિલષિત વસ્તુ આપનારા વરદને, અભિવાદન કરવા લાયક વંદ્યને, કલ્યાણ કરનારા શિવને, વિષ્ણુ વગેરેના ઈશ્વર પરમેશ્વરને, ગંગાને ધારણ કરનારા ગંગાધરને, શૂલ આયુધને ધારણ કરનારા શૂલધરને, પોતાના ભક્તોના એકમાત્ર પ્રયોજનવાળા પરાર્થૈક પ્રયોજનને નમસ્કાર છે. ૨૯

સર્વજ્ઞઃ સર્વદેવાદિગિરિધન્વા જટાધરઃ।

ચન્દ્રાપીડશ્ચન્દ્રમૌલિર્વિદ્વાન્ વિશ્વામરેશ્વરઃ॥૩૦॥

સર્વજ્ઞને, સર્વ દેવાદિ વિષ્ણુરૂપ ગિરિ એટલે કે મેરુના ધનુષવાળા બધા દેવાદિ ગિરિધન્વાને નમસ્કાર છે. (૨૦) જટાને ધારણ કરનારા જટાધરને, ચન્દ્રને માથા ઉપર ભૂષણના રૂપે ધારણ કરનારા ચન્દ્રાપીડને, ચન્દ્રને મુકુટમાં ધારણ કરનાર ચન્દ્રમૌલિને, સર્વજ્ઞ વિદ્વાનને, બધા દેવોના ઈશ્વર એવા વિશ્વામરેશ્વરને નમસ્કાર છે. ૩૦

* શિવમહિત તુરીય મન્યન્તે આવ શ્રુતિ છે. પરંતુ શિવનો શબ્દાર્થ શિવ અર્થાત્ કલ્યાણકારક-સર્વોત્તમ છે.

વેદાન્તસારસન્દોહઃ કપાલી નીલલોહિતઃ।
ધ્યાનાધારોઽપરિચ્છેદ્યો ગૌરીભર્ત્તા ગણેશ્વરઃ॥૩૧॥

વેદાંતસારના, સંદોહ-પૂર્ણતાવાળા વેદાંતસારસંદોહને, કૂર્મના કપાળવાળા કપાલીને, રુદ્રરૂપ નીલલોહિતને, ધ્યેયમાં એકતાના આધારરૂપ ધ્યાનાધારને, વ્યાપક હોવાને કારણે દેશ તથા કાળના પરિચ્છેદ-અભાવથી રહિત અપરિચ્છેદ્યને, ઉમાના પતિ એવા ગૌરીભર્તાને નમસ્કાર છે. (૩૦) પચ્ચીસ તત્ત્વગણના ઈશ્વર ગણેશ્વરને નમસ્કાર છે. ૩૧

અષ્ટમૂર્તિર્વિશ્વમૂર્તિસ્ત્રિવર્ગઃ સ્વર્ગસાધનઃ।
જ્ઞાનગમ્યો દૃઢપ્રજ્ઞો દેવદેવસ્ત્રિલોચનઃ॥૩૨॥

સૂર્ય વગેરે આઠ મૂર્તિરૂપ અષ્ટમૂર્તિને, જગતરૂપ વિશ્વની મૂર્તિ એવા વિશ્વમૂર્તિને, ધર્મ, અર્થ તથા કામરૂપ ત્રિવર્ગને; ક્રતુરૂપ સ્વર્ગ સાધનને, જ્ઞાન દ્વારા જ પ્રાપ્ત થાય એવા કૈવલ્યરૂપ જ્ઞાનગમ્યને, દૃઢ પ્રજ્ઞા-બુદ્ધિ જેના થકી પ્રાપ્ત થાય એવા દૃઢપ્રજ્ઞને, ઇન્દ્ર વગેરે દેવોને ક્રીડા કરાવનાર દેવદેવને, ત્રણ આંખવાળા ત્રિલોચનને નમસ્કાર છે. ૩૨

વામદેવો મહાદેવઃ પાણ્ડુઃ પરિદૃઢો દૃઢઃ।
વિશ્વરૂપો વિરૂપાક્ષો વાગીશઃ શુચિરન્તરઃ॥૩૩॥

વામદેવ સંજ્ઞાવાળા દેવ વામદેવને, મહાન પૂજ્ય દેવ મહાદેવને, (૪૦) શુભ્ર વર્ણવાળા પાંડુને, બધી બાજુથી દૃઢ પરિદૃઢને, 'અ' અર્થાત્ વિષ્ણુ દૃઢ અર્થાત્ જેના કારણે બળવાન છે તે 'અદૃઢ'ને, જગતમાં ખ્યાતનામ વિશ્વરૂપને; સોમ, સૂર્ય તથા અગ્નિ જેવા વિવિધ રૂપની લોચનવાળા વિરૂપાક્ષને, વાણીના ઈશ-સ્વામી વાગીશને, શુદ્ધ શુચિને, બધાના અવધિરૂપ અંતરને નમસ્કાર છે. ૩૩

સર્વપ્રણવસમ્વાદી વૃષાઙ્કો વૃષવાહનઃ।
ઈશઃ પિનાકી ખટ્વાઙ્ગી ચિત્રવેષશ્ચિરન્તનઃ॥૩૪॥

બધા નીતિશાસ્ત્રને કહેનાર બધા પ્રણવસંવાદીને, વૃષ-નંદિકેશ્વરના ચિહ્નવાળા વૃષાંકને, (૫૦) વૃષના વાહનવાળા વૃષવાહનને, બધાના નિયંતા ઈશને, પિનાક નામક ધનુષને ધારણ કરનાર પિનાકીને, ખટ્વાંગ નામક આયુધને ધારણ કરનાર ખટવાંગીને, વિચિત્ર વેશવાળા ચિત્રવેષને, ચિરકાળ વિશ્વનો વિસ્તાર કરનાર ચિરંતનને નમસ્કાર છે. ૩૪

તમોહરો મહાયોગી ગોપ્તા બ્રહ્માઙ્ગહૃજ્જટી।
કાલકાલઃ કૃત્તિવાસાઃ સુભગઃ પ્રણવાત્મકઃ॥૩૫॥

અજ્ઞાનનો નાશ કરનાર તમોહરને, મહાયોગીને, રક્ષણશીલ ગોપ્તાને, બ્રહ્માના અંગરૂપ માથાને હરનાર જટી બ્રહ્માંગહૃજ્જટીને, યમના પણ કાળ મૃત્યુરૂપ કાલકાલને, નૃસિંહચર્મના વસ્ત્રવાળા કૃત્તિવાસને, (૬૦) વિષ્ણુ વગેરેને ષડ્ગુણ ઐશ્વર્ય આપનાર સુભગને, ૐકારસ્વરૂપ પ્રણવાત્મકને નમસ્કાર છે. ૩૫

ઉન્મત્તવેષશ્ચક્ષુષ્યો દુર્વાસાઃ સ્મરશાસનઃ।
દૃઢાયુધઃ સ્કન્દગુરુઃ પરમેષ્ઠી પરાયણઃ॥૩૬॥

અવધૂત દત્તાત્રેયસ્વરૂપ ઉન્મત્ત વેષને, અત્રિનાં નેત્રો દ્વારા ઉત્પન્ન થયેલ સોમરૂપ ચક્ષુષ્યને, દુર્વાસાને, સ્મર એટલે મદનનું શાસન કરનાર સ્મરશાસનને, દૃઢ આયુધવાળા દૃઢાયુધને, દેવોના સેનાપતિ સ્કંદના ગુરુ સ્કંદગુરુને, બ્રહ્મરૂપ પરમેષ્ઠીને, પર એટલે કે સત્યલોકરૂપ અયન-સ્થાનવાળા પરાયણને નમસ્કાર છે. ૩૬

અનાદિમધ્યનિધનો ગિરિશો ગિરિબાન્ધવઃ।
કુબેરબન્ધુઃ શ્રીકણ્ઠો લોકવર્ણોત્તમોત્તમઃ॥૩૭॥

આદિ અને મધ્યમાં જેનું મૃત્યુ નથી એવા અનાદિમધ્યનિધનને, હિમાલય પર્વતમાં શયન કરનાર ગિરિશને, ગિરિ એટલે કે હિમાલય પર્વતના જામાતા ગિરિબાંધવને, (૭૦) કુબેરના બંધુ કુબેરબંધુને, ગળામાં શ્રીવાળા શ્રીકંઠને, લોકવર્ણોત્તમ એટલે કે બ્રાહ્મણને પૂજ્ય લોકવર્ણોત્તમોત્તમને નમસ્કાર છે. ૩૭

સામાન્યદેવઃ કોદણ્ડી નીલકણ્ઠઃ પરશ્વધી।
વિશાલાક્ષો મૃગવ્યાધઃ સુરેશઃ સૂર્યતાપનઃ॥૩૮॥

સામાન્ય દેવો જેના દ્વારા ઉત્પન્ન થયા છે એવા દેવોત્તમ સામાન્ય દેવને, કોદંડ-કોદંડીને, નીલ વર્ણના કંઠવાળા નીલકંઠને, પરશુને ધારણ કરનાર પરશ્વધીને, વિશાળ નેત્રવાળા વિશાલાક્ષને, મૃગરૂપધારી બ્રહ્માને વીંધનારા મૃગવ્યાધને, દેવોના ઈશ સુરેશને, સૂર્યને ઉષ્ણ ગુણ આપનાર સૂર્યતાપનને નમસ્કાર છે. (૮૦) ૩૮

ધર્મકર્માક્ષમઃ ક્ષેત્રં ભગવાન્ ભગનેત્રભિત્।
ઉગ્રઃ પશુપતિસ્તાર્ક્ષ્યપ્રિયભક્તઃ પ્રિયમ્વદઃ॥૩૯॥

ધર્મથી યુક્ત કર્મ દ્વારા પણ પ્રા'ત ન થનાર ધર્મકર્માક્ષમને, બી વાવવાના સ્થાન રૂપ ક્ષેત્રને, વિષ્ણુરૂપ ભગવાનને, દક્ષના યજ્ઞમાં ભગ નામક આદિત્યના ચક્ષુને ફોડી નાખનાર ભગનેત્રભિત્‌ને, ક્રૂરરૂપ ઉગ્રને, પશુ એટલે કે બ્રહ્મા વગેરે જીવોના પતિ પશુપતિને, ગરુડ જેને પ્રિય છે એ શ્રીવિષ્ણુ જેના ભક્ત છે તે તાર્ક્ષ્ય પ્રિયભક્તને, પ્રિય પોતાનું રહસ્ય પણ કહી દે છે તે પ્રિયવંદને નમસ્કાર છે. ૩૯

દાન્તો દયાકરો દક્ષઃ કપર્દી કામશાસનઃ।
શ્મશાનનિલયઃ સૂક્ષ્મઃ શ્મશાનસ્થો મહેશ્વરઃ॥૪૦॥

જિતેન્દ્રિયોના જ્ઞાનના ઉદયનું આકાર એટલે કે ખાણરૂપ દાન્તોદયકરને, પટુ અર્થાત્ ચતુર દક્ષને, જટાજૂટધારી કપર્દીને, સ્વતંત્ર કામશાસનને, (૯૦) સ્મશાન એટલે કે સુષુમ્ણા નાડી જેનું નિલય એટલે કે સ્થાન છે એવા સ્મશાનનિલયને, એટલા માટે જ સૂક્ષ્મરૂપવાળા સૂક્ષ્મને, (સુષુમ્ણા નાડીની સ્મશાનસંજ્ઞા હઠદીપિકામાં કહી છે.) સ્મશાન એટલે કે કાશીમાં નિવાસ કરનાર સ્મશાનસ્થાને, મહાન પ્રભુ મહેશ્વરને નમસ્કાર છે. ૪૦

લોકકર્તા ભૂતપતિર્મહાકર્તા મહૌષધી।
ઉત્તરો ગોપતિર્ગોપ્તા જ્ઞાનગમ્યઃ પુરાતનઃ॥૪૧॥

ભૂઃ વગેરે લોકકર્તાને, આકાશ વગેરે ભૂતોના પતિ ભૂતપતિને, બધાના ઉત્પાદક મહાકર્તાને, તારક જ્ઞાનરૂપ મહાઔષધ ધરાવનાર મહૌષધીને, સંસારથી તારનાર ઉત્તરને, ધેનુઓના પતિ ગોપતિને, બધાના રક્ષક ગોપ્તાને, જેના દ્વારા આત્મજ્ઞાન મળે છે તે જ્ઞાનગમ્યને, પૂર્વકાળમાં પણ વિદ્યમાન પુરાતનને નમસ્કાર છે. ૪૧

નીતિઃ સુનીતિઃ શુદ્ધાત્મા સોમઃ સોમરતઃ સુખી।
સોમપોઽમૃતપઃ સોમો મહાનીતિર્મહામતિઃ॥૪૨॥

સન્માર્ગરૂપ નીતિને, પવિત્ર નીતિ જેના દ્વારા મળે છે તે સુનીતિને, જેના દ્વારા આત્મા શુદ્ધ થાય છે તે શુદ્ધાત્માને, સોમ અને સોમરત સોમસોમરતને, સુખ દ્વારા નિત્યયુક્ત સુખીને, સોમવલ્લી રસનું પાન કરનારા સોમપને, અમૃતનું પાન કરનાર અમૃતપને, યજ્ઞથી યુક્ત સોમવલ્લીરૂપ સોમને, (૧૧૦) વિશાળ નીતિ જેના દ્વારા પ્રાપ્ત થાય છે તે મહાનીતિને, ઉદાર બુદ્ધિ જેના દ્વારા પ્રાપ્ત થાય છે તે મહામતિને નમસ્કાર છે. ૪૨

અજાતશત્રુરાલોકઃ સમ્ભાવ્યો હવ્યવાહનઃ।
લોકકારો વેદકારઃ સૂત્રકારઃ સનાતનઃ॥૪૩॥

જેનો કોઈ શત્રુ ઉત્પન્ન થયો નથી એવા અજાતશત્રુને, પ્રકાશરૂપ આલોકને, સત્કાર કરવા યોગ સંભાવ્યને, વહ્નિરૂપે હવ્ય વહન કરી દેવોને પહોંચાડનાર હવ્યવાહનને, ચૌદ ભુવનોની ઉત્પત્તિ કરનારા લોકકારને, ઋક્ વગેરે વેદોને કરનાર વેદકારને, બ્રહ્મસૂત્ર વગેરે કરનાર સૂત્રકારને, સનાતન નામના ઋષિરૂપ સનાતનને નમસ્કાર છે. (૧૨૦) ૪૩

મહર્ષિઃ કપિલાચાર્યો વિશ્વદીપ્તિસ્ત્રિલોચનઃ।
પિનાકપાણિર્ભૂદેવઃ સ્વસ્તિદઃ સ્વસ્તિકૃત્સદા॥૪૪॥

પૂજ્ય ઋષિરૂપ મહર્ષિને, સાંખ્ય દર્શનનો ઉપદેશ આપનાર કપિલાચાર્યને, વિશ્વના પ્રકાશરૂપ વિશ્વદીપ્તિને, ત્રૈલોક્યને જોનાર ત્રિલોચનને, પિનાક ધનુષને ધારણ કરનાર તથા ભૂલોકમાં દેવ એટલે કે ક્રીડા કરનાર પિનાકપાણિભૂદેવને, કલ્યાણ આપનાર સ્વસ્તિદને, સર્વ કાળે મંગળ કરનાર સ્વસ્તિકૃત્‌ને નમસ્કાર છે. ૪૪

ત્રિધામા સૌભગઃ સર્વઃ સર્વજ્ઞઃ સર્વગોચરઃ।
બ્રહ્મધૃગ્વિશ્વસૃક્સ્વર્ગઃ કર્ણિકારઃ પ્રિયઃ કવિઃ॥૪૫॥

બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રરૂપ ધામ એટલે કે અતિ તેજસ્વી ત્રિધામાને, શ્રેષ્ઠ પ્રભાવવાળા સૌભગને, પાપી મનુષ્યોનો વિનાશ કરનાર રુદ્રગણને, સર્વસ્વરૂપને, સર્વજ્ઞને, જેને બધું કંઈ પ્રત્યક્ષ છે તે સર્વગોચરને, (૧૩૦) સર્વત્રસર્જક તથા સ્વર્ગ અને બ્રહ્મલોકને પણ બ્રહ્મધૃગ્વિશ્વસૃક્સ્વર્ગને, કર્ણિકાર નામક વૃક્ષરૂપ અથવા કમળરૂપ કર્ણિકારને, આત્મરૂપ હોવાને કારણે બધાથી વધુ પ્રિય એવા પ્રિયને, વાલ્મીકિરૂપ આદિકવિ કવિને નમસ્કાર છે. ૪૫

શાખો વિશાખો ગોશાખઃ શિવો નૈકઃ ક્રતુઃ સમઃ।
ગઙ્ગાપ્લવોદકો ભાવઃ સકલઃ સ્થપતિઃ સ્થિરઃ॥૪૬॥

શાખને, સ્કંદરૂપ વિશાખને, વેદવાણીની ઋક્ વગેરે શાખાઓના સર્જક ગોશાખને, મોક્ષસુખરૂપ શંકરને, જેના કરતાં કોઈ અદ્વિતીય નથી એવા નૈકને, અગ્નિષ્ટોમ આદિરૂપ ક્રતુને, બધાના તુલ્ય સમને, (૧૪૦) નૌકાની જેમ તારનાર ગંગા જેમનાથી પ્રાદુર્ભાવ પામી છે એવા ગંગાપ્લવોદકને, પોતાના ભક્તોને મોક્ષ પ્રાપ્ત કરાવનાર ભાવને, ચંદ્રની કળા દ્વારા યુક્ત સકળને, સ્થિરતાના પતિ તથા સ્થિર સ્થપતિસ્થિરને નમસ્કાર છે. ૪૬

વિજિતાત્મા વિધેયાત્મા ભૂતવાહનસારથિઃ।
સગણો ગણકાર્યશ્ચ સુકીર્તિશ્છિન્નસંશયઃ॥૪૭॥

સ્વાધીન આત્માથી યુક્ત એવા વિજિતાત્માને, વિધેય સ્વરૂપવાળા વિધેયાત્માને, જીવોને કર્મફળની પ્રાપ્તિ કરાવનાર બ્રહ્મા જેના સારથિ છે તે ભૂતવાહનસારથિને, પ્રમથ આદિ ગણો સહિત સગણને, સહિત બ્રહ્માંડરૂપ કાર્યવાળા ગણકાર્યને, ભક્તોને સુંદર કીર્તિ આપનાર સુકીર્તિને (૧૫૦) ભક્તોના સંશયોને છેદનાર છિન્નસંશયને નમસ્કાર છે. ૪૭

કામદેવઃ કામપાલો ભસ્મોદ્ધૂલિતવિગ્રહઃ।
ભસ્મપ્રિયો ભસ્મશાયી કામી કાન્તઃ કૃતાગમઃ॥

કામદેવને, કામનું પાલન કરનાર કામપાલને, ભસ્મ ધારણ કરવાને કારણે થયેલા ધૂસર સ્વરૂપવાળા ભસ્મોદ્ધૂલિતવિગ્રહને, ભસ્મપ્રિયને, ભસ્મમાં શયન કરનાર ભસ્મશાયીને, કામથી યુક્ત કામીને, સુંદર કાન્તને, વેદોના કરનાર કૃતાગમને નમસ્કાર છે. ૪૮

સમાયુક્તો નિવૃત્તાત્મા ધર્મયુક્તઃ સદાશિવઃ।
ચતુર્મુખશ્ચતુર્બાહુર્દુરાવાસો દુરાસદઃ॥૪૯॥

નિત્ય પ્રકૃતિયુક્ત સમાયુક્તને, નિવૃત્ત થયેલ આત્માવાળા નિવૃત્તાત્માને, નમસ્કાર છે. (૧૬૦) ધર્મયુક્તને, સદાશિવને, ચતુર્થ મુખધારી ચતુર્મુખને, ચાર બાહુઓવાળા ચતુર્બાહુ બ્રહ્મારૂપને, દુઃખ દ્વારા યોગીઓથી સમાધિ સમયે ચિત્તમાં સ્થાપિત કરાય છે તે દુરાવાસને, પ્રાપ્ત કરવા અશક્ય એવા દુરાસદને નમસ્કાર છે. ૪૯

દુર્ગમો દુર્લભો દુર્ગઃ સર્વાયુધવિશારદઃ।
અધ્યાત્મયોગનિલયઃ સુતન્તુસ્તન્તુવર્દ્ધનઃ॥૫૦॥

ખૂબ જ પીડાયુક્ત જાણી શકાય એવા દુર્ગમને, ખૂબ જ પ્રયત્ન દ્વારા પ્રાપ્ત થાય એવા દુર્લભને, જેની પાસે જવાનું જ અશક્ય છે તે દુર્ગને, બધા આયુધોમાં પારંગત પરશુરામ આદિ જેના દ્વારા જ્ઞાન પામ્યા છે તે સર્વાયુધવિશારદને, અધ્યાત્મયોગના સ્થાનવાળા અધ્યાત્મયોગનિલયને, સુંદર તંતુ એટલે કે સંતતિવાળા સુતંતુને, (૧૭૦) અવિચ્છિન્નપણે સંતતિની વૃદ્ધિ કરનાર તંતુવર્ધનને નમસ્કાર છે. ૫૦

શુભાઙ્ગો લોકસારઙ્ગો જગદીશોઽમૃતાશનઃ।
ભસ્મશુદ્ધિકરો મેરુરોજસ્વી શુદ્ધવિગ્રહઃ॥૫૧॥

સુંદર અંગ જેના દ્વારા પ્રાપ્ત થાય છે તે શુભાંગને, લોકો જેના માટે પશુ-પક્ષી સમાન રમકડાંરૂપ છે તે લોકસારંગને, વિશ્વના ઈશ જગદીશને, યજ્ઞમાં શેષ રહેલા અમૃતરૂપ અન્નનું ભોજન કરનાર અમૃતાશનને, ભસ્મ દ્વારા થતી શુદ્ધિને કરનાર ભસ્મશુદ્ધિકરને, સુવર્ણ પર્વતરૂપ-મેરુને, સ્વાત્મબળવાળા ઓજસ્વીને, પવિત્ર સ્વરૂપવાળા શુદ્ધવિગ્રહને નમસ્કાર છે. ૫૧

હિરણ્યરેતાસ્તરણિર્મરીચિર્મહિમાલયઃ ।
મહાહ્રદો મહાગર્ભઃ સિદ્ધવૃન્દારવન્દિતઃ॥૫૨॥

સુવર્ણયુક્ત વીર્યવાળા હિરણ્યરેતાને, ભક્તો જેની કૃપા દ્વારા સંસારને તરી જાય છે એવા તરણીને, તથા સૂર્યરૂપ મરીચિને નમસ્કાર છે. (૧૮૦) મહિમા નામની સિદ્ધિના સ્થાનભૂત મહિમાલયને, જ્ઞાનરૂપ સાગરની જેનાથી ઉત્પત્તિ થઈ છે તે મહા હ્રદને, મહત્તત્ત્વના ગર્ભવાળા મહાગર્ભને, સિદ્ધગણો તથા દેવો દ્વારા વંદાયેલા સિદ્ધવૃંદારવંદિતને નમસ્કાર છે. ૫૨

વ્યાઘ્રચર્મધરો વ્યાલી મહાભૂતો મહાનિધિઃ।
અમૃતાઙ્ગોઽમૃતવપુઃ પઞ્ચયજ્ઞઃ પ્રભઞ્જનઃ॥૫૩॥

વ્યાઘ્રચર્મને ધારણ કરનાર વ્યાઘ્ર-ચર્મધરને, વાસુકિ વગેરે સર્પોના ભૂષણવાળા વ્યાલીને, વિરાટ જેનાથી ઉત્પત્તિ થઈ છે તે મહાભૂતને, અક્ષય નિધિવાળા મહાનિધિને, મૃત્યુથી રહિત અંગવાળા અમૃતાંગને, સુવર્ણ જેવા દેહવાળા અમૃતવપુને નમસ્કાર છે. (૧૯૦) પાંચ યાગરૂપ પંચયજ્ઞને, ભક્તોના આવરણનો પૂર્ણપણે નાશ કરનાર પ્રભંજનને નમસ્કાર છે. ૫૩

પઞ્ચવિંશતિતત્ત્વજ્ઞઃ પારિજાતઃ પરાવરઃ।
સુલભઃ સુવ્રતઃ શૂરો વાઙ્મયૈકનિધિર્નિધિઃ॥૫૪॥

પચીસ તત્ત્વોનો ભક્તોને બોધ આપનાર પંચવિંશતિ-તત્ત્વજ્ઞને, કલ્પતરુરૂપ પારિજાતને, વિશ્વરૂપ પરાવરને, ભક્તજનોથી સુખથી પ્રાપ્ત થવા શક્ય સુલભને, પવિત્ર વ્રતનિયમોનું આચરણ કરનાર સુવ્રતને, સૂર્યરૂપ શૂરને, શબ્દશાસ્ત્રના અદ્વિતીય સ્થાનરૂપ વાઙ્મયનિધિને, યોગીઓથી ચિત્તમાં નિરંતર ધારણ કરવામાં આવે છે તે નિધિને નમસ્કાર છે. ૫૪

વર્ણાશ્રમગુરુર્વર્ણી શત્રુજિચ્છત્રુતાપનઃ।
આશ્રમઃ ક્ષપણઃ ક્ષામો જ્ઞાનવાનચલાચલઃ॥૫૫॥

વર્ણો તથા આશ્રમોના ગુરુ વર્ણાશ્રમ ગુરુને, બ્રહ્મચારીરૂપ વર્ણીને, ભક્તોના શત્રુઓને જીતનાર શત્રુજિતને, શત્રુને સંતાપ આપનાર શત્રુતાપનને, જન્મ-મૃત્યુના પરિશ્રમને મટાડનાર બધાના વિશ્રાંતિસ્થાનરૂપ આશ્રમને, ભક્તોનાં પાપનો નાશ કરનાર ક્ષપણને, કૃશરૂપ ક્ષામને, નિત્ય જ્ઞાનયુક્ત જ્ઞાનવાનને, અચલ એટલે કે સ્થિર અને અચલ અર્થાત્ પર્વતોના સર્જનહાર અચલાચલને નમસ્કાર છે. ૫૫

પ્રમાણભૂતો દુર્જ્ઞેયઃ સુપર્ણો વાયુવાહનઃ।
ધનુર્ધરો ધનુર્વેદો ગુણરાશિર્ગુણાકરઃ॥૫૬॥

પ્રત્યક્ષ આદિ પ્રમાણ જેના દ્વારા ઉત્પન્ન થયાં છે તે પ્રમાણભૂતનો ખૂબ જ પ્રયત્ને જાણવા લાયક દુર્જ્ઞેયને, સુંદર વર્ણની પાંખવાળા ગરુડરૂપ સુપર્ણને, વાયુરૂપ વાહનવાળા વાયુવાહનને, ધનુર્ધરને, વેદ જેના દ્વારા ઉત્પન્ન થયા છે એવા ધનુર્વેદને, ગુણોના સમૂહરૂપ ગુણરાશિને, ગુણોની ખાણરૂપ ગુણાકરને નમસ્કાર છે. ૫૬

અનન્તદૃષ્ટિરાનન્દો દણ્ડો દમયિતા દમઃ।
અભિવાદ્યો મહાચાર્યો વિશ્વકર્મા વિશારદઃ॥૫૭॥

અનંત દૃષ્ટિવાળા અનંતદૃષ્ટિને, બ્રહ્મરૂપ આનંદને, સકળ દુષ્ટોનું દમન કરનાર દંડને, ઇન્દ્રિયનિગ્રહરૂપ દમને, બધાના સ્તુત્ય અભિવાદ્યને, મહાન આચાર્યો જેના દ્વારા થયા છે એવા મહાઆચાર્યને, જગત એટલે કે વિશ્વરૂપ કર્મવાળા વિશ્વકર્માને, ખાસ શારદા જેના દ્વારા થયાં છે તે વિશારદને નમસ્કાર છે. ૫૭

વીતરાગો વિનીતાત્મા તપસ્વી ભૂતભાવનઃ।
ઉન્મત્તવેષઃ પ્રચ્છન્નો જિતકામો જિતપ્રિયઃ॥૫૮॥

વિષયો પ્રત્યે આસક્તિરહિત તે વીતરાગને, વિનીત સ્વભાવવાળા વિનીતાત્માને, તપસ્વીને, ભૂતોને ઉત્પન્ન કરનાર ભૂતભાવનને, ઉન્મત્ત વેષવાળા ઉન્મત્તવેષને, કામને જીતનાર જિતકામને, વિષ્ણુ જેને પ્રિય છે તે અજિતપ્રિયને નમસ્કાર છે. ૫૮

કલ્યાણપ્રકૃતિઃ કલ્પઃ સર્વલોકપ્રજાપતિઃ।
તપસ્વી તારકો ધીમાન્પ્રધાનપ્રભુરવ્યયઃ॥૫૯॥

કલ્યાણ કરનારી પ્રકૃતિવાળા કલ્યાણપ્રકૃતિને, બધાથી આગળ એવા કલ્પને, પ્રજાના પાલક સર્વલોકપ્રજાપતિને, તપ એ જ જેનું બધું છે તે તપસ્વીને, ભવ સાગરથી તારનાર તારકને, ધારણાવાળી બુદ્ધિ જેનામાં રહેલી છે એવા ધીમાનને, પ્રકૃતિના સ્વામી પ્રધાન પ્રભુને, નાશથી રહિત અવ્યયને નમસ્કાર છે. ૫૯

લોકપાલોઽન્તર્હિતાત્મા કલ્પાદિઃ કમલેક્ષણઃ।
વેદશાસ્ત્રાર્થતત્ત્વજ્ઞો નિયમો નિયમાશ્રયઃ॥૬૦॥

લોકોનું પાલન કરનાર લોકપાલને, માયા દ્વારા ઢંકાયેલ આત્માવાળા અંતર્હિતાત્માને, શાસ્ત્રના કારણ કલ્પાદિને, કમલા જેમની ચક્ષુથી નીકળી છે તે કમલેક્ષણને, વેદો તથા શાસ્ત્રોના અર્થ અને તત્ત્વને જાણનાર મુનિઓ જેના દ્વારા થયા છે તે વેદશાસ્ત્રાર્થ-તત્ત્વજ્ઞને, યમ નામક યોગનું પ્રથમ અંગ જેના દ્વારા થયું છે તે નિરંતર યમ એવા નિયમને, ઇન્દ્રિયનિગ્રહના આશ્રયવાળા નિયમાશ્રયને નમસ્કાર છે. ૬૦

ચન્દ્રઃ સૂર્ય્યઃ શનિઃ કેતુર્વિરામો વિદ્રુમચ્છવિઃ।
ભક્તિગમ્યઃ પરંબ્રહ્મમૃગવાણાર્પણોઽનઘઃ॥૬૧॥

આહ્‌લાદ આપનારરૂપ ચન્દ્રને, વિશ્વને પ્રેરણા આપનાર સૂર્યને, ગ્રહરૂપ શનિને, ધૂમકેતુરૂપ કેતુને, ખાસ કરીને સ્મણ કરે છે તેથી અતિસુંદર બુધરૂપ વિરામને, પરવાલા જેવી કાંતિમાન મંગળરૂપ વિદ્રુમચ્છવિને, ભક્તિગમ્યને, પરબ્રહ્મરૂપ મૃગને શોધવા બાણ એટલે કે મન જેને અર્પણ કરાય તે પરંબ્રહ્મમૃગબાણાર્પણને,* જેની ભક્તિ કરવાથી અઘ અર્થાત્ કે પાપ રહેતું જ નથી તે અનઘને નમસ્કાર છે. ૬૧

અદ્રિરાજાલયઃ કાન્તઃ પરમાત્મા જગદ્‌ગુરુઃ।
સર્વૈકર્માચલસ્ત્વષ્ટા મઙ્ગલ્યો મઙ્ગલાવૃતઃ॥૬૨॥

મેરુ વગેરેમાં વસવાટ કરનારા અદ્રિરાજાલયને, સારથિરૂપે જેની નજીકમાં રહે છે તે 'કાંત'ને, સર્વવ્યાપક હોવાને કારણે બધે રહેલા સર્વોત્કૃષ્ટ આત્મા એવા પરમાત્માને, હિતનો ઉપદેશ કરનાર, ગુરુ-જગતના ગુરુ એવા જગદ્‌ગુરુને, પૂજા વગેરે સર્વકર્મ જેના કારણે અચલ છે તે સર્વ કર્માચળને, સૂર્યને પણ જે વિસ્તૃત કરે છે તે વિશ્વકર્મરૂપ ત્વષ્ટાને, મંગળ માટે હિતકારી મંગલ્યને, મંગળ દ્વારા આવૃત મંગળાવૃતને નમસ્કાર છે. ૬૨

મહાતપા દીર્ઘતપાઃ સ્થવિષ્ટઃ સ્થવિરો ધ્રુવઃ।
અહઃસંવત્સરો વ્યાપ્તિઃ પ્રમાણં પરમં તપઃ॥૬૩॥

બધાથી ઉત્તમ તપનાં આચરણથી યુક્ત મહાતપાને, (૨૬૦) ચિરકાળ પર્યંત તપ કરનાર દીર્ઘતપાને, અતિશય સ્થૂળ સ્થવિષ્ટને, વૃદ્ધરૂપ સ્થવિરને, અચંચળ ધ્રુવને, દિવસરૂપ, અહન્‌ને, કાળ પરિમાણવાચક સંવત્સરને, બધે વિદ્યમાન વ્યાપ્તિને, મર્યાદારૂપ પ્રમાણને, મુક્તિરૂપ લક્ષ્મીવાળા પરમને (૨૭૦) ઋત આદિરૂપ તપને નમસ્કાર છે. ૬૩

સંવત્સરકરો મન્ત્રઃ પ્રત્યયઃ સર્વદર્શનઃ।
અજઃ સર્વેશ્વરઃ સ્નિગ્ધો મહારેતા મહાબલઃ॥૬૪॥

પ્રભવ આદિ સંવત્સરના કરનાર સંવત્સરકરને, ગુપ્ત સંભાષણરૂપ મંત્રને, અનુભવરૂપ પ્રત્યયને, જેના સ્વરૂપમાં બધાનાં દર્શન થાય તે સર્વદર્શનને, સદાને માટે સિદ્ધ અજને, બધાના ઈશ્વરને, ભક્તના પ્રત્યે પ્રેમભાવવાળા સ્નિગ્ધને, રેતનું સ્ખલન થતું ન હોવાને કારણે પૂજ્ય મહારેતાને, અતિશય બળવાળા મહાબળને નમસ્કાર છે. ૬૪

યોગી યોગ્યો મહારેતાઃ સિદ્ધઃ સર્વાદિરગ્નિદઃ।
વસુર્વસુમનાઃ સત્યઃ સર્વપાપહરો હરઃ॥૬૫॥

* આથી જ શ્રુતિ કહે છે — 'પ્રણવો ધનુઃ શરો હ્યાત્મા બ્રહ્મ તલ્લક્ષ્યમુચ્યતે। અપ્રમત્તેન વેદ્ધવ્યં શરવત્તન્મયો ભવેત્॥' ૐકાર ધનુષ છે; આત્મા બાણ છે તથા બ્રહ્મ લક્ષ્ય છે; આળસરહિત થઈ લક્ષ્યરૂપ બ્રહ્મને પ્રાપ્ત થવા માટે શર જેવા તદ્રૂપ બ્રહ્મરૂપ થવું.

હંમેશા યોગ દ્વારા યુક્ત યોગીને, યોગ અર્થે પ્રાદુર્ભાવ પામનાર યોગ્યને, સુવર્ણરૂપ હોવાને કારણે પૂજ્ય રેતસ્‌વાળા મહારેતાને, (૨૮૦) હંમેશ નિષ્પન્નરૂપ સિદ્ધને, સર્વના આદિ તે સર્વાદિને, જ્ઞાનાગ્નિ આપનાર વસુને, પ્રશસ્ત મનવાળા વસુમનાને, સત્યને, બધા પાપો હરનાર સર્વ પાપહરને, મોક્ષરૂપ અદ્‌ભુત વસ્તુ આપનાર શિવને નમસ્કાર છે. ૬૫

અમૃતઃ શાશ્વતઃ શાન્તો વાણહસ્તઃ પ્રતાપવાન્‌।
કમણ્ડલુધરો ધન્વી વેદાઙ્ગો વેદવિન્મુનિઃ॥૬૬॥

મોક્ષરૂપ અમૃતને, નિત્ય શાશ્વતને, નિઃસ્પૃહ હોવાને કારણે સુખરૂપ શાંતને, ત્રિપુરાસુરનો વિનાશ કરનાર બાણધારી હસ્તવાળા બાણહસ્તને (૨૯૦) પોતાના શૌર્ય દ્વારા શત્રુઓને તપાવનારા પ્રતાપવાનને, કમંડળુધરને, પિનાક નામક ધનુષવાળા ધન્વીને, વેદરૂપ અંગવાળા વેદાંગને, જ્ઞાન જેના દ્વારા પ્રાપ્ત થાય તે વેદવિત્‌ને, મનન કરવાના સ્વભાવવાળા મનનશીલ મુનિને નમસ્કાર છે. ૬૬

ભ્રાજિષ્ણુર્ભોજનં ભોક્તા લોકનેતા દુરાધરઃ।
અતીન્દ્રિયો મહામાયઃ સર્વાવાસશ્ચતુષ્પથઃ॥૬૭॥

પ્રકાશિત થવાની પ્રકૃતિવાળા ભ્રાજિષ્ણુને, અન્નરૂપ ભોજનને, અન્ન ખાનાર ભોક્તાને, લોકોના આદર્શરૂપ લોકનેતાને, (૩૦૦) ખૂબ જ યાતનાથી ધારણ કરાય એવા દુરાધરને, ઇન્દ્રિયોને અગોચર અતીન્દ્રિયને, જેની માયાને પાર ન કરી શકાય એવી મહામાયાને, બધા વિશ્વના આવાસરૂપ સર્વાવાસને ધર્મ વગેરે ચાર પંથવાળા ચતુષ્પથને નમસ્કાર છે. ૬૭

કાલયોગી મહાનાદો મહોત્સાહો મહાબલઃ।
મહાબુદ્ધિર્મહાવીર્યો ભૂતચારી પુરન્દરઃ॥૬૮॥

મૃત્યુને પોતાના કાર્યમાં યોજનાર કાળયોગીને, અનહદ નાદ કરનાર મહાનાદને, ખૂબ જ ઉત્સાહવાળા મહોત્સાહને, બળ આપનાર મહાબળને, વિશાળ બુદ્ધિ આપનાર મહાબુદ્ધિને, અતુલ પરાક્રમવાળા મહાવીર્યને, બધા ભૂતોમાં વિચરણ કરવાના સ્વભાવવાળા ભૂતચારીને (૩૧૦) ત્રિપુરનો નાશ કરનાર પુરંદરને નમસ્કાર છે. ૬૮

નિશાચરઃ પ્રેતચારી મહાશક્તિર્મહાદ્યુતિઃ।
અનિર્દેશ્યવપુઃ શ્રીમાન્સર્વહાર્યમિતો ગતિઃ॥૬૯॥

નિશામાં-કાળરાત્રિમાં ફરનાર નિશાચરને, શબારૂઢ ચામુંડારૂપ મહાશક્તિ પ્રેતચારી મહાશક્તિને, ખૂબ જ તેજસ્વી મહાદ્યુતિને, જેના દેહનો નિર્દેશ ન કરી શકાય તે અનિર્દેશ્યવપુને, હંમેશા શ્રીયુક્ત શ્રીમાનને, બધાને હરવાના સ્વભાવવાળા મહાકાળરૂપ સર્વહારી; મહાકાળ કરતાં પણ અપરિમિત સર્વહાર્યમિતને, સન્માર્ગરૂપ ગતિને નમસ્કાર છે. ૬૯

બહુશ્રુતો બહુમયો નિયતાત્મા ભવોદ્ભવઃ।
ઓજસ્તેજો દ્યુતિકરો નર્તકઃ સર્વકામકઃ॥૭૦॥

જેના દ્વારા શાસ્ત્ર ખૂબ જ સાંભળવામાં આવેલ છે તે બહુશ્રુતને, અપાર સુખ જેના દ્વારા પ્રાપ્ત થાય તે બહુમયને, (૩૨૦) સંયમી મનવાળા નિયતાત્માને, સંસારની ઉત્પત્તિ જેનાથી થઈ છે તે ભવોદ્‌ભવને, બળ, શૌર્ય, દીપ્તિને કરનાર ઓજસ્તેજોદ્યુતિકરને, વિશ્વના સૂત્રધારરૂપ નર્તકને, વિશ્વરૂપ કાળ ઇચ્છાવાળા સર્વકામકને નમસ્કાર છે. ૭૦

નૃત્યપ્રિયો નૃત્યનૃત્યઃ પ્રકાશાત્મા પ્રતાપનઃ।
બુદ્ધસ્પષ્ટાક્ષરો મન્ત્રઃ સન્માનઃ સારસમ્પ્લવઃ॥૭૧॥

નૃત્ય જેને પ્રિય છે તે નૃત્યપ્રિયને, નૃત્ય તથા નર્તન વગેરેના પ્રવર્તક નૃત્ય-નૃત્યને, પ્રદીપ્ત આત્માવાળા પ્રકાશાત્માને, ગરમી દ્વારા તપાવનાર સૂર્યરૂપ પ્રતાપનને, જેના દ્વારા સનક વગેરેને જ્ઞાન થયું તે બુદ્ધસ્પષ્ટાક્ષરને, જેનું રટણ કરવાને કારણે રક્ષણ થાય છે એવા ગાયત્રી આદિરૂપ મંત્રને, (૩૩૦) સત્પુરુષોને પ્રમાણભૂત સન્માનને, ભવસાગરને તરવા અર્થે તરાપારૂપ સારસંપ્લવને નમસ્કાર છે. ૭૧

યુગાધિકૃદ્ યુગાવર્ત્તો ગમ્ભીરો વૃષવાહનઃ।
ઇષ્ટો વિશિષ્ટઃ શિષ્ટેષ્ટઃ શરભઃ શરભો ધનુઃ॥૭૨॥

સત્યયુગ વગેરે યુગોના સંચાલક યુગાદિકૃદ્‌યુગાવર્તને, વિષ્ણુ પણ જેમને જાણી શક્યા નથી એવા ગંભીરને, ધર્મરૂપ વાહનવાળા વૃષવાહનને, સર્વને પ્રિય ઇષ્ટને, સર્વ વિશિષ્ટને, શિષ્ટજનોથી પૂજિત શિષ્ટેષ્ટને, પક્ષીરૂપ શરભને, શર અર્થાત્ બાણને ભજે-સેવા કરે તે શરભ તથા તેથી જ ધનુષરૂપ શરભને તથા ધનુષને નમસ્કાર છે. ૭૨

અપાંનિધિરધિષ્ઠાનં વિજયો જયકાલવિત્।
પ્રતિષ્ઠિતઃ પ્રમાણજ્ઞો હિરણ્યકવચો હરિઃ॥૭૩॥

સાગરથી યુક્ત અપાંનિધિને નમસ્કાર છે. (૩૪૦) અધિષ્ઠાનરૂપ લિંગ દેહ પર વિજય મેળવનાર અધિષ્ઠાનવિજયને, જયકાલનું જ્ઞાન કરાવનાર જયકાલવિત્‌ને, પ્રતિષ્ઠા-વિશ્વની સ્થિતિ જેના દ્વારા થઈ છે તે પ્રતિષ્ઠિતને, બ્રહ્માંડ વગેરે પરિમાણને જાણનાર પ્રમાણજ્ઞને, સોનાના કવચવાળા હિરણ્યકવચને, સ્મરણ કરવાથી પાતકોને હરનાર હરિને નમસ્કાર છે. ૭૩

વિરોચનઃ સુરગણો વિદ્યેશો વિબુધાશ્રયઃ।
બાલરુપો બલોન્માથી વિવર્ત્તો ગહનો ગુરુઃ॥૭૪॥

વિશેષતાથી સર્વ કરતાં વધુ રુચે છે આથી વિરોચનને, દેવો જેના પાર્ષદ છે તે સુરગણને, વિદ્યાના ઈશ વિદ્યેશને, જ્ઞાનીઓના આશ્રયરૂપ વિબુધાશ્રયને, બાલરૂપને, (૩૫૦) અસુરોના સૈન્યબળનું ઉન્મથન કરવાના સ્વભાવવાળા બલોન્માથીને, વિશ્વનો ભ્રમ કરાવનારા વિવર્તને, ગહન એટલે કે સ્વતઃ દુર્બોધ ગુરુ ગહનગુરુને નમસ્કાર છે. ૭૪

કરણં કારણં કર્ત્તા સર્વબન્ધવિમોચનઃ।
વિદ્વત્તમો વીતભયો વિશ્વભર્ત્તા નિશાકરઃ॥૭૫॥

વિશ્વની ઉત્પત્તિમાં કારણ એવા મનરૂપ કરણને, નિમિત્તકારણ બુદ્ધિરૂપ કારણને, સર્વને ઉત્પન્ન કરનાર કર્તાને, સર્વ બંધનોથી મુક્તિ અપાવનાર પરમાત્મારૂપ સર્વબંધવિમોચનને, વિદ્વાનોમાં ઉત્તમ એવા વિદ્વત્તમને, જેના દ્વારા ભય નાશ પામે એવા વીતભયને, જગતનું પોષણ કરનાર વિશ્વભર્ત્તાને, પ્રલયરૂપ રાત્રિ કરનાર નિશાકરને નમસ્કાર છે. (૩૬૦) ૭૫

વ્યવસાયો વ્યવસ્થાનઃ સ્થાનદો જગદાદિજઃ।
દુન્દુભો લલિતો વિશ્વો ભવાત્માત્મનિ સંસ્થિતઃ॥૭૬॥

વિશેષ રૂપે વ્યવસાય અર્થાત્ તત્ત્વનો નિશ્ચય કરનાર વ્યવસાયને, વિશેષ રૂપે અવસ્થાન-પુનરાવૃત્તિથી રહિત વ્યવસ્થાનને, ઇન્દ્ર વગેરે પદોને આપનાર સ્થાનદને, વિશ્વના આદિમાં થયેલ જગદાદિજને, નરેન્દ્રરૂપ દુંદુભિવાળા દુંદુભને, સર્વ સુંદરરૂપ લલિતને, જગદ્રુપ વિશ્વને, પાંચભૌતિક શરીરોના જીવમાં સ્થાયી અંતર્યામી રૂપે વિદ્યમાન રહેલ ભવાત્માત્મનિ-સંસ્થિતને નમસ્કાર છે. ૭૬

વીરેશ્વરો વીરભદ્રો વીરહા વીરભૃદ્ વિરાટ્।
વીરચૂડામણિર્વેત્તા તીવ્રનાદો નદીધરઃ॥૭૭॥

શૂરોના ઈશ્વર વીરેશ્વરને, ગણોના ઈશ્વરરૂપ વીરભદ્રને, વીરોને હણનાર વીરહાને, (૩૭૦) વીરોનું પોષણ કરનારાઓમાં વિરાટ સાર્વભૌમ વીરભૃદ્વિરાટને, વીરોના ચૂડામણિ એટલે કે માથા ઉપર ધારણ કરવા યોગ્ય શિરોરત્નરૂપ વીરચૂડામણિને, સર્વજ્ઞ વેત્તાને, તીવ્ર નાદવાળા તીવ્રનાદને, સમુદ્રરૂપે નદીઓને ધારણ કરનાર નદીધરને નમસ્કાર છે. ૭૭

આજ્ઞાધારસ્ત્રિશૂલી ચ શિપિવિષ્ટઃ શિવાલયઃ।
વાલખિલ્યો મહાચાપસ્તિગ્માંશુર્નિધિરવ્યયઃ॥૭૮॥

અવિચ્છિન્નરૂપ આજ્ઞારૂપ ધારાવાળા આજ્ઞાધરને, ત્રિશૂળ ધારણ કરનાર, ત્રિશૂલીને, શિપિ એટલે કે રશ્મિ-કિરણ, તેમાં પ્રવેશ પામનાર શિપિવિષ્ટને, ઉમાના આશ્રયરૂપ શિવાલયને, ઋષિરૂપ વાલખિલ્યને, (૩૮૦) મહત્ એટલે કે વિદેહરાજ જનકને, મોટા ધનુષવાળા મહાચાપને, સૂર્યરૂપ તિગ્માંશુને, નાશથી રહિત નિધિ ધરાવનાર નિધિરવ્યયને નમસ્કાર છે. ૭૮

અભિરામઃ સુશરણઃ સુબ્રહ્મણ્યઃ સુધાપતિઃ।
મઘવાન્કૌશિકો ગોમાન્વિશ્રામઃ સર્વશાસનઃ॥૭૯॥

યોગીઓ જેમાં બધી બાજુઓથી રમણ કરે છે એવા અભિરામને, સર્વના ડરના નિવારણરૂપે સુશરણને; તપ, વેદ, સત્ય તથા જ્ઞાન બ્રહ્મરૂપ છે, એમના દ્વારા નિરંતર યુક્ત સુબ્રહ્મણ્યને, મઘવાન્ શક્ર-ઇન્દ્રરૂપ કૌશિક એવા મઘવાન-કૌશિકને, વિશ્વરૂપ ગોવાળા ગોમાનને, જન્મ-મૃત્યુ વગેરે શ્રમસમૂહનો શ્રમ જેની કૃપા દ્વારા દૂર થાય છે તે વિશ્રામને, (૩૯૦) બધા ઉપર શાસનવાળા સર્વશાસનને નમસ્કાર છે. ૭૯

લલાટાક્ષો વિશ્વદેહઃ સારઃ સંસારચક્રભૃત્।
અમોઘદણ્ડી મધ્યસ્થો હિરણ્યો બ્રહ્મવર્ચસી॥૮૦॥

લલાટમાં ચક્ષુવાળા લલાટાક્ષને, વિશ્વરૂપ શરીરવાળા વિશ્વદેહને, પ્રલયમાં પણ મુખ્ય સ્થિર અંશરૂપ સારને, સંસારચક્રનું ભરણપોષણ કરનાર, સંસારચક્રભૃતને, અમોઘ દંડવાળા અમોઘદંડીને, બધામાં સમભાવવાળા ઉદાસીન મધ્યસ્થને, સ્વર્ણરૂપ હિરણ્યને, તપના પ્રભાવ દ્વારા દીપ્તિમાન બ્રહ્મવર્ચસીને નમસ્કાર છે. ૮૦

પરમાર્થઃ પરમયઃ શમ્બરો વ્યાઘ્રકોઙનલઃ।
રુચિર્વરરુચિર્વન્દ્યો વાચસ્પતિરહર્પતિઃ॥૮૧॥

મોક્ષરૂપ અર્થને સિદ્ધ કરનાર પરમાર્થને, આત્યંતિક સુખરૂપ પરમાર્થને, ઉત્તમ શંબરને, વ્યાઘ્ર નામક દૈત્યના નાશક વ્યાઘ્રકને, અગ્નિરૂપ અનલને, દીપ્તિરૂપ રુચિને, ઉત્તમ દીપ્તિવાળા વરરુચિને, સર્વને સ્તુતિ કરવા યોગ્ય વંદ્યને, વિદ્યાના પતિ વાચસ્પતિને, દિવસના પતિ અહર્પતિને નમસ્કાર છે. ૮૧

રવિર્વિરોચનઃ સ્કન્ધઃ શાસ્તા વૈવસ્વતોઙજનઃ।
યુક્તિરુન્નતકીર્તિશ્ચ શાન્તરાગઃ પરાજયઃ॥૮૨॥

સૂર્યરૂપ રવિને તથા બ્રહ્માંડને વિશેષરૂપે પ્રકાશિત કરનાર વિરોચનને, (૪૧૦) સમૂહરૂપ સ્કંધને, શાસન કરનાર શાસ્તા-વૈવસ્વતને, મનુષ્ય દ્વારા જેનો પ્રાદુર્ભાવ નથી એવા અજનને, યોગરૂપ યુક્તિને, ઘણી કીર્તિવાળા ઉન્નકીર્તિન, શાંત એટલે કે ઇચ્છાઓનો ત્યાગ કરનાર મનુષ્યોનો જેનામાં રાગ છે એવા શાંત રાગને, સર્વનો પરાજય કરનાર પરાજયને નમસ્કાર છે. ૮૨

કૈલાસપતિકામારિઃ સવિતા રવિલોચનઃ।
વિદ્વત્તમો વીતભયો વિશ્વહર્તા નિવારિતઃ॥૮૩॥

કામના શત્રુ કૈલાસપતિ કૈલાસપતિકામારિને, સવિતાને, સૂર્યરૂપ લોચન-ચક્ષુવાળા રવિલોચનને, વિદ્વાનોની કાંક્ષા કરનાર વિદ્વત્તમને, વ્યાપ્ત ભયવાળા વીતભયને, જગતનો સંહાર કરનાર વિશ્વહર્તાને, કોઇનાથી ય નિવારી ન શકાય એવા નિવારિતને નમસ્કાર છે. ૮૩

નિત્યો નિયતકલ્યાણઃ પુણ્યશ્રવણકીર્તનઃ।
દૂરશ્રવા વિશ્વસહો ધ્યેયો દુઃસ્વપ્નનાશનઃ॥૮૪॥

અવ્યય-અવિનાશી નિત્યને, નિયત એટલે કે અખંડિત કલ્યાણ કરનાર નિયતકલ્યાણને, જેના નામનું શ્રવણ તથા કીર્તન પુણ્યકારી છે તે પુણ્ય શ્રવણકીર્તનને, દૂરના સ્થળે રહીને પણ સાંભળી શકે છે તે દૂરશ્રવાને, વિશ્વસહને, ધ્યાન-ચિંતન કરવા યોગ્ય ધ્યેયને, સ્મરણથી દુઃસ્વપ્નનો નાશ કરનાર દુઃસ્વપ્નનાશનને નમસ્કાર છે. ૮૪

ઉત્તારકો દુષ્કૃતિહા દુર્ધર્ષો દુઃસહોઙભયઃ।
અનાદિર્ભૂર્ભુવો લક્ષ્મીઃ કિરીટિત્રિદશાધિપઃ॥૮૫॥

ભક્તોને ભવસાગરમાંથી તારનાર ઉત્તારકને; દુષ્કર્મ કરનાર પાપીઓને હણનાર દુષ્કૃતિહાને, જેનો પરાભવ કરી જ ન શકાય એવા દુર્ધર્ષને, દુઃસહને, ભયથી રહિત અભયને, જેનો આદિ નથી એવા અનાદિને, પૃથ્વીરૂપ ભૂઃને, પૃથ્વીની શોભારૂપ લક્ષ્મીવાળા ભુવોલક્ષ્મીને, મુખ્ય દેવોના સ્વામી કિરીટિત્રિદશાધિપને નમસ્કાર છે. ૮૫

વિશ્વગોપ્તા વિશ્વભર્ત્તા સુધીરો રુચિરાઙ્ગદઃ।
જનનો જનજન્માદિઃ પ્રીતિમાન્નીતિમાન્નયઃ॥૮૬॥

વિશ્વની રક્ષા કરનાર વિશ્વગોપ્તાને, વિશ્વના ભર્તા વિશ્વભર્તાને, હંમેશા ધીર સુધીરને, રમણીય બાહુભૂષણવાળા રુચિરાંગદને વિશ્વનો પ્રાદુર્ભાવ કરનાર જનનને, જનોનો આદિજન્મ જેના દ્વારા થયો છે તે જનજન્માદિને, હંમેશા પ્રીતિયુક્ત પ્રીતિમાનને, નીતિયુક્ત નીતિમાનને, ન્યાયરૂપ નયને નમસ્કાર છે. ૮૬

વિશિષ્ટઃ કાશ્યપો ભાનુર્ભીમો ભીમપરાક્રમઃ।
પ્રણવઃ સપ્તધાચારો મહાકાયો મહાધનુઃ॥૮૭॥

પ્રલયકાળે પણ રહેલ વિશિષ્ટને, કશ્યપ ઋષિના પુત્ર કાશ્યપને, (૪૫૦) સૂર્યરૂપ ભાનુને, જેના દ્વારા બધા ભય પામે છે તે ભીમને, ભયંકર પરાક્રમવાળા ભીમપરાક્રમને, ૐકારરૂપ પ્રણવને, આવહ વગેરે સાત વાયુરૂપ ગમન-વિચરણ કરનાર સપ્તધાચારને, વિરાટ દેહવાળા મોટા ધનુષધારી મહાકાય-મહાધનુને નમસ્કાર છે. ૮૭

જન્માધિપો મહાદેવઃ સકલાગમપારગઃ।
તત્ત્વાતત્ત્વવિવેકાત્મા વિભૂષ્ણુર્ભૂતિભૂષણઃ॥૮૮॥

જન્મ ઉત્પત્તિના અધિપ જન્માધિપને, મહાદેવને, બધા વેદોના પારંગત સકલાગમ-પારગને, તત્ત્વ તથા અતત્ત્વનો વિવેક કરનાર આત્માના સ્વરૂપી તત્ત્વાતત્ત્વ-વિવેકાત્માને, (૪૬૦) ખાસ કરીને બધે વિદ્યમાન વિભૂષ્ણુને, અણિમા વગેરે ઐશ્વર્યયુક્ત ભૂષણવાળા ભૂતિભૂષણને નમસ્કાર છે. ૮૮

ઋષિર્બ્રાહ્મણવિજ્જિષ્ણુર્જન્મમૃત્યુજરાતિગઃ ।
યજ્ઞો યજ્ઞપતિર્યજ્વા યજ્ઞાન્તોઽમોઘવિક્રમઃ॥૮૯॥

ઇન્દ્રિયોથી પર વસ્તુ જોનાર ઋષિને, બ્રાહ્મણોના જ્ઞાનને જીતવાના અભિલાષી બ્રાહ્મણવિજ્જિષ્ણુને, જન્મ, મૃત્યુ તથા જરાથી પર ગયેલ જન્મમૃત્યુજરાતિગને, અગ્નિષ્ટોમાદિરૂપ યજ્ઞને તથા યજ્ઞના સ્વામી યજ્ઞપતિને, બધાના યજમાનરૂપ યજ્વાને, યજ્ઞોનો અંત કરાવનાર યજ્ઞાંતને, નિષ્ફળ ન નીવડે એવા પરાક્રમી અમોઘ-વિક્રમને નમસ્કાર છે. ૮૯

મહેન્દ્રો દુર્ભરઃ સેની યજ્ઞાઙ્ગો યજ્ઞવાહનઃ।
પઞ્ચબ્રહ્મસમુત્પત્તિર્વિશ્વેશો વિમલોદયઃ॥૯૦॥

પરમેશ્વરરૂપ મહા ઇન્દ્ર મહેન્દ્રને, (૪૭૦) દુઃખ દ્વારા અથાગ્ પ્રયત્નથી પણ ચિત્તમાં ધારણ કરવા અશક્ય દુર્ભરને, પ્રમથ વગેરે ગણોના સૈન્યવાળા સેનીને, યજ્ઞરૂપ અંગવાળા યજ્ઞાંગને, યજ્ઞની પ્રાપ્તિ કરાવનાર યજ્ઞવાહનને, સદ્યોજાત વગેરે પાંચ બ્રહ્મવેત્તાઓના ઉત્પાદક પંચબ્રહ્મસમુત્પત્તિને, જગતના નિયંતા વિશ્વેશને, વિમલ ઉદયવાળા વિમલોદયને નમસ્કાર છે. ૯૦

આત્મયોનિરનાદ્યન્તો ષડ્વિંશત્સપ્તલોકધૃક્।
ગાયત્રીવલ્લભઃ પ્રાંશુર્વિશ્વાવાસઃ પ્રભાકરઃ॥૯૧॥

સ્વયં જ પોતાના કારણરૂપ આત્મયોનિને, આદિ અને અંતથી પર અનાદ્યંતને, છવ્વીસ તત્ત્વ અને સાત લોકને ધારણ કરનાર ષડવિંશત્સપ્તલોકધૃક્‌ને, ગાયત્રીના પ્રિય ગાયત્રીવલ્લભને, (૪૮૦) સુષુમ્ણા વગેરે કિરણવાળા પ્રાંશુને, જગતમાં નિવાસ કરનાર વિશ્વાવાસને, પ્રભા કરનાર પ્રભાકરને નમસ્કાર છે. ૯૧

**શિશુર્ગિરિરતઃ સમ્રાટ્‌સુષેણઃ સુરશત્રુહા।**
**અમોઘોઽરિષ્ટમથનો મુકુન્દો વિગતજ્વરઃ॥૯૨॥**

બાલરૂપ શિશુને, મંદર વગેરે ગિરિઓમાં રત્‌ પ્રીતિવાળા ગિરિરત્‌ને, સમ્રાટની શોભાવાળી સેનાયુક્ત સમ્રાટસુષેણને, સુરશત્રુ એટલે કે પૂર્વદેવ આદિ સુરશત્રુઓનું હનન કરનાર સુરશત્રુહાને, જેનો સંકલ્પ વ્યર્થ નથી એવા અમોઘને, સંકટોને નષ્ટ કરનાર અરિષ્ટમથનને, મુક્તિ આપનાર મુકુંદને, (૪૯૦) સંસારતાપ જેમનાથી નષ્ટ થાય તે વિગતજ્વરને નમસ્કાર છે. ૯૨

**સ્વયંજ્યોતિરનુજ્યોતિરાત્મજ્યોતિરચઞ્ચલઃ।**
**પિઙ્ગલઃ કપિલશ્મશ્રુઃ શાસ્ત્રનેત્રત્રયીતનુઃ॥૯૩॥**

સ્વયં આત્મા દ્વારા જ જ્યોતિ એટલે કે પ્રકાશક સ્વયંજ્યોતિને, જેની પાછળ નક્ષત્ર વગેરે ચાલે છે તે અનુજ્યોતિક્‌ને, ચૈતન્યરૂપ આત્મજ્યોતિને, જે ચંચળ નથી એવા કૂટસ્થ અચંચલને, કપિલવર્ણના પિંગલને, કપિલ વર્ણવાળા શ્મશ્રુ મુખ ઉપરના વાળવાળા કપિલશ્મશ્રુને, ઋક્‌, યજુ તથા સામ — આ વેદત્રયીરૂપ દેહવાળા તથા ન્યાય-વ્યાકરણરૂપ શાસ્ત્રના ચક્ષુવાળા શાસ્ત્ર-નેત્રત્રયીતનુને નમસ્કાર છે. ૯૩

**જ્ઞાનસ્કન્ધો મહાજ્ઞાની નિરુત્પત્તિરુપપ્લવઃ।**
**ભગો વિવસ્વાનાદિત્યો યોગાચાર્યો બૃહસ્પતિઃ॥૯૪॥**

જ્ઞાનના સમૂહવાળા જ્ઞાનસ્કંધને, ઘણા જ્ઞાની મહાજ્ઞાનીને, (૫૦૦) ઉત્પત્તિ શૂન્ય નિરુત્પત્તિને, ઉપદ્રવરૂપ ઉપપ્લવને, ષડ્‌ગુણ ઐશ્વર્યરૂપ ભગને, આદિત્યરૂપ વિવસ્વાનને, યોગના આચાર્ય યોગાચાર્યને, દેવોના આચાર્યરૂપ બૃહસ્પતિને નમસ્કાર છે. ૯૪

**ઉદારકીર્ત્તિરુદ્યોગી સદ્યોગી સદસન્મયઃ।**
**નક્ષત્રમાલી રાકેશઃ સાધિષ્ઠાનઃ ષડાશ્રયઃ॥૯૫॥**

ઉદારકીર્તિને, ઉત્કૃષ્ટ યોગવાળા ઉદ્યોગીને, સત્‌માં યોગવાળા સદ્યોગીને, બ્રહ્મ તથા વિશ્વ બંને સ્વરૂપના સદસન્મયને, નક્ષત્રો દ્વારા શોભાયમાન નક્ષત્રમાલીને, ચંદ્રરૂપ રાકેશને, અધિષ્ઠાન એટલે કે પ્રકૃતિ સાથે એવા સાધિષ્ઠાનને, કામ વગેરે છ તત્ત્વોના આશ્રય ષડાશ્રયને નમસ્કાર છે. ૯૫

**પવિત્રપાણિઃ પાપારિર્મણિપૂરો મનોગતિઃ।**
**હૃત્પુણ્ડરીકમાસીનઃ શુક્લઃ શાન્તો વૃષાકપિઃ॥૯૬॥**

પવિત્ર હસ્તવાળા પવિત્રપાણિને, પાપનાશક પાપારિને, મણિઓના સ્થાનરૂપ મણિપૂરને, બીજી ઇન્દ્રિયો દ્વારા અગ્રાહ્ય પણ મન દ્વારા જેનામાં ગતિ થાય એવા મનોગતિને, હૃદયરૂપ કમળમાં વસનાર હૃત્પુંડરીકમાસીનને, શ્વેત વર્ણના શુક્લને, ઉપશમયુક્ત શાંતને, ધર્મને કંપિત ન કરનાર વૃષાકપિને નમસ્કાર છે. (૫૨૦) ૯૬

વિષ્ણુર્ગ્રહપતિઃ કૃષ્ણઃ સમર્થોઽનર્થનાશનઃ।
અધર્મશત્રુરક્ષય્યઃ પુરુહૂતઃ પુરુષ્ટુતઃ॥૯૭॥

વિશ્વમાં વ્યાપેલા વિષ્ણુને, સોમ વગેરે ગ્રહોના સ્વામી ગ્રહપતિને, પાપને નષ્ટ કરનાર કૃષ્ણને, સંપૂર્ણ અર્થવાળા સમર્થને, અર્થ એટલે કે વાસનાનો નાશ કરનાર અર્થનાશનને, અધર્મના શત્રુને, જેનો ક્ષય ન થાય એવા અક્ષયને, યજ્ઞોમાં આહ્વાન કરાય તે પુરુહુતને, વેદોમાં ઘણી જ સ્તુતિ કરવામાં આવી છે તે પુરુષ્ટુતને, નમસ્કાર છે. ૯૭

બ્રહ્મગર્ભો બૃહદ્ગર્ભો ધર્મધેનુર્ધનાગમઃ।
જગદ્ધિતૈષિસુગતઃ કુમારઃ કુશલાગમઃ॥૯૮॥

બ્રહ્માના ગર્ભરૂપ બ્રહ્મગર્ભને, બ્રહ્માંડરૂપ ગર્ભવાળા બૃહદ્ગર્ભને, (૫૩૦) ધર્મને પૂર્ણ કરનારા ધર્મધેનુને, જેના દ્વારા ધન પ્રાપ્ત થાય તે ધનાગમને, વિશ્વનું હિત ઇચ્છતા તે જગદ્ધિતૈષી, સુખ દ્વારા જેમાં ગમન થાય તે સુગત જગદ્ધિતૈષી સુગતને, જગદ્રૂપ દ્વારા ક્રીડા કરનાર કુમારને, કલ્યાણની પ્રાપ્તિ જેના દ્વારા તે કુશળાગમને નમસ્કાર છે. ૯૮

હિરણ્યવર્ણો જ્યોતિષ્માન્નાનાભૂતધરો ધ્વનિઃ।
અરોગો નિયમાધ્યક્ષો વિશ્વામિત્રો દ્વિજોત્તમઃ॥૯૯॥

સોના જેવા વર્ણવાળા હિરણ્યવર્ણને, હંમેશા કાંતિયુક્ત જ્યોતિષ્માનને, અનંત જીવોના ધારક નાનાભૂતધરને, અનાહતધ્વનિરૂપ ધ્વનિને, રોગને રહિત કરનાર અરોગને, (૫૪૦) નિયમોના અધ્યક્ષ નિયમાધ્યક્ષને, ઋષિઓમાં ઉત્તમ એવા વિશ્વામિત્રને નમસ્કાર છે. ૯૯

બૃહજ્જ્યોતિઃ સુધામા ચ મહાજ્યોતિરનુત્તમાઃ।
માતામહો માતરિશ્વા નભસ્વાન્નાગહારધૃક્॥૧૦૦॥

સૂર્યરૂપ જ્યોતિવાળા બૃહજ્જ્યોતિને, સુંદર તેજવાળા સુધામાને, તેજોરૂપ જ્યોતિવાળા મહાજ્યોતિષને, જેના કરતા કોઈ શ્રેષ્ઠ નથી તે અનુત્તમને, વિશ્વની જનની માયાના પિતા માતામહને, નભમાં વૃદ્ધિ પામનાર વાયુરૂપ માતરિશ્વાને, નભ એટલે કે આકાશ પણ જેનામાં રહેલ છે તે નભસ્વાનને, નાગરૂપ હારને નિર્ભયપણે ધારણ કરનાર નાગહારધૃકને નમસ્કાર છે. (૫૫૦) ૧૦૦

પુલસ્ત્યઃ પુલહોઽગસ્ત્યો જાતૂકર્ણ્યઃ પરાશરઃ।
નિરાવરણધર્મજ્ઞો વિરિઞ્ચો વિષ્ટરશ્રવાઃ॥૧૦૧॥

ઋષિરૂપ પુલસ્ત્યને, ઋષિરૂપ પુલહને, મુનિરૂપ જાતૂકર્ણ્યને, ઋષિરૂપ પરાશરને, જેનું આવરણ દૂર થયેલ છે તેવા મોક્ષ ધર્મને જાણનાર નિરાવરણધર્મજ્ઞને, વિશેષ રૂપે રચના કરનાર બ્રહ્મારૂપ વિરિંચને, વિષ્ટર અશ્વત્થ વૃક્ષમાં સંભળાય છે એવા વિષ્ણુરૂપ વિષ્ટરશ્રવાને નમસ્કાર છે. ૧૦૧

આત્મભૂરનિરુદ્ધોઽત્રિજ્ઞાનમૂર્તિર્મહાયશાઃ।
લોકચૂડામણિર્વીરઃ ચણ્ડસત્યપરાક્રમઃ॥૧૦૨॥

આત્મા એટલે કે મનમાં પ્રદ્યુમ્ન-કામદેવરૂપે ઉત્પન્ન થનાર આત્મજને, જેને અટકાવી નહીં શકાય એવા અનિરુદ્ધને, (૫૬૦) અત્રિરૂપ જ્ઞાનમૂર્તિ અત્રિજ્ઞાનમૂર્તિને, મહાન યશવાળા મહાયશાને, લોકોમાં શિરોરત્નરૂપ ચૂડામણિ એવા લોકચૂડામણિને, અપરાજિત વીરને, સત્ય પરાક્રમવાળા ચંડસત્યપરાક્રમને નમસ્કાર છે. ૧૦૨

વ્યાલકલ્પો મહાકલ્પો મહાવૃક્ષઃ કલાધરઃ।
અલઙ્કરિષ્ણુસ્ત્વચલો રોચિષ્ણુર્વિક્રમોત્તમઃ॥૧૦૩॥

સર્પોમાં વાસુકિરૂપ વ્યાલકલ્પને, મહાન પૂજ્ય કલ્પ એટલે કે ન્યાયવાળા મહાકલ્પને, અશ્વત્થરૂપ સંસાર મહાવૃક્ષના જનકરૂપ મહાવૃક્ષને, ચંદ્રની કળાને ધારણ કરનાર કલાધરને, પોતાના બધા ભક્તોનું અલં એટલે કે પર્યાપ્ત કરવાના સ્વભાવવાળા અલંકરિષ્ણુને, (૫૭૦) ચળે નહીં તે અચલ હિમાલયરૂપ અચળને, રુચ એટલે કે દીપ્તિને કરનાર રોચિષ્ણુને, ઉત્તમ બધાથી શ્રેષ્ઠ વિક્રમવાળા વિક્રમોત્તમને નમસ્કાર છે. ૧૦૩

શુશબ્દપતિર્વેગી પ્લવનઃ શિખિસારથિઃ।
અસંસૃષ્ટોઽતિથિઃ શક્રઃ પ્રમાથી પાપનાશનઃ॥૧૦૪॥

શબ્દોના સ્વામીના સર્જનહાર આશુશબ્દપતિને ઝડપથી કાર્ય કરનાર વેગીને, જેની કૃપા દ્વારા સંસાર તરી શકાય છે તે પ્લવનને, પાવકના સારથિ એટલે કે સહાયક વાયુરૂપ શિખિસારથિને, માયા કરતાં અલિપ્ત અસંસૃષ્ટને, જેની આવવાની તિથિ નક્કી નથી તે અતિથિને, બધું જ કરવામાં સમર્થ હોય તે ઇન્દ્ર, અસુરોના સૈન્યને મથી નાખવાના સ્વભાવવાળા પ્રમાથી ઇન્દ્રરૂપ શક્રપ્રમાથીને, (૫૮૦) પાપનો નાશ કરનાર પાપનાશનને નમસ્કાર છે. ૧૦૪

વસુશ્રવઃ કવ્યવાહઃ પ્રતપ્તો વિશ્વભોજનઃ।
જર્ય્યો જરાધિશમનો લોહિતશ્ચ તનૂનપાત્॥૧૦૫॥

મધુર શ્રવણવાળા વસુશ્રવાને, વહ્નિરૂપ કવ્યવાહને, અથાગ તપ કરનાર પ્રતપ્તને, વિશ્વરૂપ ભોજનવાળા વિશ્વભોજનને, જીર્ણ થવા યોગ્ય અન્નરૂપ જર્યને, વૃદ્ધત્વનું શમન કરનાર જરાધિશમનને, રક્તવર્ણ લોહિતને, (પોતાના) દેહનું રક્ષણ નથી કરતા પણ ભક્તોને અર્પી દે એવા તનૂનપાતને નમસ્કાર છે. ૧૦૫

પૃષદશ્વો નભોયોનિઃ સુપ્રતીકસ્તમિસ્રહા।
નિદાઘસ્તપનો મેઘઃ પક્ષઃ પરપુરઞ્જયઃ॥૧૦૬॥

પાણીના કણોને અશ્વોની જેમ વાયુરૂપે લઈ જાય તે પૃષદશ્વને, (૫૯૦) નભ એટલે કે અંતરિક્ષરૂપે વિશ્વને બાંધનાર નભને, વિશ્વ એ જ આકર એટલે કે ખાણરૂપ જગદાકરરૂપ યોનિને, સુંદર પ્રતીક એટલે કે અવયવવાળા સુપ્રતીકને, અજ્ઞાનને હણનાર તમિસ્રહાને, સદા દગ્ધ કરનાર નિદાઘને, ગ્રીષ્મઋતુરૂપ તપનને, મેહન એટલે કે સેચન કરે છે તે મેઘને, પર્વતોનાં પક્ષ એટલે કે પાંખરૂપે થનારા પક્ષને, ભક્તોના શત્રુઓના નગર પર જીત મેળવનાર પરપુરંજયને નમસ્કાર છે. ૧૦૬

**સુખાનિલઃ સુનિષ્પન્નઃ સુરભિઃ શિશિરાત્મકઃ।**
**વસન્તો માધવો ગ્રીષ્મો નભસ્યો બીજવાહનઃ॥૧૦૭॥**

મુખમાં પ્રાણવાયુરૂપે સંચાર કરનાર મુખાનિલને, સુ એટલે કે શોભા જેનાં દ્વારા નિષ્પન્ન થયેલ છે તે સુનિષ્પન્નને, જેનામાં સર્વ આનંદ પામે છે તે સુરભિને, (૬૦૦) શિશિર ઋતુરૂપ શિશિરાત્મકને, ઋતુરૂપ વસંતને, તેમાં મધુ એટલે કે મકરંદરૂપે રહેલ માધવને, ઋતુરૂપે બધા રસોનું શોષણ કરનાર-ગ્રસનાર ગ્રીષ્મને, નભસિ એટલે કે શ્રાવણમાં થનાર ઋતુરૂપ વર્ષાઋતુવાળા નભસ્યને, બીજ એટલે કે ધાન્યોને વહન કરનારા શરદ તથા હેમંત ઋતુરૂપ બીજવાહનને નમસ્કાર છે. ૧૦૭

**અઙ્ગિરા મુનિરાત્રેયો વિમલો વિશ્વવાહનઃ।**
**પાવનઃ પુરજિચ્છક્રસ્ત્રિવિદ્યો નરવાહનઃ॥૧૦૮॥**

મુનિરૂપ અંગિરાને, મુનિ એટલે કે મનનશીલ અત્રિઋષિના પુત્રરૂપ મુનિ આત્રેયને, નિર્મળ વિમળને, વિશ્વ વહન કરે છે-પ્રાપ્ત રહે છે તે વિશ્વવાહનને, બધા પાપોનો નાશ કરનાર પાવનને, (૬૧૦) પુરુ એટલે કે ઘણાંને જીતે છે તે પુરુજિતને, બધું કરવા કે ન કરવા માટે સમર્થ શક્રને, ત્રણ ગુણોના જ્ઞાતા ત્રિવિધને, નરના વાહનવાળા કુબેરરૂપ નરવાહનને નમસ્કાર છે. ૧૦૮

**મનોબુદ્ધિરહઙ્કારઃ ક્ષેત્રજ્ઞઃ ક્ષેત્રપાલકઃ।**
**તેજોનિધિર્જ્ઞાનનિધિર્વિપાકો વિઘ્નકારકઃ॥૧૦૯॥**

બુદ્ધિથી યુક્ત મનોબુદ્ધિને, અહમરૂપ અહંકારને, લિંગ દેહને જાણનારા ક્ષેત્રજ્ઞને, ક્ષેત્ર એટલે કે સિદ્ધ સ્થાનોને પાળનાર ક્ષેત્રપાલકને, જેનામાં તેજ હંમેશા વૃદ્ધિ પામતું રહે છે તેવા તેજોનિધિને, જ્ઞાનના નિધિને, (૬૨૦) બધા કર્મોના ફળને અર્પણ કરનાર વિપાકને, અસુરોનાં દુષ્કર્મોમાં ગણેશરૂપે વિઘ્ન કરનાર વિઘ્નકારકને નમસ્કાર છે. ૧૦૯

**અધરોઽનુત્તરો જ્ઞેયા જ્યેષ્ઠો નિઃશ્રયસાલયઃ।**
**શૈલો નગસ્તનુર્દોહો દાનવારિરરિન્દમઃ॥૧૧૦॥**

જેને કોઇનો આધાર નથી પરંતુ જે બધાનો આધાર છે તે અધરને, જેનાથી અન્ય કોઈ ઉત્તમ નથી તેવા અનુત્તરને, પુણ્ય દ્વારા જ જે જાણી શકાય છે તે જ્ઞેયને, બધાથી મોટા જ્યેષ્ઠને, કલ્યાણના આશ્રયસ્થાનરૂપ નિઃશ્રેયસાલયને, શિલામાં ઉત્પન્ન થનાર લિંગરૂપ શૈલને, શ્રીશૈલ વગેરે પર્વતરૂપ નગને, ખૂબ જ સૂક્ષ્મરૂપ તનુને, (૬૩૦) બધાને પરીપૂર્ણ કરે છે તે દેહને, દાનવોના નાશક દાનવારિને, પોતાના ભક્તોના શત્રુઓનું દમન કરનાર અરિંદમને નમસ્કાર છે. ૧૧૦

**ચારુધીર્જનકશ્ચારુવિશલ્યો લોકશલ્યકૃત્।**
**ચતુર્વેદશ્ચતુર્ભાવશ્ચતુરશ્ચતુરપ્રિયઃ ॥૧૧૧॥**

ચારુ એટલે કે સૂક્ષ્મ, ધી એટલે કે બુદ્ધિવાળા ચારુધી તથા વિદેહ નૃપરૂપ જનક ચારુધિજનકને, દુઃખથી રહિત સૂક્ષ્મ-બુદ્ધિવાળા ચારુ વિશલ્યને, ભેદદષ્ટિવાળા લોકનો શલ્ય એટલે કે દુઃખ કરનાર લોકશલ્યકૃતને, ઋક્ વગેરે ચાર વેદના સ્વરૂપવાળા ચાર વેદને, ધર્મ વગેરે ચાર ભાવવાળા ચતુર્ભાવને, ચતુર જેને પ્રિય છે એવા ચતુરપ્રિયને નમસ્કાર છે. ૧૧૧

આમ્નાયોઽથ સમામ્નાયસ્તીર્થદેવશિવાલયઃ।
બહુરૂપો મહારૂપઃ સર્વરૂપશ્ચરાચરઃ॥૧૧૨॥

વેદરૂપ આમ્નાયને નમસ્કાર છે. (૬૪૦) સમ એટલે કે તુલ્ય આમ્નાય એટલ કે વેદ એવા વેદને પણ સમભાવ દ્વારા પ્રમાણભૂત સમામ્નાયને, તીર્થોમાં ક્રીડા કરનાર તે તીર્થદેવ તેમના શિવ એટલે કે કલ્યાણના આલય સ્થાનભૂત તીર્થદેવશિવાલયને, અનેક રૂપવાળા બહુરૂપને, સર્વ એટલે કે જગત જેનું રૂપ છે તે સર્વરૂપને, ચર એટલે કે અસ્થિર લક્ષ્મી જેનામાં અચર એટલે કે સ્થિર છે એવા ચરાચરને નમસ્કાર છે. ૧૧૨

ન્યાયનિર્વાહકો ન્યાયો ન્યાયગમ્યો નિરઞ્જનઃ।
સહસ્રમૂર્ધા દેવેન્દ્રઃ સર્વશસ્ત્રપ્રભઞ્જનઃ॥૧૧૩॥

સત્ય પક્ષના નિર્વાહક ન્યાય નિર્વાહકને, નીતિરૂપ ન્યાયને, ન્યાય દ્વારા જાણી શકાય એવા ન્યાયગમ્યને, માયારૂપ તિમિર એટલે કે અંધકાર રહિત નિરંજનને, (૬૫૦) સહસ્રમૂર્ધા-હજારો માથાવાળા સહસ્રમૂર્ધને, દેવોના ઇન્દ્ર એટલે કે પરમેશ્વર રૂપ દેવેન્દ્રને, બધા શસ્ત્રોનું જીદપૂર્વક ભંજન-નાશ કરનાર સર્વશસ્ત્રપ્રભંજનને નમસ્કાર છે. ૧૧૩

મુણ્ડો વિરૂપો વિકૃતો દણ્ડી દાન્તો ગુણોત્તમઃ।
પિઙ્ગલાક્ષોઽથ હર્યક્ષો નીલગ્રીવો નિરામયઃ॥૧૧૪॥

લુંચિત વાળવાળા મુંડને, ઉત્તમ વિશિષ્ટ રૂપવાળા વિરૂપને, ઉચ્ચ કોટીના કૃત એટલે કે કર્મવાળા વિકૃતને, કાળદંડ ધારણ કરનાર દંડીને, જિતેન્દ્રિય દાન્તને, ગુણોમાં શ્રેષ્ઠ ગુણોત્તમને, પિંગળ ચક્ષુવાળા પિંગલાક્ષને, (૬૬૦) વિષ્ણુની આંખ જેને અર્પણ કરવામાં આવી છે તે હર્યક્ષને, નીલવર્ણની ગ્રીવાવાળા નીલગ્રીવને, બધા રોગોથી રહિત નિરામયને નમસ્કાર છે. ૧૧૪

સહસ્રબાહુઃ સર્વેશઃ શરણ્યઃ સર્વલોકભૃત્।
પદ્માસનઃ પરંજ્યોતિઃ પરાવરપરંફલઃ॥૧૧૫॥

સહસ્ર હાથોવાળા બધાના નિયંતા સહસ્રબાહુને, સર્વેશને, શરણે જવા યોગ્ય શરણ્યને, ભૂઃ વગેરે બધા લોકોને ધારણ કરનાર સર્વલોકભૃતને, હૃદયકમળરૂપ આસનવાળા પદ્માસનને, પરં સર્વથી અત્યંત તેજસ્વી તેજવાળા પરંજ્યોતિને, મોક્ષરૂપ ખૂબ જ ઉત્તમ ફળ આપનાર પરાવરપ ફલને નમસ્કાર છે. ૧૧૫

પદ્મગર્ભો મહાગર્ભો વિશ્વગર્ભો વિચક્ષણઃ।
પરાવરજ્ઞો બીજેશઃ સુમુખ સુમહાસ્વનઃ॥૧૧૬॥

ભુવનકોશરૂપ ગર્ભવાળા પદ્મગર્ભને, (૬૭૦) વિરાટરૂપ ગર્ભવાળા મહાગર્ભને, વિશ્વરૂપ ગર્ભવાળા વિશ્વગર્ભને, વાણીને વિશેષરૂપથી વ્યક્ત કરવામાં ચતુર વિચક્ષણને, ભવિષ્ય-વર્તમાનને જાણનાર પરાવરજ્ઞને, બીજ એટલે કે સંસારના કારણ ઘમંડના ઈશ બીજેશને, ગજાનનરૂપ સુંદર મુખવાળા સુમુખને, સુંદર તથા પૂજ્ય એટલે કે સન્માન કરવા યોગ્ય સ્વન એટલે કે શબ્દવાળા સુમહાસ્વનને નમસ્કાર છે. ૧૧૬

દેવાસુરગુરુર્દેવો દેવાસુરનમસ્કૃતઃ।
દેવાસુરમહામાત્રો દેવાસુરમહાશ્રયઃ॥૧૧૭॥

ઇન્દ્ર વગેરે દેવો અને હિરણ્યકશિપુ વગેરે અસુરોના ગુરુ એટલે કે હિતના ઉપદેશક દેવાસુરગુરુને, દેવો અને અસુરો અર્થે ક્રીડા કરનાર દેવને, દેવો અને અસુરોથી નમસ્કાર કરાયેલ, દેવો અને અસુરોના મહામાત્ર અર્થાત્ નિયંતા તે દેવાસુર મહામાત્રને અને દેવો તથા અસુરોના મહાન આશ્રયરૂપ દેવાસુર-મહાશ્રયને નમસ્કાર છે. (૬૮૦) ૧૧૭

દેવાદિદેવો દેવર્ષિદેવાસુરવરપ્રદઃ।
દેવાસુરેશ્વરો દિવ્યો દેવાસુરમહેશ્વરઃ॥૧૧૮॥

દેવોના આદિ કારણ તે દેવાદિ તથા દેવ એટલે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના સર્જનહાર દેવાધિદેવને, દેવોના ઋષિ તથા દેવો અને અસુરોને અભિલષિત વર આપનારા દેવર્ષિદેવાસુરવરપ્રદને, દેવો અને અસુરોના ઈશ્વર એવા દેવાસુરેશ્વરને, દ્યુ એટલે કે સ્વર્ગ અને આકાશ, તેમાં થયેલા નિર્વિકાર દિવ્યને, દેવો અને અસુરોના પૂજ્ય મહેશ્વર દેવાસુરમહેશ્વરને નમસ્કાર છે. ૧૧૮

સર્વદેવમયોઽચિન્ત્યો દેવતાત્માત્મસમ્ભવઃ।
ઈડ્યોઽનીશઃ સુરવ્યાઘ્રો દેવસિંહો દિવાકરઃ॥૧૧૯॥

બધા દેવોના અવયવરૂપ સર્વદેવમયને, 'અ' એટલે કે વિષ્ણુથી પણ ચિંત્ય એટલે કે ધ્યાન કરવા લાયક અચિંત્યને, દેવતાઓ જેના આત્મા એટલે કે સ્વરૂપ છે એવા દેવતાત્માને, આત્મા એટલે કે જીવ જેમના દ્વારા ઉત્પન્ન થાય છે તે આત્મસંભવને, બધાને સ્તુતિ કરવા યોગ્ય ઈડ્યને, (૬૯૦) જેનો કોઈ ઈશ નથી તે અનીશને, સુરોમાં વ્યાઘ્ર સુરવ્યાઘ્રને, દેવોમાં સિંહ જેવા દેવસિંહને, દિવસને કરનાર દિવાકરને નમસ્કાર છે. ૧૧૯

વિબુધાગ્રવરશ્રેષ્ઠઃ સર્વદેવોત્તમોત્તમઃ।
શિવજ્ઞાનરતઃ શ્રીમાન્ શિખિશ્રીપર્વતપ્રિયઃ॥૧૨૦॥

દેવોના અગ્રણી ઇન્દ્ર કરતાં પણ ઉત્તમ પ્રજાપતિ, તેમનાથી પણ ઉત્તમ વિબુધાગ્રવરશ્રેષ્ઠને, બધા દેવોમાં ઉત્તમ બ્રહ્મા વગેરે દેવો, તેમનામાં પણ શ્રેષ્ઠ સર્વદેવોત્તમોત્તમને, શિવરૂપમાં જ્ઞાનરત થયેલ જેના દ્વારા સૃજન પામે છે તે શિવજ્ઞાનરતને, શ્રી એટલે કે ત્રિવર્ગસંપત્તિ સદાને માટે જેનામાં રહેલ છે એવા શ્રીમાનને, મસ્તક ઉપર કેશવાળા તે શિખી એટલે કે સ્કંદ-કાર્તિકસ્વામી તેમના માટે શ્રીપર્વતને પ્રિય માનનાર શિખિશ્રીપર્વતપ્રિયને નમસ્કાર છે. ૧૨૦

યસ્તમ્ભો વિશિષ્ટમ્ભો નરસિંહનિપાતનઃ।
બ્રહ્મચારી લોકચારી ધર્મચારી ધનાધિપઃ॥૧૨૧॥

જય પ્રાપ્ત કરવા આધારભૂત જયસ્તંભને, (૭૦૦) વિશિષ્ટ એટલે કે સર્વોત્કૃષ્ટ, અંભ એટલે કે ગંગોદક-ગંગાજળ જેમના પર રહેલ છે એવા વિશિષ્ટંભને, નરસિંહ નામના અવતારનો શરભરૂપ ધારણ કરી વિનાશ કરનાર નરસિંહનિપાતનને, બ્રહ્મમાં વિચરણ કરવાના સ્વભાવવાળા બ્રહ્મચારીને, લોક એટલે

કે ભૂઃ વગરેમાં વિચરણ કરનાર લોકચારીને, ધર્મનું આચરણ કરવાના સ્વભાવવાળા ધર્મચારીને, ધનોના અધિપ એટલે કે સકળ ધનોના સ્વામી ધનાધિપને નમસ્કાર છે. ૧૨૧

નન્દી નન્દીશ્વરો નગ્ના નગ્નવ્રતધરઃ શુચિઃ।
લિઙ્ગાધ્યક્ષઃ સુરાધ્યક્ષો યુગાધ્યક્ષો યુગાવહઃ॥૧૨૨॥

શલાદિરૂપ નંદીને, નંદીના ઈશ્વર નંદીશ્વરને, દિગંબરરૂપ એટલે કે દિશારૂપ વસ્ત્રવાળા નગ્નને, નગ્ન એટલે કે વસ્ત્રથી રહિત અવધૂત વ્રતને ધારણ કરનાર નગ્નવ્રતધરને, શુચિ એટલે કે અનુપહત-કોઇથી પરાભવ ન પામે એવા શુચિને, લિંગ એટલે કે બાણ વગેરે લિંગરૂપમાં અધ્યક્ષ-પ્રત્યક્ષ થનાર લિંગાધ્યક્ષને, સુર એટલે કે દેવોના અધ્યક્ષ પ્રભુ સુરાધ્યક્ષને, યુગ એટલે કે કૃત વગેરે યુગોના અધ્યક્ષ પ્રભુરૂપ યુગાધ્યક્ષને, કૃત સત્યયુગ વગેરે યુગોના તે તે સમયે આવહ એલટે કે પ્રાપ્ત કરાવનાર યુગાવહને નમસ્કાર છે. ૧૨૨

સ્વવશઃ સવશઃ સ્વર્ગઃ સ્વરઃ સ્વરમયસ્વનઃ।
બીજાધ્યક્ષો બીજકર્તા ધનકૃદ્ધર્મવર્દ્ધનઃ॥૧૨૩॥

પોતાના જ વશમાં રહેલ સ્વવશને, વશ એટલે કે ઇન્દ્રિયનિગ્રહ સહિત તે સવશને, સ્વર્ગલોકમાં સ્વર નાસિકાના સમીરણ એટલે કે પ્રાણવાયુવાળા સ્વર્ગસ્વરને, સ્વરમય એટલે કે ષડ્જ વગેરે સપ્તસ્વરના અવયવવાળા સ્વન એટલે કે શબ્દવાળા સ્વરમયસ્વનને, બીજ એટલે કે શુક્રના અધ્યક્ષ પ્રભુ બીજાધ્યક્ષને, (૭૨૦) બીજ એટલે કે શુક્રના કર્તા ઉત્પાદન કરનાર બીજકર્તાને, ધનને કરનાર તથા ધર્મને વધારનાર ધનકૃદ્ધર્મવર્ધનને નમસ્કાર છે. ૧૨૩

દમ્ભોઽદમ્ભો મહાદમ્ભઃ સર્વભૂતમહેશ્વરઃ।
શ્મશાનનિલયસ્તિષ્યઃ સેતુરપ્રતિમાકૃતિઃ॥૧૨૪॥

ભક્તની કસોટી કરવા કપટરૂપ ધારણ કરનાર દંભને, છળકપટ રહિત અદંભને, જેમનો દંભ પણ પૂજવા લાયક છે તે મહાદંભને, મહાપ્રલયનો પણ લય એટલે કે નાશ કરનાર સ્મશાનનિલયને, ધરારૂપ તિષ્યને, ભવસાગરમાં માર્ગરૂપ સેતુને, અપ્રતિમા એટલે કે ઉપમાથી રહિત સ્વરૂપવાળા અપ્રતિમાકૃતિને નમસ્કાર છે. ૧૨૪

લોકોત્તરસ્ફુટાલોકસ્ત્ર્યમ્બકો નાગભૂષણઃ।
અન્ધકારિર્મખદ્વેષી વિષ્ણુકન્ધરપાતનઃ॥૧૨૫॥

જોઈ શકાય તે લોક, તેના દ્વારા ઉત્તર એટલે કે ચક્ષુ વગર જે ગ્રહણ કરી શકાય તે આલોક એટલે કે આત્મ પ્રકાશવાળા લોકોત્તર સ્ફુટાલોકને, ત્રણ ચક્ષુવાળા ત્ર્યંબકને, શેષ નાગ વગેરે આભૂષણોથી યુક્ત નાગભૂષણને, હિરણ્યકશિપુના પુત્ર અંધક દૈત્યના શત્રુ અંધકારિને, મખ એટલે કે દક્ષયજ્ઞના દ્વેષી મખદ્વેષીને, વિષ્ણુની કંધરા એટલે કે ગ્રીવાનો પાત કરનાર વિષ્ણુ-કંધરપાતનને નમસ્કાર છે. ૧૨૫

વીતદોષોઽક્ષયગુણો દક્ષારિઃ પૂષદન્તહૃત્।
ધૂર્જટિઃ ખણ્ડપરશુઃ સકલો નિષ્કલોઽનઘઃ॥૧૨૬॥

જેનામાંથી દોષો જતા રહ્યા છે એવા વીતદોષને, અક્ષયપણાથી રહેલા છે તે અક્ષયગુણને, દક્ષપ્રજાપતિના શત્રુ દક્ષારિને, પૂષના દાંતને ભાંગી નાખનાર પૂષદંતહૃત્‌ને, (૭૪૦) ધૂઃ એટલેકે સર્વશ્રેષ્ઠ જટિઃ એટલે કે કેશસમૂહવાળા ધુર્જટિને, બધાનું ખંડન કરનાર પરશુવાળા ખંડપરશુને, ચંદ્રની કળા સહિત સકલને, શુદ્ધ નિષ્કલને, જેનામાં અઘ એટલે કે પાતક નથી એવા અનઘને નમસ્કાર છે. ૧૨૬

**આધારઃ સકલાધારઃ પાણ્ડુરાભો મૃડો નટઃ।**
**પૂર્ણઃ પૂરયિતા પુણ્યઃ સુકુમારઃ સુલોચનઃ॥૧૨૭॥**

બધામાં વ્યાપ્ત થઈ ધારણ કરે છે તેવા આધારને, બધાના આધાર સકલાધારને, શ્વેત કાંતિવાળા પાંડુરાભને, બધાને સુખ આપનાર મૃડને, વિવિધ રૂપ ધરનારા નટને, (૭૫૦) બધી શક્તિથી સંપન્ન પૂર્ણને, ભક્તોની ઇચ્છાને પૂર્ણ કરનાર પૂરયિતાને પાપોનો નાશ કરનાર પુણ્યને, સ્કંદ સમાન પુત્રવાળા સુકુમારને, સુંદર નયનવાળા સુલોચનને નમસ્કાર છે. ૧૨૭

**સામગેયઃ પ્રિયકરઃ પુણ્યકીર્તિરનામયઃ।**
**મનોજવસ્તીર્થકરો જટિલો જીવિતેશ્વરઃ॥૧૨૮॥**

સામ વેદ દ્વારા ગાવા લાયક સામગેયને, પ્રિય કરવાના સ્વભાવવાળા પ્રિયકરને, પાપનો નાશ કરનાર કીર્તિવાળા પુણ્યકીર્તિને, શબ્દશક્તિ દ્વારા પણ પ્રાપ્ત ન થનાર અનામયને, (**'યતો વાચો નિવર્તન્તે।'**) મન સહિત વાણી આદિ ઇન્દ્રિયો તેને ન મેળવી જ્યાંથી પાછી ફરે છે તે. મનના સમાન ગતિવાળા મનોજવને, (૭૬૦) પુષ્કર વગેરે તીર્થોને કરનાર તીર્થકરને, જટાયુક્ત જટિલને, આયુષ્યના સ્વામી જીવિતેશ્વરને નમસ્કાર છે. ૧૨૮

**જીવિતાન્તકરો નિત્યો વસુરેતા વસુપ્રિયઃ।**
**સદ્ગતિઃ સત્કૃતિઃ સક્તઃ કાલકણ્ઠઃ કલાધરઃ॥૧૨૯॥**

જીવિતનો અંત કરનાર જીવિતાંતકરને, સદાને માટે ભવસાગરના બંધને દૂર કરનાર નિત્યને, સુવર્ણરૂપ રેતવાળા વસુરેતાને, કુબેર જેના પ્રિય છે તે વસુપ્રિયને, જેના દ્વારા વિશુદ્ધ ગતિ પ્રાપ્ત થાય છે તે સદ્‌ગતિને, ઉત્તમ કાંતિવાળા સત્કૃતિને, નિર્વિકાર સ્થિતિમાં દઢ સક્તને, (૭૭૦) મહાકાલને કંઠમાં ધારણ કરનાર કાલકંઠને, ચોસઠ કળાના ધારક કલાધરને નમસ્કાર છે. ૧૨૯

**માની માન્યો મહાકાલઃ સદ્‌ભૂતિઃ સત્પરાયણઃ।**
**ચન્દ્રસઞ્જીવનઃ શાસ્તા લોકગૂઢોઽમરાધિપઃ॥૧૩૦॥**

કાયમ સન્માનથી યુક્ત માનીને, પોતાના કલ્યાણ અર્થે ખૂબ જ સત્કાર કરવા યોગ્ય માન્યને, અપરિમિત કાલવાળા મહાકાલને, જેના દ્વારા ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત થાય એવા સદ્‌ભૂતિને, સજ્જનોના પરમસ્થાનરૂપ સત્પરાયણને, ચંદ્રને સંજીવન કરનાર ક્ષયરોગનિવારક ચંદ્રસંજીવનને, બધાના શાસક તથા લોકોને અપ્રત્યક્ષ શાસ્તાલોકગૂઢને, દેવોના સ્વામી અમરાધિપને નમસ્કાર છે. (૭૮૦) ૧૩૦

**લોકબન્ધુર્લોકનાથઃ કૃતજ્ઞઃ કૃતિભૂષણઃ।**
**અનપાય્યક્ષરઃ કાન્તઃ સર્વશાસ્ત્રભૃતામ્બરઃ॥૧૩૧॥**

જીવોના બંધુ જેવા લોકબંધુને, ચૌદ ભુવનના નાથ-ઈશ્વર લોકનાથને, સત્કર્મ કરવું જેમનું ભૂષણ છે એવા કૃતજ્ઞકૃતિભૂષણને, જેનો નાશ નથી તેવા વેદરૂપ અક્ષરવાળા અનપાયક્ષરને, શમનનો પણ અંત કરનાર કાંતને, બધા શાસ્ત્રોનું પોષણ કરવામાં ઉત્તમ સર્વશાસ્ત્ર ભૂતાંવરને નમસ્કાર છે. ૧૩૧

તેજોમયો દ્યુતિધરો લોકમાયોઽગ્રણીરણુઃ।
શુચિસ્મિતઃ પ્રસન્નાત્મા દુર્જયો દુરતિક્રમઃ॥૧૩૨॥

ખૂબ જ તેજસ્વી કાંતિને ધારણ કરનાર તેજોમય દ્યુતિધરને, લોકરૂપ માયાવાળા લોકમાયને, ભક્તોને લઈ ઉત્તમ સ્થાને જનાર અગ્રણીને, પરમ સૂક્ષ્મરૂપ અણુને, (૭૯૦) શુચિ એટલે કે શુદ્ધ સ્મિતવાળા શુચિસ્મિતને, આનંદિત સ્વભાવવાળા પ્રસન્નાત્માને, ખૂબ જ કષ્ટથી જીતવાને અશક્ય દુર્જયને, ખૂબ જ મુશ્કેલીએ પણ ન ઓળંગી શકાય એવા દુરતિક્રમને નમસ્કાર છે. ૧૩૨

જ્યોતિર્મયો નિરાકારો જગન્નાથો જલેશ્વરઃ।
તુમ્બવીણી મહાકાયો વિશોકઃ શોકનાશનઃ॥૧૩૩॥

જ્યોતિર્લિંગરૂપ જ્યોતિર્મયને, આકારથી રહિત નિરાકારને, વિશ્વના નાથ જગન્નાથને, બધા પ્રકારનાં ઉદકોના ઈશ્વર જલેશ્વરને, બે તુંબીફળથી યુક્ત વીણાવાળા તુંબવીણીને, વિશાળ પ્રકૃતિવાળા મહાકાયને, (૮૦૦) શોકરહિત એવા વિશોકને, ભક્તોના શોકનો નાશ કરનાર શોકનાશનને નમસ્કાર છે. ૧૩૩

ત્રિલોકાત્મા ત્રિલોકેશઃ શુદ્ધઃ શુદ્ધી રથાક્ષજઃ।
અવ્યક્તલક્ષણો વ્યક્તો વ્યક્તાવ્યક્તો વિશામ્પતિઃ॥૧૩૪॥

ત્રૈલોક્યરૂપ આત્માવાળા ત્રિલોકાત્માને, ત્રણે લોકના ઈશ ત્રિલોકેશને, પાપથી રહિત શુદ્ધને, શૌચરૂપ શુદ્ધિને, સુદર્શનચક્રના જનક રથાક્ષજને, અવ્યક્ત એટલે કે, અસ્પષ્ટ લક્ષણવાળા અવ્યક્તલક્ષણને, વિષ્ણુ જેમના દ્વારા વ્યક્ત થયા છે, તે અવ્યક્તને, સકળ પ્રજાના પાલક વિશાંપતિને નમસ્કાર છે. (૮૧૦) ૧૩૪

વરશીલો વરતુલો માનો માનધનો મયઃ।
બ્રહ્મા વિષ્ણુઃ પ્રજાપાલો હંસો હંસગતિર્યમઃ॥૧૩૫॥

સદ્‌વૃત્તવાળા વરશીલને, સર્વથી ઉત્તમ માપવાળા વરતુલને, માન એટલે કે સકળ પ્રમાણભૂત માનને, માનરૂપ ધનવાળા માનધન આથી મય એટલે કે સુખ રૂપ માનધન-મયને, પિતામહરૂપ બ્રહ્માને, વ્યાપક પ્રજાનું પાલન કરનારા પ્રજાપાલ-વિષ્ણુ-પ્રજાપાલને, અજ્ઞાનનો નાશ કરનાર પરમાત્મારૂપ હંસને, હંસ એટલે કે યોગીઓની ગતિરૂપ હંસગતિને, યોગના પ્રથમ અંગરૂપ યમને. ૧૩૫

વેધા ધાતા વિધાતા ચ અત્તા હર્તા ચતુર્મુખઃ।
કૈલાસશિખરાવાસીઃ શૈર્વાવાસી સતાં ગતિઃ॥૧૩૬॥

વિશેષ રૂપે ધારણ કરે છે એવા બધાના આધારભૂત વેધાને, (૮૨૦) વિશ્વને ધારણ કરનારા ધાતાને, વિશેષ રૂપે બ્રહ્માંડનું પોષણ કરનારા વિધાતાને, વિશ્વનું ભક્ષણ કરનારા અત્તાને, સંહાર કરનાર હર્તાને, ચાર મુખવાળા બ્રહ્મા કૈલાસશિખરવાસીને, બધે આવાસ કરનાર સર્વાવાસીને, સત્પુરુષોની ગતિરૂપ સતાંગતિને, નમસ્કાર છે. ૧૩૬

હિરણ્યગર્ભો હરિણઃ પુરુષઃ પૂર્વજઃ પિતા।
ભૂતાલયો ભૂતપતિર્ભૂતિદો ભુવનેશ્વરઃ॥૧૩૭॥

સોનાના ગર્ભવાળા હિરણ્યગર્ભને, ભૂખરા વર્ણવાળા હરિણને, પુરુષને, (૮૩૦) બધાના આદિમાં પ્રાદુર્ભાવ પામે છે, તે પિતાને, ઉત્પન્ન થયેલા સમસ્ત પ્રાણી-પદાર્થો જેનું સ્થાન છે, તે ભૂતાલયને, ભૂત એટલે કે, આકાશ વગેરે ભૂતોના પાલક ભૂતપતિને, ઐશ્વર્યને આપનાર ભૂતિદને, ભુવનોના સ્વામી તે ભુવનેશ્વરને નમસ્કાર છે. ૧૩૭

સંયોગી યોગવિદ્ બ્રહ્મા બ્રહ્મણ્યો બ્રાહ્મણપ્રિયઃ।
દેવપ્રિયો દેવનાથો દેવજ્ઞો દેવચિન્તકઃ॥૧૩૮॥

કર્મફળનો સંયોગ કરાવનાર સંયોગીને, સકળ ઉપાયને જાણનારા બ્રહ્મા જેના દ્વારા ઉત્પન્ન થયા છે તે યોગવિદ્બ્રહ્માને, તપ કરવાને યોગ્ય બ્રહ્મણ્યને, બ્રાહ્મણો જેને પ્રિય છે, તે બ્રાહ્મણપ્રિયને, દેવો જેને પ્રિય છે એવા દેવપ્રિયને (૮૪૦) દેવોના સ્વામી દેવનાથને, દેવો જેના દ્વારા જ્ઞાની થાય છે, તે દેવજ્ઞને, દેવો પણ જેના ચિંતક છે, તે દેવચિંતકને નમસ્કાર છે. ૧૩૮

વિષમાક્ષઃ કલાધ્યક્ષો વૃષાઙ્કો વૃષવર્ધનઃ।
નિર્મદો નિરહઙ્કારો નિર્મોહો નિરુપદ્રવઃ॥૧૩૯॥

ત્રણ વિષમ અક્ષવાળા વિષમાક્ષને, ચોસઠ કળાઓના અધ્યક્ષ કલાધ્યક્ષને, ધર્મરૂપ ભૂષણવાળા વૃષાંકને, ધર્મની વૃદ્ધિ કરનારા વૃષવર્ધનને, મદ અને અહંકાર જેમાંથી નીકળી ગયા છે, તે નિર્મદ-નિરહંકારને, મોહથી રહિત નિર્મોહને, ઉપદ્રવથી રહિત નિરુપદ્રવને નમસ્કાર છે. ૧૩૯

દર્પહા દર્પિતો દપ્તઃ સર્વર્ત્તપરિવર્ત્તકઃ।
સપ્તજિહ્વઃ સહસ્રાર્ચિઃ સ્નિગ્ધઃ પ્રકૃતિદક્ષિણઃ॥૧૪૦॥

બધાના દર્પને હણનાર દર્પહ્નને, હંમેશા તુષ્ટ દર્પિતને, હંમેશા હર્ષથી યુક્ત દપ્તને, વસંત વગેરે બધી ઋતુઓમાં પરિવર્તન કરનારા સર્વર્ત્તપરિવર્તકને, સાત જિહ્વાઓવાળા સપ્તજિહ્વને, અનેક કિરણવાળા, સહસ્રાર્ચિને, દયાર્દ્ર સ્નિગ્ધને, સ્વભાવ દ્વારા જ સરળ પ્રકૃતિદક્ષિણને નમસ્કાર છે. ૧૪૦

ભૂતભવ્યભવન્નાથઃ પ્રભવો ભ્રાન્તિનાશનઃ।
અર્થોઽનર્થોમહાકોશઃ પરકાર્યૈકપણ્ડિતઃ॥૧૪૧॥

ત્રણે કાળના નાથ ભૂત-ભવ્ય-ભવન્નાથને, સંસાર જેમાંથી ઉત્પન્ન થયો છે, તે પ્રભવને, (૮૬૦) 'શરીર એ જ આત્મા છે' આવી ભ્રાંતિનો નાશ કરનાર ભ્રાંતિનાશનને, બધા દ્વારા સ્તુતિ કરવા યોગ્ય અર્થને, જેને કોઈ પ્રયોજન નથી એવા અનર્થને, અપરિમિત ધનવાળા મહાકોશને, મોક્ષનામક પરકાર્યમાં અદ્વિતીય પંડિત પરકાર્યૈકપંડિતને નમસ્કાર છે. ૧૪૧

નિષ્કણ્ટકઃ કૃતાનન્દો નિર્વ્યાજો વ્યાજમર્દનઃ।
સત્ત્વવાન સાત્ત્વિકઃ સત્યઃ કીર્તિસ્તમ્ભકૃતાગમઃ॥૧૪૨॥

કંટકરૂપ કામ વગેરે શત્રુઓ જેનામાંથી નીકળી ગયા છે, તે નિષ્કંટકને, કૃત આનંદવાળા કૃતાનંદને, છળકપટથી રહિત નિર્વ્યાજને, પોકળતાનું મર્દન કરનારા વ્યાજમર્દનને; શૌર્ય, વીર્ય વગેરે સત્ત્વોથી યુક્ત સત્ત્વવાનને, (૮૭૦) સત્ત્વગુણપ્રધાન સાત્ત્વિકને, સત્ય તથા કીર્તિના સ્તંભરૂપ વેદોના કર્તા સત્યકીર્તિસ્તંભકૃતાગમને નમસ્કાર છે. ૧૪૨

અકમ્પિતો ગુણગ્રાહી નૈકાત્મા નૈકકર્મકૃત્।
સુપ્રીતઃ સુમુખઃ સૂક્ષ્મઃ સુકરો દક્ષિણોઽનલઃ ॥૧૪૩॥

જે કંપિત નથી, એવા અકંપિતને, ગુણોને ગ્રહણ કરવાના સ્વભાવવાળા ગુણગ્રાહીને, જેઓ એક જ સ્વરૂપવાળા નથી, પણ સકળ જીવરૂપ છે, તેમ એક જ કર્મ કરનાર નથી, પરંતુ, બધા કર્મ કરનારા છે તે નૈકાત્મા, નૈકકર્મકૃતને, સુંદર પ્રીત એટલે કે પ્રસાદ-કૃપાવાળા સુપ્રીતને, સંસારમાંથી નીકળી જવાના સુંદર મુખવાળા સુમુખને બધામાં રહેલા એવા સૂક્ષ્મને, સારાં વરદાન આપવાને કારણે શોભતા હસ્તવાળા સુકરને, સવ્યમાર્ગરૂપ દક્ષિણાને નમસ્કાર છે. (૮૮૦) જેને બીજું કોઈ ભૂષણ નથી; પણ સ્વયં જ ભૂષણરૂપ છે, એવા અનલને નમસ્કાર છે. ૧૪૩

સ્કન્દઃ સ્કન્દધરો ધુર્યઃ પ્રકટઃ પ્રીતિવર્ધનઃ।
અપરાજિતઃ સર્વસહો વિદગ્ધઃ સર્વવાહનઃ ॥૧૪૪॥

ઉત્તમ તત્ત્વરૂપ સ્કંધને, ઉત્તમ તત્ત્વોને ધારણ કરનાર સ્કંધધરને, બધા ભૂતોનું વહન કરનાર ધુર્યને, સૂર્ય વગેરે રૂપ દ્વારા બધાને પ્રત્યક્ષ એવા પ્રકટને, અપાર મહિમાને કારણે ભક્તપ્રિય જેમની પ્રીતિ વધતી રહે છે તે પ્રીતિવર્ધનને, હાર ન થાય એવા અપરાજિતને, સહિષ્ણુ એવા સર્વસહને, ભેદનું તત્ત્વ જેના દ્વારા દગ્ધ થઈ જાય એવા વિદગ્ધને, જેના દ્વારા બધું પ્રાપ્ત થાય એવા સર્વ વાહનને નમસ્કાર છે. (૮૯૦) ૧૪૪

અધૃતઃ સ્વધૃતઃ સાધ્યઃ પૂર્તમૂર્તિર્યશોધરઃ।
વરાહશ્રૃંગધૃતગ્વાયુર્બલવાનેકનાયકઃ ॥૧૪૫॥

જે કોઇથી પણ ધારણ કરાયેલા નથી, એવા અધૃતને, સ્વયં જ પોતને ધારણ કરનાર સ્વધૃતને, સાધના કરવા લાયક સાધ્યને, વાવ-કૂવા વગેરે પૂર્ત કામની મૂર્તિરૂપ પૂર્તમૂર્તિને, યશને ધારણ કરનારા યશોધરને, યજ્ઞવરાહની દંષ્ટ્રાને ધારણ કરનારા વરાહશૃંગધૃકને, ગતિ કરે છે, તે વાયુને, સામર્થ્ય જેનામાં કાયમ રહેલું છે, તેવા બળવાનને, ઉત્તમ નાયક એવા, નાયકને નમસ્કાર છે. ૧૪૫

શ્રુતિપ્રકાશઃ શ્રુતિમાનેકબન્ધુરનેકધૃક્।
શ્રીવલ્લભશિવારમ્ભ શાન્તભદ્રઃ સમઞ્જસઃ ॥૧૪૬॥

શ્રુતિઓથી જેનો પ્રકાશ ફેલાયેલો છે તે શ્રુતિપ્રકાશને, (૯૦૦) વેદ દ્વારા યુક્ત શ્રુતિમાનને, અદ્વિતીય બંધુ એક બંધુને, અસંખ્ય ભક્તોને પ્રતિભાશાળી બનાવનાર અનેકધૃકને, શ્રીવલ્લભ એટલે કે લક્ષ્મીપ્રિય વિષ્ણુના શિવ કલ્યાણનો આરંભ કરનાર શ્રીવલ્લભશિવારંભને, શાંતજનોનું કલ્યાણ કરનાર શાંતભદ્રને, જાણનાર સમંજસને નમસ્કાર છે. ૧૪૬

ભૂશયો ભૂતિકૃદ્ભૂતિર્ભૂષણો ભૂતવાહનઃ।
અકાયો ભક્તકાયસ્થઃ કાલજ્ઞાની કલાવપુઃ॥૧૪૭॥

ભૂમિરૂપ શય્યાવાળા ભૂશયને, સકળ ઐશ્વર્ય પ્રદાન કરનારાઓની પણ ભૂતિ-ઐશ્વર્યવાળા ભૂતિકૃદ્ભૂતિને, બધી વસ્તુઓને ભૂષિત કરનાર ભૂષણને, ભૂતોનું વહન કરનારા ભૂતવાહનને નમસ્કાર છે. (૯૧૦) દેહરહિત એવા અકાયને, ભક્તોના હૃદયરૂપ શરીરમાં રહેનારા ભક્તકાયસ્થને, કાળના નિત્યજ્ઞાનવાળા કાલજ્ઞાનીને, દેહવાળા અને ચિંતન કરવાથી સંસાર સાગરમાંથી તારનારા કલાવપુને નમસ્કાર છે. ૧૪૭

સત્યવ્રતમહાત્યાગી નિષ્ઠાશાન્તિપરાયણઃ।
પરાર્થવૃત્તિર્વરદો વિવિક્તઃ શ્રુતિસાગરઃ॥૧૪૮॥

સત્યવ્રત મહાત્યાગીને, સ્થિર શાંતિરૂપ પરમસ્થાનવાળા નિષ્ઠાશાંતિપરાયણને, પરાર્થ એટલે કે મોક્ષ અર્થે વૃત્તિ ઉત્પન્ન કરનારી પરાર્થવૃત્તિને, એટલે કે માયા કરનારાના આવરણને ખંડિત કરનારા વરદને, જડ જગતથી પૃથક રહેલા વિવિક્તને, શ્રુતિઓના સાગર શ્રુતિસાગરને નમસ્કાર છે. (૯૨૦) ૧૪૮

અનિર્વિણ્ણો ગુણગ્રાહી કલઙ્કાઙ્કઃ કલઙ્કહા।
સ્વભાવરુદ્રો મધ્યસ્થઃ શત્રુઘ્નો મધ્યનાશકઃ॥૧૪૯॥

વિશ્વનું સર્જન કરવામાં હંમેશા ઉદ્યત અનિર્વિણ્ણને, ગુણોથી ગ્રહણ કરનારા ભક્તોનાં ચિત્તને આકર્ષિત કરવાના સ્વભાવવાળા ગુણગ્રાહીને, ચંદ્રને ધારણ કરનાર કલંકાંકને, અપવાદને હણનાર કલંકહને, અજ્ઞાનને દ્રવિત કરે તે રુદ્રના સ્વભાવવાળા રુદ્રને, બ્રહ્મા તથા વિષ્ણુના મધ્યભાગમાં રહેનારા મધ્યસ્થને, અંધક વગેરે શત્રુઓને હણનારા શત્રુઘ્નને, મધ્યભવ રુદ્રથી વિશ્વનો સંહાર કરનાર મધ્યનાશકને નમસ્કાર છે. ૧૪૯

શિખણ્ડી કવચી શૂલી ચણ્ડી મુણ્ડી ચ કુણ્ડલી।
મેખલી કવચી ખડ્ગી માયી સંસારસારથિઃ॥૧૫૦॥

શિખાવાળા શિખંડીને, સોનાના તનુત્રવાળા કવચીને, (૯૩૦) શૂલ નામક આયુધને ધારણ કરનારા શૂલીને, ચંડ જેમના ગણ છે એવા ચંડીને, મુંડાયેલ માથાવાળો ગણ જેમનો સેવક છે, એવા મુંડીને, સર્પરૂપ કુંડળવાળા કુંડલીને, મેખલા એટલે કે કટિસૂત્રને ધારણ કરનારા મેખલીને, કવચ એટલે કે પટહ-નગારું ધરાવનાર કવચીને, ચંદ્રહાસ નામના ખડ્ગને ધરાવનાર ખડ્ગીને, માયાવાળા તે માયી તથા સંસારના સારથિ સંસાર સારથીને નમસ્કાર છે. ૧૫૦

અમૃત્યુઃ સર્વદૃક્ સિંહસ્તેજોરાશિર્મહામણિઃ।
અસંખ્યેયોઽપ્રમેયાત્મા વીર્યવાન્કાર્યકોવિદઃ॥૧૫૧॥

મરણથી રહિત અમૃત્યુ તથા આથી જ બધાને જોનાર સર્વદૃક એ અમૃત્યુસર્વદૃકને, હણે તે સિંહને, (૯૪૦) તેજના સમૂહરૂપ તેજોરાશિમહામણિને, જેના ગુણોનું કથન ન કરી શકાય એટલે કે, અપાર

ગુણવાળા અસંખ્યેયને, જેનો આત્મા માપી ન શકાય, એવા, અપ્રમેયાત્માને, પ્રભાવવાળા વીર્યવાનને, બધા કાર્યોમાં નિપુણ કાર્યકોવિદને નમસ્કાર છે. ૧૫૧

વેદ્યો વેદાર્થવિદ્ગોપ્તા સર્વાચારો મુનીશ્વરઃ।
અનુત્તમો દુરાધર્ષો મધુરઃ પ્રિયદર્શનઃ॥૧૫૨॥

મુમુક્ષુઓએ જાણવા લાયક વેદ્યને, વેદાર્થવિદના રક્ષક વેદાર્થવિદ્ગોપ્તાને, બધા આચારો જેના દ્વારા પ્રાદુર્ભાવ પામે છે, તે સર્વાચારને, મુનિઓના સ્વામી મુનીશ્વરને, અત્યંત નમ્ર ભાવ દ્વારા વંદન કરે છે, એવા અનુત્તમને, (૯૫૦) દુઃખ દ્વારા ખૂબ જ કષ્ટથી પણ જેનું ધર્ષણ પરાભવ ન કરી શકાય તેવા દુરાધર્ષને, મધુ એટલે કે મધ જે આપે છે, તે મધુરને, પ્રિય આત્માનાં જેના દ્વારા દર્શન થાય એવા પ્રિયદર્શનને નમસ્કાર છે. ૧૫૨

સુરેશઃ શરણં સર્વઃ શબ્દબ્રહ્મ સતાંગતિઃ।
કાલભક્ષઃ કલઙ્કારિઃ કઙ્કણી કૃતવાસુકિઃ॥૧૫૩॥

સુર એટલે કે દેવોના ઈશ-સ્વામી સુરેશને, સકળ રક્ષિત શરણને, વિશ્વરૂપ સર્વને, શબ્દરૂપ બ્રહ્મ તે શબ્દબ્રહ્મ, તેમાં રહેલ હોય તે શબ્દબ્રહ્મ સંત. તેમની ગતિ એટલે કે માર્ગરૂપ શબ્દબ્રહ્મસતાંગતિને, કાળરૂપ દ્વારા ભક્ષણ કરનાર કાલભક્ષને, કલંક એટલે કે ચિત્ત વગેરેનો મળ, તેના નાશક કલંકારિને, વાસુકિ સર્પને કંકણ બનાવનાર કંકણીકૃતવાસુકિને નમસ્કાર છે. ૧૫૩

મહેષ્વાસો મહીભર્ત્તા નિષ્કલઙ્કો વિશ્ટઙ્ખલઃ।
દ્યુમણિસ્તરણિર્ધન્યઃ સિદ્ધિદઃ સિદ્ધિસાધનઃ॥૧૫૪॥

નાશ ન પામે તેવા ધનુષને ધારણ કરનાર મહેષ્વાસને, પૃથ્વીના ધારક મહીભર્તાને, અવિદ્યારૂપ મળ જેમનામાંથી નીકળી ગયો છે, એવા નિષ્કલંકને, ખાસ પ્રકારની શૃંખલા એટલે કે, માયાબંધવાળા વિશૃંખલને, દ્યુમણિ એટલે કે, આકાશના મણિ-રત્નરૂપ એવા, તરણિ એટલે કે, સૂર્ય દ્યુમણિતરણિને, કૃતકૃત્ય ધન્યને, અણિમા વગેરે સિદ્ધિ આપનાર સિદ્ધિદને, સિદ્ધિઓના સાધનરૂપ સિદ્ધિસાધનને નમસ્કાર છે. ૧૫૪

નિવૃત્તઃ સમ્વૃતઃ શિલ્પો વ્યૂઢોરસ્કો મહાભુજઃ।
એકજ્યોતિર્નિરાતઙ્કો નરો નારાયણપ્રિયઃ॥૧૫૫॥

પ્રસવબંધ સદાકાળ જેના દ્વારા નિવૃત્ત થઈ જાય, એવા નિવૃત્તને, અવિદ્યા દ્વારા વેષ્ટિથી સંવૃતને, (૯૭૦) ઘણા બ્રહ્માંડનું નિર્માણ કરવામાં કૌશલ ધરાવનાર શિલ્પને, વિસ્તીર્ણ ઉરવાળા વ્યૂઢોરસ્કને, ઘણા હાથવાળા મહાભુજને, અદ્વિતીય જ્યોતિ એટલે કે ચિદ્રૂપ એકજ્યોતિને, રોગ જેમનામાંથી નીકળી ગયા છે, તે નિરાંતકને, નર નામના ધર્મપુત્ર નરને તથા નારાયણના પ્રિય નારાયણપ્રિયને નમસ્કાર છે. ૧૫૫

નિર્લેપો નિષ્પ્રપઞ્ચાત્મા નિર્વ્યગ્રો વ્યગ્રનાશનઃ।
સ્તવ્યસ્તવપ્રિયઃ સ્તોતા વ્યાસમૂર્તિરનાકુલઃ॥૧૫૬॥

કર્મના સંબંધનો લેપ જેમનો નીકળી ગયેલો છે, તે નિર્લેપને, સંસારરૂપ પ્રપંચ જેમનામાંથી નીકળી ગયો છે, તે નિષ્પ્રપંચાત્માને, કર્મોમાં આસક્તિરૂપ વ્યગ્રતા જેમનામાંથી નીકળી ગઈ છે, એવા નિર્વ્યગ્રને, કર્મોમાં આસક્ત હૃદયનો નાશ કરનાર વ્યગ્રનાશનને, (૯૮૦) પ્રાર્થના કરવા યોગ્ય તે સ્તવ્ય એટલે કે જ્ઞાનીઓ-તેમનું સ્તવ જેમને પ્રિય છે, એવા સ્તવ્યસ્તવપ્રિયન, સ્તુતિ કરનાર સ્તોત્રોને, વ્યાસ એટલે કે વેદનો વિભાગ કરનાર ઋષિ જેમની મૂર્તિ એટલે કે સ્વરૂપ છે, એવા વ્યાસમૂર્તિને, જે આકુળ નથી, એવા અનાકુળને નમસ્કાર છે. ૧૫૬

નિરવદ્યપદોપાયો વિદ્યારાશિરવિક્રમઃ।
પ્રશાન્તપુદ્ધિરક્ષુદ્રઃ ક્ષુદ્રહા નિત્યસુન્દરઃ॥૧૫૭॥

નિરવદ્યપદ એટલે કે મોક્ષ, તેનો ઉપાય સાધનરૂપ એવા નિરવદ્યપદોપાયને, બધી વિદ્યાઓના રાશિ એટલે કે, સમુદાયવાળી વિદ્યારાશિને, જેનામાં વિક્રમ નથી, એટલે કે, જે પ્રસન્ન થવાને કારણે પ્રાપ્ત થાય છે તેવા અવિક્રમને, પ્રકર્ષપણે શાંત બુદ્ધિવાળા પ્રશાંતબુદ્ધિ તથા તેથી જ અક્ષુદ્ર એટલે કે વિષમતાથી રહિત પ્રશાંતબુદ્ધિઅક્ષુદ્રને, વિષમબુદ્ધિઓવાળાને હણનાર ક્ષુદ્રહાને, હંમેશા એટલે કે સદાકાળ સુંદર એવા નિત્યસુંદરને નમસ્કાર છે. ૧૫૭

ધૈર્યાગ્ર્યધુર્યો ધાત્રીશઃ શાકલ્યઃ શર્વરીપતિઃ।
પરમાર્થગુરુર્દૃષ્ટિર્ગુરુરાશ્રિતવત્સલઃ ॥૧૫૮॥

જેમનામાં ધૈર્ય અગ્ર્ય એટલે કે, ઉત્તમ છે એવા ધૈર્યાગ્ર્યોમાં ધુર્ય એટલે કે, પ્રથમ ધૈર્યાગ્ર્યધુર્યને, (૯૯૦) ધારણ કરે તે ધાત્રી એટલે કે પૃથ્વી તેના ઈશ એવા ધાત્રીશને, ઋષિરૂપ શાકલ્યને, શર્વરી એટલે કે રાત્રિના પતિ શર્વરીપતિને, પરમાર્થ એટલે કે મોક્ષના ગુરુ-વેદરૂપ ઉપદેશક તથા તેને કારણે જ, ચક્ષુરૂપ દૃષ્ટિવાળા પરમાર્થગુરુદૃષ્ટિને, આશ્રિત સમાન પોતાના ભક્તોમાં વત્સલ એટલે કે, ખૂબ જ કરુણા એવા આશ્રિતવત્સલને નમસ્કાર છે. ૧૫૮

રસો રસજ્ઞઃ સર્વજ્ઞઃ સર્વસત્ત્વાવલમ્બનઃ॥૧૫૯॥

બ્રહ્મરસરૂપ રસને, બ્રહ્મરસને જાણનાર રસજ્ઞને, નિખિલ બ્રહ્માંડને જાણનારા એવા સર્વજ્ઞને, બધા પ્રાણીઓના આશ્રયભૂત, સર્વસત્ત્વાવલંબનને નમસ્કાર છે. (૧૦૦૦) ૧૫૯

સૂત કહે છે: હે, શૌનક વગેરે ઋષિઓ! બધે વ્યાપક વિષ્ણુએ વૃષભધ્વજ ભગવાન શિવની એક હજાર નામો દ્વારા આ મુજબ પ્રાર્થના કરી તેમના લિંગને સ્નાન કરાવ્યું તથા એક હજાર કમળ દ્વારા તેમનું પૂજન કર્યું, ત્યારે વિષ્ણુના વિશુદ્ધ હૃદયની કસોટી કરવા અર્થે ભગવાન શિવે એક હજાર કમળોમાંથી એક કમળ તેમને ખ્યાલ ન આવે તે, મુજબ પોતાની માયા દ્વારા અદૃશ્ય કરી દીધું. ૧૬૦

એક કમળ ઓછું થવાને કારણે વિષ્ણુ વિચારવા લાગ્યા તથા તેને બદલે પોતાની આંખ કાઢી તે નેત્રરૂપ કમળ 'સર્વસત્ત્વાવલંબન અને નમસ્કાર છે.' આમ બોલી જગદ્‌ગુરુ શિવના લિંગ ઉપર ચડાવીને પૂજા કરી. ૧૬૧, ૧૬૨

હરિની આવી સ્થિતિ જોઈ ભગવાન હર અગ્નિમંડળમાંથી, તે સ્થળે તરત અવતીર્ણ થયા. ૧૬૩

જટારૂપી મુકુટથી શોભતા, કરોડો સૂર્ય જેવા તેજસ્વી, અગ્નિની જ્વાળાઓથી ઘેરાયેલા, તીક્ષ્ણ દંષ્ટ્રાવાળા; શૂળ, ટંક, ગદા, ચક્ર, કુંત તથા પાશને ધારણ કરેલા; વરદ અભય હાથવાળા, વ્યાઘ્ર-ચર્મરૂપ વસ્ત્ર પરિધાન કરેલા; ભસ્મ દ્વારા વિભૂષિત દેહવાળા, ભગવાન સદાશિવના ભયંકર સ્વરૂપને, જોઈ જનાર્દન વિષ્ણુએ તેમને વંદન કર્યા. ઇન્દ્ર વગેરે દેવોએ ત્રિલોચનની પરિક્રમા કરી તથા ત્યાર પછી તે સર્વ દેવો શિવના સ્વરૂપથી ભય પામાં, ત્યાંથી નાસી છૂટ્યા. પૃથ્વી ડોલવા લાગી. ત્રિભુવન કંપી ઊઠ્યું. મહાદેવ પ્રત્યક્ષ થયા હતા, તે સ્થળનો સો યોજન પ્રદેશ શિવના તેજને કારણે ઉપર-નીચેથી તથા બધી બાજુઓથી બળવા લાગ્યો. આખી પૃથ્વી મંડળ ઉપર હાહાકાર મચી ગયો.

ત્યારે, વિષ્ણુ ભગવાન શિવ સામે હસ્ત જોડી ઊભા હતા, તે નિહાળીને શંકર હસતાં હસતાં વિષ્ણુને કહેવા લાગ્યા — હે જનાર્દન! દેવોના માટે શું કરવાનું છે, તે મેં જાણ્યું છે, હું આ સુદર્શન નામનું સુંદર ચક્ર તમને આપું છું. હે સુવ્રત! હે વિષ્ણુ! સમસ્ત લોકોમાં ભય ફેલાવનારું મારું આ રૂપ તમારી ભક્તિને કારણે પ્રસન્ન થઈ તમને બતાવ્યું છે; એનાથી તમારું હિત થશે તથા તમારું લક્ષ્ય સિદ્ધ થશે. મારા શાંત તથા સૌમ્ય રૂપનાં દર્શન દેવોને થાય તો રણભૂમિમાં તેમના માટે દુઃખનું સાધન થઈ પડે, આથી જ મેં મારા ભયંકર સ્વરૂપનાં દર્શન કરાવ્યાં છે, આ જ પ્રમાણે મારા શાંતરૂપ દ્વારા હું સુદર્શનચક્ર સિવાય અન્ય કોઈ શાંત અસ્ત્ર તમને આપું તો, તેના દ્વારા તમને શો લાભ થવાનો હતો! શાંત અસ્ત્રનું ફળ પણ શાંત જ ગણાય, યુદ્ધમાં તો દારુણ અસ્ત્ર જ સફળ થાય! આથી જ હું તમને મારું સુદર્શન ચક્ર નામક ભયંકર અસ્ત્ર અર્પું છું. તપસ્વીની સાથે યુદ્ધમાં સૌમ્ય એવા શાંત સ્વરૂપનું અસ્ત્ર શાંતિ જ ગણાય. યુદ્ધમાં જો યોદ્ધા શાંતિ રાખે તો તેને કારણે શત્રુને બળ મળે છે તથા શાંત યોદ્ધાનું બળ નાશ પામે છે; યુદ્ધમાં, તો, પરાક્રમ જરૂર બતાવવું. દેવોના શત્રુઓનો નાશ કરનાર હે વિષ્ણુ! અશાંત દેવોની સાથે તમારે મારા ભયંકર અવિનાશી સ્વરૂપનું જ સ્મરણ કરવું. આથી, હું રણક્ષેત્રમાં તમને મદદ કરવા આવી પહોંચીશ. આથી, તમારે શસ્ત્રની જરૂર નહીં પડે! ભવિષ્યમાં જેની સાથે યુદ્ધ થવાનું હોય; ભૂતકાળમાં જેની સાથે યુદ્ધ થયું હોય, જ્યારે શત્રુ બળ વગરનો થઈ ગયો હોય, સ્વજન કે વિશ્વાસુ કોઈ મનુષ્ય શસ્ત્ર ઉગામી મારવા આવતો હોય, જ્યારે અચાનક યુદ્ધ ફાટી નીકળે, જ્યારે અધર્મનો ફેલાવો અને અનર્થ, અત્યાચાર થાય ત્યારે યુદ્ધ કરવામાં ક્યારેય ક્ષમા ધારણ કરવી નહીં. વિશ્વના સ્વામી શિવે વિષ્ણુને આ મુજબ કહી કરોડો સૂર્યોની જેમ પ્રકાશિત સુદર્શન ચક્ર તથા કમળ સમાન આંખ વિષ્ણુને આપી આથી વિષ્ણુ 'પદ્માક્ષ' તરીકે ઓળખાયા.

ત્યાર પછી શિવે વિષ્ણુને પોતાના બંને શુદ્ધ સુખકર હસ્તથી સ્પર્શ કર્યો તથા કહ્યું: 'હે પુરુષોત્તમ! તમે મને ભક્તિથી વશ કર્યો છે. હું તમને વરદાન આપવા ઇચ્છું છું, તમે મારી પાસેથી ગમે તે વરદાન માગો!'

દેવોના દેવ શંકરે વિષ્ણુને આ પ્રમાણે કહ્યું, ત્યારે શિવને વંદન કરી તેઓ બોલ્યા: 'હે ભગવન્! આપના સ્વરૂપમાં મારી ભક્તિ કાયમ સ્થિર રહે — આ વર મને અર્પો; આપ મારા પર કૃપા કરો, પ્રસન્ન થાઓ! આ સિવાય અન્ય કોઈ વર મારે જોઇતું નથી; કેમ કે હે પ્રભો! આપના ભક્તોને વ્યાધિ અથવા દુઃખ હોતાં નથી.'

વિષ્ણુનાં આ વચન સાંભળી માથા પર ચંદ્રની કળાથી શોભતા ભગવાન શિવે પરમાત્મા અચ્યુતને દેહને સ્પર્શ કરી વરદાન આપતાં કહ્યું: 'મારા સ્વરૂપમાં તમારી ભક્તિ સ્થિર થશે તથા હે સુરોત્તમ મારી કૃપાને કારણે તમે દેવો અને અસુરો દ્વારા પૂજાશો અને વંદનીય બનશો, આમાં શંકા નથી. જ્યારે સુંદર આંખવાળાં દક્ષપુત્રી પોતાના પિતા દક્ષની નિંદા કરી સતી થશે, ત્યારે, હે સુવ્રત! હે વિષ્ણુ! હિમાલયનાં પુત્રી તથા તમારાં બહેન કલ્યાણકારી દેવી સાધ્વી સુરેશ્વરી પાર્વતી બ્રહ્માની આજ્ઞાથી તમે મને આપશો તથા ત્યાર પછી દિવ્ય અને પ્રસન્ન ભાવને કારણે તમે મને તમારા કલ્યાણકારી મિત્રરૂપે નિહાળશો.'

એ મુજબ કહી શંકર અદૃશ્ય થયા.

સૂત પુરાણી બ્રહ્માને કહે છે કે, હે બ્રહ્મા! મેં તમને જે આ શિવસહસ્રનામસ્તોત્ર કહ્યું તે સ્તોત્રના ફળ માટે ભગવાન જનાર્દને દેવતાઓના સાંનિધ્યમાં મુનિઓ સાથે પરબ્રહ્મરૂપ શિવને યાચના કરી.

જે મનુષ્ય આ સ્તોત્રનો પાઠ કરે છે, શ્રવણ કરે છે અને ઉત્તમ દ્વિજોને તે સંભળાવે છે, તે દરેક નામનું ઉચ્ચારણ કરવાને કારણે સોનાનું દાન કર્યાનું ફળ પામે છે; અથવા તો એક હજાર અશ્વમેધ યજ્ઞ કરવાને કારણે મળતા ફળ જેવું પુણ્યફળ તેને મળે છે. જે મનુષ્ય આ સહસ્ર નામ ભણીને શંકરને, ઈશ્વરને, રુદ્રને ઘી વગેરેથી અથવા શુદ્ધ પાણીથી પરિપૂર્ણ કળશોથી શ્રદ્ધા-ભક્તિથી સ્નાન કરાવે છે, તે પણ એક હજાર યજ્ઞોનું ફળ મેળવે છે તથા દેવાધિ દ્વારા પૂજાય છે, તેને શંકરની પ્રીતિ પ્રાપ્ત થાય છે.

આ મુજબ ભગવાન શંકરે આ સ્તોત્રનું ફળ વિષ્ણુને જણાવ્યું ત્યાર પછી બ્રહ્મા તથા વિષ્ણુ દેવોના દેવ જગદ્ગુરુ શંકરને પ્રણામ કરીને પોતાના લોકમાં ચાલ્યા ગયા.

હે ઋષિઓ! નિષ્પાપ મનુષ્યે એક હજાર નામ દ્વારા શિવપૂજન કરવું. પૂજાસામગ્રીના અભાવને કારણે જે મનુષ્ય આ શિવસહસ્ર નામનો પાઠ કરે છે; તે પરમ ગતિરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧-૧૯૫

**તસ્માન્નામ્નાં સહસ્રેણ પૂજયેદનઘો દ્વિજાઃ।**
**જપેન્નામ્નાં સહસ્રં ચ સ યાતિ પરમાં ગતિમ્॥૧૯૫॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'વિષ્ણુને શિવપૂજનથી સુદર્શન ચક્રની પ્રાપ્તિ' નામનો ૯૮મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૯૯મો

# મહાદેવીની ઉત્પત્તિ



**ઋષય ઊચુઃ॥**
**સમ્ભવઃ સૂચિતો દેવ્યાસ્ત્વયા સૂત મહામતે॥૧॥**
**સવિસ્તરં વદસ્વાદ્ય સતીત્વે ચ યથાતથમ્॥૧॥**

ઋષિઓ બોલ્યા: મહાબુદ્ધિશાળી હે સૂત! આગલા અધ્યાયમાં આપે મહાદેવીની ઉત્પત્તિ વિશે સંકેત કર્યો હતો, આથી, દેવીની ઉત્પત્તિ અને તેમના સતીપણા વિશે હવે આપ જાણતા હો તે મુજબ

વિસ્તારથી કહો. વળી વધુમાં તેઓ મેનાનાં પુત્રીરૂપે કઈ રીતે અવતર્યાં, દક્ષના યજ્ઞનો ધ્વંસ શાને કારણે થયો; દેવોના દેવ શંકરને ભગવાન વિષ્ણુએ તે દેવી કઈ રીતે અર્પણ કર્યાં તથા વિષ્ણુનું કલ્યાણ કઈ રીતે થયું, તે પણ આપ હવે અમને જણાવો.

શૌનક વગેરે મહાત્માઓનાં આ વચન સૂણીને પૌરાણિકોમાં ઉત્તમ સૂત પુરાણી તેમને મહાદેવીની ઉત્પત્તિ અંગે કહેવા લાગ્યા.

સૂત બોલ્યા: પૂર્વે આ વિષયમાં બ્રહ્માએ સનત્કુમારને જણાવ્યું હતું. સનત્કુમારે તે વાત મહાજ્ઞાની વ્યાસને કહી તથા દેવીની ઉત્પત્તિ વિશે વ્યાસ પાસેથી મેં જે મુજબ શ્રવણ કર્યું હતું તે બધું, તમે મને પૂછો છો, આથી પાર્વતી દેવી, અને શંકરને નમસ્કાર કરી, હું તમને વિસ્તારથી કહું છું.

ભગ નામક તે મહાદેવી લિંગરૂપી શંકરનાં ત્રિવેદિકા પ્રકૃતિરૂપ છે. લિંગરૂપી ભગવાન શંકર હંમેશા તે ભગ નામના દેવીથી યુક્ત છે. તે લિંગરૂપી શંકર અને ભગ નામનાં દેવી દ્વારા આ વિશ્વની સૃષ્ટિ થઈ છે. લિંગમૂર્તિ શંકર સ્વતઃ પ્રકાશરૂપ હોઈ માયારૂપ તિમિરની ઉપર હંમેશા વિદ્યમાન છે. લિંગ તથા વેદીના સંયોગ દ્વારા અર્ધનારીશ્વરનો પ્રાદુર્ભાવ થયો. સૃષ્ટિના આદિમાં તેમણે ચાર મુખવાળા બ્રહ્માને પુત્રરૂપે ઉત્પન્ન કર્યા. અર્ધનારીશ્વર ચોમેર પ્રસરેલા તથા જ્ઞાનરૂપ શંકરે તેને બધા પ્રકારના જ્ઞાનનું પ્રદાન કર્યું.

બ્રહ્માએ ભગવાન શિવને અર્ધનારીશ્વરના રૂપમાં જોઈ તે સ્ત્રી-પુરુષનાં દેહોને વિભક્ત કરી નાખવા માટે ઇષ્ટ વચનો દ્વારા શિવની સ્તુતિ કરી, તેથી શિવે પોતાના લીલારૂપ સ્વરૂપવાળા દેહના વામ ભાગમાંથી પોતાના જેવા શંકરની શ્રદ્ધા નામની પત્ની ઉત્પન્ન કરી તથા શંકરની આજ્ઞાથી તે જ શ્રદ્ધાદેવી દક્ષનાં પુત્રી થયાં. તે વખતે તેઓ 'સતી' આવું નામ ધરાવતાં હતાં તથા પતિરૂપ શંકરના આશ્રયે હતાં. વળી ત્યાર પછી દક્ષને નિંદીને કાળવશાત્ તેઓ મેનાનાં પુત્રી થયાં.

દક્ષે એક યજ્ઞની શરૂઆત કરી હતી. નારદે તેને આપેલા શ્રાપને કારણે દક્ષે દેવોના દેવ ઉમાપતિ શંકરની અવજ્ઞા કરી. યજ્ઞમાં બધા દેવોને ભાગ આપવામાં આવ્યો હતો; પણ દક્ષે સતીના પતિ શંકરને ભાગ આપ્યો ન હતો તેમ તે યજ્ઞમાં શંકરને નિમંત્રણ પણ અપાયું ન હતું; તેથી સતી ક્રોધિત થયાં તથા યોગમાર્ગથી તેમણે પોતાના શરીરને તે જ વખતે ભસ્મ કરી નાખ્યો. ત્યાર પછી, તપશ્ચર્યાથી તેઓ હિમાલય પર્વતનાં ઉમા નામે પુત્રી થયાં.

સતીએ દેહનો ત્યાગ કર્યો છે, તેમ જાણી ભગવાન શંકર ક્રોધિત થયા તથા તેમણે ચ્યવન ઋષિના પુત્ર દધીચના શ્રાપને કારણે દક્ષના વિપુલ યજ્ઞનો નાશ કર્યો.

એક સમયે દધીચ તથા વિષ્ણુ વચ્ચે કારણવશાત્ યુદ્ધ થયું, તે યુદ્ધમાં શિવની કૃપાને કારણે દધીચે વિષ્ણુ ઉપર વિજય મેળવ્યો હતો; છતાં મુનીશ્વરે, વિષ્ણુની સાથે રહી પોતાની સામે યુદ્ધમાં ઉતરેલા દેવો તથા લોકપાલોને શ્રાપ આપ્યો હતો. તે શાપને કારણે શિવના ક્રોધાગ્નિ દ્વારા દક્ષના યજ્ઞમાં શિવની માયાને કારણે દેવો પળવારમાં વિનાશ પામ્યા. ૧-૨૦

**રુદ્રસ્ય ક્રોધજેનૈવ વહ્નિના હવિષા સુરાઃ ।**
**વિનાશો વૈ ક્ષણાદેવ માયયા શંકરસ્ય ચ ॥૨૦॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'મહાદેવીની ઉત્પત્તિ' નામનો ૯૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૦૦મો

# શિવે કરેલો દક્ષયજ્ઞનો નાશ



ઋષય ઊચુઃ ॥
વિજિત્ય વિષ્ણુના સાર્ધં ભગવાન્પરમેશ્વરઃ ।
સર્વાન્ દધીચવચનાત્કથં ભેજે મહેશ્વરઃ ॥૧॥

ઋષિઓ બોલ્યાઃ હે સૂત! ભગવાન મહેશ્વરે દધીચના શ્રાપને કારણે વિષ્ણુ સહિત બધા દેવોને દક્ષના યજ્ઞમાં કઈ રીતે જીતી લીધા?

સૂત બોલ્યાઃ દક્ષે આદરેલા તે ભવ્ય યજ્ઞમાં વિષ્ણુ વગેરે દેવો અને મુનિઓને આમંત્રણ આપ્યું, પણ શિવને આમંત્રણ ન આપી તેમનો અનાદર કર્યો. આથી સતીએ દેહનો ત્યાગ કર્યો. તેથી ભગવાન શિવ દક્ષ પર કુપિત થયા તથા તેમણે દક્ષના યજ્ઞનો નાશ કર્યો. ભગવાન શિવે પોતાના તેજને કારણે વિષ્ણુ વગેરે બધા દેવોને તથા તે યજ્ઞમાં દેવો સહિત હાજર રહેલા મુનિઓને પણ ભસ્મ કરી નાખ્યા.

દેવીનો વિયોગ સહન ન થવાને કારણે શિવે પોતાના વીરભદ્ર નામક ગણને યજ્ઞના સ્થળે મોકલ્યો હતો. હે ઋષિઓ! વીરભદ્રે પોતાના રોમમાંથી અનેક પરાક્રમી ગણોની ઉત્પત્તિ કરી. રથમાં બેસીને પ્રતાપી વીરભદ્રે ગણો સહિત પ્રયાણ કર્યું, તેના રથના સારથિ ભગવાન બ્રહ્મા થયા. વીરભદ્રની સાથે તેના ગણેશ્વરોએ હસ્તમાં અનેક જાતનાં આયુધો-શસ્ત્રો લઈ વિમાનો મારફતે બધી દિશાઓમાં પ્રસ્થાન કર્યું. દેવો ઉપર આક્રમણ થવાનું છે, આથી, અસુરો રાજી થયા તથા તેઓ પણ વીરભદ્રની સાથે જોડાયા. હિમાલય પર્વતના સુંદર શિખર પર આવેલા શુદ્ધ હિમશૃંગ ઉપર ગંગાદ્વારની પાસે કનખલ નામક પ્રસિદ્ધ યજ્ઞસ્થળ આવેલું છે. તે ભસ્મ કરવા માટે ભગવાન શિવે વીરભદ્રને મોકલ્યો હતો. તે વખતે બધા લોકોમાં ભય ફેલાવનારો મોટો ઉત્પાત થયો. પર્વતો ધસી આવ્યા; પૃથ્વી કંપવા લાગી. પવનની ડમરીઓ ઊડી, સમુદ્ર ખળભળી ઊઠ્યો, અગ્નિ, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર વગેરે તેજ વગરના થઈ ગયાં. દેવો અને દાનવોનું પરાક્રમ નષ્ટ થયું; તથા તે જ પળે મહ્યાગ્નિ જેવો વીરભદ્ર પોતાના રોમ દ્વારા ઉત્પન્ન થયેલા અનેક ગણો સહિત દક્ષની યજ્ઞની ભૂમિમાં આવ્યો. માપી ન શકાય તેવા તેજવાળા ભગવાન દક્ષને વીરભદ્ર કહેવા લાગ્યોઃ 'તમારી સાથેના બધા મુનીશ્રીંવરો સાથે દેવોને ફક્ત મારા સ્પર્શમાત્ર દ્વારા ભસ્મ કરવા માટે ભગવાન શિવે મને અહીં મોકલ્યો છે. આટલું બોલી ગણોના અગ્રણી વીરભદ્રે યજ્ઞશાળા બાળી નાખી. ક્રોધિત થયેલા ગણેશ્વરોએ યજ્ઞસ્થંભ ઉપાડી ફેંક્યા. પ્રસ્તોતા તથા હોતા સાથે યજ્ઞભૂમિમાંની બધી વસ્તુઓ તેમણે ભસ્મીભૂત કરી નાખી; તથા ત્યાં હાજર હતા, તે સર્વને પકડી ગંગાપ્રવાહમાં નાખી દીધા.

મહાતેજસ્વી વીરભદ્રે વજ્ર દ્વારા પ્રહાર કરવા ઉગામેલા ઇન્દ્રનો બાહુ અટકાવી દીધો તથા અન્ય દેવોની ગતિ પણ થંભાવી દીધી. એ વીરભદ્ર જેમ રમત કરતો હોય, તેમ તેણે પોતાના નખ દ્વારા ભગની બંને આંખો ઉખાડી નાખી તથા મોં પર પ્રહાર કરીને પૂષાના સર્વ દાંત તોડી નાખ્યા. લીલા કરતો હોય તેમ તેણે પગના અંગૂઠા દ્વારા ચંદ્રમાને કચડી નાખ્યો, ઇન્દ્રનું મસ્તક વહોરી લીધું, અગ્નિના બંને હસ્ત કાપી

નાખ્યા તથા જીભને મૂળ સહિત બહાર ખેંચી કાઢી. મહા શક્તિશાળી વીરભદ્રે ત્યાર પછી અગ્નિના મસ્તક ઉપર એક પગ વડે પ્રહાર કરી તેને હણી નાખ્યો, યમરાજનો દંડ તેના હાથમાંથી ઝૂંટવી કાપી નાખ્યો. ઇશાન નામક મહાબળવાન દિક્પાલને ત્રિશૂળ દ્વારા હણી નાખ્યો.

આ મુજબ વીરભદ્રે આઠ વસુઓ, અગિયાર રુદ્ર, બાર આદિત્ય તથા બે અશ્વિનીકુમાર સહિત તેત્રીસ દેવોને અને વસુ, રુદ્ર તથા આદિત્ય નામક અન્ય ત્રણ દેવોને અને એવા અન્ય ત્રણસો તથા ત્રણ હજાર દેવોને હણી નાખ્યા. આ માટે તેને કંઈ પણ પુરુષાર્થ કરવો પડ્યો નહીં. અગ્નિ, ઇન્દ્ર તથા સોમ – આ ત્રણ અગ્રણી દેવો, મુનીશ્વરો અને યુદ્ધભૂમિમાં ઊભા રહેલા અન્ય સર્વ દેવોને ભગવાન શંકરે ખડ્ગ તથા બાણો દ્વારા મારી નાખ્યા.

હવે રણભૂમિમાં બેભાન થઈ ઊભા થયેલા મહાતેજસ્વી વિષ્ણુએ શંકર પર ચક્ર ઉગામ્યું તથા તેમની સાથે યુદ્ધ કરવા માંડ્યું. શિવ તથા વિષ્ણુની વચ્ચે રુંવાટા ખડાં થઈ જાય એવું ખૂબ જ દારુણ યુદ્ધ થયું. વિષ્ણુના યોગબળના પ્રભાવને કારણે તેમના દિવ્ય શરીરમાંથી અનેક પુરુષો ઉત્પન્ન થયા. તેમણે પોતાના હસ્તોમાં શંખ, ચક્ર તથા ગદા ધારણ કર્યા હતાં. નારાયણ જેવા કાંતિમાન તે સર્વને પણ શંકરે મારી નાખ્યા. ગદા દ્વારા વિષ્ણુને મસ્તકમાં તથા છાતીમાં પ્રહાર કર્યો. તેથી પુરુષોત્તમ વિષ્ણુ મૂર્છા પામી રણભૂમિમાં પડી ગયા. ક્રોધને કારણે રક્ત આંખવાળા ઉત્તમ પુરુષ ભગવાન વિષ્ણુ પાછા ઊભા થયા તથા ચક્ર ઉગામી વીરભદ્રને મારવા તૈયાર થયા, પણ વીરભદ્રે પ્રલયકાળના સૂર્ય જેવા ભયંકર તે ચક્રને વિષ્ણુના હસ્તમાં જ અટકાવી દીધું, પર્વત સમાન તે ચક્ર નિશ્ચળ થઈ ગયું. ત્રણ બાણ મારી વીરભદ્રે વિષ્ણુના શાર્ઙ્ગ ધનુષના ત્રણ ટુકડા કરી નાખ્યા અને તેમનું મસ્તક કાપી નાખ્યું, કપાયેલું તે મસ્તક વીરભદ્રના શ્વાસોચ્છ્વાસના વાયુ દ્વારા પ્રેરાઈ રસાતળમાં જઈ પડ્યું.

ત્યાર પછી, વીરભદ્રે યજ્ઞના આહ્વનીય નામક અગ્નિસ્થાનમાં પ્રવેશ કર્યો. યજ્ઞકળશ, યજ્ઞસ્તંભ તથા યજ્ઞનાં તોરણ વગેરે તેણે ભાંગી નાખ્યાં. મહાભયંકર તથા વિશાળ વીરભદ્રને નિહાળીને યજ્ઞનો અગ્નિ પણ ભયભીત બની નાસી છૂટ્યો. વીરભદ્રે ધર્મ, પ્રજાપતિ, જગદ્ગુરુ કશ્યપ, ઘણા પુત્રોવાળા મુનિશ્રેષ્ઠ અરિષ્ટનેમિ, અંગિરા મુનિ તથા કૃષ્ણાશ્વનાં માથા કાપી નાખ્યાં. દક્ષના મસ્તકમાં પગ વડે પ્રહાર કરીને તેને હણી નાખ્યો, ત્યાર પછી, તેનું મસ્તક કાપી લઈ તેને અગ્નિમાં બાળી નાખ્યું. પ્રતાપી વીરભદ્રે દેવમાતા સરસ્વતીનું નાકનું ટેરવું નખ દ્વારા કાપી નાખ્યું. સ્મશાનમાં શિવ જેવા તે વીરભદ્ર પોતાના પરાક્રમને કારણે તે સ્થળે ક્ષેત્રપાળને સમાન શોભવા લાગ્યો.

તે વખતે બધાથી સમર્થ ભગવાન બ્રહ્મા તે સ્થળે આવી વીરભદ્રને પ્રણામ કરીને સ્તુતિ દ્વારા કહેવા લાગ્યા: 'હે વીરભદ્ર! ક્રોધિત તમે વિરામ પામો! શાંત બનો! બધા દેવોનો નાશ થયો છે. તમારાં રોમ દ્વારા ઉત્પન્ન થયેલ બધા ગણો સાથે તમે શાંત થાઓ; કૃપા કરો, પ્રસન્ન થાઓ!'

પરમેષ્ઠી બ્રહ્માના પ્રભાવને કારણે વીરભદ્ર પોતાના ગણો સાથે શાંત થઈ ગયો. સર્વ કાંઈ આપનાર તથા બધાનો સંહાર કરનારા, સમસ્ત લોકોના મહેશ્વર ભગવાન વૃષભધ્વજ પણ, તે ઘડીએ પોતાના ગણો સાથે અંતરિક્ષમાં રહીને દર્શન આપવા લાગ્યા. બ્રહ્માએ શંકરની સ્તુતિ કરી, આથી વીરભદ્રના હસ્તે માર્યા

ગયેલા બધા દેવોને તેમણે પૂર્વવત્ પ્રાણયુક્ત તેમનાં દેહ આપ્યાં. ઇન્દ્ર, વિષ્ણુ તથા દસ અને બીજા દેવોને તેમનાં માથાં આપ્યાં, દેવી સરસ્વતીને નાકનું ટેરવું આપ્યું. મૃત્યુ પામેલા બધાને જીવન અર્પણ કરી દરેક જાતનાં વરદાન આપ્યા. લીલામાત્ર દ્વારા ભગવાન મહાદેવે દક્ષનું મસ્તક અને મોં આદિ પૂર્વવત્ બનાવી દીધા. દક્ષમાં ચેતન આવ્યું. ભગવાન શિવ સામે હાથ જોડી તે ઊભો રહ્યો તથા તેમની પ્રાર્થના કરવા લાગ્યો, તેથી શિવ તેના પર પ્રસન્ન થયા તથા તેને અનેક જાતનાં વર આપી દક્ષને પોતાના ગણોમાં સ્થાન આપ્યું. ભગવાન નારાયણ બ્રહ્મા, બધા દેવો તથા મુનિઓએ હાથ જોડી શિવની પ્રાર્થના કરી. શિવે તે સર્વ ઉપર અનુગ્રહ કર્યો તથા પછી તેઓ અદૃશ્ય થઈ ગયા. ૧-૫૧

**તાન્દેવાનનુગૃહ્યૈવ ભવોઽપ્યન્તરધીયત।।૫૧।।**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શિવે કરેલો દક્ષયજ્ઞનો નાશ' નામનો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૦૧મો



# દેવી પાર્વતીની ઉત્પત્તિ અને કામનું દહન

**ઋષય ઊચુઃ।।**

**કથં હિમવતઃ પુત્રી બભૂવામ્બા સતી શુભા।**
**કથં વા દેવદેવેશમવાપ પતિમીશ્વરમ્।।૧।।**

ઋષિઓ બોલ્યા: દક્ષ પ્રજાપતિનાં પુત્રી સતી, હિમવાનનાં પુત્રી કઈ રીતે થયાં તથા તેમણે ભગવાન શિવને પતિરૂપે કઈ રીતે પ્રાપ્ત કર્યા?

સૂત બોલ્યા: હે ઋષિઓ! તે ઉત્તમ અંગનાએ સ્વેચ્છાથી હિમાલયનાં પત્ની મેના દ્વારા હૈમવતીરૂપે જન્મ લીધો. ત્યાર પછી હિમાલયે તેમના જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા.

બાર વર્ષનાં થવાથી સમસ્ત લોકોમાં વંદનીય પવિત્ર હૈમવતીએ પોતાની બીજી નાની બહેનો સહિત તપશ્ચર્યા આદરી, તે દેવીના તપ દ્વારા પ્રસન્ન થઈ બધા ઋષિઓ તેમની પાસે આવ્યા તથા તેમની આસપાસ ઊભા રહીને પ્રાર્થના કરવા લાગ્યા. એ બધી બહેનોમાં બધાથી મોટાં હતાં, તેમનાથી નાનાં બહેનનું નામ એકપર્ણા તથા બધાથી નાનાં બહેનનું નામ એકપાટલા હતું. મહાદેવી અર્પણા એવાં ઉમાએ બધા ભૂતોના સ્વામી સદાશિવને તપથી પોતાને વશ કર્યા.

તે વખતે દિતિનો પુત્ર તાર નામક એક દૈત્ય હતો, તે દૈત્યને તારક નામક એક મહાતેજસ્વી પુત્ર હતો. તેને તારકાક્ષ, વિદ્યુન્માલી તથા કમલાક્ષ નામક ત્રણ મહાન ઐશ્વર્યશાળી તથા પરાક્રમી પુત્રો હતા. આ ત્રણ અસુરોના પિતામહ મહાબળવાન તાર દાનવે તપથી બ્રહ્મા પાસેથી વર મેળવી અતુલ બળ તથા પરાક્રમ પ્રાપ્ત કર્યાં હતાં, તેથી મહાતેજસ્વી તાર દાનવે યુદ્ધમાં સચરાચર ત્રૈલોક્યને જીતી લઈ પૂર્વે વિષ્ણુ ભગવાનને પણ જીતી લીધા હતા. તે બંને વચ્ચે દિવ્ય સહસ્ર વર્ષ પર્યંત અત્યંત દારુણ તથા રૂંવાટા ખડા થઈ જાય,

તેવું ઘોર યુદ્ધ દિવસ-રાત સતત થતું રહ્યું. તારે યુદ્ધમાં વિષ્ણુને જીતી લઈ રથથી રહિત કરીને સો યોજન દૂર સુધી ફેંકી દીધા. ગરુડધ્વજ, ભગવાન વિષ્ણુ આખરે તેની સાથેના યુદ્ધથી ભય પામી નાસી છૂટ્યા.

દિતિના પુત્ર તાર દાનવે બ્રહ્મા પાસે વરદાન મેળવી સોગણું બળ પ્રાપ્ત કર્યું હતું તથા ઇન્દ્ર વગેરે બધા અગ્રણી દેવોને જીતી લીધા હતા. તારકના ભય દ્વારા પીડિત દેવતાઓને ક્યાંય પણ શાંતિ મળતી ન હતી, તેમ તેઓ રક્ષણ મેળવી શકતા ન હતા. આખરે દેવતાઓ સાથે ઇન્દ્ર બૃહસ્પતિના શરણે ગયો તથા તેમને કહેવા લાગ્યોઃ 'હે ભગવન્! તાર નામક દૈત્યનો તારક નામનો એક પુત્ર છે. આખલો વાછરડાંને મારી નાખે તેમ એ દાનવે દેવોને યુદ્ધમાં હણી નાખ્યા છે. હે મહાતેજસ્વી! બૃહસ્પતિ! તેની સાથે થયેલા ભયંકર યુદ્ધના ભયને કારણે નાસી છૂટેલા તથા ઘરબાર વગરના દેવો પાંજરામાં પુરાયેલા પક્ષીઓની જેમ ફાંફાં મારતા અહીંતહીં ભટકતા ફરે છે. હે આંગિરસ! હે બૃહસ્પતિ! ક્યારેય નિષ્ફળ ન થનારા અમારાં અમોઘ શસ્ત્રો તે તારકાસુરના પ્રભાવને કારણે નિષ્ફળ નીવડ્યાં છે. વિષ્ણુ સાથે હજાર વર્ષ પર્યંત તે દૈત્યે યુદ્ધ કર્યું પણ વિષ્ણુ તેને યુદ્ધમાં જીતી શક્યા નહીં. તેમના સમાન પરાક્રમીથી તે યુદ્ધમાં જિતાયો નથી, તો પછી અમારા જેવાનું શું ગજું કે, તેની સામે ઊભા રહી શકીએ!'

ઇન્દ્રે બૃહસ્પતિને આ મુજબ કહ્યું, ત્યારે, બૃહસ્પતિ ઇન્દ્ર સાથે બધા દેવોને બ્રહ્મા પાસે લઈ ગયા તથા દેવો તરફથી બધું વૃત્તાંત તેમને જણાવ્યું, તે શ્રવણ કરીને પિતામહ બ્રહ્મા બૃહસ્પતિને કહેવા લાગ્યાઃ 'તમે જે કંઈ કહો છો, તે સત્ય છે, દેવતાઓ પર આવેલું દુઃખ હું જાણું છું તથા તેનો વિનાશ કરવા માટે એક ઉપાય હું જણાવું છું તે સાંભળો!

દક્ષની પુત્રી દેવી સતી હતા, તે હમણાં હિમવાન પર્વતને ત્યાં પાર્વતીરૂપે જન્મ્યાં છે. તે હૈમવતી પાર્વતી બધા લોકોને વંદનીય છે. તમે સર્વ દેવો સદાશિવ પાસે જઈ તેના રૂપની પ્રશંસા કરો તથા તેમનું હૃદય તેના પ્રતિ આકર્ષાય તે માટે પ્રયત્ન કરો. તેમના યોગ દ્વારા શક્તિશાળી સ્કંદ નામનો પુત્ર ઉત્પન્ન થશે, તેનાં છ મોં તથા બાર હાથો હશે. તે સેનાની, સ્વાહેય, પાવકિ, કાર્તિકેય, ગાંગેય, શરધામજ, શાખ, વિશાખ, નૈગમેશ તથા કુમાર — આવાં નામોવાળો થશે તથા દેવતાઓનો તે પરાક્રમી સેનાપતિ સમસ્તક લોકોમાં પૂજનીય થશે, તે બાળક હશે તો પણ તમારા સૈન્યનો સેનાપતિ બનીને બળવાળા તારકાસુરને લીલામાત્ર દ્વારા મારી નાખીને દેવાનો ઉદ્ધાર કરશે.'

પરમેષ્ઠી બ્રહ્માએ બૃહસ્પતિને આ મુજબ કહ્યું, ત્યાર પછી ઇન્દ્ર સહિત સર્વ દેવોએ દેવોના દેવ બ્રહ્માને વંદન કર્યા તથા તેઓ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

ઇન્દ્ર તથા બૃહસ્પતિ મેરુ પર્વતના શિખર ઉપર ગયા. ત્યાં પહોંચીને બૃહસ્પતિએ કામદેવને યાદ કર્યા. કામદેવને યાદ કરતાં જ, તે પોતાની પત્ની રતિ સહિત દેવોના દેવ ગુરુ બૃહસ્પતિ પાસે આવી વંદન કરી હાથ જોડી ઊભો રહ્યો. વિશ્વના જીવરૂપ-વિશ્વના ઉત્પાદક કામદેવે ઇન્દ્ર સહિત જીવ સમાન ગુરુ બૃહસ્પતિને ઉદ્દેશીને કહ્યું: 'હે જીવ! હે બૃહસ્પતિ! આપે મારું સ્મરણ કર્યું છે, આથી હું આવ્યો છું! મારે હમણાં શું કરવાનું છે? મારું જે કર્તવ્ય હોય, તે મને જણાવો!'

કામદેવનાં આ વચન સૂણીને શક્રે તેનો આદર કર્યો. દેવો દ્વારા પૂજાયેલા ગુરુએ કામદેવને કહ્યું: 'હે મકરધ્વજ! તમારી રીત મુજબ આજે તમે શિવ સાથે અંબિકાનો સંયોગ કરાવો. તમારા પત્ની આ રતિ સહિત તમે ભગવાન વૃષભધ્વજ શંકર પાસે જાઓ તથા તેઓ દેવી અંબિકા ઉમા સાથે ક્રીડા કરે, તેવો રસ્તો અપનાવો; તથા જુઓ! તમો આ કાર્ય કરશો તો પૂર્વે સતી સાથે થયેલા વિયોગ પછી પાર્વતી સાથે તમારા યત્નથી થવાના સંયોગને, કારણે મહાદેવ તમારા ઉપર પ્રસન્ન થશે તથા તમને સદ્‌ગતિ પ્રદાન કરશે!

ગુરૂ બૃહસ્પતિની આ વાત સાંભળી કામદેવે, ગુરુને અને શચીના પતિ ઇન્દ્રને નમસ્કાર કર્યા તથા રતિની સાથે દેવોના દેવ ભગવાન શિવના આશ્રમે, તે જઈ પહોંચ્યો તથા વસંતની મદદ દ્વારા શંકરનું મન પાર્વતીમાં આસક્ત કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

તે વખતે ભગવાન શિવે પોતાની સામે ઊભા રહેલા મદનને હસતો નિહાળ્યો. તેમણે પોતાની ત્રીજી આંખ દ્વારા, ક્રોધથી તેની સામે જોયું. તેમની આંખમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિએ કામદેવને તરત બાળી ભસ્મ કરી નાખ્યો. તેથી કામદેવની પત્ની રતિ કરુણ વિલાપ કરવા લાગી. તે સાંભળી મહાદેવને તેના ભણી જોયું તથા તેના પર કૃપા કરી તેઓ કહેવા લાગ્યા. 'હે ભદ્રે! તારો પતિ અંગ વગરનો હોવા છતાં પણ રતિ સમયે બધાનું તે અવશ્ય કલ્યાણ કરશે, એમાં શંકા નથી. મહાતેજસ્વી ભગુના શ્રાપને કારણે વિષ્ણુ, મહાયશસ્વી વાસુદેવના રૂપે અવતરશે, ત્યારે, સમસ્ત લોકોના હિત અર્થે તારો પતિ તેમના પુત્રરૂપે ઉત્પન્ન થશે, ભગવાન શિવનાં આ વચન સાંભળી સુંદર સ્મિત કરનાર કામદેવની પત્ની રતિએ શંકરને પ્રણામ કર્યા તથા અનંગ સમાન પોતાના પતિ મદનને પ્રાપ્ત કરી વસંતની સાથે પોતાના સ્થાને ચાલી ગઈ.

**જગામ મદનં લબ્ધ્વા વસન્તેન સમન્વિત।।૪૬।।**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં***

***'દેવી પાર્વતીની ઉત્પત્તિ અને કામનું દહન' નામનો ૧૦૧મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૦૨મો

## ઉમાસ્વયંવર



**સૂત ઉવાચ**

**તપસા ચ મહાદેવ્યાઃ પાર્વત્યા વૃષભધ્વજઃ।**
**પ્રીતશ્ચ ભગવાન્ શર્વો વચનાદ્ બ્રહ્મણસ્તદા।।૧।।**

સૂત બોલ્યા: પૂર્વે બ્રહ્માએ કહ્યું હતું, તે પ્રમાણે મહાદેવી ઉમાએ શિવને પ્રાપ્ત કરવા તપશ્ચર્યા કરી. આથી, ભગવાન શંકર પાર્વતી ઉપર પ્રસન્ન થયા. બ્રહ્મચર્ય વગેરે આશ્રમોનું હિત સદાય તે અર્થે ભગવાન શંકરે લીલા કરવાના હેતુ દ્વારા વિધિથી દેવી ઉમા સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો તથા તેનો પ્રસ્તાવ મૂકવા બ્રહ્મા અને મરીચિ વગેરે મહર્ષિઓ મહાદેવી પાર્વતીના તપોવનમાં ગયા. ત્યાં, પહોંચીને તેમણે પાર્વતીને વંદન કરી વિશ્વના નિમિત્ત-કારણરૂપ તે દેવીની પ્રદક્ષિણા કરી. ત્યાર પછી, બ્રહ્મા તેમને કહેવા લાગ્યા:

'હે શૈલપુત્રી! તપથી આપ લોકોને શા માટે તપાવો છો! હે માતા! સમસ્ત વિશ્વનું આપે સર્જન કર્યું છે, તેનો આપ વિનાશ કરશો નહીં. આપના તેજ દ્વારા આ સમસ્ત લોકોને આપ ધારણ કરી રહ્યા છો. બધા દેવોના ઈશ્વર તથા બધા સમસ્ત લોકોના સ્વામી ભગવાન શિવના અમે બ્રહ્માદિ દેવો સેવકો છીએ. એ પરમ ઇશાન સ્વયં આપને વરશે. હે વરદે! શિવે આપને સર્જ્યાં છે તથા આપના વગર હે અંબિકે! જેમનું અસ્તિત્વ નથી તે શંકર આપના પતિ થશે, એમાં શંકા નથી.' આમ કહી, બ્રહ્મા ફરી પાર્વતીને પ્રણામ કરી મહર્ષિઓ સહિત પોતાના સ્થાને ચાલ્યા ગયા.

ત્યાર પછી, ભગવાન પરમેશ્વર પાર્વતી ઉપર અનુગ્રહ કરવા બ્રાહ્મણનો વેશ લઈ તેમના આશ્રમે ગયા.

પોતાની સામે દ્વિજરૂપે ઊભા રહેલો તેમને પાર્વતીએ કાંતિ દ્વારા શંકર સમજી વંદન કર્યા. બ્રાહ્મણના ગુપ્ત વેશમાં રહેલો તેમનું પૂજન કર્યું તથા તેમની પ્રાર્થના કરી. તેથી પર્વતરાજ હિમાલયનો કુળધર્મ તથા તેનું ગૌરવ સચવાય તે પ્રમાણે સમસ્ત દેવોના સ્વામી ભગવાન શિવ પાર્વતીને હસતાં હસતાં કહેવા લાગ્યા: 'દિવ્ય તથા પવિત્ર હે મહાદેવી! તમારા સ્વયંવરમાં હું સૌમ્ય રૂપ ધારણ કરી આવીશ તથા ત્યાં આવશ્રલ સજ્જનોના મધ્યમાં લીલા કરવા માટે તમારી સાથે વિવાહ કરીશ.'

આ મુજબ, સદાશિવે દેવી ઉમાને કહ્યું તથા દિવ્ય દૃષ્ટિ દ્વારા તેમના ઉપર અનુગ્રહ કરી તેઓ પોતાના નગર તરફ ચાલ્યા ગયા. ત્યાર પછી મેનાની સાથે દેવીને આનંદથી વાતચીત કરતાં નિહાળી હિમાલય રાજી થયા તથા પોતાની તપસ્વિની પુત્રીને આદરથી ભેટી વહાલ દ્વારા તેનું મસ્તક સૂંઘ્યું. દેવોના દેવ શંકર સાથે પુત્રીએ કરેલી વાતચીત વિશે હિમાલય કાંઈ જાણતા ન હતા. પણ તેમણે પોતાની પુત્રી પાર્વતીના સ્વયંવરનો વિચાર સર્વને જણાવ્યો.

પાર્વતીનો સ્વયંવર થવાનો છે, એ જણાવવામાં આવતા, તેમાં ભાગ લેવા બ્રહ્મા, ભગવાન વિષ્ણુ, ઇન્દ્ર, અગ્નિ, સૂર્ય, ભગત્વષ્ટા, અર્યમા, વરુણ, વાયુ, સોમ, ઇશાન, અગિયાર રુદ્ર, સાત ઋષિઓ, મુનિઓ, અશ્વિનીકુમારો, બાર આદિત્યો, ગંધર્વો, ગરુડ, યક્ષો, સિદ્ધો, સાધ્યો, દૈત્યો, કિંપુરુષ, ઉરગ, મરુદ્‌ગણો, સમુદ્રો, નદીઓ, વેદો, મંત્રો, સ્તોત્રો, ક્ષણ, નાગ, પર્વતો, સર્વ યજ્ઞો, સૂર્ય વગેરે ગ્રહો આદિ તેત્રીસ કોટિ દેવો ગયા.

તે વખતે પર્વતરાજ હિમાલયનાં પુત્રી રત્નથી જડિત બધા આભૂષણોથી વિભૂષિત, નૃત્ય કરતી અપ્સરાઓ દ્વારા આવૃત થઈ ગંધર્વો, સિદ્ધો, કિન્નરો તથા બંદીગણોથી સ્તુતિ પામતાં સુવર્ણમય પ્રાસાદમાં વિરાજમાન હતાં. તેમની અગ્રણી સખી માલિની સંધ્યા સમયના પૂર્ણિમાના ચંદ્રબિંબ જેવી શ્વેત તથા રત્નોનાં કિરણો દ્વારા દીપ્તિમાન છત્ર દેવીના માથા પર ધારણ કરી રહી હતી તથા બીજી દિવ્ય સ્ત્રીઓ હસ્તમાં ચામર ઢોળી રહી હતી. જયા નામક સખી કલ્પવૃક્ષનાં પુષ્પમાળા લઈ ઊભી હતી. વિજયા નામક અન્ય સખી હસ્તમાં વીંઝણો લઈ વાયુ વીંઝતી હતી.

એટલામાં વૃષભધ્વજ ભગવાન શિવે લીલા કરી. સ્વયંવર મંડપમાં દેવો એકઠા થઈ બેઠા હતા ત્યારે શિવ એક બાળકનું રૂપ ધારણ કરીને દેવીના કંઠમાં રહેલી માળાને પકડીને દેવીના ખોળામાં પોઢી ગયા. એ નિહાળીને દેવો, 'આ શું! આ અહીં કોણ આવી દેવી પાર્વતીના ખોળામાં સૂતું છે!' આમ બોલતા ક્રોધે

ભરાઈ ઊઠ્યા. ઇન્દ્ર વજ્ર ઉગામી તે બાળક ઉપર પ્રહાર કરવા પ્રયત્ન કર્યો; પણ મહાદેવની લીલા દ્વારા તેનો હસ્ત વચ્ચે જ અટકી ગયો. અગ્નિએ તે શક્તિ ફેંકવા માંડી, પરંતુ, તે ત્યાં જ થંભી ગયો. આ જ પ્રમાણે યમે દંડ, નિર્ઋતિએ ખડ્ગ, વરુણે નાગપાશ, વાયુએ ધ્વજયષ્ટિ, સોમે ગદા તથા કુબેરે દંડ, ઇશાને શૂલ, રુદ્રોએ ત્રિશૂળ, બાર આદિત્યોએ મુસળ તથા આઠ વસુઓએ મુદ્ગર વગેરે શસ્ત્રોથી શિશુ ઉપર પ્રહાર કરવા પ્રયત્ન કર્યો; પણ ભગવાન શંકરે તે સમસ્ત દેવોને તેવી ને તેવી દશામાં તરત સ્થંભિત કરી નાખ્યા. એટલામાં શૂર ચડવાને કારણે વિષ્ણુએ મસ્તક ધુણાવી ચક્ર હાથમાં લઈ ઉગામ્યું, ત્યાં તો બાળકનું મસ્તક સ્થિર થઈ ગયું, ડોલતું અટક્યું. હસ્તની ગતિ અટકી ગઈ અને વિષ્ણુનું ચક્ર શક્તિથી રહિત બની ગયું. પૂષા દાંતોને કરડતો એમને એમ જ મૂઢ સમાન થઈ ગયો, શંકરે તેની તરફ દૃષ્ટિપાત કરતાં જ તેના મોંમાંથી બધા દાંત બહાર નીકળી ગયા. શંકરે આ મુજબ બધા દેવોનું બળ, તેજ તથા ક્રિયાને થંભાવી દીધાં.

હવે દેવો પોતાને પ્રાપ્ત થયેલ દશાને કારણે ક્રોધિત હતા ત્યારે અત્યંત ઉદ્વિગ્ન થયેલ બ્રહ્માએ શંકરનું ધ્યાન કર્યું, આથી પાર્વતીના ખોળામાં બેઠેલ શિશુ મહાદેવ જ છે, એમ તેમના જાણવામાં આવ્યું. તેથી તેઓ આશ્ચર્ય પામી તરત ઊભા થયા અને શંકરના ચરણોમાં પ્રણામ કરી પ્રાચીન સામગાન તથા પવિત્ર નામો દ્વારા તેમની પ્રાર્થના કરવા લાગ્યા: 'હે પ્રભો! આપ સમસ્ત લોકોના સ્રષ્ટા છો; પ્રકૃતિના પ્રવર્તક છો; આપ સમસ્ત લોકોના જ્ઞાનરૂપ છો; આપ બુદ્ધિ છો; આપ જ ગર્વ છો તથા ઈશ્વર છો. હે ઈશ! પ્રાણીઓની ઇન્દ્રિયોને આપ જ પ્રેરો છો. પૂર્વે આપે મને આપના જમણા હસ્તથી ઉત્પન્ન કર્યો છે; હે મહાબાહુ! આપના ડાબા હસ્તથી સર્વસમર્થ દેવ ભગવાન નારાયણ ઉત્પન્ન થયા છે. સૃષ્ટિના કારણરૂપ હે ભગવન્! આ પ્રકૃતિ દેવી હંમેશા આપનાં પત્નીરૂપે વિશ્વના કારણરૂપ થયાં છે. હે મહાદેવ! આપને નમસ્કાર છે; હે મહાદેવી! આપને નમસ્કાર છે; હે દેવેશ! આપના કૃપા દ્વારા તથા આપની આજ્ઞાને કારણે મેં આ દેવ વગેરે પ્રજાની ઉત્પત્તિ કરી છે. આપની માયાથી આ સમસ્ત દેવો મૂઢ બનેલ છે. આ સર્વ દેવો પૂર્વે હતા તે મુજબ પોતાની મૂળ સ્થિતિને પ્રાપ્ત કરે તે માટે આપ કૃપા કરો.'

સૂત બોલ્યા: 'બ્રહ્માએ દેવોના દેવ મહેશ્વરને દેવો વિશે તમામ વાત સ્તુતિથી જણાવી અને વિશેષમાં કહ્યું, કે આપના વિષયમાં આ દેવોએ અવિવેકથી આચરણ કર્યું છે આથી આ દેવોના દેહના અવયવો સ્તબ્ધ બની ગયા છે. ત્યાર પછી દેવોને ઉદ્દેશી બ્રહ્મા તેમને ઠપકારતાં કહેવા લાગ્યા: 'હે દેવો! સમસ્ત દેવોના વંદ્ય સમાન અહીં આવેલ ભગવાન શિવને તમે જાણી શક્યા નહીં. તમે તેમની અવજ્ઞા કરી છે આથી તમે બધા આ દશામાં પડ્યા છો! તમે સર્વ મૂર્ખ છો આથી મહાદેવની લીલા જાણી શક્યા નહીં. મુનિઓ, ઇન્દ્ર તથા નારાયણ સાથે હે દેવો! તમે સર્વ તરત ભગવાન શિવના શરણે જાઓ તથા તેમની ક્ષમા માગો!'

બ્રહ્માની આજ્ઞા દ્વારા સર્વ દેવો ભગવાન શિવના શરણે ગયા તથા નારાયણ અને ઇન્દ્ર સાથે સમસ્ત દેવોએ પોતાના પર અનુગ્રહ કરવા પ્રાર્થનાથી મન દ્વારા તેમને પ્રણામ કર્યા, તેથી દેવોના દેવ ભગવાન શિવ તેમના ઉપર પ્રસન્ન થયા તથા બ્રહ્માના વચન દ્વારા તે સમસ્ત દેવો ઉપર તેમણે અનુગ્રહ કરી તેમના દેહના અવયવોને પહેલાંના જેવા કરી નાખ્યા. શંકરના સ્વરૂપનું પોતાને જ્ઞાન થાય તે અર્થે ઇન્દ્ર, ચન્દ્ર, બ્રહ્મા,

સાધ્યો, નારાયણ, યમ તથા રુદ્રોએ દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થવા અર્થે શંકરની સ્તુતિ કરી. અંબા એટલે કે વિશ્વનાં માતા એવાં પ્રકૃતિપતિ મહાદેવે ભવાનીને અને પર્વતરાજ હિમાલયને પણ દિવ્ય દૃષ્ટિ અર્પણ કરી. ઇન્દ્ર, બ્રહ્મા તથા વિષ્ણુ વગેરે દેવોએ તે દૃષ્ટિ પ્રાપ્ત કરી ભગવાન મહેશ્વરનાં દર્શન કર્યાં. શંકરના ગણોએ, મુનિઓએ ગિરીશ્વર હિમાલયે, ભવાનીએ તથા બ્રહ્મા વગેરે દેવોએ શંકરને વંદન કર્યાં. તથા ખેચરો, સિદ્ધો તથા ચારણોએ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. દેવોનાં દુંદુભિ વાગ્યાં, મુનિઓએ પ્રભુની પ્રાર્થના કરી, અગ્રણી ગંધર્વોએ ગાન કર્યું તથા અપ્સરાઓએ નૃત્ય કર્યું. શૈલરાજ હિમાલય તથા અંબા પાર્વતી, ગણાધ્યક્ષો અને દેવો ઘણા પ્રસન્ન થયા. દેવોની સામે જ દેવી પાર્વતીએ સુગંધી દિવ્યમાળા ભગવાન શિવનાં ચરણોમાં અર્પણ કરી. દેવીએ આ મુજબ શંકરનું પૂજન કર્યું. આથી સમસ્ત દેવો 'ઘણું સારું, ઘણું સારું' આ મુજબ સાધુવાદ કરવા લાગ્યા. યક્ષ, ઉરગ, રાક્ષસો, દેવો, બ્રહ્મા અને ભવાનીએ ધરતી પર માથું નમાવી ભગવાન મહાદેવને નમસ્કાર કર્યા. ૧-૬૩

**સહ દેવ્યા નમશ્ચક્રુઃ શિરોભિર્ભૂતલાશ્રિતઃ।**
**સર્વે સબ્રહ્મકા દેવાઃ સયક્ષોરગરાક્ષસાઃ॥૬૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'ઉમાસ્વયંવર' નામનો ૧૦૨મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૦૩મો

# ઉમા-મહેશ્વરનો વિવાહ અને પુત્રની ઉત્પત્તિ



**સૂત ઉવાચ॥**
**અથ બ્રહ્મા મહાદેવમભિવન્દ્ય કૃતાઞ્જલિઃ।**
**ઉદ્વાહઃ ક્રિયતાં દેવ ઇત્યુવાચ મહેશ્વરમ્॥૧॥**

સૂત બોલ્યાઃ બ્રહ્માએ હસ્ત જોડી શિવને વંદન કર્યા તથા તેઓ મહેશ્વરને કહેવા લાગ્યાઃ હે દેવ! હવે આપ પાર્વતી સાથે વિવાહ કરો.

પરમેષ્ઠી બ્રહ્માનાં આ વચન સૂણીને ભૂતપતિ ભગવાન મહેશ્વરે બ્રહ્માને કહ્યુંઃ 'ભલે! જેવી આપની ઇચ્છા!'

આથી હે ઋષિઓ! બ્રહ્માએ તુરંત જ એક દિવ્ય તથા ભવ્ય રત્નમય નગરની રચના કરી. વિશ્વકર્માને બોલાવીને બધાને માટે આવાસ-સ્થાન બનાવ્યાં. વિશ્વકર્માએ વિવાહ મંડપની અદ્ભુત રચના કરી. મંડપ દસ હજાર યોજન લાંબો અને પહોળો હતો. જે ચાળીસ હજાર કોશ સુધી ફેલાયેલો હતો. એ મંડપમાં વિશ્વકર્માએ અનેક પ્રકારની સ્થાવર, જંગમ, પુષ્પ, સ્ત્રી, વિષ્ણુ,ઇન્દ્ર, નંદીશ્વર, લક્ષ્મી આદિની મૂર્તિઓ બનાવી, જે રત્નજડિત, સ્વર્ણ આદિની રચના કરી. ભગવાન શિવના લગ્નમાં ભાગ લેવા અદિતિ, દિતિ, દનુ, રજની, દક્ષિણા, દ્યુતિ, સ્વાહા, સ્વધા, વેદોની માતા સાવિત્રી, ધરણી, ચેલા, કદ્રુ, સુકાલિકા, પુલોમા, સુરસા, સિંહિકા, વિનતા, સિદ્ધિ, માયા, ક્રિયા, દુર્ગાદેવી, સુધા, સ્વધા, મતિ, બુદ્ધિ, ઋદ્ધિ.

વૃદ્ધિ, સરસ્વતી, રાકા, કુહૂ, સિનીવાલી, દેવી અનુમતિ, ધારણી, શચી, નારાયણી — આ દેવીઓ અને દેવોની માતાઓ તથા પત્નીઓ હર્ષિત થતી ગઈ.

આ જ પ્રમાણે ઉરગો, ગરુડો, યક્ષો, ગંધર્વો, કિન્નરો, શિવગણો, સાગરો, પર્વતો, મેઘ, માસ, સંવત્સર, વેદો, મંત્રો, યજ્ઞો, ધર્મ, હુંકાર, પ્રણવ, હજારો દ્વારપાલ ગયા. ત્યારે હિમાલયે વિવાહની સામગ્રી એકઠી કરી અને મંદરાચલ, ઉદયાચલ, અસ્તાચલ, વિંધ્યાચલ, ત્રિકૂટ, ચિત્રકૂટ, વેંકટ, શ્રીગિરિ આદિ પર્વત તથા ગંગા બધી નદીઓ હિમાલયના ઘરે નિમંત્રિત થઇને આવ્યાં. કરોડો દિવ્ય અપ્સરાઓ તથા તેમની પરિચારિકાઓ અને સમસ્ત દ્વીપો તથા દેવલોકોમાંની નદીઓ સ્ત્રીઓનું સ્વરૂપ ધારણ કરી હર્ષથી તે લગ્નોત્સવમાં ગઈ.

સમસ્ત લોકોથી વંદન પામેલ મહાભાગ્યશાળી ગણાધ્યક્ષો; શુભ્ર વર્ણના કરોડો ગણેશ્વરો; દશ કેકરાક્ષો; આઠ વિદ્યુતો; ચોસઠ વિશાખો; નવ પારિયાત્રિકો; છ સર્વાન્તક, વિકૃતાનન, બાર જ્વાલાકેશ; કરોડો ગણશ્રેષ્ઠ, સાત સમદ, આઠ દુંદુભ; પાંચ કપાલીશ, છ સંદારક, કરોડો ગંડક તથા કુંભક; આઠ વિષ્ટંભ; પિપ્પલ, પ્રવર્તક, કાલ, કાલક, મહાકાલ, અગ્નિકો, કરોડો અગ્નિમુખો; આદિત્યો; કુબેર, સન્નામ, કુમુદ, અમોઘ સમાન કોકિલ, સુમંત્રક, કાકપાદ, સંતાનક, મધુપિંગ, પિંગલ, નીલ, પૂર્ણભદ્ર આદિ મહાદેવના મુખ્ય ગણો પોતાની સાથે અન્ય અસંખ્ય ગણોને લઈ મહાદેવના વિવાહમાં ગયા.

મહાબળવાન ચર્તુવક્ત્ર સિત્તેર કરોડ ગણોને લઈ, એક કરોડ હજાર ભૂતગણો સહિત સમસ્ત રુદ્રો, ત્રણ કરોડ ગણો સહિત પ્રમથ; ચોસઠ કરોડ રોમ દ્વારા ઉત્પન્ન થયેલ ગણો સહિત વીરભદ્ર; વીસ કરોડ ગણો સહિત કરણ; નેવું કરોડ ગણો સહિત કેવલ નામનો ગણાધ્યક્ષ; પંચાક્ષ, શતમન્યુ, મેઘમન્યુ, કાષ્ઠકૂટ, સુકેશ, વૃષભ, વિરૂપાક્ષ તથા સનાતન વગેરે ગણેશ્વરો ચોસઠ કરોડ ગણોને પોતાની સાથે લઈ મહાદેવના લગ્નોત્સવમાં ગયા.

આ જ મુજબ અન્ય તાલકેતુ, ષડાસ્ય, પંચાસ્ય, સંવર્તક, ચૈત્ર, ભગવાન લકુલીશ, લોકાંતક, દીપ્તાસ્ય, દૈત્યાંતક, મૃત્યુહૃત્, કાલહા, કાલ, મૃત્યુંજયકાર, વિષાદ, વિષદ, વિદ્યુતકાંતક, ભૃગી, રિટિ, અશનિ, ભાસક તથા સહસ્રપાત નામક ગણાધ્યક્ષો પણ પોતાની સાથે ચોસઠ કરોડ ગણોને લઈ શંકરના લગ્નોત્સવમાં ગયા. આ સમસ્ત અસંખ્ય ગણેશ્વરો મહા બળવાન હતા. એ સર્વને હજાર હસ્ત હતા. એમણે પોતાનાં માથા ઉપર જટારૂપ મુકુટ ધારણ કરેલ હતા. ચંદ્રની રેખારૂપ આભૂષણયુક્ત તેઓ અલંકૃત હતા. નીલકંઠ તથા ત્રણ આંખવાળા એ ગણો હાર, કુંડળ, કેયૂર તથા મુકુટ વગેરેથી શોભાયમાન હતા. અણિમા વગેરે ગુણો દ્વારા યુક્ત તેઓ બ્રહ્મા, ઇન્દ્ર તથા વિષ્ણુ સમાન તેજસ્વી હતા, કરોડો સૂર્યોની તેજસ્વિતા જેવા તે ગણેશ્વરો પાતાળમાં અને સમસ્ત લોકોમાં નિવાસ કરતા હતા. તે સર્વ પણ શિવના વિવાહમાં ગયા. તુંબુરુ, નારદ વગેરે મુનિઓ અને સામનું ગાયન કરનાર હાહા તથા હુહુ વગેરે ગંધર્વો શિવને ભેટ ધરવા માટે રત્નો લઈ પોતાનાં વાજિંત્રો સહિત તે અતિ મનમોહક નગરમાં ગયા. તપરૂપ ધનવાળા બધા ઋષિઓ પ્રસન્ન ચિત્ત દ્વારા વિવાહ સમયે બોલવાના પવિત્ર મંત્રો ભણતા હતા.

આ મુજબ તે રમ્ય નગરમાં સમસ્ત દેવો, ઋષિઓ, ગંધર્વો, મુનિઓ, અપ્સરાઓ તથા શિવના ગણો આવી પહોંચ્યા પછી પવિત્ર હાસ્ય કરનાર ગિરિજા સમાન પાર્વતીને બધા આભૂષણો દ્વારા અલંકૃત કરી ભગવાન વિષ્ણુએ પોતાની સાથે લાવી નગરમાં પ્રવેશ કર્યો. તે સમયે બ્રહ્મા ભગવાન વિષ્ણુને કહેવા લાગ્યા: હે વિષ્ણુ! ભવાની સાથે આપ તેમનાથી પહેલાં ઉત્પન્ન થયેલ છો. આ શિવના ડાબા અંગ દ્વારા આપ ઉત્પન્ન થયેલ છો, તથા એમના જમણા અંગ દ્વારા હું ઉત્પન્ન થયો છું. મારા અંશરૂપ આ હિમાલય યજ્ઞ અર્થે એટલે કે શંકરની સંગતિ કરવા ઉત્પન્ન થયો છે. પરમેષ્ઠી ભગવાન શિવની માયાને કારણે આ હૈમવતી પાર્વતી ઉત્પન્ન થયા છે. શ્રૌત-સ્માર્તકર્મની પ્રવૃત્તિનું સાતત્ય જળવાય તે અર્થે વિવાહ કરવા આ ભગવાન શિવ અહીં આવ્યા છે. હૈમવતી પાર્વતી વિશ્વનાં તથા આપનાં તથા મારાં પણ માતા છે તથા રુદ્રના જનક છે. આ શિવનાં પોતાનાં સ્વરૂપો દ્વારા વિશ્વનું નિર્માણ થયું છે; અને આથી જ પૃથ્વી, જળ, તેજ, આકાશ, વાયુ, ચંદ્ર તથા સૂર્યરૂપ એ સ્વયંજ છે, આથી આ અજા શુકલ કૃષ્ણ તથા લોહિત એટલે કે સત્ત્વગુણ વગેરે ત્રિગુણાત્મિકા પ્રકૃતિરૂપ પાર્વતી મારા તથા હિમાલયના વચન દ્વારા આ શિવને જ આપે અર્પણ કરવાં જોઇએ. શૈલરાજ હિમાલય પર્વત સાથે આપનો આ સંબંધ પણ ઉત્તમ જ છે. પદ્મકલ્પમાં હું આપના નાભિકમળ દ્વારા ઉત્પન્ન થયેલ છું; આથી મારા અંશરૂપ આ શૈલ હિમાલય અને મારા પણ આપ ગુરુ છો.

સૂત બોલ્યા: બ્રહ્માનાં આ વચન સૂણીને દેવોના દેવ પરમેશ્વર વિષ્ણુ, દેવો, મુનિઓ અને શંકર 'ભલે, બહુ સારું!' આ મુજબ બ્રહ્માને કહેવા લાગ્યા. ત્યાર પછી બ્રહ્મજ્ઞાની પદ્મનાભ વિષ્ણુ ઊભા થયા તથા તેમણે દેવી પાર્વતીને નમસ્કાર કર્યા. કમળ સમાન ચક્ષુવાળા વિષ્ણુએ પોતાના બંને હસ્તોથી શંકરના પગ ધોયા તથા તે ચરણોદક પોતાના માથા પર અને બ્રહ્મા તથા હિમાલયના માથા ઉપર પણ છાંટ્યું. ત્યાર પછી હસ્તમાં પાણી લઈ સંકલ્પ કરીને તેઓ શિવને ઉદ્દેશીને બોલ્યા: 'મેનાનાં આ પુત્રી અને મારાં નાનાં બહેન ઉમા આપના અર્ધાંગરૂપ હોવાથી લગ્નવિધિ દ્વારા આપને પત્નીરૂપે અર્પણ કરું છું!' આમ કહીને સંકલ્પના જળ સાથે પાર્વતી ભગવાન શિવને અર્પણ કર્યાં તથા પોતે પણ જળ સાથે શંકરને અર્પિત થયા. ત્યાર પછી બધા વેદોમાં પારંગત સર્વ મુનિઓ દાતા-કન્યાદાન કરનાર તથા ગૃહીતા-કન્યાનું દાન લેનાર તે દાનના ફળનો વિચાર કરી લગ્નોત્સવના મંત્રો ભણી સ્તુતિપૂર્વક કહેવા લાગ્યા: 'આ દેવની માયા દ્વારા જ આ સમસ્ત વિશ્વ ઉત્પન્ન થયું છે. આ સદાશિવ જ સમસ્ત પ્રાણીઓનાં પાપોનો નાશ કરે છે, આ ભગવાન શિવ સર્વસંહારક છે.' આ મુજબ બોલી પ્રેમ દ્વારા રોમાંચ અનુભવતા તે બધા મુનિઓએ શંકરને નમસ્કાર કર્યા. ખેચરો, સિદ્ધો અને ચારણોએ ભગવાન શિવ ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. મૂર્તિમંત વેદોએ બ્રહ્મા અને મુનિઓ સહિત દેવોના દેવ ઉમાપતિ શંકરને પ્રણામ કર્યા. એ વખતે લજ્જાથી યુક્ત ભાવ દ્વારા પોતાની સમક્ષ બેઠેલ પાર્વતીને જોઈ મહાદેવ તૃપ્ત થતા ન હતા. આ જ પ્રમાણે નિર્દોષ અંગવાળાં ઉમા પણ વૃષધ્વજ ભગવાન શિવને નિહાળીને તૃપ્ત થતાં ન હતાં.

તે વખતે શિવે પ્રસન્ન થઈ વિષ્ણુને કહ્યું : 'હે વિષ્ણો! હું તમારી ભક્તિ દ્વારા પ્રસન્ન થયો છું, આથી તમને વરદાન આપવા ઇચ્છું છું, તમને અભીષ્ટ હોય તે વરદાન મારી પાસે માગો!'

વિષ્ણુ બોલ્યા : 'ભગવન્! મારે કંઈ જ જોઇતું નથી. મારા ઉપર આપનો અનુગ્રહ થયો છે આથી હું આપનો ઋણી બન્યો છું. આપને મારી ફક્ત એક યાચના છે કે આપનાં ચરણોમાં મારી ભક્તિ હંમેશા સ્થિર રહે! મારા ઉપર આપ પ્રસન્ન થાઓ તથા કૃપા કરી આ વરદાન મને આપો!' તેથી શિવે 'તથાસ્તુ' કહીને પરબ્રહ્મમાં ભક્તિ સ્થિર રહેવાનું વર આપ્યું.

ત્યાર પછી બ્રહ્મા શિવને વિનયથી કહેવા લાગ્યા : 'હે પ્રભો! હું અહીં ઉપાધ્યાયપદે બેઠેલ છું, આથી હવે હું અગ્નિમાં હવિર્દ્રવ્યનો હોમ કરું છું. આપ આજ્ઞા આપો તો અન્ય પણ જે વિધિ બાકી છે તે પૂરી કરું!'

બ્રહ્માના આ વચન સાંભળી શિવ બોલ્યા : 'હે સુરશ્રેષ્ઠ! આપની મરજી મુજબ સર્વ ઇષ્ટ કાર્ય કરો. હે પિતામહ! આપ મને જે કંઈ કરવાની આજ્ઞા કરશો તે મુજબ હું બધું કાર્ય કરીશ.'

ત્યાર પછી લોકોના પિતામહ બ્રહ્માએ હર્ષ પામીને ભગવાન શિવને નમસ્કાર કર્યા તથા દેવી પાર્વતીનો હાથ ભગવાન શિવના હાથમાં આપી પાણિગ્રહણકર્મ કરાવ્યું. તે વખતે અગ્નિ બંને હસ્ત જોડી ત્યાં હાજર થયો. વિષ્ણુએ આણેલ લાજાનો વેદમંત્ર દ્વારા વિધિ મુજબ હોમ કરવામાં આવ્યો. તે લગ્નના સમારંભમાં હાજર રહેલ વિપ્રોનું યોગ્ય રીતે પૂજન કરવામાં આવ્યું તથા તેમને ગોદાન વગેરે અનેક પ્રકારનાં દાન આપવામાં આવ્યાં. વરવધૂએ અગ્નિની ત્રણ પ્રદક્ષિણા કરી. ત્યાર પછી તે બંનેના હસ્ત છોડી નાખવામાં આવ્યા. સમસ્ત દેવો અને મુનિઓનાં હૃદય આનંદિત થયાં. ભગવાન બ્રહ્માએ ઉમાપતિ શંકરને નમસ્કાર કર્યા. તે બંનેના હસ્તમાં અર્ઘ્ય અને પાદ્ય અર્થે બ્રહ્માએ જળ અર્પ્યું. મહાદેવને આચમન કરાવી તેમની પૂજા કરી તથા મધુપર્ક અને ગોપ્રદાન કર્યું. ફરી બ્રહ્માએ શંકરને વંદન કર્યા. ત્યાર પછી ઇન્દ્ર વગેરે દેવો, ભૃગુ વગેરે મુનિઓ અને સૂર્ય વગેરે ગ્રહોએ ભગવાન મહાદેવનું અક્ષત વગેરેથી પૂજન તથા પ્રાર્થના કરી.

લગ્નની વિધિ પૂરી થયા પછી શંકરે વૈવાહિક અગ્નિને પોતાની અંદર ધારણ કર્યો. ત્યાર પછી સમસ્ત લોકોના હિત અર્થે ભગવાન શિવ દેવી પાર્વતી સાથે પોતાના સ્થાનમાં આવી પહોંચ્યા.

જે મનુષ્ય શિવવિવાહનું વર્ણન આનંદથી બોલે છે અથવા શ્રવણ કરે છે અને વેદમાં પારંગત પવિત્ર બ્રાહ્મણોને સંભળાવે છે તે શિવનો ગણ બનીને તેમની સાથે હર્ષનો અનુભવ કરે છે. જે સ્થળમાં આ શિવના વિવાહનું કીર્તન થાય છે તે સ્થળમાં ભગવાન શંકર હાજર રહે છે. આથી વિધિસર શિવપૂજન કરી તેમનું કીર્તન કરવું. હે ઋષિઓ! બ્રાહ્મણ વગેરે દ્વિજોના લગ્નપ્રસંગે શંકરના શ્રેષ્ઠ લગ્નનું કીર્તન જરૂર કરવું.

પાર્વતી સાથે લગ્ન કર્યા બાદ ભગવાન શંકર દેવી પાર્વતી સાથે સમસ્ત દેવગણોથી વીંટાઇને નંદી અને ગણો સહિત પોતાની દિવ્ય વારાણસી નગરીમાં આવી પહોંચ્યા.

નગરીમાં તેઓ સુખથી બેઠેલા છે તે વખતે પ્રસન્ન મુખવાળા દેવી ઉમા તેમને તે ક્ષેત્રનું માહાત્મ્ય પૂછવા લાગ્યાં. શંકરજી કહે છે, હે દેવી! ઋષિગણો દ્વારા પૂજાયેલી આ અવિમુક્ત નગરીનું માહાત્મ્ય વિસ્તારથી કહેવા હું શક્તિમાન નથી; તેમ છતાં સંક્ષિપ્તમાં જણાવું છું.

આ વારાણસી નગરીમાં મૃત્યુ પામનાર પાપીઓની પણ એક જન્મમાં જ સંસારમાંથી મુક્તિ પ્રાપ્ત થઈ જાય છે. ફરી તેમને ગર્ભવાસની પ્રાપ્તિ થતી નથી, બીજા સ્થળે કરેલ પાપ વારાણસીમાં નાશ પામે છે; પણ વારાણસીમાં કરેલ પાપ તો નરકની પ્રાપ્તિ કરાવે છે, હજારો પાપ કરવાને કારણે પ્રાપ્ત થતું પિશાચપણું સારું છે, પણ કાશીપુરી વગરના સ્વર્ગમાં હજારો ઇન્દ્રોનો વૈભવ પ્રાપ્ત થાય તે ઇષ્ટ નથી. એ નગરીમાં જગતસ્વામી સર્વવ્યાપક પરબ્રહ્મ પરમાત્મા શિવ નિવાસ કરી રહે છે; ત્યાં મૃત્યુ પામનારાઓનો પુનર્જન્મ થતો નથી.

ચન્દ્રને માથા ઉપર ધારણ કરેલ શંકરે આ મુજબ અવિમુક્ત વારાણસીક્ષેત્રનું માહાત્મ્ય ટૂંકાણમાં પાર્વતીને કહ્યું તથા ત્યાર પછી બધા ગણેશ્વરોને યથાસ્થાને જવા માટે આજ્ઞા આપી તેમનાથી વિમુક્ત થઈ શિવ વારાણસી ક્ષેત્રમાં પોતાનું ઉદ્યાન નિહાળવા માટે પાર્વતી સાથે ગયા. તે જ સ્થળે દેવોના વિઘ્નોનો નાશ કરવા અને દૈત્યોને વિઘ્નરૂપ થવા માટે હાથીના મોંવાળા ભગવાન વિનાયકની ઉત્પત્તિ થઈ.

ભગવાન વેદવ્યાસની કૃપા દ્વારા તેમની પાસેથી મેં આ પવિત્ર કથા શ્રવણ કરી હતી. તેનો બધો સારભાગ મેં તમને કહી સંભળાવ્યો. ૧-૮૧

એતદ્વઃ કથિતં સર્વં કથાસર્વખમુત્તમમ્।
યથાશ્રુતં મયા સર્વં પ્રસાદાદ્વઃ સુશોભનમ્॥૮૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'ઉમા-મહેશ્વરનો વિવાહ અને પુત્રની ઉત્પત્તિ' નામનો ૧૦૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૦૪મો

# દેવસ્તુતિ



ઋષય ઊચુઃ॥
કથં વિનાયકો જાતો ગજવક્ત્રો ગણેશ્વરઃ।
કથં પ્રભાવસ્તસ્યૈવં સૂત વક્તુમિહાર્હસિ॥૧॥

ઋષિઓ બોલ્યાઃ હે સૂત! ગણોના ઈશ્વર ગજમુખ વિનાયક કઈ રીતે ઉત્પન્ન થયા તથા તેમનો શો પ્રભાવ છે? તે વિશે આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ શંકર અને પાર્વતી વિહાર કરતાં હતાં તે વિરામના કાળમાં દૈત્યોના ધર્મકાર્યમાં વિઘ્ન કરવા ઇન્દ્ર અને ઉપેન્દ્ર સાથે બધા દેવો એકઠા થઈ અંદરોઅંદર વિચાર કરવા લાગ્યાઃ 'અસુરોને પોતાના કાર્યમાં ક્યારેય વિઘ્ન ન થાય તથા બધા કાર્ય વિઘ્ન વિના પૂરા થતાં રહે તે અર્થે તેઓ યજ્ઞ, દાન વગેરે દ્વારા બ્રહ્મા, મહેશ્વર વગેરેનું પૂજન કરી તેમની પાસેથી અભીષ્ટ વરદાન મેળવતા રહે છે, તેથી અમારો તો હંમેશા પરાભવ જ થશે; આથી અસુરોને હંમેશા વિઘ્ન થાય અને દેવોને વિઘ્ન ન થાય તથા મનુષ્યોનાં પણ બધા

કાર્યો સિદ્ધ થાય અને તેમને પુત્રાદિની પ્રાપ્તિ થાય તે માટે તથા અસુરોને તેમના કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત ન થાય આથી વિઘ્નોના ઈશ ગણાધિપને ઉત્પન્ન કરવા ભગવાન શિવની આપણે સ્તુતિ કરીએ!'

આ રીતનો વિચાર કરી દેવો સર્વસમર્થ ભગવાન શિવની પ્રાર્થના કરવા લાગ્યા: પ્રાણીમાત્રના આત્મારૂપ સર્વાત્મા! સર્વજ્ઞ! હે શંકર! પિનાક ધનુષને ધારણ કરનાર હે પિનાકી! આપને પ્રણામ હો. નિષ્પાપ અનઘને, બ્રહ્માંડ વગેરેને વિશેષરૂપથી રચનાર-ઉત્પન્ન કરનાર વિરિંચને, દેવી હૈમવતીના કાર્યને સફળ કરવા માટે સ્વાત્મપ્રાપ્તિરૂપ તપઃફળ આપનાર કાર્યાર્થદાયીને, વસ્તુતઃ જેમનું કોઈ સ્વરૂપ જ નથી એવા પરબ્રહ્મ અકાયને પ્રણામ છે. પ્રયોજન અર્થે સ્વરૂપને ધારણ કરનાર અર્થકાયને, વિષ્ણુના પણ દેહનું હરણ કરી લેનાર કાયાપહારીને નમસ્કાર છે. શરીરમાં રહેલ અમૃતાધારમંડળમાં વિદ્યમાન દેવને, કૃતયુગ વગેરે ભેદ કરનાર કાળને, કાળરૂપ વેગવાળા કાલવેગને, કાલાગ્નિ રુદ્રરૂપને, ધર્મ સમાન યમ વગેરે દિક્પાલોના આઠ સ્થાનરૂપ-ધર્માદ્યષ્ટપદને, ગૌરશરીરવાળા કાલી વિશુદ્ધશરીર-ઉત્પાદકને નમસ્કાર છે. ચંડિકાના કારણ કાલિકાકારણને, કાલકંઠને, મુખ જેવા બધાથી ઉત્તમ મુખ્યને, કર્મફળ પ્રાપ્ત કરાવનારાને બધાથી ઉત્તમ એટલે કે વરને, અંબિકાને પતિને, હિરણ્ય-સુવર્ણના સ્વામી હિરણ્યપતિને, નમસ્કાર છે. સુવર્ણરૂપ વીર્યવાળા હિરણ્યરેતને, વિશ્વનો સંહાર કરનાર શર્વને, શૂલ ધારણ કરનારા શૂલીને નમસ્કાર છે. કપાલ, દંડ, પાશ, ખડગ, ચર્મ તથા અંકુશને ધારણ કરનારા દેવને, હૈમવતીના પતિને, સોના જેવા શુક્લ એવા હેમશુક્લને, અર્ધનારીરૂપ હોવાને કારણે પીત અને શુક્લ સમાન ઉભય વર્ણવાળા પીતશુક્લને, દેવોના રક્ષણ અર્થે વહ્નિરૂપ કૃષ્ણવર્ત્મનિ નમસ્કાર છે. તુરીયથી અતીત એવા પંચમને, દેવયજ્ઞ વગેરે પંચ મહા યજ્ઞોના ફળને આપનાર દેવને, પાંચ મુખવાળા તથા ફણીઓના હારવાળા પંચાસ્યફણિહારને, પંચાક્ષરમયને, નમસ્કાર છે. પાંચ રીતથી રુદ્ર વગેરે પંચકૈવલ્ય દેવોથી પૂજિત દેવને, પંચાક્ષર મંત્ર દ્વારા જોનારા અને પંચાયતન દેવરૂપ ચક્ષુવાળા પંચાક્ષરદૃકને, ઇન્દ્રિયાદિ સમુદાયથી પર સમાન જીવ તથા ઈશ એ બંનેમાં ઉત્તમ પરાત્પરતરને નમસ્કાર છે. (હવે દેવો શિવના વર્ણાત્મક સ્વરૂપનું વર્ણન કરે છે.) વજ્ર જેવા અતિ કાંતિમાન અંગોવાળા તે વજ્રાંગ સમાન અકારાદિ સોળ સ્વરોનાં વક્ત્ર એટલે કે મુખવાળા ષોડશસ્વર વજ્રાંગ-વક્ત્રને નમસ્કાર છે. સત્તરમા અધ્યાયના ૭૩મા શ્લોકમાં કહ્યું છે તે મુજબ –

**'અકારસ્તસ્ય મૂર્ધા તુ લલાટં દીર્ઘમુચ્યતે। ઇકારો દક્ષિણં નેત્રમીકારો વામલોચનમ્। ઉકારો દક્ષિણં શ્રોત્રમૂકારો વામ ઉચ્યતે। ઋકારો દક્ષિણં તસ્ય કપોલં પરમેષ્ઠિનઃ॥ વામં કપોલં ૠકારો લૃલૄ નાસાપુટે ઉભૌ। એકાર ઓષ્ઠ ઊર્ધ્વશ્ચ ઐકારસ્ત્વધરો વિભોઃ। ઓકારશ્ચ તથૌકારો દન્તપંક્તિદ્વયં ક્રમાત્॥ અમશ્ચ તાલુની તસ્ય દેવદેવસ્ય ધીમતઃ॥ ઇતિ॥**

દેવોના દેવ પરબ્રહ્મરૂપ સર્વવ્યાપક ભગવાન શિવના અકારાદિ સોળ સ્વરો તેમના દેહના નીચે જણાવેલા અવયવો છે – અકાર તેમનું માથું છે. આકાર તેમનું લલાટ છે. ઇકાર જમણી અને ડાબી આંખ છે. ઉકાર જમણો અને ડાબો કાન છે; ઋકાર તે પરમેષ્ઠીનો જમણો અને ડાબો ગાલ છે. લૃ તથા લ નસકોરાં છે. એકાર ઉપલો હોઠ તથા ઐકાર નીચલો હોઠ છે. ઓકાર અને ઔકાર અનુક્રમે ઉપર-નીચેની દંતપંક્તિઓ છે, અનુસ્વાર તથા વિસર્ગ તે દેવનાં બે તાળવાં છે.

ક વર્ગ તથા ચ વર્ગ એટલે કે 'ક'થી લઈ 'ઙ' વર્ણ સુધી પાંચ વર્ણ અને 'ચ'થી લઈ 'ઞ' સુધીના પાંચ વર્ણરૂપ એવા બે હસ્તવાળા દેવને નમસ્કાર છે. ટ વર્ગ અને ત વર્ગ રૂપ બે ચરણવાળા ભગવાન રુદ્રને, પ વર્ગરૂપ શિશ્નવાળા દેવને, યકારરૂપ અંગના સાત ધાતુવાળા દેવને, શ, ષં, સ વર્ણવાળા આત્મારૂપ દેવને, ક્ષકાર અંતવાળા પ્રલયરૂપ ક્રોધીને, નમસ્કાર છે. લ, વ તથા રેફરૂપ અંતઃકરણ વગેરે અંગવાળા દેવને, બધા દેહોથી રહિત નિરંગને, બધા પ્રાણીઓના અંતઃકરણમાં અનાહત ધ્વનિ કરનાર નિઃસ્વનકારીને, ધ્યાનસ્થ પવિત્ર પુરુષોને ભવાના મધ્ય ભાગમાં હંમેશા દેખાતા દેવને, બધી વસ્તુઓને પ્રકાશિત કરનાર ભાનુને નમસ્કાર છે. સૂર્ય, ચન્દ્ર તથા અગ્નિરૂપ આંખવાળા ત્રિનેત્રને, પોતાના આત્મજ્ઞાનને પ્રકાશિત કરનારા પરમાત્મસ્વરૂપી દેવને. સંસારથી તરવાના ઉપાયરૂપ તીર્થરૂપી ચરણવાળા તીર્થપાદને નમસ્કાર છે. સત્ત્વ વગેરે ત્રણે ગુણોની ઉપર રહેલ ગુણત્રયોપરિસ્થને, તીર્થના તત્ત્વરૂપ તીર્થતત્ત્વને, સાર એટલે કે તીર્થનું ફળ, તેનાથી ય પર એટલે કે તેના અધીશને; ઋક્, યજુઃ તથા સામવેદરૂપ દેવને, ઓંકારને નમસ્કાર છે. બ્રહ્મા, વિષ્ણુ તથા હરાત્મક સમાન ત્રિવિધરૂપ ઓંકારના ઉપરના ભાગમાં તુરીયરૂપથી પ્રણવના અંતર્નાદમાં વસનારા દેવને; પીત, કૃષ્ણ તથા રક્ત વર્ણવાળા અત્યંત તેજસ્વી ભગવાન શિવને, બ્રહ્માંડની બહાર ક્રમાનુસાર આવરણરૂપે જળ વગેરે પાંચ સ્થાનોમાં પાંચ પ્રકારથી રહેનાર મહાદેવને, બ્રહ્માને, કુમારને, અંબાના પરમ ઈશ જેવા બધાના ઉપરિચરને, બધાના કારણ તથા સૂક્ષ્મસ્વરૂપવાળા મૂલસૂક્ષ્મસ્વરૂપને, સ્થૂળ તથા સૂક્ષ્મરૂપ એવા સ્થૂલસૂક્ષ્મને નમસ્કાર છે. બધી જાતના સંકલ્પથી રહિત બધા સંકલ્પશૂન્યને, જગતથી ગુપ્ત એવા સર્વસ્માદ્રક્ષિતને; આદિ, મધ્ય તથા અંતથી રહિત દેવને, હૃદયમાં રહેલ દેવને નમસ્કાર છે. યમ, અગ્નિ, વાયુ, રુદ્ર, વરુણ, સોમ, ઇન્દ્ર તથા નિશાચરો દ્વારા દિશા અને વિદિશાઓમાં ગણો સાથે હંમેશા પૂજાતા દેવને, બધામાં સર્વ માર્ગે હંમેશા યોગ્ય રીતે પૂજાયેલા હે ભગવન્! આપને, રુદ્રને, નીલરુદ્રને, કદ્રુદ્રને, પ્રચેતાને, મહેશ્વરને, ધીરને, સાક્ષાત્ શિવને નમસ્કાર છે.

હે ભગવન્! હે શંભો! સાંભળો, મખ, મદન, યમ, અગ્નિ, દક્ષના યજ્ઞનો વિનાશ આદિ આપનાં કાર્યો વિશે બ્રહ્મા, ઇન્દ્ર આદિ મુખ્ય મુખ્ય દેવોએ સ્તુતિના મિષ દ્વારા જે કંઈ કહ્યું છે તે બધું આપ ક્ષમા કરો.

સૂત બોલ્યા: ઇન્દ્ર અને અગ્નિ વગેરે મુખ્ય દેવોએ શિવની કરેલી આ પ્રાર્થના જે મનુષ્ય ભક્તિપૂર્વક બોલે છે અથવા બીજાને આ સ્તુતિ શ્રવણ કરાવે છે તે મોક્ષરૂપ પરમગતિને પામે છે. ૧-૨૯

યઃ પઠેત્તુ સ્તવં ભક્ત્યા શક્રાગ્નિપ્રમુખૈઃ સુરૈઃ।
કીર્તિતં શ્રાવયેદ્વિદ્વાન્ સ યાતિ પરમાં ગતિમ્॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'દેવસ્તુતિ' નામનો ૧૦૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૦૫મો

# વિનાયકની ઉત્પત્તિ અને તેમને વરપ્રાપ્તિ



સૂત ઉવાચ।
યદા સ્થિતાઃ સુરેશ્વરાઃ પ્રણમ્ય ચૈવમીશ્વરમ્।
તદામ્બિકાપતિર્ભવઃ પિનાકધૃક્ મહેશ્વરઃ ॥૧॥

સૂત બોલ્યા : દેવો જ્યારે ભગવાન મહાદેવને નમસ્કાર કરી ઊભા રહ્યા ત્યારે અંબિકાના પતિ એવા પિનાક ધનુષને ધારણ કરનારા મહેશ્વરે તરત તેમને સાક્ષાત્ દર્શન અર્થે દિવ્ય નેત્ર આપ્યાં, તે વખતે હર્ષના અશ્રુથી પૂર્ણ ચક્ષુવાળા દેવોએ શિવને આદરથી ફરી પાછા પ્રણામ કર્યા, ત્યારે મહેશ્વરે કૃપાપૂર્ણ પ્રેમભરી દૃષ્ટિથી જોઈ દેવોને કહ્યું : 'હે દેવો! તમારું કલ્યાણ થશે.'

મહેશ્વરને દેવો ઉપર પ્રસન્ન થયેલ જોઈ નિર્ભય બૃહસ્પતિએ તેમને નમસ્કાર કરીને કહ્યું : 'હે ઈશ! આ દેવો આપની પાસેથી વર પ્રાપ્ત કરવાની અભિલાષાથી અહીં આવ્યા છે. દેવોનો અપકાર કરનારા અસુરો આપનું પૂજન કરી તેમનાં બધા કાર્યો સિદ્ધ થવા માટે આપની પાસે તેમના કોઇપણ કાર્યમાં વિઘ્ન ન થાય એમ ઇચ્છે છે. હે ભગવન્! આપ અમારા પર પ્રસન્ન થાઓ તથા દેવોનો દ્વેષ અને તેમના પર અપકાર કરનારા અસુરોના કાર્યોમાં હંમેશા વિઘ્ન થતાં રહે તેવું વરદાન આપ અમને આપો, એવી આપને અમારી અરજ છે.

બૃહસ્પતિની સ્તુતિ સાંભળી પિનાક નામક ધનુષને ધારણ કરનારા ભગવાન શિવે પાર્વતીના ગર્ભમાં દેવોના સ્વામી ગણપતિનું શરીર સ્થાપિત કર્યું. સુરેશ્વર અને ગણેશ્વરોએ સમસ્ત લોકોને ઉત્પન્ન કરનારા તથા સંસારનાં દુઃખોનો વિનાશ કરનાર ભગવાન મહેશ્વરની પ્રાર્થના કરી. ત્યાર પછી અંબિકાએ ત્રિશૂળ તથા પાશને ધારણ કરેલા હાથીના મોં જેવા મુખવાળા ગજાનન સ્વરૂપ મંગળમૂર્તિને જન્મ આપ્યો. તે વખતે સિદ્ધો, મુનિઓ, ખેચરો તથા દેવોના સંઘોએ પુષ્પની વૃષ્ટિ કરી. પ્રમાદથી રહિત દેવોએ એકદંત ભગવાન ગણેશની સ્તુતિ કરી તેમને પ્રણામ કર્યા. પાર્વતી તથા શિવથી તે સમયે ઉત્પન્ન થયેલા સમસ્ત મંગળના ધામરૂપ તે બાળક મૂર્તિમાન શિવ (મંગળ) સમાન થઈ શિવ અને અંબિકાને પ્રણામ કરી નાચવા લાગ્યો. મહેશ્વરના તે પ્રિયપુત્ર ગજાનન તે વખતે વિચિત્ર વસ્ત્ર અને આભૂષણોથી શોભાયમાન હતા.

પુત્રને ઉત્પન્ન થયેલા જોઈ ભગવાન શિવે તે બાળકના જાતકર્મ વગેરે બધા સંસ્કારો પોતે જ કર્યા. પોતાના બંને હસ્તથી શિવે તે બાળકને તેડ્યો અને આલિંગન આપ્યું. ત્યાર પછી જગદ્‌ગુરુ શંકરે તેનું મસ્તક સૂંઘ્યું તથા કહ્યું : 'મારા હે પુત્ર! તારો અવતાર દૈત્યોનો વિનાશ તથા બ્રહ્મવાદી દ્વિજ અને દેવોનો ઉપકાર કરવા અર્થે થયો છે. આ ધરા ઉપર જે મનુષ્ય બ્રાહ્મણોને દક્ષિણા આપ્યા વગર યજ્ઞ કરે તેવો ધર્માત્મા પુરુષ સ્વર્ગે ગયો હોય તો પણ તું તેને કષ્ટ આપજે. જે મનુષ્ય અન્યાયથી ભણાવે કે ભણે અથવા ખોટાં પ્રવચનો કરે તેવા અધમ પુરુષોના પ્રાણ તું હંમેશા હરી લેજે. હે નરપુંગવ! જે સ્ત્રી કે પુરુષ પોતાના ધર્મ અને વર્ણનો ત્યાગ કરે તેમના પ્રાણો તું હરી લેજે. હે વિનાયક! જે સ્ત્રી કે પુરુષ તારી પૂજા કરે તેમને તારો

વૈભવ અર્પજે. હે બાલ! હે ગણેશ્વર! જે યુવાન અને વૃદ્ધ તારા ભક્તો તારું પૂજન કરે તેમનું તું હંમેશા રક્ષણ કરજે. વિઘ્નસમુદાયોના હે ઈશ્વર! ત્રણે જગતમાં તું વંદનીય અને પૂજ્ય થઇશ, એમાં સંશય નથી. મારું, વિષ્ણુનું અથવા બ્રહ્માનું પૂજન કરનાર અને અગ્નિષ્ટોમ વગેરે યજ્ઞ કરનાર બ્રાહ્મણો દ્વારા તું સૌ પ્રથમ પૂજા પામીશ. તારું પૂજન કર્યા વગર જેઓ શ્રૌત, સ્માર્ત કે લૌકિક કર્મ કરશે તેમનું કલ્યાણ થાય નહીં; તેમનું હંમેશા અમંગળ થશે. ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થો તને નૈવેદ્ય કરી જે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર વર્ણના મનુષ્યો તારી પૂજા કરશે, તેમનાં બધા કાર્ય સિદ્ધ થશે. ગંધ, પુષ્પ, ધૂપ વગેરેથી તારું પૂજન નહીં કરવામાં આવે તો દેવોને પણ ત્રણેય વિશ્વમાં કાંઈ જ પ્રાપ્ત નહીં થાય, તો પછી અન્યો વિશે તો કહેવાનું જ શું હોય! જે મનુષ્યો વિનાયક ગણપતિનું પૂજન કરશે તેમનો દેવો પણ આદર કરશે; એમાં શંકા નથી. ફળ મેળવવાની ઇચ્છા ધરાવનાર જે મનુષ્યો તારી પૂજા કર્યા વિના બ્રહ્મા, વિષ્ણુ અને મારું ઇન્દ્રનું કે બીજા દેવોનું પૂજન કરશે તેમના કાર્યમાં હંમેશા અડચણ આવશે.'

સર્વસમર્થ ગણપતિએ પોતાના જનક ભગવાન શિવનાં આ વચન સાંભળી પોતાના વિઘ્નગણને ઉત્પન્ન કર્યો. તેણે પોતાના ગણો સહિત આવી ગણપતિને પ્રણામ કર્યા તથા તે વિઘ્નગણ તેમની સામે આવી ઊભો રહ્યો. ત્યારથી લઈ મનુષ્યો ગણેશ્વર ગણપતિની સૌ પ્રથમ પૂજા કરે છે. ગણેશ્વરે તે સમયથી દૈત્યોના ધર્મકાર્યમાં વિઘ્ન ઊભું કરવા માંડ્યું.

હે ઋષિઓ! સ્કંદના મોટા ભાઈ ગણપતિની ઉત્પત્તિનું બધું વૃત્તાંત અહીં તમને કહી સંભળાવ્યો. જે મનુષ્ય આનો પાઠ કરશે, આને સાંભળશે અને બીજા કોઇને આ સંભળાવશે તેનું કલ્યાણ થશે તથા તે સુખી બનશે. ૧-૩૦

**એતદ્વઃ કથિતં સર્વં સ્કન્દાગ્રજસમુદ્ભવમ્।**
**યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ શ્રાવયેદ્વા સુખી ભવેત્॥૩૦॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'વિનાયકની ઉત્પત્તિ અને તેમને વરપ્રાપ્તિ' નામનો ૧૦૫મો અધ્યાય સંપૂર્ણ*

❁ ❁ ❁

## અધ્યાય ૧૦૬મો

# શિવે કરેલું તાંડવ નૃત્ય



**ઋષય ઊચુઃ॥**
**નૃત્યારમ્ભઃ કથં શમ્ભોઃ કિમર્થં વા યથાતથમ્।**
**વક્તુમર્હસિ ચાસ્માકં શ્રુતઃ સ્કન્દાગ્રજોદ્ભવઃ॥૧॥**

ઋષિઓ બોલ્યા: હે સૂત! સ્કંદના મોટાભાઈ ગણપતિની ઉત્પત્તિ વિશે તો અમે શ્રવણ કર્યું, હવે ભગવાન સદાશિવે કયા રૂપ દ્વારા, કઈ રીતે તથા કયા કારણે નૃત્ય કર્યું હતું તેનું સાચે સાચું કારણ આપ અમને કહો.

સૂત બોલ્યા: પૂર્વે દારુક નામનો એક અસુર હતો. તેણે ઉગ્ર તપશ્ચર્યા કરી હતી. તેના પ્રભાવને કારણે તે ઘણો બળવાન બન્યો હતો. તે અસુર દેવો અને દ્વિજોને પ્રલયકાળના અગ્નિ જેવા દુઃખ આપતો હતો. તે દારુકાસુરે દેવોનું તાડન કર્યું તથા તના કારણે તે દેવો ખૂબ જ યાતના પામ્યા. તે અસુરે બ્રહ્મા, ઇશાન, કુમાર, વિષ્ણુ, યમ તથા ઇન્દ્ર સાથે યુદ્ધ કર્યું પણ તેને કોઈ પણ મારી શક્યું નહીં. દારુક અસુર ફક્ત સ્ત્રીના હસ્તે જ મૃત્યુ પામશે તેવું વર તેને મળ્યું હતું. સ્ત્રી સિવાય કોઇથી પણ તેનો વધ કરી શકાય તેમ ન હતું. સ્ત્રી વેષધારી પૂજ્ય દેવો સહિત દારુકાસુરે યુદ્ધ કરી સર્વને પરાજય આપ્યો. તેથી ખિન્ન બનેલા દેવો બ્રહ્મા પાસે ગયા તથા દારુકાસુર વિશે બધું વૃત્તાન્ત તેમને કહ્યું.

ત્યાર પછી બ્રહ્મા સાથે બધા દવો ઉમાપતિ શિવ પાસે ગયા તથા નમ્રતાથી પ્રણામ કરી પ્રાર્થના કર્યા પછી તેમને કહેવા લાગ્યા: 'હે ભગવન્! દારુક નામનો એક અત્યંત ક્રૂર તથા ભયાનક અસુર છે, તેણે અમને યુદ્ધમાં જીતી લઈ ખૂબ જ યાતના આપી છે. એનો વધ સ્ત્રીથી જ થઈ શકે તેવું વર તેણે બ્રહ્મા પાસેથી મેળવ્યું છે, આથી સ્ત્રી સિવાય બીજું કોઈ પણ તેનો વધ કરી શકે તેમ નથી. આથી અમને ડર ઉત્પન્ન થયો છે, માટે તેનો વધ કરીને આપ અમારી રક્ષા કરો.'

દેવોએ કરેલ આ સ્તુતિ સાંભળી ભગવાન શિવ મરક મરક હસતા દેવી ગિરિજાને કહેવા લાગ્યા: 'હે શુભે! હે વરાનને! સ્ત્રી દ્વારા જ વધ કરી શકાય એવા આ દારુકાસુરનો વધ કરી વિશ્વનું હિત થાય એ માટે આજે હું આપની સ્તુતિ કરું છું.'

વિશ્વના નિમિત્તકારણરૂપ દેવી ગિરિજાએ ભગવાન શિવનાં આ વચન સૂણી મહાદેવના દેહમાંથી કાલીરૂપે જન્મ પ્રાપ્ત થવા માટે તેમના શરીરમાં પોતાની સોળ કળાઓમાંના એક અંશ દ્વારા પ્રવિષ્ટ થયાં. બ્રહ્મા અને ઇન્દ્ર વગેરે દેવો મહાદેવ સામે ઊભા રહ્યા હોવા છતાં તેઓ દેવીનું આ કાર્ય જાણી શક્યા નહીં. શંકરના ખોળામાં બેઠેલાં ગિરિજાની માયા દ્વારા મૂઢ થયેલ સર્વજ્ઞ ચતુર્મુખ બ્રહ્મા પણ શંભુના શરીરમાં દેવીએ ક્યારે તથા કઈ રીતે પ્રવેશ કર્યો તે જાણી શક્યા નહીં.

દેવોના દેવ શંકરના દેહમાં દેવી ઉમાએ પ્રવેશ કર્યા પછી શંકરના કંઠમાં રહેલ વિષ દ્વારા તેમણે પોતાના શરીરનું નિર્માણ કર્યું. શંકરે પણ પોતાના ત્રીજી આંખ દ્વારા દેવીના વિષરૂપ શરીરનું નિર્માણ થયેલું જાણી કાલકંઠી કપર્દિની-મસ્તક ઉપર જટાજૂટવાળી કાલીનું સર્જન કર્યું. આથી દેવો ખૂબ આનંદિત થયા. દૈત્યોનાં કાર્ય હવે સિદ્ધ થશે નહીં, તેમનો પરાજય થશે એવી ભાવનાથી દેવો સંતુષ્ટ બન્યા તથા તેમણે ભવાનીની પ્રાર્થના કરી; પણ વિષને કારણે કૃષ્ણવર્ણના કંઠવાળું તેમનું પ્રલયાગ્નિ જેવું રુદ્રસ્વરૂપ નિહાળીને વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર વગેરે દેવો અને સિદ્ધો ભયભીત બની ત્યાંથી નાસી ગયા. એ કાલીદેવીના લલાટમાં એક લોચન હતું, માથા ઉપર ચન્દ્રની શુભ્ર રેખા હતી; ગળામાં કરાલ વિષ હતું તથા હસ્તમાં તીક્ષ્ણ તથા ભયંકર ત્રિશૂળ ધારણ કરેલું હતું.

તે દેવી કાલી સહિત દિવ્ય વસ્ત્ર ધારણ કરેલ અન્ય દેવીઓ, સિદ્ધેન્દ્રો, સિદ્ધો તથા પિશાચો પણ ઉત્પન્ન થયા. દેવી ઉમાની આજ્ઞાથી તે કાલીદેવીએ દેવોને યાતના પમાડનારા દારુકાસુરને મારી નાખ્યો.

સૂતપુરાણી શૌનક વગેરે ઋષિઓને કહે છે કે, દેવી કાલીના ક્રોધાગ્નિના અતિશય વેગને કારણે આ સમસ્ત વિશ્વ ઘણું વ્યાકુળ થઈ ગયું. શિવ પણ તેના ક્રોધાગ્નિનું પાન કરવા પોતાની માયા દ્વારા બાળકનું રૂપ ધારણ કરી પ્રેતો દ્વારા વ્યાપ્ત કાશીના સ્મશાનમાં રુદન કરવા લાગ્યા. શિવની માયા દ્વારા મોહિત થયેલ દેવી કાલીએ શિવરૂપ એ બાળકને જોઈ તેને લઈ પોતાના ખોળામાં બેસાડી હેતથી તેનું મસ્તક સૂંઘ્યું તથા સ્તનપાન કરાવ્યું. તે બાળકે સ્તનપાન કરવાની સાથે કાલીના ક્રોધનું પણ પાન કર્યું. આથી તે બાળક કાશીક્ષેત્રનો રક્ષક એટલે કે ભૈરવનાં આઠ સ્વરૂપવાળો ક્ષેત્રપાલ થયો. આ મુજબ તે બાળકે કાલીને ક્રોધથી રહિત કર્યાં. ત્યાર પછી દેવી કાલીને પ્રસન્ન કરવા દેવોના દેવ શંકરે બધા ભૂતો તથા પ્રેતગણો સહિત સંધ્યાટાણે તાંડવ નૃત્ય કર્યું. પરમેશ્વરી કાલીએ શંભુના તે નૃત્યરૂપી અમૃતનું ધરાઈને પાન કર્યું. ત્યાર પછી કાળી પણ યોગિનીઓ સહિત સ્મશાનમાં મુક્ત બની નૃત્ય કરવા લાગ્યા.

તે વખતે ઇન્દ્ર, ઉપેન્દ્ર તથા બ્રહ્મા વગેરે દેવો કાલીની ચોતરફ ઊભા રહી પ્રથમ કાલીને તથા પછી દેવી ઉમાને પ્રણામ કરીને તેમની પ્રાર્થના કરવા લાગ્યા. આ મુજબ ભગવાન શિવના તાંડવ નૃત્યને મેં સંક્ષિપ્તમાં કહ્યું છે. અન્ય સનકાદિ ઋષિઓએ પણ યોગના આનંદ દ્વારા સર્વવ્યાપક ભગવાન શિવના તાંડવ નૃત્યનું વર્ણન કર્યું છે. ૧-૨૮

એવં સઙ્ક્ષેપતઃ પ્રોક્તં તાણ્ડવં શૂલિનઃ પ્રભોઃ।
યોગાનન્દેન ચ વિભોસ્તાણ્ડવં ચેતિ ચાપરે॥૨૮॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'શિવે કરેલું તાંડવ નૃત્ય' નામનો ૧૦૬ઠ્ઠો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૦૭મો

# ઉપમન્યુચરિત



ઋષય ઊચુઃ॥
પુરોપમન્યુના સૂત ગાણપત્યં મહેશ્વરાત્।
ક્ષીરાર્ણવઃ કથં લબ્ધો વક્તુમર્હસિ સામ્પ્રતમ્॥૧॥

ઋષિઓ બોલ્યા: હે સૂત! પૂર્વે ઉપમન્યુને ભગવાન શિવના ગણપદની અને દૂધસાગરની પ્રાપ્તિ કઈ રીતે થઈ તે હવે આપ અમને જણાવો.

સૂત બોલ્યા: ઉપર જણાવ્યા મુજબ દેવી કાલીને ઉત્પન્ન કરી ત્રણ ચક્ષુવાળા ભગવાન શિવના ગયા પછી ઉપમન્યુએ ભગવાન મહાદેવનું પૂજન કર્યું તથા તપશ્ચર્યાથી પોતાને ઇષ્ટ ફળ પ્રાપ્ત કર્યું.

હે ઋષિઓ! વ્યાઘ્રપાદ નામક એક મુનિનો પુત્ર ઉપમન્યુ ધૌમ્ય ઋષિનો મોટો ભાઈ હતો. તે કુમાર સ્કંદના સમાન તેજસ્વી હતો. તે નાનો હતો ત્યારે એક સમયે તે આનંદથી રમતો હતો. ત્યારે તેણે પોતાના મામાના ઘરે થોડુંક દૂધ પીધું. ઉપમન્યુ રખેને બધું દૂધ પી જશે એમ માની અદેખાઈયુક્ત મામાનો છોકરો બચેલ દૂધ પી ગયો. ત્યાર પછી ઉપમન્યુ ફરી દૂધ પીવાની ઇચ્છાથી માતા પાસે ફરી દૂધ માગતાં કહેવા

લાગ્યા: 'માતા! હે માતા! હે તપસ્વિની! મને ગાયનું અતિ સ્વાદિષ્ટ તથા ગરમ ગરમ બીજું વધુ દૂધ આપ! મા! હું તને ચરણે પડું છું, દૂધ આપ!'

સૂતપુરાણી ઋષિઓને કહે છે. પોતાના લાડલા પુત્રે આ મુજબ કહ્યું ત્યારે માતાએ વહાલથી તેને આલિંગન આપ્યું તથા પોતાની નિર્ધન દશાના વિચારથી તે દુખિયારી વિલાપ કરવા લાગી. મહાતેજસ્વી બાળક ઉપમન્યુ રડતો રડતો વારે ઘડીએ દૂધની માગણી કરી 'મા! મને દૂધ આપને!' આમ બોલ્યા કરતો.

પછી તેણે ઉંછવૃત્તિથી+ ભેગા કરી રાખેલ દાણાઓ વાટી તેનો લોટ પાણીમાં ઓગાળ્યો. પછી — 'આવ! મારા દીકરા આવ!' આમ કહી સમજાવી પુત્રને પોતાની પાસે બોલાવી વહાલ દ્વારા તેને આલિંગન કરી તે દુ:ખી માતાએ બનાવટી દૂધ ઉપમન્યુને આપ્યું. માતાએ આપેલ દૂધ પીતાં પીતાં અત્યંત વિહ્વળ થઈ તે બાળક કહેવા લાગ્યો: 'મા! આ દૂધ નથી!'

પુત્રનાં આ વચન સાંભળી દુ:ખી માતાએ તેની સામે જોયું, વહાલથી તેનું મસ્તક સૂંઘ્યું તથા દૂધ માટે રડતા તે બાળકની કમળ સમાન વિશાળ આંખોમાંથી નીકળતાં આંસુઓ બંને હાથોથી લૂછી નાખી કહેવા લાગી — 'જે મનુષ્યો શિવની ભક્તિ કરતા નથી તે ભાગ્યહીન છે, સ્વર્ગ તથા પાતાળમાં દૃષ્ટિગોચર થતી રત્નો દ્વારા પરિપૂર્ણ નદીઓને પણ તે નિર્ભાગી મનુષ્યો નિહાળી શકતા નથી. શિવભક્તિથી રહિત મનુષ્યો પર ભગવાન શંકર પ્રસન્ન થતા નથી અને આથી તેમને રાજ્ય, સ્વર્ગ, મોક્ષ, દૂધવાળું ભોજન તથા બીજા પ્રિય પદાર્થો પ્રાપ્ત થતા નથી. આ બધું શંકરની કૃપાથી જ મળે છે. શંકરથી ઇતર દેવોની સેવામાં આસક્ત રહેનાર મનુષ્યો દુ:ખથી પીડાઈ આમતેમ ભટકતા રહે છે. આપણે મહાદેવની પૂજા કરી જ નથી તો પછી આપણને તો દૂધ ક્યાંથી જ મળે! હે પુત્ર! શિવપૂજન કરી તથા તેમને ઉદ્દેશીને તેમના નિમિત્તે જે કાંઈ પૂર્વજન્મમાં આપવામાં આવ્યું હોય તે જ આ જન્મમાં મળે છે, વિષ્ણુ અથવા અન્ય કોઈ દેવના નિમિત્તથી અપાયેલું કાંઈ જ ગણતું નથી!'

મહા તેજસ્વી ઉપમન્યુએ માતાનાં આ વચન સાંભળી તેને પ્રણામ કર્યા તથા પછી તે બાળક બોલ્યો: 'મહાભાગ્યશાળી હે માતા! હવે તું શોકનો ત્યાગ કર. શંકર જ્યાં હશે ત્યાં હું તેમની ઉપાસના કરી દૂધનો સાગર મેળવીશ!'

સૂત બોલ્યા: 'ઉપમન્યુ માતાને આમ કહી પ્રણામ કરીને તપ કરવા માટે જવા લાગ્યો ત્યારે માતાએ તેને કહ્યું, 'બેટા! તારું કલ્યાણ થાઓ! તું આદરથી શંકરની ભક્તિ કરજે.'

માતાની આજ્ઞા લઈ બાળક ઉપમન્યુ હિમાલય પર્વત પર ગયો તથા નિરાહાર રહીને ફક્ત વાયુનું ભક્ષણ કરી તેણે તપ કરવા માંડ્યું. તેના ઉગ્ર તપને કારણે વિશ્વ તપ્ત થઈ ગયું. તેથી બધા દેવો ભગવાન વિષ્ણુ પાસે ગયા તથા તેમને પ્રણામ કરી ઉપમન્યુના તપની વાત કરી.

પુરુષોમાં શ્રેષ્ઠ વિષ્ણુએ તેમનાં વચન સાંભળ્યાં તથા તે વિશે વિચાર કરી તપનું કારણ તેમણે જાણી લીધું. મહેશ્વરનાં દર્શન કરવાની અભિલાષાથી તેઓ તરત મંદરાચળ પર ગયા તથા હાથ જોડી તેમને

+ ખેતરમાંનું બધું અનાજ વીણાઈ ગયા પછી તેમાં પડી રહેલ દાણા તેના માલિકની રજા લઈ વીણી લઈ ગુજરાન ચલાવવું એને ઉંછવૃત્તિ કહેવામાં આવે છે.

કહેવા લાગ્યા: 'હે ભગવન્! ઉપમન્યુ નામક એક બ્રાહ્મણનો પુત્ર દૂધ મેળવવાની ઇચ્છાને કારણે તપ કરી રહ્યો છે તથા તેના તપને કારણે આખું જગત બળી રહ્યું છે આથી આપ તને તપ કરતાં અટકાવો તો વિશ્વમાં શાંતિ થશે!'

વિષ્ણુની વાત સાંભળી પિનાકપાણિ ભગવાન શિવે ઉપમન્યુ પાસે જવા વિચાર કર્યો. તેમણે ઇન્દ્રનું રૂપ ધારણ કર્યું. સદાશિવ ભગવાન શ્વેત હાથી ઉપર આરૂઢ થઈ સુર, અસુર, સિદ્ધ તથા મહાસર્પો સહિત ઉપમન્યુના તપોવનમાં પહોંચ્યા. તેમની સાથે જ સૂર્ય પણ હાથી ઉપર આરૂઢ થયા. તેમણે ડાબા હસ્તમાં વીંઝણો તથા જમણા હસ્તમાં શ્વેત છત્ર ધારણ કરી શચી સાથે સુરેન્દ્રરૂપ ભગવાન શિવની પરિચર્યા કરવા માંડી. ચંદ્રબિંબથી મંદરાચળ શોભે છે તેમ ઇન્દ્રરૂપી ભગવાન સદાશિવ ઉમા સહિત શ્વેત છત્ર દ્વારા શોભવા લાગ્યા.

આ મુજબ પરમેશ્વર શિવ ઇન્દ્રનું રૂપ ધારણ કરી ઉપમન્યુ ઉપર અનુગ્રહ કરવા અર્થે તેના આશ્રમે ગયા. શક્રરૂપધારી શંકરને જોઈ મુનિ ઉપમન્યુએ માથું નમાવી તેને પ્રણામ કર્યા તથા તેઓ બોલ્યા: 'વિશ્વના નાથ, સર્વ સમર્થ દેવેશ્વર ઇન્દ્રે ભાનુ સહિત મારા આશ્રમે પધારી આજે આને પવિત્ર કર્યો છે!'

આ મુજબ બોલી હાથ જોડી ઊભા રહેલા દ્વિજ ઉપમન્યુને જોઈ ઇન્દ્રના રૂપમાં ભગવાન શિવ ગંભીર વાણી દ્વારા તેને કહેવા લાગ્યા: 'હે સુવ્રત! હું તારા આ તપથી પ્રસન્ન થયો છું, વરદાન માગ! ધૌમ્યના મોટાભાઈ હે મહામતિ! તારે જે જોઇતું હશે તે બધું હું તને આપીશ!'

ઇન્દ્રે તે મુનિશ્રેષ્ઠ ઉપમન્યુને આ મુજબ કહ્યું ત્યારે બાળક ઉપમન્યુ હાથ જોડી બોલ્યો: 'શંકરનાં ચરણોમાં મારી ભક્તિ હંમેશા સ્થિર થાય. આ વરદાન હું આપની પાસે માગું છું, તે મને આપો.'

મુનિના આ વચન સાંભળી ઇન્દ્રરૂપધારી સ્વયં ભગવાન શંકર શિવ જાણે ક્રોધિત થયા હોય તેમ બનાવટી ક્રોધ પ્રકટ કરીને વ્યગ્રતાથી બોલ્યા: 'હે દેવર્ષિ! હું દેવોનો રાજા સમર્થ ઇન્દ્ર છું. એવા મને શું તું જાણતો નથી? બધા દેવો મને પ્રણામ કરે છે, હું ત્રૈલોક્યનો અધિપતિ ઇન્દ્ર છું; હે વિપ્રર્ષિ! તું મારી ભક્તિ કર, મારો ભક્ત બન તથા હંમેશા મારી જ પૂજા કર! તને અભીષ્ટ બધી વસ્તુ હું આપું છું. તું એ નિર્ગુણ શિવનું નામ લેવાનું ત્યજી દે!'

કાનના પડદા ચીરી નાખનાર ઇન્દ્રનાં આ કઠોર વચન સાંભળી પવિત્ર પંચાક્ષર મંત્રનો જપ કરતાં ઉપમન્યુ બોલ્યો: 'અરે! ઇન્દ્રનું રૂપ ધારણ કરી અહીં કોઈ દૈત્યાધમ મારા ધર્મકાર્યમાં વિઘ્ન કરવા માટે જ આવ્યો છે, એમાં કંઈ જ શંકા નથી. સદાશિવની નિંદા કરવામાં પ્રીતિ રાખનારા તેં જ પ્રસંગોપાત્ત દેવોના દેવ ભગવાન શંકરને નિર્ગુણ કહીને તેમના વિશે અલ્પત્વનું કથન કર્યું છે, તેં શંકરની અવહેલના કરી છે, આથી તું મૂર્ખ છે! ભલે તું મૂર્ખ રહ્યો! હવે વધુ મારે તને શું કહેવું! મેં બીજા જન્મમાં કોઈ પાપ કર્યું હશે આથી મેં આજે ભગવાન શંકરની નિંદા સાંભળી તથા આથી આજે મને અન્ય પણ પાપ લાગ્યું એમ હું માનું છું. શંકરની નિંદા સાંભળવાને કારણે તરત જ પોતાના શરીરનો ત્યાગ કરનાર મનુષ્ય શિવના લોકમાં જાય છે. શિવની નિંદા કરનાર મનુષ્ય અથવા બીજા કોઈ હોય તો તેની જીભને મૂળમાંથી ઉખેડી નાખનાર મનુષ્ય પોતાનાં એકવીસ કુળનો ઉદ્ધાર કરી શિવના લોકમાં પહોંચે છે. દૂધ મેળવવાની મારી અભિલાષા હવે ભલે એક બાજુ રહી. તે પૂરી ન થાય તો કંઈ નહીં. જે થવાનું હોય તે થાય! પણ શંકરના અસ્ત્ર દ્વારા હવે

હું તારો વધ કરી મારા આ દેહનો પણ ત્યાગ કરીશ! મારી માતાએ આ પૂર્વે કહ્યું છે કે અમે પૂર્વજન્મમાં ભગવાન શંકરની પૂજા કરી નથી, તેમની આરાધના કરી નથી, તે વાત સાચી છે, એ વિશે શંકા નથી.'

આ મુજબ બોલી ઉપમન્યુ નિર્ભય થઈ અથર્વાસ્ત્ર દ્વારા ઇન્દ્રને મારી નાખવા વિચારવા લાગ્યો. મંત્રને જાણનાર મહા તેજસ્વી ઉપમન્યુએ પોતાની મુઠ્ઠીમાં ભસ્મ લઈ મંત્ર ભણીને ઇન્દ્રના વિનાશ અર્થે અથર્વાસ્ત્ર ઉત્પન્ન કર્યું તથા મોટી ગર્જના કરી. ત્યાર પછી પોતાના શરીરને બાળી નાખવા માટે તેણે આગ્નેયી શક્તિનું ધ્યાન કર્યું તથા તે મહાતેજસ્વી ઉપમન્યુ શુષ્ક ઇંધન જેવો નિશ્ચળ થઈ ઊભો રહ્યો.

એ જોઈ ભગનાં નેત્રો ફોડી નાખનાર શિવે સોમધારણા યોગ દ્વારા તેની આગ્નેયી શક્તિનું નિવારણ કર્યું. નંદીની આજ્ઞા દ્વારા કાલાગ્નિ જેવી ભયંકર અથર્વાસ્ત્ર ચંદિક નામા ગણે ઉપમન્યુના હસ્તમાંથી લઈ લીધું. ત્યાર પછી માથા પર ચંદ્રરેખાને ધારણ કરી ભગવાન શિવે પોતાના મૂળ સ્વરૂપ દ્વારા તે બાળકને દર્શન આપ્યાં.

બાળક ઉપમન્યુ પાસે દૂધની હજારો ધારાઓ આવીને પડવા લાગી. ભગવાન શિવે તેના માટે ક્ષીરસાગર, દધિ તથા ઘૃત વગરેના સમુદ્ર અને ફલાર્ણવ તૈયાર કર્યા. ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોના સાગરો તેની સામે લહેરાવા લાગ્યા. તેની ચારે તરફ માલપૂઆના પર્વતો ખડકાઈ ગયા. પછી ભગવાન શિવે હાસ્ય કરતાં પાર્વતી સામે જોયું તથા પોતાના બંધુજનો દ્વારા ઘેરાઇને ઊભા રહેલા ઉપમન્યુને હસતાં હસતાં કહ્યું: 'હે ઉપમન્યુ! તારા બંધુ તથા બાંધવજનો સહિત તારી ઇચ્છા મુજબ ભોગોનો ઉપભોગ કર! મહાભાગ્યશાળી હે ઉપમન્યુ! હે વત્સ! અહીં જો! આ પાર્વતી તારાં માતા છે. મેં આજે તને મારો પુત્ર કર્યો છે, મેં તને ક્ષીરોદધિ, મધ, દહીં, ઘી, ફળ અને ચાટવા લાયક ખાદ્ય પદાર્થોના સાગરો આપ્યા છે. માલપૂઆના પર્વતો તારી આગળ ખડક્યા છે. વળી ભક્ષ્ય તથા ભોજ્ય પદાર્થોના સમુદ્ર તારી આગળ લહેરાવ્યા છે, તે બધાનો તું ઉપભોગ કર. હે મુને! વિશ્વના પિતા મહાદેવ તારા પિતા છે. મહાભાગ્યશાળી દેવી પાર્વતી વિશ્વનાં માતા છે તે આજથી તારાં માતા છે, એમાં કાંઈ જ શંકા નથી. મેં તને અમરત્વ અને હંમેશ માટે મારા ગણોમાં સ્થાન આપી ગણપત્ય આપ્યું છે. બીજી પણ તારી જે કોઈ અભિલાષા હોય, તે વરદાન મારી પાસે માગ; હું તને આપીશ, આ વિશે કાંઈ જ શંકા કરીશ નહીં.'

આ મુજબ કહી મહાદેવે તેનું મસ્તક સૂંઘી દેવી પાર્વતીને આપ્યો. દેવી ગિરિજા પુત્રને જોઈ પ્રસન્ન થયાં તથા તેને યોગનું ઐશ્વર્ય અને બ્રહ્મવિદ્યા આપ્યાં. વળી દેવી પાસેથી તેણે ઉત્તમ કુમારત્વ સદા કાળ માટે પ્રાપ્ત કર્યું. ત્યાર પછી હર્ષને કારણે ગદ્‌ગદ્ થયેલ વાણીથી તેણે શંકરની સ્તુતિ કરી તથા સાત્ત્વિક દૃષ્ટિવાળા તે દેવને હાથ જોડીને, વારંવાર પ્રણામ કરીને તે ઉત્તમ દેવ પાસે વરદાનની યાચના કરતાં બોલ્યો: 'દેવોના દેવ હે ઈશ! આપ પ્રસન્ન થાઓ, આપનાં ચરણોમાં મારી વિશુદ્ધ ભક્તિ હંમેશા સ્થિર રહે. હે મહાદેવ! આપ સદાને માટે મારી પાસે રહો.' તંડી ઋષિના શિષ્ય વિપ્ર ઉપમન્યુએ ભગવાન શિવને આ મુજબ કહ્યું ત્યારે તેમણે સ્મિત કરી તેને અભીષ્ટ વરદાન આપ્યો તથા તેઓ ત્યાં જ અંતર્ધાન પામ્યા. ૧-૬૪

**એવમુક્તસ્તદા તેન પ્રસહસન્નિવ શઙ્કરઃ।**
**દત્ત્વેપ્સિતં હિ વિપ્રાય તત્રૈવાન્તરધીયત॥૬૪॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં 'ઉપમન્યુચરિત' નામનો ૧૦૭મો અધ્યાય સંપૂર્ણ***



અધ્યાય ૧૦૮મો

## ઉપમન્યુ પાસેથી શ્રીકૃષ્ણે લીધેલી શૈવદીક્ષા



ઋષય ઊચુઃ ।।
દૃષ્ટોઽસૌ વાસુદેવેન કૃષ્ણેનાક્લિષ્ટકર્મણા।
ધૌમ્યાગ્રજસ્તતો લબ્ધં દિવ્યં પાશુપતં વ્રતમ્।।૧ ।।

ઋષિઓ બોલ્યા: વસુદેવના પુત્ર વાસુદેવ એવા અનાયાસે કર્મ કરનાર કૃષ્ણ, ધૌમ્યના મોટાભાઈ ઉપમન્યુને મળ્યા તથા તેની પાસેથી તેમણે દિવ્ય પાશુપત વ્રતની શૈવ દીક્ષા લીધી. પરમ જ્ઞાની શ્રીકૃષ્ણે પાશુપતવ્રત પ્રાપ્ત કરવાના વખતે જ ઉપમન્યુ પાસેથી જ્ઞાન કઈ રીતે પ્રાપ્ત કર્યું; તે પાપોનો નાશ કરનારી કથા હે સૂત! આપ અમને શ્રવણ કરાવો.

સૂત બોલ્યા: ભગવાન વાસુદેવ શ્રીકૃષ્ણ પોતાની ઇચ્છા દ્વારા જ અવતીર્ણ થયા હતા; બીજા જીવોની જેમ પોતાના કર્મના હેતુ દ્વારા તેમનો જન્મ થયો ન હતો; તથાપિ બીજા જીવોના ઉપદેશ અર્થે મનુષ્યત્વની નિંદા કરી તેમણે પોતાના શરીરની શુદ્ધિ કરી હતી.

શંકરના દર્શન થાય તથા પુત્રની પ્રાપ્તિ થાય તે આશયથી શ્રીકૃષ્ણ તપ કરવા માટે તપોવનના એક આશ્રમમાં ગયા. ત્યાં તેમને ધૌમ્યઋષિના મોટાભાઈ મુનિ ઉપમન્યુનાં દર્શન થયાં. તેમણે તે મુનિને પ્રણામ કર્યા તથા તેમની ત્રણ પ્રદક્ષિણા કરી. મુનિના દર્શન કરવાથી કૃષ્ણનાં દેહથી તથા કર્મથી થયેલ બધા પાપ નાશ પામ્યાં, તેમના હૃદયનો મળ દૂર થયો. મહાતેજસ્વી ઉપમન્યુએ **'અગ્નિરિતિ ભસ્મ વાયુરિતિ ભસ્મ૦'** આ મંત્ર દ્વારા ભસ્મને અભિમંત્રિત કરીને તેનું મર્દન કર્યું તથા પ્રીતિ યુક્ત હૃદયથી શ્રીકૃષ્ણને દિવ્ય પાશુપત જ્ઞાન આપ્યું.

હે ઋષિઓ! મુનિની કૃપા દ્વારા પાશુપત દીક્ષા ગ્રહણ કરી શ્રીકૃષ્ણે ભગવાન સદાશિવનાં દર્શન અને પુત્રની પ્રાપ્તિના આશયથી તપશ્ચર્યા કરી. એક વર્ષ પૂરું થયા બાદ નંદી વગેરે ગણોથી યુક્ત પાર્વતી સાથે શાંતસ્વરૂપવાળા ભગવાન શિવનાં તેમને દર્શન થયાં તથા સાંબ નામના પુત્રની પ્રાપ્તિ થઈ. ઉપમન્યુએ શ્રીકૃષ્ણને પાશુપતવ્રતનો ઉપદેશ કર્યો. તે દિવસથી અતિ શુદ્ધ વ્રતવાળા માર્કણ્ડેય વગેરે બધા પાશુપતવ્રતધારી શૈવ મુનિઓ હંમેશા કૃષ્ણને વીંટળાઇને રહેવા લાગ્યા.

પ્રાણીઓને મુક્તિ પ્રાપ્ત થાય તે અર્થે અન્ય પણ એક ઉપાય કહું છું. સુવર્ણમયી મેખલા બનાવડાવીને તે ધારણ કરવાના આધારરૂપ સાધન સાથે શિવલિંગ, એક નાનો પંખો, એક દીક્ષાદંડ, શાહીના ખડિયા સહિત એક લેખની, એક અસ્ત્રો અને એક કાતર તથા સુવર્ણનું એક જળપાત્ર — આ દીક્ષાનાં સાધનો સ્ત્રીઓ કે પુરુષોએ શરીર ઉપર ભસ્મ ચોળી પાશુપતવ્રતની દીક્ષા ગ્રહણ કરેલ મનુષ્યને દાનરૂપે આપવાં. સોનાનાં આપવાની શક્તિ ન હોય તો રૂપાનાં કે તાંબાનાં આપવાં. જ્ઞાની મનુષ્યે પોતાની આર્થિક શક્તિ મુજબ પાશુપતવ્રત ગ્રહણ કરેલ યોગીનું સત્કારથી પૂજન કરવું.

ઉપર જણાવેલ રીતથી યોગીનો સત્કાર કરનાર મનુષ્યો બધા પાપોથી મુક્ત થઈ પોતાના સમસ્ત કુળ સહિત રુદ્રના પદને પામે છે, એમાં શંકા નથી.

આ રીતનું દાન કરવાને કારણે ગૃહસ્થ મનુષ્ય સંસારથી મુક્ત બને છે. યોગીઓને દાન આપવાને કારણે ભગવાન શંકર તરત પ્રસન્ન થાય છે. ઉત્તમ એવા મોક્ષપદની પ્રાપ્તિની ઇચ્છાવાળા મનુષ્યે ભવ્ય રાજ્ય વગેરે સર્વસ્વ, પુત્ર, ધન અને અશ્વ તથા રથ વગેરે યાન પણ યોગીને દાનમાં આપવાં.

અનિત્ય એવા અધ્રુવ દેહથી સંસારસાગર પાર કરાવનારા, નિશ્ચિત ફળ આપનારા પ્રશસ્ત પાશુપતવ્રત બધી જાતના પ્રયત્નથી અવશ્ય સાધ્ય કરવું.

હે ઋષિઓ! પાશુપત વ્રતના માહાત્મ્ય વિશે મેં તમને સંક્ષિપ્તમાં બધું કહી સંભળાવ્યું એમાં શંકા નથી. જે મનુષ્ય આનો પાઠ કરે છે કે આ માહાત્મ્ય શ્રવણ કરે છે તે વિષ્ણુના લોકને પ્રાપ્ત થાય છે. ૧-૧૯

**એતદ્વઃ કથિતં સર્વં સઙ્ક્ષેપાન્ન ચ સંશયઃ।**
**યઃ પઠેત્ શૃણુયાદ્વાપિ વિષ્ણુલોકં સ ગચ્છતિ॥૧૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં પૂર્વ ભાગમાં*
*'ઉપમન્યુ પાસેથી શ્રીકૃષ્ણે લીધેલી શૈવદીક્ષા' નામનો ૧૦૮મો અધ્યાય સંપૂર્ણ*



## પૂર્વ ભાગ સમાપ્ત

અસલ

વેદ વ્યાસ રચિત

# લિંગમહાપુરાણ

## ઉત્તર ભાગ

અધ્યાય ૧લો

### કૌશિકે નારાયણના મહિમાનું કરેલું વર્ણન



ૠષય ઊચુઃ ॥

કૃષ્ણસ્તુષ્યાત કેનેહ સર્વદેવેશ્વરેશ્વરઃ।

વક્તુમર્હસિ ચાસ્માકં સૂત સર્વાર્થવિદ્વવાન્॥૧॥

ૠષિઓ બોલ્યાઃ હે સૂત! આપ સર્વજ્ઞ છો. બધા દેવેશ્વરોના ઈશ્વર જેવા ભગવાન શ્રીકૃષ્ણ કયા કર્મ દ્વારા પ્રસન્ન થાય છે, તે આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ પૂર્વે મહા તેજસ્વી માર્કણ્ડેય મુનિને રાજર્ષિ અંબરીષે આ પ્રમાણેનો પ્રશ્ન કર્યો હતો, તે હે વિપ્રેન્દ્રો! યથાર્થ રીતે હું તમને સંભળાવું છું.

અંબરીષ બોલ્યાઃ મહા બુદ્ધિમાન હે માર્કણ્ડેય મુનિ! આપ બધા શાસ્ત્રોના પારગામી છો, આપ ચિરંજીવ હોવાને કારણે અતિ પ્રાચીન છો, પુરાણ શાસ્ત્રોનો સાર જાણવા માટે આપ અતિ નિપુણ છો. હે સદાચરણશીલ મુનિ! નારાયણે નિર્માણ કરેલા દિવ્ય ધર્મોમાં ભક્તોનો ઉત્તમ ધર્મ કયો છે, તે આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ મહામુનિ માર્કણ્ડેય રાજર્ષિ અંબરીષની આ વચન શ્રવણ કરી અવિનાશી કૃષ્ણ નારાયણના નામનું સ્મરણ કરતાં હસ્ત જોડી ઊભા થયા.

માર્કણ્ડેય બોલ્યાઃ હે રાજન્! પવિત્ર ભગવાન નારાયણના નામનું સ્મરણ, પૂજન તથા તેમને પ્રણામ વગેરે કઈ રીતે કરવાં તે યથાર્થ પ્રમાણે હું તમને સંભળાવું છું, તે તમે ભક્તિથી શ્રવણ કરો.

પરમાત્મા જનાર્દન જ ઉત્તમ પુરુષ છે. તેમના દરેક નામનું સ્મરણ અશ્વમેધ યજ્ઞના ફળ જેવું ફળ આપનાર છે. જેમના નાભિકમળ દ્વારા ઉત્પન્ન થયેલ બ્રહ્માએ સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યું છે. એવા ભગવાન નારાયણના નામનું સ્મરણ કરનાર મનુષ્ય બધા પાપમાંથી મુક્તિ મેળવે છે.

અહીં એક પ્રસંગ મને યાદ આવે છે. મેં તે નિહાળ્યો છે, તેના વિશે હું જે જાણું છું તે તમને જણાવું છું. પૂર્વે ત્રેતા યુગમાં એક બ્રાહ્મણ થયો હતો. તેનું નામ કૌશિક હતું. તે કલિંગ દેશમાં વસવાટ કરતો હતો. તે સદા ભગવાન વાસુદેવની ભક્તિમાં મગ્ન રહેતો તથા સામગાન દ્વારા તેમની પ્રાર્થના કરતો. ખાતાં-પીતાં, ઊઠતાં-બેસતાં અથવા સૂતાં તે ઉદારચરિત વિષ્ણુના ગુણોનું જ કીર્તન કરતો. તે ભગવાન વિષ્ણુના મંદિરમાં જઈ મૂર્છના, સ્વર વગેરે દ્વારા યુક્ત; વર્ણ તથા લયભેદ દ્વારા સામવેદના બૃહદ્રથંતર વિભાગનું તાલબદ્ધ ગાન કરતો. આમ ભક્તિયોગને પ્રાપ્ત થયેલો કૌશિક ભિક્ષા માગી જીવન જીવતો હતો.

એક વખતે સામગાનથી વિષ્ણુનાં નામોનું કીર્તન કરતો તે ભિક્ષા માગતો હતો ત્યારે પદ્માક્ષ નામક એક બ્રાહ્મણે તને નિહાળ્યો. તેણે તેને બોલાવી ભિક્ષા આપી. મહાતેજસ્વી કૌશિકને ભિક્ષામાં તાજું ભોજન મળ્યું. ગરમ ગરમ ભોજન મળવાને કારણે પ્રસન્ન થયેલ કૌશિક મંદિરમાં બેસી કુટુંબ સહિત ભોજન લીધું. પછી તે પ્રભુનાં કીર્તન કરતો રહ્યો તથા પદ્માક્ષ તે ગુણગાન શ્રવણ કર્યા કરતો.

એક સમયે કૌશિકના બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય કુળમાં ઉત્પન્ન થયેલ સાત શિષ્યો વિષ્ણુમંદિરમાં કૌશિક પાસે આવ્યા. વાસુદેવની ભક્તિમાં તલ્લીન રહેનાર તે પવિત્ર શિષ્યો બ્રહ્મજ્ઞાની હતા. પદ્માક્ષે પોતે જ તેમને પવિત્ર ભિક્ષાનું અન્ન આપ્યું. કૌશિક પોતાના શિષ્યો સહિત વિષ્ણુમંદિરમાં રહી પ્રસન્ન ચિત્તે વિધિથી સામગાન કરતો. તે જ મંદિરમાં વિષ્ણુનો પરમ ભક્ત માલવ નામક એક વૈશ્ય પોતાની માલવી નામક પતિવ્રતા પત્ની સહિત રહેતો હતો. ભગવાનના મંદિરમાં તે પ્રેમથી હંમેશા દીવો કરતો. તેની પત્ની મંદિરની ચોતરફની જમીન ગાયના છાણ દ્વારા લીંપતી તથા પતિની સાથે રહી પ્રીતિથી સામગાન સાંભળતી.

એવામાં એક વખત કુશસ્થળ નામક નગરથી અતિ શુદ્ધ વ્રતવાળા, બ્રહ્મનિષ્ઠ તથા તત્ત્વજ્ઞ પચાસ બ્રાહ્મણો હરિનું કીર્તિન કરવા, કૌશિક રહેતો હતો તે વિષ્ણુમંદિરમાં આવ્યા. તેઓ ત્યાં નિવાસ કરી કૌશિક દ્વારા થતું હરિનું કીર્તન સાંભળતા.

હરિનાં ગુણગાનના વિશે કૌશિકની કીર્તિ સાંભળી કલિંગ દેશનો રાજા કૌશિક પાસે આવ્યો તથા તેને કહેવા લાગ્યો: હે કૌશિક, તમારા શિષ્યવૃંદ અને અન્ય મંડળ સહિત આજે તમે મારાં ગુણગાન કરો તથા કુશસ્થળથી આવેલ હે સજ્જનો! તમે પણ તે શ્રવણ કરો.

રાજા કલિંગનાં આ વચન સૂણીને કૌશિક તેને શાંત તથા ગંભીર વાણી દ્વારા કહેવા લાગ્યો: 'હે રાજન્! મારી જીભ તથા વાણી ભગવાન વિષ્ણુ સિવાય બીજા કોઇની પણ, ભલેને ઇન્દ્ર હોય તો તેનીય પ્રાર્થના કરતી નથી કે તેના વિષયમાં કાંઈ જ કહેતી નથી.' કૌશિકે કલિંગને આ મુજબ કહ્યા પછી તેના સાત શિષ્યો વસિષ્ઠ, ગૌતમ, હરિ, સારસ્વત, ચિત્ર, ચિત્રમાલ્ય તથા શિશુએ પણ કૌશિકે કહ્યા મુજબ જ તે રાજાને કહ્યું. વિષ્ણુના ગાન સાંભળવામાં તલ્લીન રહેનાર અન્ય જે શ્રોતાઓ તે સ્થળે હતા તેઓ પણ તે રાજાને કહેવા લાગ્યા: 'હે રાજન્! આ અમારી ઘ્રાણેન્દ્રિય વિષ્ણુ સિવાય અન્ય કોઇનાં ગાન અથવા કીર્તિ શ્રવણ કરતાં નથી; અમે અન્યની પણ સ્તુતિ શ્રવણ કરતા નથી.'

કૌશિક બ્રાહ્મણનાં, તેના શિષ્યોનાં અને હરિકીર્તન શ્રવણ કરનારા શ્રોતાઓનાં આ વચન સૂણીને રાજા કલિંગ ક્રોધિત થયા તથા તેણે પોતાના સેવકોને ફરમાન કરતાં કહ્યું: 'તમે મારાં ગુણોનું ગાન કરો! હું જોઉં તો ખરો કે, આ બ્રાહ્મણો મારી ખ્યાતિ કઈ રીતે નથી સાંભળતા!'

રાજાએ પોતાના સેવકોને આ મુજબ કહ્યું આથી તેઓ રાજાનાં ગુણનું ગાન કરવા લાગ્યા.

પ્રભુ સિવાય બીજા કોઇની પણ ખ્યાતિ ન શ્રવણ કરનારા તે વિપ્રો રાજાનાં ગુણના ગાન થતાં સાંભળતા દુઃખી થયા તથા તેમણે એકમેકના કાનોમાં લાકડાના ખીલાઓ ખોસ્યા.

અને રાજા અમારી પાસે પણ બળજબરીપૂર્વક તેનાં ગુણના ગાન કરાવશે તેવો તેનો મનનો ભાવ જાણી પોતાના વિચારમાં અટલ તે કૌશિક વિપ્ર તથા તેના શિષ્યોએ પોતાના હસ્તોથી પોતાના જીહ્વાનાં ટેરવાં કાપ્યાં. તેથી તે કલિંગ દેશનો રાજા ખૂબ જ ક્રોધિત થયો તથા તેમનું સર્વસ્વ લૂંટી લઇને તેણે પ્રભુનું કીર્તન કરનાર તથા શ્રવણ કરનાર તે સર્વને પોતાના દેશમાં કાઢી મૂક્યા. તેથી નિર્વાસિત થયેલ તે સૌ ઉત્તર દિશા તરફ ચાલવા લાગ્યા. કાળ પ્રાપ્ત થવાને કારણે કાળધર્મને કારણે તેઓ મરણ પામ્યા અને તેમના સ્થૂળ શરીરનો વિયોગ થયો.

કૌશિક વગેરેને પોતાની પાસે આવેલા જોઈ યમરાજ પોતાના કર્તવ્ય અંગે વિચારમાં પડ્યા. તે વખતે હે રાજન્! હે અંબરીષ! બ્રહ્મા દેવોને કહેવા લાગ્યા: 'કૌશિકાદિ વિપ્રો હરિનાં ગુણના ગાન અને તેમનાં નામનું કીર્તન કરે છે આથી યમ વગેરે લોકમાં તેમનો નિવાસ થવો તે અનુચિત છે. આથી હે દેવો! તમે જો તમારું દેવત્વ ઇચ્છતા હો તો તેમને સ્વર્ગલોકમાં લાવો, તમારું કલ્યાણ થશે! તેમને સુખથી તમારી સાથે નિવાસ આપો.'

બ્રહ્માએ દેવોને આ મુજબ કહ્યું આથી દેવો તથા લોકપાલોએ 'હે કૌશિક! હે માલવ! હે પદ્માક્ષ!' આ નામો દ્વારા તેમને બોલાવી દેવો તેમને મળ્યા તથા તેમને એક મુહૂર્તમાં ગગનમાંથી તરત બ્રહ્મલોકમાં લઈ ગયા.

લોકપિતામહ બ્રહ્મા કૌશિકાદિને આવેલા જોઈ યોગ્ય રીતે તેમનું સ્વાગત કરવા ઊભા થઈ તેમની સામે ગયા તથા માનથી આસન આપી તેમની પૂજા કરી. નૃપશ્રેષ્ઠ હે અંબરીષ! બ્રહ્માનું આ કાર્ય નિહાળીને દેવોમાં ઉગ્ર કોલાહલ મચી ગયો. હિરણ્યગર્ભ બ્રહ્માએ દેવોને શાંત કર્યા. ત્યાર પછી ભગવાન વાસુદેવની ભક્તિમાં આસક્ત મનવાળા બ્રહ્મા દેવોથી વીંટળાઈ કૌશિક વગેરેને પોતાની સાથે લઈ તરત વિષ્ણુલોકમાં ગયા. ત્યાં વિષ્ણુનાં સમાન ચિહ્નવાળા, ચાર હાથોવાળા નારાયણ જેવા તેજસ્વી તથા શ્વેતદ્વીપમાં નિવાસ કરનાર, જ્ઞાનયોગમાં નિપુણ એંસી હજાર વિષ્ણુભક્તો તથા સિદ્ધો, અમારા સમાન એન નારદ તથા સનકાદિક સમાન નિષ્પાપ મુનિઓ દ્વારા તથા અનેક જાતના ભૂતો-પ્રાણી અને દિવ્ય સ્ત્રીઓ દ્વારા સેવાયેલ ભગવાન નારાયણને હજારો યોજનના વિસ્તારવાળા, હજારો દ્વારવાળા, મણિમય, સુંદર તથા દિવ્ય અને અદ્‌ભુત પ્રાસાદમાં એક ઉત્તમ આસન પર બિરાજમાન થયેલા નિહાળ્યા. ભગવાન વિષ્ણુએ બ્રહ્મા વગેરે દેવોને પોતાની પાસે આવેલા નિહાળીને દૃષ્ટિ દ્વારા આવકાર્યા. કૌશિક વગેરે વિપ્રો દ્વારા વીંટાયેલ બ્રહ્માએ વિષ્ણુ સામે આવી તેમને સાષ્ટાંગ નમસ્કાર કર્યા તથા તેઓ ગરુડધ્વજ ભગવાન વિષ્ણુની પ્રાર્થના કરવા લાગ્યા. વિષ્ણુએ બ્રહ્મા સહિત આવેલા વિપ્રોને નિહાળીને 'અહા! કૌશિક! તમે

આવ્યા?' આમ, પ્રીતિથી કૌશિકને બોલાવી તેની સાથે આવેલા અન્ય સૌ વિષ્ણુના ભક્તોના ક્રમાનુસાર કુશળ સમાચાર પૂછ્યા. વિષ્ણુના લોકમાં તે સૌના આગમનને કારણે ખૂબ જ અચરજ થયું. ત્યાં હાજર રહેલા બધા દેવો, સિદ્ધો તથા ચારણોએ જયઘોષ કર્યો.

ત્યાર પછી જગતના આત્મારૂપ ભગવાન વિષ્ણુએ બ્રહ્માને કહ્યું: 'હે બ્રહ્મન્! હું કહું છું તે સાંભળો. ભક્તિરૂપ સાધનથી સાધ્ય મારા સ્વરૂપની પ્રાપ્તિમાં તત્પર રહેનાર કૌશિક તથા તેની સાથે આવેલા આ વિપ્રો ને કુશસ્થળમાં નિવાસ કરનાર સજ્જનો મારા ભક્ત હોવાથી મારી ખ્યાતિના શ્રવણમાં તથા તેના ગુણગાનમાં હંમેશા પ્રીતિ રાખે છે. જ્ઞાનયોગમાં આ સૌ નિપુણ છે. મારા સિવાય બીજા કોઈ પણ દેવની ભક્તિ કરતા નથી આથી આ સૌ મારા સાધ્યદેવો થાય! તેમને હંમેશા મારી નિકટમાં મારા લોકમાં પ્રવેશ આપો!' આ મુજબ વિષ્ણુએ બ્રહ્માને કહ્યું. પછી તેમણે કૌશિકને કહ્યું: 'મહાબુદ્ધિમાન હે કૌશિક! તમે તમારા શિષ્યો સહિત હંમેશા મારી પાસે રહો. હું તમને મારા ગણોનું આધિપત્ય અર્પણ કરું છું. જ્યાં હું નિવાસ કરું ત્યાં જ તમે નિવાસ કરો.'

પરમેશ્વર વિષ્ણુ ત્યાર પછી માલવ અને માલવીને ઉદ્દેશીને કહેવા લાગ્યા: 'હે માલવ! તમે પણ દિવ્ય રૂપવાળા તથા ઐશ્વર્યયુક્ત થઈ મારાં ગુણગાન શ્રવણ કરતાં રહી તમારાં પત્ની સહિત મારા લોકમાં અસંખ્ય યુગો પર્યંત સુખ-આનંદપૂર્વક વસવાટ કરો.' પદ્માક્ષને પણ પ્રભુને કહ્યું: 'હે પદ્માક્ષ! તમે મારા લોકમાં મારા કોષાધ્યક્ષ થઈ તમારી મરજી હોય ત્યાં સુધી નિવાસ કરો. દરરોજ મારાં દર્શન કરી સુખથી અહીં રાજ્ય કરો.'

આ મુજબ પદ્માક્ષને કહ્યું, પછી ભગવાન વિષ્ણુ બ્રહ્માને કહેવા લાગ્યા: 'આ કૌશિક એના શિષ્યો સહિત મારા મંદિરમાં મારાં સ્તુતિ તથા ગુણગાન કરતો હતો આથી મારી યોગનિદ્રા ચાલી ગઈ. હરિ સિવાય બીજા કોઇની પણ હું સ્તુતિ કરું નહીં.' આમ કલિંગરાજને કહી એણે પોતાની જિહ્વા કાપી નાખી. આથી તે ક્રૂર રાજાએ ક્રુદ્ધ બનીને એને પોતાના રાજ્યમાંથી દેશવટો આપ્યો તથા આ વિપ્રે મારા લોકની પ્રાપ્તિ કરી. આ અન્ય યશસ્વી વિપ્રો પણ મારા અનન્ય ભક્ત છે. 'હરિકીર્તન સિવાય અમે બીજા કોઇની પણ સ્તુતિ શ્રવણ કરવાની ઇચ્છા નથી.' આ મુજબ તેમણે રાજા કલિંગને કહી એકમેકને પોતાના કાનમાં લાકડાના ખીલાઓ ખોસી દઈ આઘાત આપ્યો છે, આથી એમને દેવત્વની પ્રાપ્તિ થાય તથા આ સર્વ હંમેશા મારી સમીપ રહે, આમને મારા સાન્નિધ્યની પ્રાપ્તિ થાય! આ માલવ પોતાની ભાર્યા માલવી સહિત મારા મંદિરમાં રહી હંમેશા દીપની માળાને પ્રકટાવતો અને માલવી મારા મંદિરની જમીનમાં ગાયના છાણથી સદા લીંપતી. આ પતિ-પત્ની મારા નામસંકીર્તન હંમેશા સાંભળતા હતાં, આથી તેઓ સનાતન બ્રહ્મરૂપ મારા લોકને પ્રાપ્ત થયાં છે. આ પદ્માક્ષે મહાત્મા કૌશિક ભોજન આપ્યું છે આથી આને કોષાધ્યક્ષપણું તથા મારા સાન્નિધ્યની પ્રાપ્તિ થયેલ છે.' બધા લોકો દ્વારા પૂજાયેલ શ્રીહરિએ દેવસમાજમાં બ્રહ્માને આ મુજબ કહ્યું.

એ વખતે વિષ્ણુપત્ની લક્ષ્મીદેવી અદ્ભુત અલંકારો ધારણ કરી, વીણા વગાડવામાં નિપુણ વાદ્યવિદ્યા વિશારદો સહિત મધુર તથા મૃદુ અક્ષરો દ્વારા ગાન કરતાં અને મંદ મંદ હાસ્ય કરતાં અનેક સુંદર સ્ત્રીઓ દ્વારા વીંટળાઇ ત્યાં પધાર્યા.

ત્યાર પછી તે સ્થળે ભુશુંડી તથા પરિઘ વગેરે આયુધોને ધારણ કરેલા પર્વત જેવા વિશાળ આકારના ગણાધિપો હર્ષ દ્વારા કિલકારીઓ કરતા આવ્યા. તેમણે બ્રહ્મા સાથે બધા દેવો તથા અમારા સમાન મુનિઓનો તિરસ્કાર કરીને અમને ત્યાંથી દૂર કર્યા. તે વખતે તુંબરુ નામક ગંધર્વને ત્યાં બોલાવવામાં આવ્યો અને તે દેવીની પાસે આવી બેઠો. તેણે ઘણા પ્રકારની મૂર્છનાઓ-સ્વરના આરોહ અને અવરોહ સહિત કલપદ સમાન અવ્યક્ત ધ્વનિનું ગાન તથા વીણાવાદન કર્યું. તેથી દેવી પ્રસન્ન થઈ અનેક જાતનાં રત્નોથી યુક્ત દિવ્ય આભૂષણો તથા શુભ્ર દિવ્ય માળાઓ તેને અર્પી. આ મુજબ તુંબરુંનું બહુમાન કરાયું. તેથી હર્ષિત થઈ તે ત્યાંથી પોતાનો નિવાસસ્થાને પહોંચ્યો.

માર્કણ્ડેય ઋષિ રાજા અંબરીષને કહે છે: શત્રુઓનું દમન કરનારા હે રાજન્! માન પામેલા તુંબરુને જતા નિહાળીને બીજા ઋષિઓ તથા દેવો હર્ષિત થયા; પણ નારદનું અંતઃકરણ બળી ઊઠ્યું. તુંબરુનું સન્માન થયેલ જોઈ તેમનું મન શોક દ્વારા ઘેરાયું. તેઓ ખૂબ જ ચિંતામાં પડ્યા તથા શોકથી મૂર્છિત થયા હોય તેમ વ્યાકુળ બન્યા. નારદ મનમાં વિચારવા લાગ્યા કે, 'પરમેશ્વર વિષ્ણુને ફરી મળવાનો પ્રસંગની મને કઈ રીતે પ્રાપ્તિ થશે!' અરે! જુઓ તો ખરા! આ તુંબરુને લક્ષ્મીદેવી પાસે કેવુ માન મળ્યું! અજ્ઞાની તથા મૂર્ખ મને ધિક્કાર છે! વિષ્ણુની પાસે નિવાસ કરનાર મને ગણાધિપોએ ત્યાંથી હાંકી કાઢ્યો! હવે હું કઈ રીતે જીવીશ! હવે હું ક્યાં જાઉં! અહો! તુંબરુ કેવા નસીબદાર છે! એને કેવું માન મળ્યું!

આ મુજબ વિચારી મુનિ નારદ પોતાના કાર્યસિદ્ધિ અર્થે તપ કરવા માંડ્યું. 'મને ધિક્કાર છે! તુંબરુનું કેવું સન્માન થયું, મને એવું માન કેમ પ્રાપ્ત ન થયું!' આમ વિચારીને પરમ જ્ઞાની નારદ વારંવાર રુદન કરતા. પ્રાણાયામથી તેમણે શ્વાસોચ્છ્વાસની ક્રિયા અટકાવી દીધી તથા એક હજાર દિવ્ય વર્ષ પર્યંત ભગવાન વિષ્ણુનું ચિંતન કરતા રહી તેઓએ ઉગ્ર તપશ્ચર્યા કરી. હે નરાધિપ! હે અંબરીષ! વિષ્ણુએ ત્યાર પછી શું કર્યું તે હવે સાંભળો!' ૧-૮૨

**તત્ર યત્કૃતવાન્વિષ્ણુસ્તચ્છૃણુષ્વ નરાધિપ॥૮૨॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં***

***'કૌશિકે નારાયણના મહિમાનું કરેલું વર્ણન' નામનો ૧લો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨જો

# વિષ્ણુના માહાત્મ્યનું વર્ણન



**માર્કણ્ડેય ઉવાચ॥**

**તતો નારાયણો દેવસ્તસ્મૈ સર્વં પ્રદાય વૈ।**

**કાલયોગેન વિશ્વાત્મા સમં ચક્રેડથ તુમ્બરો॥૧॥**

માર્કણ્ડેય બોલ્યા: મહામુનિ નારદની તપશ્ચર્યાને કારણે પ્રસન્ન થયેલા ભગવાન વિષ્ણુએ તેમને અભીષ્ટ ફળ અર્પણ કર્યું તથા સમય મળતાં વિષ્ણુએ નારદને ગાનવિદ્યામાં તુંબરુ જેવા નિપુણ બનાવી દીધા.

પરમાત્મા વિષ્ણુનાં ગીતોનું ગાન કરવું એ જ ઉત્તમ કાર્ય છે. ગાનથી આરાધના કરવાને કારણે વિષ્ણુ જ્ઞાન દ્વારા ઝળહળતી સત્કીર્તિ, સંતોષ તથા કૌશિકને પ્રાપ્ત થયું હતું તેવું પરમધામ આપે છે. ભગવાનનાં નામનું સંકીર્તન કરનારને મદદ કરનારા પદ્માક્ષ આદિને વિષ્ણુએ સિદ્ધિ પ્રદાન કરી.

આથી હે અંબરીષ! હે મહારાજ! તમારે પણ ખાસ કરી મંદિરમાં ગાન, નૃત્ય તથા વાદ્યોત્સવ સહિત વિષ્ણુપૂજન કરવું. હે નૃપ! વિષ્ણુના ભક્તોએ હંમેશા વિષ્ણુના નામનું સંકીર્તન શ્રવણ કરવું તથા તેમની કથા શ્રવણ કરવી. જે વિદ્વાન મનુષ્ય વિષ્ણુમંદિરમાં ભક્તિથી ગાન અને નૃત્ય કરી તેમનું આખ્યાન કરે છે તથા તેમની કથા સંભળાવે છે તેને પોતાના પૂર્વજન્મના વૃત્તાંતનું સ્મરણ થાય છે, જ્ઞાનબુદ્ધિની પ્રાપ્તિ થાય છે તથા મૃત્યુ ટાણે તેને નારાયણના નામની બધી જાતની સ્મૃતિ રહે છે. હે રાજન્! તે મનુષ્યને વિષ્ણુના સાયુજ્યની પ્રાપ્તિ થાય છે. આ વાત સાચી જાણવી. હે નરાધિપ અંબરીષ! તમે મને જે કંઈ પૂછ્યું તે વિષયમાં આ બધું તમને કહી સંભળાવ્યું. ધર્મપાલન કરનારાઓમાં ઉત્તમ હે રાજા! બોલો! તમને હવે બીજો શો ધર્મનો ઉપદેશ કરું. ૧-૯

એતત્ત કથિતં રાજન્ યન્માં ત્વં પરિપૃચ્છસિ।
કિં વદામિ ચ તે ભૂયો વદ ધર્મભૃતાં વર॥૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'વિષ્ણુના માહાત્મ્યનું વર્ણન' નામનો ૨જો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩જો

# નારદને ઘુવડ પાસેથી ગાનવિદ્યાની પ્રાપ્તિ



અમ્બરીષ ઉવાચ॥
માર્કણ્ડેય મહાપ્રાજ્ઞ કેન યોગેન લબ્ધવાન્।
ગાનવિદ્યાં મહાભાગ નારદો ભગવાન્મુનિઃ॥૧॥

અંબરીષ બોલ્યા: મહાબુદ્ધિશાળી હે માર્કણ્ડેય મુનિ! મહાભાગ્યવાન ભગવાન નારદ મુનિને ગાનવિદ્યાની પ્રાપ્તિ કઈ રીતે થઈ? તુંબરુના સમાન ગાનવિદ્યાનું જ્ઞાન તેમને ક્યારે પ્રાપ્ત થયું તે બધું આપ મને સંભળાવો. હે મહામતિ માર્કણ્ડેય! આપ સર્વજ્ઞ છો આથી મને એ વિષયમાં વિસ્તારથી જણાવો.

માર્કણ્ડેય બોલ્યા: મેં આ વિષયમાં દેવર્ષિ નારદ દ્વારા જે કાંઈ સાંભળ્યું તે તમને શ્રવણ કરાવું છું. મહાબુદ્ધિશાળી તથા પરમ તેજસ્વી પરમાત્મા નારદે જ પોતે જ આ વિષયમાં મને જણાવ્યું છે.

તુંબરુના ગૌરવનું સ્મરણ કરતા રહી તેના સમાન ગાનવિદ્યાની પ્રાપ્તિ કરવા તપોરાશિ ભગવાન નારદે પ્રાણોને અવરોધી એક હજાર દિવ્ય વર્ષ પર્યંત ઉગ્ર તપશ્ચર્યા કરી. તેના ફળસ્વરૂપે એ મહામુનિ નારદે આકાશવાણી સાંભળી. 'મુનિઓમાં સિંહરૂપી હે નારદ! તમે શા કારણે ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા છો! જો

તમને ગાનવિદ્યા શીખવામાં રુચિ હોય તો ઉત્તર દિશામાં સ્થિત માનસ પર્વત ઉપર રહી ત્યાં વસવાટ કરતા ગાનબંધુ નામના ઘુવડ પાસે તરત જઈ તેને મળો; આથી તમે ગાનવિદ્યાના જ્ઞાતા બનશો!'

વાણીના અર્થ જાણનારાઓમાં ઉત્તમ નારદ આ આકાશવાણી સાંભળી વિસ્મિત બન્યા તથા માનસ પર્વત ઉપર ગાનબંધુ પાસે ગયા. ત્યાં ગંધર્વો, કિન્નરો, યક્ષો તથા અપ્સરાગણ દ્વારા ઘેરાઇને બેઠેલા ગાનવિદ્યાવિશારદ ગાનબંધુને નિહાળ્યો. તે પક્ષીએ તે સર્વને ગાનવિદ્યાનું શિક્ષણ આપ્યું હતું. સ્નિગ્ધ કંઠ તથા મધુર સ્વરવાળા તે સર્વ ગંધર્વ તથા કિન્નર વગેરે હર્ષિત થઈ સુખથી તે ગાનબંધુ પક્ષી પાસે બેઠેલ હતા.

નારદને પોતાની પાસે આવેલા જોઈ ગાનબંધુએ તેમને નમસ્કાર કર્યા તથા તેમનું યોગ્ય સ્વાગત કરી પૂજન કર્યું. ત્યાર પછી તેમના કુશળ સમાચાર પૂછી ગાનબંધુ ઘુવડ બોલ્યો: 'હે મહામતિ! હે ભગવન્! આપ અહીં શાથી પધાર્યા છો? મારે આપનું શું કાર્ય કરવાનું છે? બોલો હું આપની શી સેવા કરું?'

નારદ બોલ્યા: 'હે મહાપ્રજ્ઞ ઉલૂકરાજ! પૂર્વે મારા વિષયમાં બનેલો એક અદ્ભુત પ્રસંગ જેવો ને તેવો તમને કહી સંભળાવું છું. શ્રવણ કરો!

આ પૂર્વે વ્યતીત થયેલા યુગમાં, હે વિદ્વાન્! હું પરમાત્મા નારાયણ વિષ્ણુની પાસે સુખથી રહેતો હતો. તે વખતે ગણાધિપોથી બ્રહ્મા સાથે બધા દેવોને તેમની પાસેથી દૂર કર્યા તથા તુંબરુ નામના ગંધર્વને ત્યાં બોલાવવામાં આવ્યો. લક્ષ્મી સાથે વિષ્ણુએ તે ગંધર્વના ઉત્તમ ગાનનું શ્રવણ કર્યું. ત્યાં વિષ્ણુના નામ-સંકીર્તનનું ગાન કરવાને કારણે કૌશિક વગેરે વિપ્રો પણ બેઠેલા હતા. તેમણે વિષ્ણુની આરાધના કરી હતી આથી તેમને, સુખ દેનારું ભગવાનના ગાણપત્યની પ્રાપ્તિ થઈ. મારી ઉપેક્ષા થઈ આથી હું ખૂબ જ દુઃખી થયો. મારું ચિત્ત વ્યાકુળ બન્યું તથા હું તપ કરવા અહીં આવ્યો. જે કાંઈ મેં દાન કર્યું છે, અગ્નિમાં હુતદ્રવ્યની આહુતિ આપી છે, જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે કાંઈ હું ભણ્યો છું તે બધું વિષ્ણુના માહાત્મ્ય યુક્ત ગાનયોગના સોળમા ભાગ જેટલું પણ નથી. આવો વિચાર કરી હે દ્વિજ! હે પક્ષી! ગાનવિદ્યાની પ્રાપ્તિ કરવા મેં એક હજાર દિવ્યવર્ષ પર્યંત ઘોર તપશ્ચર્યા કરી. તેવામાં એક વખતે મને ઉદ્દેશી તમારા વિષયની આકાશવાણી મેં સાંભળી: 'હે દેવર્ષિ! તમને જો ગાનવિદ્યા શીખવાની પ્રીતિ હોય તો તમે ગાનબંધુ નામના ઘુવડ પક્ષી પાસે જાઓ! હે બ્રહ્મન્! તમને તેની પાસેથી ગાનવિદ્યાની તરત પ્રાપ્તિ થશે!' એ આકાશવાણીની પ્રેરણાને કારણે ગાનયોગ પ્રાપ્ત કરવા તમારી પાસે આવ્યો છું. હું તમારી બધી આજ્ઞાઓનું પાલન કરીશ. અવિનાશી હે ઉલૂક પક્ષી! હું તમારો શિષ્ય છું, તમે મને ગાનયોગનું જ્ઞાન પ્રદાન કરો!'

ગાનબંધુ બોલ્યો: મહાબુદ્ધિશાળી હે નારદ! હવે ખૂબ જ અચરજયુક્ત, બધા પાપોનો નાશ કરનાર મારા પૂર્વજન્મનું પવિત્ર વૃત્તાંત શ્રવણ કરો. પ્રાચીન સમયમાં ભુવનેશ નામક એક ધાર્મિક રાજા હતો, તેણે સહસ્રો અશ્વમેધ તથા લાખો વાજપેય યજ્ઞ કર્યા હતા. તે બ્રાહ્મણોને કરોડો તથા અબજો ગાય, સુવર્ણ, વસ્ત્ર, રથ, હાથી, ઘોડા તથા કન્યાઓનું દાન આપતો રહીને પૃથ્વીનું પાલન કરતો હતો.

ગાનયોગથી ભગવાન વિષ્ણુ કે બીજા કોઈ પણ દેવતાની સ્તુતિ કરવાની તેના રાજ્યમાં મનાઈ હતી. વળી તેણે એવી ઘોષણા કરી હતી કે, ' જે કોઈ મનુષ્ય મારી આજ્ઞા માનશે નહીં તેને મૃત્યુદંડ આપવામાં

આવશે. ઈશ્વરની સ્તુતિ ફક્ત વેદમંત્રોથી જ કરી શકાશે! સ્ત્રીઓ, સૂત તથા માગધ વગેરે બંદીજનો હંમેશા ગાન કરી શકશે!' આ મુજબ ફરમાન કરી તે મહાપરાક્રમી તથા પરમ તેજસ્વી રાજા રાજ્ય કરતો હતો.

તેના રાજ્યમાં હરિમિત્ર નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે વિષ્ણુભક્ત હતો તથા શીત અને ઉષ્ણ, સુખ અને દુ:ખ, રાગ અને દ્વેષ વગેરે દ્વંદ્વો રહિત હતો. એક વખતે તે બ્રાહ્મણ નદીની વચ્ચે આવેલા એક બેટમાં બેસી ભગવાન વિષ્ણુની પ્રતિમાનું પૂજન કરતો હતો. તેણે ઘી, દહીં, મિષ્ટાન્ન, પાયસ, માલપૂઆ વગેરેનું નૈવેદ્ય અર્પણ કર્યું. ત્યાર પછી તેણે વંદન કર્યાં તથા ભગવાન વિષ્ણુનું ધ્યાન કરી ખૂબ જ પ્રીતિથી તાલ, વર્ણ ને લયયુક્ત ગાન કરવા માંડ્યું.

આ વાતથી ભુવનેશ રાજા માહિતગાર થયા. આથી તેની આજ્ઞા દ્વારા રાજસેવકો હરિમિત્ર બ્રાહ્મણ પાસે આવી પહોંચ્યા તથા ભગવાનની પ્રતિમા અને પૂજાની બધી સામગ્રી ફેંકી દઈ તેને પકડી તેઓ રાજા પાસે લઈ ગયા તથા બધું વૃત્તાંત જણાવ્યું. તેથી તે દુષ્ટ રાજાએ તેનો ખૂબ જ તિરસ્કાર કર્યો તથા તે દ્વિજશ્રેષ્ઠનું બધું ધન વગેરે લૂંટી લઈ તેને પોતાના રાજ્યમાં કાઢી મૂક્યો. નદીના બેટમાં પડી રહેલ ભગવાનની પ્રતિમાને ચોરો લઈ ગયા.

કેટલોક સમય પસાર થયા બાદ રાજા ભુવનેશ મરણ પામ્યો. બધા લોકોમાં પૂજ્ય તે રાજા ક્ષુધા તથા તૃષાને કારણે વ્યાકુળ બન્યો. ખૂબ જ દુ:ખી તથા ખિન્ન થયેલ રાજા ભુવનેશ યમને કહેવા લાગ્યો: 'મેં ખૂબ જ યજ્ઞદાન વગેરે કર્યાં છે આથી મને સ્વર્ગલોકની પ્રાપ્તિ થઈ છે. સ્વર્ગલોકને પ્રાપ્ત થયેલા મને ભૂખ-તરસનું દુ:ખ શાને કારણે થાય છે? હે દેવ! એવું તે મેં કયું પાપ કર્યું છે કે મને ભૂખ તથા તરસ હંમેશા વ્યથિત કરે છે?'

યમ બોલ્યા: અરે! તેં અજ્ઞાન તથા મૂર્ખતાને કારણે ખૂબ જ ભયંકર પાપ કર્યું છે. ભગવાન વિષ્ણુની પૂજા તથા ભક્તિમાં હંમેશા પરાયણ રહેનાર હરિમિત્ર નામક બ્રાહ્મણને તેં ઘણું દુ:ખ આપ્યું છે. હે રાજા! આથી જ તને ક્ષુધારોગની પ્રાપ્તિ થઈ છે. તેં કરેલા દાન તથા યજ્ઞ દ્વારા તને મળેલ બધું પુણ્ય નાશ પામેલ છે. હરિમિત્ર બ્રાહ્મણ વિષ્ણુપૂજન કર્યા પછી તેમના નામનું ગીત, વાદ્ય વગેરે દ્વારા જ્યારે સંકીર્તન કરતો હતો ત્યારે તેં તેને તારી પાસે બોલાવી તેનું બધું ધન હરી લીધું તથા વિષ્ણુપ્રતિમા પાસે મૂકેલી બધી પૂજાની સામગ્રી પણ તારા ભૃત્યોએ તારી આજ્ઞા દ્વારા ફેંકી દીધી; પ્રતિમા પણ તેઓ ચોરી ગયા તથા બ્રાહ્મણનો તિરસ્કાર કરી તેં તારા રાજ્યમાંથી તેને કાઢી મૂક્યો! વળી હે નૃપોમાં ઉત્તમ! વિષ્ણુના નામનું ગાન વગેરે દ્વારા સંકીર્તન કરવું નહીં તેવી ઘોષણા તારા રાજ્યમાં તેં કરી હતી. આ બધા તારું પાપકર્મ છે. તારા દુષ્કૃત્યને કારણે તારું પુણ્ય નાશ પામેલું છે આથી તેં ત્યજી દીધેલ તારો પૂર્વદેહ પેલા પર્વતની બખોલમાં પડેલ છે, તેને કોતરી-કોતરીને ક્ષુધાતુર બની તું ખાતો રહેજે. એક મન્વંતર સુધી મહા ભયંકર નરકમાં તારે રહેવું પડશે. મન્વંતર પૂરો થયા બાદ પૃથ્વી ઉપર તું મનુષ્યરૂપે જન્મ લઈશ તથા તે વિશેનું તને જ્ઞાન થશે!

ગાનબંધુ બોલ્યો: મહાજ્ઞાની યમે તે રાજાને આ મુજબ કહ્યું તથા ત્યાર પછી યમરાજ ત્યાં જ અંતર્ધાન થયા. પુણ્યશાળી હરિમિત્ર બ્રાહ્મણની ગણાધિપોએ સ્તુતિ કરી તથા પોતાના બંધુગણો સહિત હરિમિત્ર વિમાનમાં વૈકુંઠલોકની પ્રાપ્તિ કરી. રાજા ભુવનેશ ભૂખ-તરસને કારણે વ્યાકુળ થઈ પર્વતની બખોલમાં

રહેલા પોતાના શબને હંમેશા ખાતો રહી જીવન વ્યતીત કરે છે. તે રાજાને મેં તે પર્વત ઉપર નિહાળ્યો છે. હું તેને મળ્યો ત્યારે તેણે પોતે જ તેનું આ બધું વૃત્તાંત મને કહ્યું છે. હરિમિત્રને પણ હું જાણું છું; હું તેમને મળવા ગયો હતો. દેવો દ્વારા વીંટળાયેલો તે બ્રાહ્મણ સૂર્ય સમાન વર્ણવાળા કાન્તિમાન વિમાનમાં બેસી વૈકુંઠમાં જતો હતો ત્યારે પણ મેં તેને નિહાળ્યો હતો. ગાનવિદ્યાના પ્રભાવને કારણે તેને ઐશ્વર્યશાળી થયેલો જોઈ ગાનવિદ્યા શીખવામાં મારું મન પ્રવૃત્ત બન્યું. રાજર્ષિ ઇન્દ્રદ્યુમ્નની* કૃપાને કારણે મને દીર્ઘ આયુષ્યની પ્રાપ્તિ થઈ છે. પછી હું કિન્નરો દ્વારા ઘેરાઈ બેઠો.

હે નારદ મુનિ! સાઠ હજાર વર્ષ પર્યંત મેં ગાનયોગનો અભ્યાસ કર્યો. વર્ણોનો સ્પષ્ટ ઉચ્ચાર કરવામાં મારી જિહ્વા સફળ બની તથા હું એ વિદ્યા શીખી ગયો. ઉપર જણાવેલ સાઠ હજાર વર્ષ કરતાં બેગણો કાળ વીત્યા પછી હું ગાનવિદ્યામાં ચતુર થયો. દશ મન્વંતરો આ મુજબ વ્યતીત થયા પછી હું ગાનનો આચાર્ય બન્યો. ગંધર્વ વગેરે મારી પાસે ગાનવિદ્યા શીખવા પ્રથમ આવ્યા એ તેમના પછી આ કિન્નરસમૂહો પણ આવ્યા. હું તેમનો ગુરુ બન્યો. તપરૂપી ધનવાળા હે મુનિ! તપથી ગાનવિદ્યાની પ્રાપ્તિ થઈ શકતી નથી, તે તો અભ્યાસ કરવાથી જ પ્રાપ્ત થાય છે. તમે અભ્યાસ કરી મારી પાસે ગાનવિદ્યા પ્રાપ્ત કરો.

ગાનબંધુ ઘુવડે નારદમુનિને આ મુજબ કહ્યું: આથી મુનિએ પ્રણામ કરી ગાન કરવા માંડ્યું. ગાનબંધુએ ભગવાન વાસુદેવને પ્રણામ કરી મુનિ નારદને કહ્યું: હે મુનિશ્રેષ્ઠ! પ્રથમ હું ગાઉં છું તે તમે શ્રવણ કરો.

માર્કણ્ડેય મુનિ અંબરીષ રાજાને કહે છે કે હે રાજન્! ઘુવડે નારદમુનિને આ મુજબ કહી તેમને ગાનવિદ્યાનું શિક્ષણ આપવાનો આરંભ કર્યો તથા શિક્ષા વગેરેના ક્રમયુક્ત ગાનયોગનું તેમને જ્ઞાન આપ્યું. તે વખતે ગાનબંધુએ તેમને ફરી કહ્યું કે આ વિદ્યા શીખવા હે નારદ! હવે તમે શરમનો ત્યાગ કરો!

---

* આ ઇન્દ્રદ્યુમ્ન નામક એક રાજર્ષિ પોતાનાં પુણ્ય ક્ષીણ થવાને કારણે સ્વર્ગમાંથી નીચે પડ્યો હતો. એ માર્કણ્ડેય ઋષિના આશ્રમે જઈ તેમને પૂછવા લાગ્યો કે તમે ચિરંજીવી છો, આથી મને જાણતા હશો. એ સૂણી મુનિએ કહ્યું, કે હું તો તમને જાણતો નથી, પરંતુ હિમવાન પર્વત પર વસવાટ કરતું 'પ્રાવારકર્ણ' નામક ઘુવડ કદાચ તમને જાણતું હશે; માટે તેને પૂછો.

રાજાએ ઘોડાનું રૂપ લીધું તથા માર્કણ્ડેયને પોતાની પીઠ પર બેસાડી પ્રાવારકર્ણ પાસે લઈ ગયો તથા તેને પણ તે જ પ્રશ્ન કર્યો. તેણે કહ્યું કે 'ઇન્દ્રદ્યુમ્ન' નામના સરોવર કાંઠે રહેતો નાડીજંઘ નામક બગલો તને જાણતો હોય તો પૂછી જો! હું તો તને ઓળખતો નથી.'

આ સૂણી રાજા તેને પણ પોતાની સાથે લઈ નાડીજંઘ પાસે ગયો. તેને પણ તે જ મુજબ પૂછતાં બોલ્યો: 'આ સરોવરમાં 'અકૂપાર' નામક મારાથી પણ વૃદ્ધ કાચબો રહે છે, તેને હું બોલાવું છું. તે તને જાણે છે કે નહીં તે કહી શકાય નહીં. તેણે અકૂપારને હાંક કરી. આથી તે બહાર આવ્યો. રાજાએ તેને પણ તે જ પ્રશ્ન કર્યો; આથી તે બોલ્યો કે, 'હા, હું તને ઓળખું છું!'

પછી તે કાચબાએ સર્વને કહ્યું કે, 'આ રાજાએ મોટા મોટા ખૂબ જ યજ્ઞ કર્યા હતા, તે યજ્ઞોની દક્ષિણા આપતી વેળા મૂકેલા સંકલ્પોના જળથી જ આ સરોવર બન્યું છે, એવો આ રાજા પુણ્યશાળી છે.' આટલું બોલતાં જ સ્વર્ગમાંથી વિમાન આવતું જણાયું. તે નિહાળીને રાજાએ માર્કણ્ડેય ઋષિ તથા ઘુવડને પોતપોતાને સ્થળે પહોંચાડ્યા તથા પોતે સ્વર્ગમાં ગયો.

ઘુવડ બોલ્યો: સ્ત્રી સહિત રતિસંગમ સમયે, ગાન કરતી વખતે, જુગાર રમતી વખતે, પ્રવચન કરતી વખતે; લેવડદેવડના અને બીજા કોઈ પણ સામાજિક કે ધાર્મિક વ્યવહારમાં; ભોજન સમયે, અર્થ પ્રાપ્તિ થતી હોય ત્યારે; આય-વ્યયના વ્યવહારમાં હંમેશા શરમનો ત્યાગ કરવો. આ પ્રસંગોએ શરમાવાને કારણે આ કાર્યોમાં સફળતા મળતી નથી. સંકુચિત તથા ગૂઢ ભાવથી; લપાછુપાઇને, પડદા પાછળ રહીને, લાંબા-ટૂંકા હાથ કરીને, મોઢું પહોળું રાખીને, જીભ બહાર કાઢી ક્યારેય ગાવું નહીં. હાથ ઊંચો રાખી અથવા તો ઊંચે જોઈ ગાવું નહીં. અન્ય મનુષ્યો જોતાં હોય ત્યારે વારંવાર પોતાનાં અંગોને જોયા કરવાં નહીં. સ્વરના આરોહ-અવરોહ સમયે કેડમાંથી વાંકા વળવું નહીં; ગાન કરતા સમયે હસવું નહીં; રોષ કરવો નહીં, કાંપવું અથવા ધ્રૂજવું નહી, તેમ મનને બીજી વસ્તુઓના સ્મરણમાં પ્રવૃત્ત બનાવવું નહીં. મહાબુદ્ધિશાળી હે નારદ! ગાનયોગમાં આ ચેષ્ટાઓ શોભતી નથી, હે મુને! તાલ એક હાથ દ્વારા આપી શકાતો નથી; તે આપવા બંને હાથનો ઉપયોગ કરવો. ક્ષુધા, તૃષા તથા ભય દ્વારા પીડાયેલા એ ગાન કરવું નહીં; અંધકારમાં તો ક્યારેય ગાન ન કરવું. અહીં જણાવેલ અને બીજી કુચેષ્ટાઓ ગાનારે કરવી નહીં.

માર્કણ્ડેય બોલ્યા: 'ગાનબંધુ ઘુવડે નારદને આ મુજબ ઉપદેશ કર્યા પછી એક હજાર દિવ્ય વર્ષ પર્યંત ગાનવિદ્યાનું શિક્ષણ આપ્યું. ગીત તથા છંદ:શાસ્ત્રપ્રસિદ્ધ લઘુ-ગુરુ વર્ણને જણાવનાર પ્રસ્તારક વગેરે ક્રિયામાં અને વિભાગવાર નિષાદ, ઋષભ વગેરે સ્વરોને વ્યક્ત કરનાર વીણા વગાડવામાં નારદ પ્રવીણ બન્યા. તેમને સ્વરોના છત્રીસ હજાર ભેદોનું જ્ઞાન પ્રાપ્ત થયું. ગંધર્વ તથા કિન્નરોનો સમુદાય પ્રીતિથી તેમની સાથે જોડાયો. તે પછી મુનિ નારદે ઘુવડનો આભાર માનતાં તેને કહ્યું, હે ગાનબંધુ! આપ ગીતવિદ્યા-વિશારદ છો, આપના દ્વારા મને ગાનવિદ્યાની પ્રાપ્તિ થયેલી છે આથી આપનો ઋણી છું, મને ગાનવિદ્યાનું જ્ઞાન આપવા હું આપનો આભાર માનું છું. હે કાગડાઓના શત્રુ! હે મહા બુદ્ધિશાળી ગાનબંધુ! હે આચાર્ય! હું આપની શી સેવા કરું?

ગાનબંધુ બોલ્યો: હે બ્રહ્મન્! એક હજાર યુગનો એક કલ્પ થાય છે. આ કાલમાનમાં ચૌદ મનુઓ શાસન કરે છે. ચૌદ મનુઓનો શાસનકાળ તે બ્રહ્માનો એક દિવસ અથવા એક કલ્પ છે. દરેક કલ્પના અંતે પ્રલય થાય છે. તે વખતે ત્રૈલોક્યમાં તેમાં વિલીન થઈ જાય છે. બ્રહ્માના એક દિવસ સમાન મારું આયુષ છે. હે મહામુનિ નારદ! તેટલા સમય પર્યંત તમારા મનમાં મારા કલ્યાણનું ચિંતન કરતા રહેશો. મારા માટે તમારી આ જ સેવા છે ને એ જ મારા માટેની ગુરુદક્ષિણા છે.

નારદ બોલ્યા: હે ગાનબંધુ! આ કલ્પ પૂરો થયા પછી બીજા કલ્પની શરૂઆત થશે ત્યારે આપ વિષ્ણુના ગરુડરૂપ વાહન થશો; હે મહાપ્રાજ્ઞ! મહાબુદ્ધિશાળી હે ગાનબંધુ! આપનું કલ્યાણ થાઓ! હવે મને જવા માટે આજ્ઞા આપો. આપ મારા પર પ્રસન્ન થાઓ.

રાજા અંબરીષને માર્કણ્ડેય કહે છે: હે રાજન્! ગાનબંધુ ઘુવડને આ મુજબ કહી ભગવાન નારદ શ્વેતદ્વીપમાં જનાર્દન વિષ્ણુ પાસે ગયા તથા તેમને ગીત સંભળાવવા લાગ્યા.

તે સાંભળીને ભગવાન વિષ્ણુએ નારદને કહ્યું: 'હે નારદ! હજુ પણ તમે ગાનવિદ્યામાં તુંબરુ કરતાં વધારાની લાયકાત મેળવી શક્યા નથી. તમે ગાનબંધુ પાસે ગાનવિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરી તેના જ્ઞાતા છો તે

બરાબર છે, પણ તેના વિશેષજ્ઞ ક્યારે થશો તે કાળ હું તમને કહું છું. વૈવસ્વત મન્વંતરમાં અઠ્ઠાવીસમાં યુગમાં દ્વાપરના અંતે દેવકીમાં વસુદેવના કૃષ્ણ નામક પુત્રરૂપે યદુવંશમાં હું અવતીર્ણ થઇશ. તે વખતે તમે મારું સ્મરણ કરતા રહી મને પ્રાપ્ત થશો ત્યારે હું તમને ગાનવિદ્યામાં બધી રીતે પારંગત કરીશ તથા તમે તુંબરુ જેવું જ નહીં પણ તેના કરતાં પણ વધુ લાયકાત પ્રાપ્ત કરશો. તે કાળ પ્રાપ્ત થતાં સુધી તમે દેવો તથા ગંધર્વોને સારી રીતે ગાનવિદ્યા શીખવતા રહો!' આમ, કહી ભગવાન વિષ્ણુ અદશ્ય થયા ત્યારે મુનિએ તેમને નમસ્કાર કર્યા.

વિષ્ણુના સ્વરૂપ ભગવાન વાસુદેવની ભક્તિમાં રત, તપના નિધિરૂપ, બધા સદ્‌ગુણો દ્વારા અલંકૃત, વીણા વગાડવામાં આતુર, દેવો જેવા કાંતિવાળા દેવર્ષિ નારદ, તે પછી હરિના ગુણ ગાતા ખભે વીણા ભેરવી તે વગાડતા વગાડતા વરુણ, યમ, અગ્નિ, ઇન્દ્ર, કુબેર, વાયુ અને ઇશાન વગેરે બધા લોકોમાં ફરવા લાગ્યા. ગંધર્વો અને અપ્સરાઓ દ્વારા પૂજાતા તે દેવર્ષિ કેટલોક સમય વીત્યા બાદ બ્રહ્મલોકમાં જઈ પહોંચ્યા. ત્યાં ગીત તથા વાદ્યમાં નિશારદ હાહા તથા હૂહૂ નામક બે ગંધર્વો બ્રહ્માના દિવ્ય ગાયકો હંમેશા નિવાસ કરતા હતા.

વિષ્ણુના ગુણોનું સંકીર્તન કરતા કરતા નારદ તે બે ગંધર્વો પાસે ગયા. મહા તેજસ્વી મુનિશ્રેષ્ઠ નારદને બ્રહ્માએ આવકાર્યા તથા પૂજા કરી. નારદે બધા લોકોના પિતામહ બ્રહ્માને નમસ્કાર કર્યા તથા ત્યાર પછી તેઓ સમસ્ત લોકોમાં યથેચ્છ વિહાર કરવા લાગ્યા.

કેટલોક સમય ગયા પછી તેઓ વિહાર કરતા કરતા તુંબરુના નિવાસે પહોંચ્યા. વીણા લઈ મહામુનિ નારદે ત્યાં બેસી ગાવા માંડ્યું. ત્યાં ષડ્જ વગેરે સાત સ્વરો જાતે જ ક્રીડા કરતા હતા તે નિહાળીને ભગવાન નારદ ત્યાંથી તરત ચાલી નીકળ્યા. આ મુજબ ઘણે સ્થળે ફરતા રહેલ નારદ ખૂબ જ પરિશ્રમથી ગાનવિદ્યાનો ગૂઢ અભ્યાસ કર્યો. એટલામાં ગાનવિદ્યામાં નિપુણ નારદે નિષાદ તથા ઋષભ વગેરે સાત સ્વરોની સ્ત્રીઓને નિહાળીને પોતાની વીણા સંભળાવી, પણ વીણાના તારોને તે પ્રાપ્ત થઈ શકી નહીં; એટલે કે નારદે વીણાવાદન કર્યું પણ તેમાંથી તંત્રીસ્વરો નિષ્પન્ન થઈ શક્યા નહીં.

ચારે બાજુ વિચરણ કરનાર નારદ મહામુનિ ફરતા ફરતા રૈવતક પર્વત ઉપર કૃષ્ણની પાસે પહોંચ્યા. પૂર્વે શ્વેતદ્વીપમાંનો બધો વૃત્તાંત તેમણે કૃષ્ણને જણાવ્યો તથા ત્યાં નારાયણે ગાનયોગ વિષયમાં કહેલી વાત પણ કૃષ્ણને જણાવી. તે સુણી કૃષ્ણે હાસ્ય કરતાં હર્ષથી જાંબતી નામક પોતાની પત્નીને કહ્યું: 'સુણો છો કે! આ મુનિવર નારદ આપણે ત્યાં પધાર્યા છે; હે ભદ્રે! આમને વીણાગાન વિધિયુક્ત શીખવો.' તે સુણીને જાંબવતીએ હાસ્ય કરતાં કૃષ્ણને કહ્યું: 'ભલે! શીખવું છું!' તથા જાંબવતીએ મુનિ નારદને શાસ્ત્રીય પદ્ધતિથી ગાનની શિક્ષા આપી. ત્યાર પછી નારદ મુનિ ત્યાંથી ચાલ્યા ગયા.

એક વર્ષ બાદ ફરી તેઓ કૃષ્ણ પાસે આવ્યા તથા નમસ્કાર કરી તેમની સામે ઊભા રહ્યા; એટલે વળી શ્રીકૃષ્ણે નારદને કહ્યું: 'આવો! સત્યભામા પાસે આવી વિધિસર ગાનવિદ્યા શીખો!'

'બહુ સારું!' આમ કહી નારદ સત્યભામા પાસે ગયા. તેમને નમસ્કાર કરી નારદે ગાવા માંડ્યું. આથી સત્યભામા બોલ્યા: 'ના, તમને સ્વરજ્ઞાન નથી.' આમ કહી સત્યભામાએ તેમને ગાનવિદ્યા શીખવી.

એક વર્ષ વીત્યા પછી ફરી નારદ મુનિ કૃષ્ણ પાસે આવી ગાન કરવા લાગ્યા. તે સુણીને ગાનવિદ્યા ખૂબ જ સારી રીતે શીખવા શ્રીકૃષ્ણે નારદને રુક્મિણી પાસે જવા આદેશ આપ્યો. દાસીઓ નારદને રુક્મિણીના નિવાસે લઈ ગઈ. ત્યાં જઈ મહામુનિ નારદે ગાન કરવા માંડ્યું. એ સુણીને રુક્મિણીએ તેમને કહ્યું: 'હે મુનિ, તમે ગાઓ છો પણ તમને સ્વરજ્ઞાન નથી!' આમ બોલી દેવી રુક્મિણીએ ભારે શ્રમથી ત્રણ વર્ષ સુધી નારદને ગાનવિદ્યાની શિક્ષા આપી. ત્યાર પછી નારદે ગાન કર્યું એટલે તરત મહામુનિની વીણાના તંત્રીયોગને સ્વરસ્ત્રીઓની પ્રાપ્તિ થઈ. આથી વાણીના તારોમાંથી સ્વર યોગ્ય રીતે પ્રકટ થવા લાગ્યા. ભગવાન કૃષ્ણે ત્યાર પછી નારદને પોતાની પાસે બોલાવી સ્વયં ગાનયોગની ઉત્તમ શિક્ષા આપી. તેથી મુનિશ્રેષ્ઠ નારદ તુંબરુ કરતાં પણ ગાનવિદ્યામાં શ્રેષ્ઠ બન્યા. વધુ લાયકાત પ્રાપ્ત થવાને કારણે દેવર્ષિ નારદ કૃષ્ણરૂપ જનાર્દનને નમસ્કાર કરી આનંદથી નાચવા માંડ્યા.

ભગવાને હસીને નારદને કહ્યું: 'હે મહામુનિ! હવે તમે જ્ઞાનયોગના પૂર્ણ જ્ઞાતા બન્યા છો. સંગીતશાસ્ત્રના ગાનયોગથી તમે મારી નજીકમાં ગાન કરતા રહેજો! તમે જે વસ્તુ પ્રાપ્ત કરવા સ્તુતિ કરી હતી તે હવે તમને મળી ગઈ છે. તમે તુંબરુ સહિત મારા લોકમાં નિવાસ કરી ગાનથી હંમેશા મારાં નામનું સંકીર્તન કરજો.'

ભગવાને આ મુજબ કહ્યા બાદ નારદ મુનિ વિષ્ણુનું નામસંકીર્તન કરતા રહી ત્રૈલોક્ય વિહાર કરવા લાગ્યા.

જ્યારે કૃષ્ણ જગતના સ્વામી શિવની પૂજા કરતા ત્યારે તેમની આજ્ઞા દ્વારા ગાનવિદ્યા વિશારદ મહામુનિ નારદ રુક્મિણી,સત્યભામા, જાંબવતી તથા કૃષ્ણ સહિત શિવનાં નામનું સંકીર્તન કરતા.

સૂત પુરાણી શૌનક વગેરે ઋષિઓને કહે છે કે હે મુનિશ્રેષ્ઠો! નારદ મુનિને ગાનપ્રાપ્તિનો ક્રમ આ મુજબ તમને કહી સંભળાવ્યો. જે મનુષ્ય ભગવાન વિષ્ણુનું સ્તુતિગાન કરે છે તેને વિષ્ણુના લોકની પ્રાપ્તિ થાય છે તથા શિવનું ગાન કરનારાને રુદ્રલોકની પ્રાપ્તિ થાય છે. હરિ તથા હર સિવાયના બીજા કોઈ દેવની સ્તુતિ કરનારા નરકગામી બને છે. ભગવાન વાસુદેવની ભક્તિમાં રત રહી મન, વાણી તથા કર્મ દ્વારા તેમનું ગાન કરનારા અથવા તેને સાંભળનારા ભગવાન વિષ્ણુના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. વિષ્ણુના નામનું સંકીર્તન કરવાને કારણે વિષ્ણુના લોકની પ્રાપ્તિ થતી હોવાથી સંકીર્તન-ગાનને ઉત્તમ માનવામાં આવ્યું છે. ૧-૧૧૨

કર્મણા મનસા વાચા વાસુદેવપરાયણઃ।
ગાયન્ શૃણ્વંસ્તમાપ્નોતિ તસ્માદ્ ગેયં પરં વિદુઃ॥૧૧૨॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*

***'નારદને ઘુવડ પાસેથી ગાનવિદ્યાની પ્રાપ્તિ' નામનો ૩જો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૪થો

# વિષ્ણુભક્તનું વર્ણન



ઋષય ઊચુઃ ॥
વૈષ્ણવા ઇતિ યે પ્રોક્તા વાસુદેવપરાયણાઃ ।
કાનિ ચિહ્નાનિ તેષાં વૈ તન્નો બ્રૂહિ મહામતે ॥૧॥

ઋષિઓ બોલ્યાઃ મહા બુદ્ધિશાળી હે સૂત! ભગવાન વિષ્ણુની ભક્તિમાં રત રહેનારા વૈષ્ણવોનાં લક્ષણો કયા છે તે આપ અમને સંભળાવો. પૃથ્વી વગેરે ભૂતોને ઉત્પન્ન કરનાર ભૂતભાવન ભગવાન વિષ્ણુ તેમનું હિત કઈ રીતે કરે છે તે પણ હે સર્વજ્ઞ સૂત! અમને સંભળાવો.

સૂત બોલ્યાઃ હે ઋષિઓ! પૂર્વે રાજા અંબરીષે માર્કણ્ડેય મુનિને આ જ સવાલ પૂછ્યો હતો તથા માર્કંડેયે અંબરીષને જે કાંઈ જણાવ્યું હતું તે યોગ્ય રીતે હું તમને સંભળાવું છું.

રાજા અંબરીષને માર્કણ્ડેય કહે છેઃ હે રાજન્, તમે મને જે પૂછો છો તે વિષયમાં હવે બરાબર સુણો! વિષ્ણુભક્ત જ્યાં હોય ત્યાં વિષ્ણુ હંમેશા હોય જ છે. વિષ્ણુને દેવતારૂપ સમજીને તેમનું સ્મરણ કરનાર ભક્તો માટે વિષ્ણુ ચારે દિશામાં વ્યાપી રહેલ છે, વિષ્ણુના નામનું સંકીર્તન કરતાં જેને હંમેશા રોમાંચ થાય છે; જેના દેહે સ્વેદ તથા કંપ થાય છે; આંખમાં હર્ષનાં આંસુ ઊભરાઈ આવે છે; શ્રુતિ તથા સ્મૃતિએ કહેલ આચરણ કરનાર વિષ્ણુભક્તોને જોઈ જે આનંદિત થાય છે તે વૈષ્ણવ ગણાય છે.

વિષ્ણુરૂપ વિશ્વનાં દર્શન કરવા જતી વેળા દેહના રક્ષણ અર્થે પહેરેલ વસ્ત્ર સિવાય બીજા વસ્ત્ર દ્વારા જે દેહને ઢાંકતો નથી તથા વિષ્ણુના ભક્તને આવતો નિહાળીને જે તેની સામે જઈ ઊભો રહે છે તથા તેને ભગવાન વિષ્ણુની સમાન સમજી નમસ્કાર વગેરે કરે છે તેને વિષ્ણુભક્ત સમજવો. તે મનુષ્ય ત્રણેય લોકમાં વિજયી બને છે. સખત શબ્દો સાંભળવામાં આવે તો ભગવાન વિષ્ણુ જ તે બોલે છે, આમ સમજીને તે બોલનારાને નમસ્કાર કરી શાંતિથી ઉત્તર આપે છે, તેને વૈષ્ણવ સમજવો.

ભગવાન વિષ્ણુને પૂજાના વખતે ચડેલ ગંધ, પુષ્પ વગેરેને પ્રસાદરૂપે ગ્રહણ કરી તેને જે માનપૂર્વક પોતાના માથે ચડાવે છે તેને વૈષ્ણવ જાણવો.

વિષ્ણુના મંદિરમાં જઈ જે મનુષ્ય પ્રેમથી પુણ્યકર્મ કરે છે તથા શ્રદ્ધાથી વિષ્ણુપ્રતિમાનું મન, વાણી તથા કર્મ દ્વારા પૂજા કરે છે તે વિષ્ણુનો ભક્ત ગણાય છે.

જે મનુષ્ય નારાયણની ભક્તિમાં નિષ્ઠાવાન રહી પોતાની શક્તિ મુજબ વિષ્ણુભક્તને આદરથી ભોજન કરાવે છે તેને વિષ્ણુનો પરમ ભક્ત સમજવો.

વિષ્ણુભક્ત પ્રીતિથી જે મનુષ્યનું અનાજ ખાય છે તે અન્ન હરિના મુખમાં જ જાય છે, એમાં શંકા નથી. ભક્તવત્સલ ભગવાન પોતાના ભક્તનું પૂજન થતું નિહાળીને આનંદિત થાય છે. ભગવાન વિષ્ણુના નિષ્પાપ પવિત્ર ભક્તોનો અપરાધ કરતાં દેવો પણ ડરે છે તથા વંદનપૂર્વક તેનું શરણું લે છે.

આ વિશે વિષ્ણુભક્તોનો પ્રભાવશાળી ઇતિહાસ સુણો. ભૃગુના પુત્ર ચ્યવન વિષ્ણુના પરમ ભક્ત તથા નિષ્પાપ હતા. એક વખતે યમરાજે તેમનાં દર્શન કરવા જઈ તેમને નમસ્કાર કર્યા હતા; આથી મનુષ્યે વિષ્ણુભક્તોને સાક્ષાત્ વિષ્ણુના સ્વરૂપ સમજીને ભક્તિથી તેમની પૂજા કરવી. વિષ્ણુભક્તોનો આદર કરનાર મનુષ્ય ભગવાન વિષ્ણુનું સાન્નિધ્ય મેળવે છે, એમાં કાંઈ જ સંદેહ નથી. બીજા હજારો ભક્ત કરતાં વિષ્ણુભક્ત ઉત્તમ છે; વિષ્ણુના હજારો ભક્તો કરતા શિવનો ભક્ત ઉત્તમ છે, પરંતુ શિવના ભક્ત કરતાં લોકમાં વધારે ઉત્તમ બીજું કોઈ જ નથી, એમાં શંકા નથી; આથી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ — આ ચાર પુરુષાર્થ સિદ્ધ કરવાની અભિલાષાવાળા મનુષ્યે વિષ્ણુના અથવા તો શિવના ભક્તની શ્રદ્ધાથી પૂજા કરવી, તેમને હંમેશા માન આપવું. ૧-૨૧

તસ્માત્તુ વૈષ્ણવં ચાપિ રુદ્રભક્તમથાપિ વા।
પૂજયેત્સર્વયત્નેન ધર્મકામાર્થમુક્તયે॥૨૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'વિષ્ણુભક્તનું વર્ણન' નામનો ૪થો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૫મો



# અંબરીષ તથા તેની પુત્રી શ્રીમતીનું આખ્યાન

ઋષય ઊચુઃ॥
ઐક્ષ્વાકુરમ્બરીષો વૈ વાસુદેવપરાયણઃ।
પાલયામાસ પૃથિવીં વિષ્ણોરાજ્ઞાપુરઃસરઃ॥૧॥

ઋષિઓ બોલ્યાઃ ઇક્ષ્વાકુના વંશમાં અગાઉ અંબરીષ નામક એક નૃપ થઈ ગયો છે, તે હંમેશા ભગવાન વિષ્ણુની ભક્તિમાં રત રહી વિષ્ણુની આજ્ઞા મુજબ પૃથ્વીનું પાલન કરતો હતો, એવું અમે સાંભળ્યું છે; આથી મહાબુદ્ધિમાન હે સૂત! તેના વિષયમાં આપ જે જાણતા હો તે બધું અમને જણાવો. વળી અમે એમ પણ સાંભળ્યું છે કે તેના રાજ્યમાં ભગવાન વિષ્ણુનું ચક્ર શત્રુ, રોગ તથા ભય વગેરેનો હંમેશા નાશ કરે છે એવા પરમ ધાર્મિક મહાત્મા અંબરીષનું બધું ચરિત, હે મુનિશ્રેષ્ઠ સૂત! આપ મને કહી સંભળાવો. હે સૂત! તે રાજાનું માહાત્મ્ય, તેનો પ્રભાવ તથા તેના ઉત્તમ ભક્તિયોગના વિશે અમે શ્રવણ કરવા માગીએ છે. આથી તે સર્વ વિષયમાં પણ હે સૂત! આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ મુનિઓમાં સિંહરૂપ મુનિશાર્દૂલ હે ઋષિઓ! પરમજ્ઞાની તે અંબરીષ રાજાનું ચરિત તથા બધા પાપોનો નાશ કરનારું તેનું માહાત્મ્ય હું તમને કહું છું તે સુણો.

ત્રિશંકુની પ્રિય પત્ની તથા રાજા અંબરીષની માતા પદ્માવતી બધા શુભ લક્ષણો દ્વારા યુક્ત હતી તથા પવિત્ર આચારનું પાલન કરતા હતી. તે શેષનાગરૂપ પર્યંક ઉપર સૂતેલા, યોગનિદ્રાને અધીન થયેલા ભગવાન નારાયણનું, બ્રહ્માંડ કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માનું; તમોગુણરૂપ કાળરુદ્રનું, રજોરૂપ બ્રહ્માનું સત્ત્વગુણરૂપ તથા બધા દેવોથી પ્રણામ કરાયેલા સર્વવ્યાપી વિષ્ણુનું મન, વાણી તથા દેહનાં કર્મો દ્વારા

હંમેશા પૂજન કરતી. પુષ્પ, ગંધ તથા ધૂપ વગેરે તે સ્વયં વિષ્ણુને અર્પણ કરતી. મંદિરની જમીનને ગાયના છાણ દ્વારા સ્વયં લીંપતી હતી; જાતે જ તે પ્રસાદ બનાવતી. હંમેશા નારાયણનું સંકીર્તન કરતી તથા તે પતિવ્રતા હંમેશા 'અનંત' નામક ઉચ્ચાર કરતી. ગંધ, પુષ્પ વગેરે દ્વારા તેણે દશ હજાર વર્ષ પર્યંત શુદ્ધ હૃદયથી ભગવાન વિષ્ણુની પૂજા કરી. બધા પાપરહિત પવિત્ર વિષ્ણુના ભક્તોનું સદા પૂજન કરીને સત્કારથી તેમને દાન આપતી તથા ધન અને રત્ન વગેરે આપી તેમને સંતુષ્ટ કરતી.

એક સમયે દ્વાદશીના દિને ઉપવાસ કરી મહાભાગ્યવાન તે પદ્માવતી દેવી પતિ સાથે ભગવાન સમક્ષ સૂતી હતી. એટલામાં પુરુષોત્તમ વિષ્ણુ હાજર થઈ તેમને પૂછવા લાગ્યા: 'હે ભદ્રે! તમારી શું અભિલાષા છે? હે ભામિની! કાંતિમતી હે પદ્માવતી! તમને જે વરદાન જોઈતું હોય તે મારી પાસે માગો.'

તેણે ભગવાનને પોતાના સામે ઊભેલા જોઈ તેમની પાસે વર માગ્યું — 'હે ભગવન્! સદાચરણશીલ, આખી પૃથ્વી ઉપર શાસન કરનાર સાર્વભૌમ, મહાપરાક્રમી તથા પ્રતાપી અને વિષ્ણુનો પરમ ભક્ત પુત્ર મને પ્રાપ્ત થાય!'

ભગવાને 'તથાસ્તુ—ભલે તેમ થાય!' આવું કહી પદ્માવતીને એક ફળ આપ્યું.

ફળ મળેલું જોઈ તે જાગી ગઈ, બનેલો બધો વૃત્તાંત તેણે પતિને જણાવ્યો. ભગવાનનું સ્મરણ કરી આનંદથી તેણે ફળ આરોગ્યું.

સમય પ્રાપ્ત થતાં પદ્માવતીએ દેહ પર ચક્રના ચિહ્ન દ્વારા અંકિત, શુભ લક્ષણો દ્વારા યુક્ત, સદાચારશીલ, કુળવૃદ્ધિ કરનાર, ભગવાન વિષ્ણુની ભક્તિમાં આસ્થાવાળો, એવા પુત્રને જન્મ આપ્યો. પિતાએ પુત્રના જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા. લોકમાં તે પુત્ર રાજા અંબરીષનાં નામથી કીર્તિ પામ્યો. પિતાના મૃત્યુ બાદ તેનો રાજ્યાભિષેક થયો; પણ રાજ્યના કારભારમાં તેનું ચિત્ત ચોંટ્યું નહીં. આથી પોતાનું રાજ્ય મંત્રીઓને સુપરત કરી તેણે એક વર્ષ સુધી આકરી તપશ્ચર્યા આદરી. હૃદયકમળમાં વિરાજમાન તથા સૂર્યમંડળના મધ્યમાં રહેલા ભગવાન નારાયણના નામનો તે રાજા જપ કર્યા કરતો હતો. તેના તપ દ્વારા પ્રસન્ન થઈ શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરનારા, ચાર હાથોવાળા, પવિત્ર સુવર્ણ સમાન કાંતિમાન; બ્રહ્મા, વિષ્ણુ તથા શિવસ્વરૂપવાળા, બધા આભરણો દ્વારા યુક્ત, શ્રીવત્સચિહ્નવાળા ભગવાન વિષ્ણુ ગરુડની ઉપર બિરાજમાન થઈ તે રાજા પાસે આવી પહોંચ્યા. તેમણે પીતાંબર ધારણ કર્યું હતું.

ભગવાન વિષ્ણુએ ગરુડને ઐરાવત હાથીનું સ્વરૂપ આપ્યું તથા પોતે ઇન્દ્રનું રૂપ ધારણ કરી તેના ઉપર બિરાજમાન થયા હતા. રાજા અંબરીષ સામે હાજર થઈ તેઓ બોલ્યા: 'હે ભદ્ર! હું ઇન્દ્ર છું, બોલ! શું વરદાન આપું! હું બધા લોકોનો પરમાત્મા છું, તારી રક્ષા કરવા માટે હું આવ્યો છું.'

અંબરીષ બોલ્યો: 'હે શક્ર! તમને પ્રાપ્તિના હેતુથી હું અહીં તપ કરવા માટે બેઠેલો નથી; તમારું આપેલું હું લેવા ઇચ્છતો નથી. આથી તમે અહીંથી સુખથી તમારા સ્થાને પરત જાઓ! મારા સ્વામી તો ભગવાન વિષ્ણુ છે, તે વિશ્વપતિને હું પ્રણામ કરું છું. હે ઇન્દ્ર! તમે જાઓ. મારી બુદ્ધિમાં તમે ભ્રમ ઉત્પન્ન કરતા નહીં.'

અંબરીષનાં આ વચન સુણીને ભગવાન હસ્યા તથા તેમણે પોતાનું મૂળ રૂપ ધારણ કર્યું. તેમના હસ્તમાં શાર્ઙ્ગ ધનુષ, ચક્ર તથા નંદક નામક ખડ્ગ હતું. ગરુડ ઉપર આરૂઢ થયેલા તેઓ અન્ય નીલ પર્વત જેવા શોભતા હતા. દેવો તથા ગંધર્વો બધી બાજુએથી તેમની પ્રાર્થના કરતા હતા. રાજા અંબરીષ તેમને નમસ્કાર કરી ગરુડધ્વજ ભગવાન વિષ્ણુની પ્રાર્થના કરવા લાગ્યો: 'મારા સ્વામી હે જનાર્દન! લોકોના હે નાથ! હે ઈશ! હે કૃષ્ણ! હે વિષ્ણુ! આપ પ્રસન્ન થાઓ! સમસ્ત લોકોથી વંદિત હે જગન્નાથ! આપ આદિ પુરુષ છો, અનંત છો, આપ બધા પ્રાણીઓમાં નિવાસ કરી રહેલા છો, આપ સમર્થ છો, અમાપ છો, પરબ્રહ્મ છો, બધે વ્યાપ્ત વિભુ છો; પરાક્રમરૂપ વિષ્ણુ છો; ગોવિંદ છો; કમળ સમાન આંખવાળા છો; મહેશ્વરના વામ ભાગના દેહથી ઉત્પન્ન થયેલ છો; આપની નાભિમાં કમળ છે, આપ હૃદયાકાશમાં યોગીઓને પ્રાપ્ત થાઓ છો, ગગનમાં ગમન કરો છો આથી ખગ છો. પિતૃઓને ઉદ્દેશી અપાયેલી કવ્યરૂપ આહુતિ આપ તેમને પહોંચાડનાર કવ્યવાહ છો, ભૈરવરૂપ કપાલી છો; દેવોને ઉદ્દેશી અપાયેલ હવ્યરૂપ આહુતિ આપ દેવોને પહોંચાડનાર હવ્યવાહ છો, પ્રભંજન રૂપ મહાવાયુ છો, આદિદેવ છો; ક્રિયાના આનંદરૂપ છો; પરમાત્મારૂપે આપના સ્વયં સ્વરૂપમાં સ્થિત છો, હું આપના શરણે આવેલો છું. હે ગોવિંદ! હે દેવકીનંદન! આપનો જય થાઓ! હે કમળ સમાન આંખવાળા જગન્નાથ! આપ મારી રક્ષા કરો. આપના સિવાય મારી બીજી કોઈ ગતિ નથી, આપ જ મારા માટે શરણરૂપ છો, આપને પ્રણામ છે.'

સૂત બોલ્યા: ભગવાન વિષ્ણુએ તેને કહ્યું: 'હે સદાચરણશીલ રાજન્! તારી શું અભિલાષા છે? તું મારો ભક્ત છે; જે કાંઈ પ્રાપ્ત કરવાની તારી મહેચ્છા હોય તે મને જણાવ. હું તને બધું કાંઈ અર્પીશ! મને ભક્તિ વહાલી છે આથી તને જે કાંઈ જોઈતું હોય તે તને આપવા હું અહીં આવેલ છું!'

અંબરીષ બોલ્યો: હે લોકનાથ! મારી મતિ સ્થિર છે, મન, વાણી તથા દેહથી હું વિષ્ણુભક્તિમાં હંમેશા રત છું. દેવોના દેવ ભગવાન શિવના આપ ભક્ત છો એ રીતે હે જનાર્દન! હે વિષ્ણુ! હું આપનો ભક્ત છું. હું વિશ્વને વિષ્ણુભક્તમયી બનાવી ધરાનું પાલન કરીશ. યજ્ઞ, હોમ તથા પૂજન વગેરેથી હું દેવોને સંતોષીશ, વૈષ્ણવોની રક્ષા કરીશ તથા તેમના શત્રુઓનો નાશ કરીશ.

શ્રીભગવાન બોલ્યા: 'તમારી કામના પૂર્ણ થાઓ! આ દુર્લભ સુદર્શન ચક્ર મને અગાઉ રુદ્રકૃપાને કારણે મળ્યું છે, તે ઋષિઓના શાપને કારણે ઉત્પન્ન થયેલ દુઃખ, શત્રુ તથા રોગ વગેરેનો હંમેશા વિનાશ કરશે.' આમ કહી વિષ્ણુ અદૃશ્ય થયા.

સૂત બોલ્યા: ભગવાન વિષ્ણુના વચન સુણીને રાજા અંબરીશ આનંદિત થયો તથા તેમને વંદન કરી તે અયોધ્યા નગરીમાં રહીને પ્રજાપાલન કરવા લાગ્યો. તેણે બ્રાહ્મણ વગેરે વર્ણના મનુષ્યોને પોતપોતાના કર્મમાં નિયુક્ત કર્યા. તે હંમેશા વિષ્ણુભક્તિમાં આસક્ત રહી વિષ્ણુના પવિત્ર ભક્તોનું પાલન કરતો. તેણે અનેક અશ્વમેધ તથા વાજપેય યજ્ઞ કર્યા. સમુદ્રથી ઘેરાયેલ પૃથ્વીનું આ મુજબ તે પાલન કરતો રહ્યો. ઘેરઘેર આ હરિનાં મંદિર બન્યાં. દરેક ઘરમાં વેદઘોષ થવા લાગ્યા. હરિનાં નામનું સંકીર્તન થતું તથા તે રાજાના રાજ્યમાં યજ્ઞો થતા હોવાને કારણે તેમનો ઘોષ ચોતરફ સંભળાતો. તેના રાજ્યમાં દુકાળ પડતો નહીં, આથી ધાન્ય તથા તૃણ રહિત જમીન ક્યાંય દેખાતી જ નહીં. આખી પૃથ્વી તૃણ તથા ધાન્યથી

હંમેશા છવાયેલી રહેતી. તેની પ્રજા રોગરહિત તથા બધા પ્રકારના ઉપદ્રવોથી રહિત હતી. મહા પ્રતાપી અંબિરષ ન્યાયથી પ્રજા પર શાસન કરતો હતો તથા પૃથ્વીનું પાલન કરતો હતો.

એટલામાં બધું શુભ લક્ષણોથી યુક્ત તથા દેવમાયા સમાન સુંદર તે રાજાની શ્રીમતી નામક કન્યા વિવાહ યોગ્ય આયુને પ્રાપ્ત થઈ. તે વખતે નારદ તથા પર્વત નામક બે મુનિઓ રાજા અંબરીષને ત્યાં અતિથિરૂપે પધાર્યા. રાજાએ તેમને વંદન કરી તે બંનેનું વિધિસર પૂજન કર્યું.

વાદળોમાં વીજળી ચમકે તે મુજબ તે સુંદર કન્યાને ત્યાં ચપળતાથી ક્રીડા કરતી નિહાળીને મરક મરક હાસ્ય કરતા નારદ રાજાને પૂછવા લાગ્યા: 'હે રાજન્! દેવોની દીકરી સમાન આ મહાભાગ્યશાળી કન્યા કોણ છે! ધર્મનું પાલન કરનારાઓમાં ઉત્તમ હે રાજન્! સામુદ્રિક બધા શુભ લક્ષણોથી યુક્ત આ કન્યા કોણ છે તે જણાવો તો ખરા!'

રાજા બોલ્યો: 'હે વિભો! એ મારી પુત્રી છે; એનું નામ શ્રીમતી છે. વિવાહ કરવા યોગ્ય આયુને એ પ્રાપ્ત થઈ છે આથી એના માટે વરની શોધ કરું છું.'

રાજાએ આ મુજબ કહ્યું. આથી નારદને તે કન્યા પ્રાપ્ત કરવાનું મન થયું. મુનિ પર્વતે પણ તેની ઝંખના કરી. ધર્માત્મા નારદે રાજાને એકાંતમાં બોલાવી કહ્યું: 'આ તમારી કન્યા સાથે મારા લગ્ન કરાવો!'

પર્વત મુનિએ પણ રાજાને એકાંતમાં એ જ મુજબ કહ્યું. આ મુજબ તે બંને મુનિઓની વાત સુણીને ધર્માત્મા અંબરીષ ખેદ પામ્યો. તથા તેમને નમસ્કાર કરી ભયયુક્ત વિહ્વળ બની કહેવા લાગ્યો: 'આપ બંને મહાનુભાવો મારી કન્યાની કામના કરો છો આથી મારે હવે શું કરવું? હે મહાપ્રાજ્ઞ નારદ! તથા હે પર્વત મુનિ! તમે મારી વાત સુણો મારી એ સુંદર કન્યા તમારા બેમાંથી તેને ગમે તે જે એકની પસંદગી કરશે તેને હું આપીશ! આના સિવાય મારી પાસે અન્ય કોઈ રસ્તો નથી!'

'ભલે તેમ કરજો, જેવી તમારી ઇચ્છા! અમે બંને જણ આવતીકાલે આવીશું!' આમ કહીને બંને મુનિઓ આનંદ અનુભવતા ત્યાંથી ચાલ્યા ગયા.

જ્ઞાનીઓમાં ઉત્તમ તે બંને મુનિઓ વિષ્ણુના પરમ ભક્ત હતા. નારદમુનિ ત્યાંથી વિષ્ણુના લોકમાં ગયા. ભગવાન વિષ્ણુને વંદન કરી તે કહેવા લાગ્યા: 'હે નાથ! હે નારાયણ! હે પ્રભો! મારી એક વાત સાંભળવા લાયક છે. હે ભગવન્! આપ જરા અહીં એક તરફ આવો તો એકાંતમાં એ વાત જણાવું; હે ભુવનેશ્વર! આપને વંદન છે.'

નારદની આ વાત સુણીને ભગવાનને હાસ્ય ઉપજ્યું. તેમણે પોતાની પાસે બેઠેલા બધાને બહાર મોકલ્યા. ત્યાર પછી મુનિને કહ્યું: 'બોલો, શું કહેવું છે, શું વાત છે?' આથી નારદ કહેવા લાગ્યા: 'એક આપનો પરમ ભક્ત અંબરીષ નામક રાજા છે; તેને શ્રીમતી નામની વિશાળ ચક્ષુવાળી એક કન્યા છે. તેની સાથે લગ્ન કરવાની ઇચ્છાને કારણે હું તે રાજાને ત્યાં ગયો હતો. વળી હજુ આગળ સુણો. તપના નિધિરૂપ પર્વત નામક એક મુનિ જે આપના સેવક છે, તે પણ તેને પરણવા માગે છે, આથી મહાતેજસ્વી રાજા અંબરીષે અમને બંનેને જણાવ્યું છે કે: 'તમારા બનેમાંથી જે રૂપસુંદર વરને મારી કન્યા સ્વયંવરમાં વરમાળા પહેરાવશે તેને હું કન્યા આપીશ!' રાજાએ અમને આ મુજબ કહ્યું ત્યારે, 'ભલે, તેમ કરજે! હું

આવતી કાલે સવારે તમારા ઘેર આવીશ!' આમ કહી હે જગન્નાથ! બીજે ક્યાંય ન જતાં સીધો હું આપની સમીપ જ ચાલ્યો આવું છું. આથી મારું કાર્ય થઈ જાય એવું કરો. એટલા માટે હું આપને એક યુક્તિ બતાવું! એ પર્વત મુનિનું મોં વાંદરા સમાન બની જાય તેમ કરો! જગતના હે નાથ! જો આપ મારું હિત ઇચ્છતા હો, તો જરૂર આ મુજબ આપ કરી આપો!'

નારદની આ વાત સુણીને ભગવાન હસ્યા. પછી તેમણે નારદને કહ્યું— 'ભલે, તમે કહો છો તેમ કરી આપીશ! હે સૌમ્ય! હવે સુખથી તમારા ઘેર જાઓ!'

ભગવાને મુનિને આ મુજબ કહ્યું આથી નારદે પોતાને કૃતકૃત્ય સમજીને તેમને વંદન કર્યા તથા રાજા અંબરીષને ત્યાં જવા અયોધ્યા તરફ પ્રયાણ કર્યું.

નારદ મુનિના ગયા બાદ મહામુનિ પર્વત ભગવાન વિષ્ણુ પાસે પધાર્યા. તેમને વંદન કરી હૃદયમાં રાજી થતા એકાંતમાં તેઓ વિષ્ણુને કહેવા લાગ્યા: 'ભગવન્! હું જે કન્યાની સાથે લગ્ન કરવા માંગુ છું તેને નારદ પણ પરણવા ઝંખે છે. આથી તેમનું મોં કાળા મોઢાના માંકડા સમાન થઈ જાય તેમ કરો!'

આ સુણીને ભગવાને તેમને કહ્યું: 'ઠીક! તે પ્રમાણે કરીશ! હવે તમે ત્વરાથી અયોધ્યા સિધાવો! તથા જુઓ, એક વાત કહું— 'તમે મારો મેળાપ કર્યો છે' આ વાત નારદને જણાવશો નહીં!' 'ના, ના, નારદને આ વાતની જાણ નહીં થવા દઉં!' આમ કહી મહામુનિ પર્વતે અયોધ્યા તરફ પ્રયાણ કર્યું.

બંને મુનિઓ આવી ગયા છે એમ જાણી રાજા અંબરીષે અનેક જાતનાં મંગળદ્રવ્યો દ્વારા પુષ્પો, ધજા તથા પતાકાઓથી તથા ભાતની ધાણી-લાજા વિખેરાવી અયોધ્યા નગરીને શણગારી. ઘરનાં આંગણા, બજારો અને રાજમાર્ગોમાં પાણીનાં છંટકાવ કરવામાં આવ્યો. દિવ્ય ગંધયુક્ત ધૂપ કરવામાં આવ્યા. સ્વયંવરના સભાના મંડપના સ્તંભોને મણિઓથી સુશોભિત કરવામાં આવ્યા. પુષ્પમાળાઓ તથા તોરણે લટકાવવામાં આવ્યાં, સુંદર ગાલીચા તથા રેશમી ગાદીઓ પાથરી તેના ઉપર તકિયા મૂકવામાં આવ્યા. ઉત્તમ જાતનાં દિવ્ય ભદ્રાસનો તથા સુખદાયક બેઠકોની ગોઠવણી કરવામાં આવી.

ત્યાર પછી લક્ષ્મીની ચક્ષુ સમાન વિસ્તીર્ણ નેત્રોવાળી, નાના પેટવાળી, કોમળ પાંચ અંગયુક્ત, બધા અલંકારોથી અલંકૃત કરેલ, સુંદર મુખવાળી તથા સ્ત્રીઓથી વીંટળાયેલ પોતાની શ્રીમતી નામક દિવ્ય કન્યાને લઈ રાજા અંબરીષ સ્વયંવર સભાના મંડપમાં પ્રવેશ્યો. મરકતમણિ, હીરા, વૈડૂર્ય, નીલમ, ગોમેદ, માણેક, મોતી તથા પ્રવાલ વગેરે રત્નો દ્વારા વિભૂષિત આસનોવાળા સમૃદ્ધ સ્વયંવર મંડપમાં દેશવિદેશના રાજાઓ તથા સમર્થ પુરુષો પધાર્યા અને સુખાસનો પર વિરાજીત થયા.

ત્યાર બાદ ત્રણેય વેદોની વિદ્યાને જાણનાર, વિષ્ણુના પરમ ભક્ત તથા બ્રહ્માના ઉત્તમ પુત્ર નારદ પણ મહામુનિ પર્વત સહિત તે સ્વયંવરના મંડપમાં પધાર્યા. તેમને આવેલા જોઈ ભ્રાંતચિત્તવાળા રાજાએ તેમને બેસવા દિવ્ય આસન અર્પણ કર્યા તથા તે બંનેને સત્કારી તેમની પૂજા કરી. જ્ઞાનીઓમાં ઉત્તમ તે બંને દેવર્ષિ સિદ્ધ મુનીશ્વરો કન્યાની પ્રાપ્તિની ઇચ્છાને કારણે સ્વયંવરના મંડપમાં બેઠેલ હતા; તે વખતે અંબરીષ રાજા કમળના પત્ર સમાન આંખવાળી પોતાની યશસ્વિની પવિત્ર શ્રીમતી નામક કન્યાને લઈ તે મુનિઓ સામે આવ્યા. તેણે તે બંને મુનિશ્રેષ્ઠોને વંદન કર્યા ત્યાર પછી પોતાની કન્યાને ઉદ્દેશી કહેવા

લાગ્યો: 'આ બંને મુનિઓમાંથી જેમને પણ તું મનથી પરણવાની ઇચ્છા રાખતી હોય તેમના ગળામાં આ વરમાળા વિધિથી અર્પણ કરી હે ભદ્રે તેમને નમસ્કાર કર!'

પિતાએ આ મુજબ કહેતાં સ્ત્રીઓ દ્વારા વીંટળાયેલ સુંદર નયનવાળી કન્યા સોનાની દિવ્ય વરમાળા લઈ બંને મુનિઓ સામે આવી ઊભા રહી તથા નારદનું કાળા મોઢાના માંકડા સમાન તથા પર્વત મુનિનું વાંદરા સમાન મોં જોઈ વાવાઝોડાને કારણે કેળનું ઝાડ કંપવા લાગે તે મુજબ કંપવા લાગી અને ત્રસ્ત થઈ. બેબાકળી થયેલી કન્યાને રાજા કહેવા લાગ્યો — 'વત્સે! જોયા શું કરે છે, આ બંને મુનિઓમાંથી ગમે તે એકને ઉદ્દેશી માળા અર્પણ કર!'

ત્રાસ પામેલ કન્યા પોતાના પિતાને કહેવા લાગી — 'પિતાજી! હું તો અહીં નરના આકારના બે વાંદરાઓને બેઠેલા નિહાળું છું. મુનિશ્રેષ્ઠ નારદ અથવા પર્વત મુનિ મને અહીં દેખાતા નથી. આ બેની વચ્ચે બેઠેલ સોળ વર્ષથી પણ ઓછી આયુના એક માણસને જોઉં છું, અળસીના પુષ્પ સમાન કાંતિમાન તેમનો વર્ણ છે, તેમણે બધી જાતના અલંકાર ધારણ કરેલ છે. તેમના હાથો દીર્ઘ છે, નયન વિશાળ છે, છાતી ઉપસેલી છે; કટિ તથા ગ્રીવા રેખાઓ દ્વારા અંકિત છે; તેમનાં વિસ્તૃત લોચનના છેડાઓ રક્તવર્ણના છે; નમાવેલ ધનુષ સમાન બંને ભ્રમર છે, ઊંડી નાભિ તથા ત્રિવલી દ્વારા શોભતું સુંદર ઉદર છે. સોનાના તંતુઓ દ્વારા બનેલ વસ્ત્ર ધારણ કરેલ છે; રત્ન સમાન સુંદર નખ વચમાંથી ઉપસેલા છે; હાથ, મોં તથા આંખ કમળ સમાન છે; નાક તલના પુષ્પ સમાન સુંદર છે, હૃદય તથા નાભિ પદ્મ સમાન કોમળ છે; માથા પર ઘૂંઘરાળા વાળ છે; કુંદપુષ્પની કળી જેવી દંતપક્તિ દ્વારા હાસ્ય વેરતા તથા મારી સામે જોતા તેમણે પોતાના જમણો હસ્ત મારી સામે લંબાવેલો છે.'

આ મુજબ બોલતી, ભ્રમિત ચિત્તવાળી તથા કેળની જેમ કંપન કરતી પોતાની કન્યાને જોઈ રાજાએ કહ્યું, 'હે વત્સે! તારી હવે શું ખેવના છે, તું શું કરવા ઇચ્છે છે?'

રાજાએ કન્યાને આ મુજબ કહ્યું. આથી નારદના મનમાં શંકા ઉત્પન્ન થઈ તેથી તેઓ કન્યાને પૂછવા લાગ્યા: 'એ તો બધું બરાબર છે. પરંતુ તમે મને એક વાત જણાવો કે તમે જે પુરુષને નિહાળો છો તેને હાથ કેટલા છે, ખરેખર તમે જોતાં હો તો મને જણાવો!'

સુંદર હાસ્યવાળી કન્યા બોલી: 'હું તેના બે હસ્ત જોઉં છું!'

આ સુણીને પર્વતમુનિએ કન્યાને પૂછ્યું, 'તે પુરુષની છાતીમાં હે સુંદરી! તમે શું નિહાળો છો! તે મને કહો! વળી તેના બાહુમાં શું છે, તે પણ જણાવો.'

કન્યા બોલી: 'છાતીમાં એક ઉત્તમ માળા તથા હાથમાં ધનુષ તથા બાણ દેખાય છે.'

કન્યાએ મુનિઓને આ મુજબ કહ્યું ત્યારે તે બંને મનમાં વિચારવા માંડ્યા: 'હા, ઠીક છે, જરૂર આ ગમે તેની માયાનું કર્મ છે; તથા આ માયા કોઈ માયાવી તસ્કરની છે, અને કન્યાનું અપહરણ કરનારા એ તસ્કર અન્ય કોઈ નહીં પણ જનાર્દન વિષ્ણુ ભગવાન પોતે જ છે, એ સ્વયં જ અહીં આવ્યા છે; એમણે જ અમારાં મોં વિકૃત કરી દીધા છે.' નારદ હવે સમજી ગયા કે તે કારણે જ તેમનું મોં કાળા મોંના માંકડા સમાન થયું છે; પર્વત મુનિ પણ તેમનું મોં વાંદરા સમાન થઈ જવાનું સમજીને ખૂબ જ ચિંતામાં પડ્યા.

ત્યાર બાદ રાજાએ નારદ અને પર્વત મુનિને પ્રણામ કરી પૂછ્યું: 'આપ બંને મહાનુભાવોએ આ શું કર્યું! આપની બુદ્ધિમાં મોહ શાને કારણે ઉત્પન્ન થયો! આપ મારી કન્યાને પરણવા તૈયાર થયા છો તો હવે આપ સ્વસ્થ બનો!'

આ સુણીને તે બંને ઉત્તમ મુનિઓએ રાજાને ચોખ્ખું કહ્યું કે, 'તમે જ અમારી બુદ્ધિને મોહ પમાડો છો, અમારું કહેવું તો એ છે કે આ કન્યા અમારા બંનેમાંથી કોઈ પણ એકને પરણે! આમાં મોડું થવું ન જોઇએ.'

ત્યાર પછી કન્યાએ ફરી ઇષ્ટ દેવતાને નમસ્કાર કર્યા તથા બધા આભરણો દ્વારા યુક્ત, અળસીના પુષ્પ સમાન વર્ણવાળા, દીર્ઘ હાથ, પુષ્ટ દેહવાળા, તથા કાન સુધી વિસ્તરેલા નયનવાળા પ્રથમ નિહાળ્યા હતા તે જ પુરુષ–વિષ્ણુને પોતાની માયા સહિત બંને મુનીશ્વરોની વચ્ચે ઊભા રહેલ જોઈ તેમના જ ગળામાં વરમાળા અર્પણ કરી. તે પ્રસંગ બન્યા બાદ એ કન્યાને કોઇએ ફરી જોઈ નહીં.

ત્યાર પછી ખાસ પ્રકારનો ધ્વનિ થયો. તે સુણીને બંને મુનિઓ અચરજ પામ્યા. કન્યાને લઈ ભગવાન વિષ્ણુ પોતાના સ્થાને ચાલ્યા ગયા. શ્રીમતી બંને મુનિઓનો તિરસ્કાર કરી વિષ્ણુ સહિત ચાલી ગઈ. આથી તે મુનિઓ ખેદ પામી વિષ્ણુન નિવાસે ગયા.

બંને મુનિઓને પોતાને ત્યાં આવેલ નિહાળી વિષ્ણુએ શ્રીમતીને અંતર્ધાન થઈ જવા જણાવ્યું તથા વિષ્ણુની આજ્ઞાથી હાસ્ય કરતાં તે અદૃશ્ય બની ગઈ.

નારદ આવ્યા અને ભગવાન વિષ્ણુને નમસ્કાર કરી કહેવા લાગ્યા: 'વાહ, ભગવાન! વાહ! આપે તો આજે મારું તથા મુનિ પર્વતનું કલ્યાણ કરી દીધું! અમારી બુદ્ધિને મોહ પમાડી હે સુરશ્રેષ્ઠ! અમને છેતરી કન્યાનું અપહરણ કર્યું.' આપે તો અમારું ગમતું કાર્ય કરવાનું કહ્યું તે અમારું શું પ્રિય થયું?'

આ સુણીને ભગવાન વિષ્ણુએ બંને હસ્તોથી કાન ઢાંકીને તે મુનિઓને કહ્યું: 'તમે આ શું બોલો છો અરે! આ તો કામભાવ કહેવાય! જ્યારે તમે તો મુનિવૃત્તિ ધારણ કરી રહેલા છો!'

તેથી નારદમુનિ ભગવાન વિષ્ણુના કાન પાસે મોં રાખી તેમના કાનમાં ધીમેથી બોલ્યા: 'તો પછી મારું મોં કાળા મોઢાના માંકડા સમાન આપે શા કારણે કરી દીધું!'

ભગવાને પણ આ જ પ્રમાણે નારદના કાનમાં કહ્યું: 'હે વિદ્વાન! પર્વત મુનિનું મોં પણ મેં વાંદરાના મોં જેવું કર્યુ છે. માંકડાના મોં સમાન તમારું મોં મેં તમારા ભલા માટે જ કર્યું છે.'

પર્વત મુનિએ પણ પોતાની ફરિયાદ રજૂ કરી. બંને મુનિઓની વાત સુણીને ભગવાન વિષ્ણુએ તેમને કહ્યું: 'મેં તમારા બંનેના હિતનું કાર્ય કર્યુ છે, તથા મેં સત્યનિષ્ઠાથી વર્તન કર્યું છે.'

ધર્માત્મા નારદ બોલ્યા: 'અરે ભગવન્! સાંભળો તો ખરા, એ કન્યાને તો કોઈ ધનુર્ધારી પુરુષ હરી ગયો છે!'

આ સુણીને વિષ્ણુએ કહ્યું: 'ઘણા માયાવી મહાત્માઓ છે, એમની માયાને કારણે હે ઉત્તમ મુનિઓ! તે શ્રીમતી અંતર્ધાન થઈ ગઈ છે. હું તો ચાર હાથોવાળો છું, હંમેશા મારા હસ્તમાં ચક્ર ધારણ કરી રહું છું તથા મને તો તે કન્યા પ્રાપ્ત કરવાની અભિલાષા હતી જ નહીં, આ તો તમે જાણો છો!'

વિષ્ણુ ભગવાને આમ કહ્યું એથી મુનિઓ તેમને આદરથી નમસ્કાર કરી કહેવા લાગ્યા: 'વિશ્વના સ્વામી હે નારાયણ! હે વિષ્ણુ! આમાં આપનો કોઈ વાંક નથી; બધો વાંક એ દુરાત્મા રાજા અંબરીષનો જ છે તથા તેણે અમારી સાથે કપટ કર્યું છે; આમ કહી નારદ તથા પર્વત મુનિ ભગવાન પાસેથી સીધા અંબરીષ પાસે પહોંચ્યા તથા તેને શાપ આપ્યો.

વળી તેમણે રાજાને કહ્યું કે, 'તમે તમારી કન્યાના સ્વયંવરમાં અમને બોલાવ્યા, પણ કન્યા તો તમે અન્ય કોઇને જ અર્પણ કરી; તમે માયાજાળ રચી અમને છેતર્યા છે આથી તમે અંધકારમાં અટવાશો! તથા તમે અજ્ઞાનના આવરણમાં આવી જઈ પોતાની જાતને પણ યોગ્ય રીતે જાણી શકશો નહીં!' આ મુજબ શાપ આપતાં જ અંધકાર થઈ ગયો; પણ રાજા અંબરીષ વિષ્ણુભક્ત હતો એથી તેની રક્ષા કરવા શીઘ્ર ત્યાં વિષ્ણુના ચક્રનો પ્રાદુર્ભાવ થયો. ચક્રના ભયને કારણે બંને મુનિઓ નાસવા માંડ્યા. પણ ચક્ર તેમની પાછળ પડેલું હતું તે નિહાળીને તે મુનિઓ એકમેકને કહેવા લાગ્યા: 'અહો! આપણને કન્યા પ્રાપ્ત થઈ ગઈ! જુઓને આ ચક્ર આપણી પાછળ પડ્યું છે!' આમ કહીને તેઓ ત્વરાથી દોડવા લાગ્યા. દોડતા દોડતા તેઓ 'હે ગોવિંદ! અમને બચાવો! બચાવો!' આમ બોલી વિષ્ણુના લોકમાં ગયા. ત્યાં જઈ તે બંને મુનિઓ ભગવાનની પ્રાર્થના કરતા કહેવા લાગ્યા: 'હે નારાયણ! હે જગત્પતે! વાસુદેવ! હૃષીકેશ! પદ્મનાભ! જનાર્દન! પુંડરીકાક્ષ! હે પુરુષોત્તમ! આપ અમારા સ્વામી છો, અમારા રક્ષક છો, અમારા બંનેની રક્ષા કરો!'

તેથી સદા ધ્યાન કરવા લાયક, શ્રીવત્સ લાંછન, ભગવાન વિષ્ણુએ ભક્તો ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાને કારણે ચક્ર અને અંધકારનું નિવારણ કર્યું. તેઓ વિચારવા લાગ્યા કે, 'જેમ અંબરીષ મારો ભક્ત છે તે પ્રમાણે આ બંને મુનિઓ પણ મારા ભક્ત છે. આથી આ બંનેનું તથા રાજાનું હવે મારે હિત સાધવું જોઇએ!'

તેથી ભગવાન વિષ્ણુએ અંધકારને પણ પોતાની પાસે બોલાવ્યો અને આનંદિત વાણીથી તેઓ કહેવા લાગ્યા: 'મારી આ વાત સુણો, નારદ ઋષિએ રાજાને આપેલ શાપ અને મેં રાજાને તેના રક્ષણ અર્થે આપેલું વરદાન મિથ્યા થાય નહીં.

અંબરીષના પુત્ર નહુષનો પૌત્ર નાભાગ તથા તેનો પૌત્ર દશરથ નામક મહાયશસ્વી ધાર્મિક રાજાને ત્યાં તેના જ્યેષ્ઠ પુત્ર 'રામ'ના નામથી હું અવતરીશ. ભરત મારા જમણા હસ્તરૂપે તથા શત્રુઘ્ન મારા ડાબા હસ્તરૂપે હશે. બાકી રહ્યો તે લક્ષ્મણ કહેવાશે. તે વખતે હે તમ! હે અંધકાર! તું મારી પાસે આવજે. હમણાં તો તું રાજા અંબરીષ તથા બંને મુનિઓને મુક્ત કરી અહીંથી ચાલ્યો જા!' નાશરૂપી અંધકારને વિષ્ણુએ આ મુજબ કહ્યું. આથી તે ત્યાંથી શીઘ્ર ચાલ્યો ગયો. ત્યાર પછી ભગવાને ચક્રને પણ પાછું વાળી દીધું; બંને મુનિઓ ભયમાંથી મુક્ત થયા તથા ભગવાન વિષ્ણુને નમસ્કાર કરી શોક દ્વારા સંતાપ પામેલ તેઓ પણ પોતાના સ્થાને ચાલ્યા ગયા. રસ્તામાં એકમેકને તેઓ કહેવા લાગ્યા કે, 'આજથી હવે શરીરનો અંત થાય ત્યાં સુધી આપણે કોઈ પણ કન્યા સાથે લગ્ન કરવાનું નામ નહીં લઇએ!' આ મુજબ બંને પ્રતિજ્ઞા કરી યોગાભ્યાસમાં પહેલાંની જેમ તલ્લીન બની ગયા.

અંબરીષ રાજા પણ પૃથ્વીનું પાલન કરી પોતાનાં સગાંસંબંધીઓ અને નોકરવર્ગ સાથે વિષ્ણુના લોકમાં પહોંચ્યા.

વિષ્ણુ ભગવાન રાજા અંબરીષ, નારદ તથા પર્વત મુનિના માન અર્થે દશરથપુત્ર 'રામ'રૂપે અવતાર થયો તથા અલૌકિક વ્યવહારને કારણે તેમણે રાજ્યનો વહીવટ કર્યો.

ભગવાન વિષ્ણુનાં દર્શન કરી ભૃગુ આદિ અને બીજા મુનિઓ કહેવા લાગ્યા કે, જ્ઞાનીજનોએ માયાનું કાર્ય કરવું નહીં.

નારદ તથા પર્વત મુનિને વિષ્ણુની માયા તથા તેમના કાર્ય અંગે ઘણા સમય બાદ ખબર પડી. તેમના કાર્ય દ્વારા ક્રોધિત થયેલ તે બંને મુનિઓ શિવની ભક્તિ કરવા લાગ્યા અને શિવભક્ત બન્યા.

શૌનક વગેરે ઋષિઓને સૂત પુરાણી કહે છે: 'હે ઋષિઓ! અંબરીષનું માહાત્મ્ય તથા ભગવાન વિષ્ણુની ભગવતી માયા કે જેના દ્વારા આખું જગત મોહિત થયેલું છે તેના અંગે અહીં બધું તમને કહી સંભળાવ્યું.

જે મનુષ્ય આ અધ્યાય સાંભળે છે અને સંભળાવે છે તે પુણ્યાત્મા મનુષ્ય સંસારરૂપી માયા ત્યાગી શિવલોકને પ્રાપ્ત થાય છે.

સ્વયં વેદોએ કહેલ આ પરમ પવિત્ર આખ્યાન જે મનુષ્ય સવાર-સાંજ સદાય વાંચે છે તે વિષ્ણુનું સાયુજ્ય પામે છે. ૧-૧૫૯

**ઇદં પવિત્રં પરમં પુણ્યં વેદૈરુદીરિતમ્।**
**સાયં પ્રાતઃ પઠેન્નિત્યં વિષ્ણોઃ સાયુજ્યમાપ્નુયાત્॥૧૫૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'અંબરીષ તથા તેની પુત્રી શ્રીમતીનું આખ્યાન' નામનો ૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૬ઠ્ઠો

# જયેષ્ઠા-અલક્ષ્મીના વૃત્ત અને તેનાં નિવાસસ્થાનોનું વર્ણન



ઋષય ઊચુઃ॥
**માયાવિત્વં શ્રુતં વિષ્ણોર્દેવદેવસ્ય ધીમતઃ।**
**કથં જ્યેષ્ઠાસમુત્પત્તિર્દેવદેવાજ્જનાર્દનાત્॥૧॥**

ઋષિઓ બોલ્યા: દેવોના દેવ પરમ જ્ઞાની ભગવાન વિષ્ણુના માયાવીપણાના વિષયમાં અમે શ્રવણ કર્યું, પણ દેવોના દેવ ભગવાન જનાર્દન વિષ્ણુ દ્વારા લક્ષ્મીની મોટી બહેન જયેષ્ઠાની-અલક્ષ્મીની ઉત્પત્તિ કઈ રીતે થઈ; તે વિષયમાં લોમહર્ષણ હે સૂત! આપ અમને વિગતથી સંભળાવો.

સૂત બોલ્યા: ભગવાન વિષ્ણુએ મોહ ઉપજાવવા વિશ્વમાં દ્વૈતભાવ ઉત્પન્ન કર્યો છે. બ્રાહ્મણો, જ્ઞાનીજનો, વેદો, વેદધર્મો, શ્રી, પદ્મા તથા શ્રેષ્ઠાનો વિશ્વમાં એક વિભાગ કર્યો તથા લક્ષ્મીની મોટી બહેન

જ્યેષ્ઠા સમાન અલક્ષ્મી; વેદોને ન માનનાર અધમ મનુષ્યોનો તથા અધર્મનો બીજો વિભાગ કર્યો. જનાર્દન ભગવાન વિષ્ણુએ પ્રથમ અલક્ષ્મીનું સર્જન કર્યું તથા ત્યાર પછી લક્ષ્મીને ઉત્પન્ન કરી. હે ઋષિઓ! આથી જ અલક્ષ્મીને જ્યેષ્ઠા તરીકે ઓળખાવી છે. અમૃત ઉત્પન્ન થવાનું હતું ત્યારે સૌથી પહેલા વિષની ઉત્પત્તિ થઈ; ત્યાર પછી તરત અશુભ અને અમંગલકારી લક્ષ્મીની મોટી બહેન અલક્ષ્મીની ઉત્પત્તિ થઈ; તથા ત્યાર પછી લક્ષ્મીની ઉત્પત્તિ થઈ; એનો વિષ્ણુએ સ્વીકાર કર્યો.

જ્યેષ્ઠા-અલક્ષ્મી એ લક્ષ્મીની મોટી બહેન છે. લક્ષ્મીના લગ્ન થતાં પહેલાં અલક્ષ્મીના લગ્ન થવા જોઇએ. આથી લક્ષ્મીના લગ્નના સમયે આ વાત ઊભી થતાં દુઃસહ નામક વિપ્રર્ષિએ અલક્ષ્મીનો અંગીકાર કરી તેની સાથે વિવાહ કર્યા. ત્યાર પછી લક્ષ્મી સાથે વિષ્ણુના લગ્ન થયા.

સંતોષી બ્રાહ્મણ દુઃસહ મુનિ અલક્ષ્મી સાથે પરણીને આનંદ સહ વિશ્વમાં ભ્રમણ કરવા લાગ્યા. જે કોઈ પણ જગ્યાએ વિષ્ણુના અથવા શિવના નામનું સંકીર્તન કે વેદઘોષ થતો સંભળાય; હોમનો ધૂપ દેખાય અથવા તો ભસ્મ ધારણ કરેલ યોગીઓ જોવામાં આવે તો ત્યાંથી ભયભીત થઈ, કાન તથા આંખો બંધ કરી અલક્ષ્મી-જ્યેષ્ઠા નાસી જતી. જ્યેષ્ઠાને આમતેમ નાસભાગ કરતી નિહાળીને દુઃસહ મુનિ વ્યગ્ર બનીને નગરમાંથી જંગલમાં ચાલ્યા ગયા તથા 'હવે પછી હું કોઈ કન્યાનું દાન નહીં સ્વીકારું!' આ મુજબ જ્યેષ્ઠાને કહી ભયંકર જંગલમાં મુનિએ તપશ્ચર્યા આદરી.

યોગજ્ઞાન દ્વારા યુક્ત યોગીશ્વર મુનિ દુઃસહ તપ કરતા રહી પોતાના આશ્રમમાં રહેતા હતા. ત્યારે એક વખત તેમણે મહાત્મા માર્કણ્ડેય મુનિને પોતાના આશ્રમમાં આવેલા નિહાળ્યા. તેમને નમસ્કાર કરી દુઃસહ મુનિ માર્કણ્ડેયને કહેવા લાગ્યા: 'હે ભગવન્! મારી આ પત્ની મારી સાથે નચિંત થઈ રહેતી નથી અને આમતેમ નાસભાગ કરતી ફરે છે, તો હે વિપ્રર્ષિ! હું શું કરું! મારે મારી આ પત્ની સાથે કઈ રીતે રહેવું, મારે આની સાથે ક્યાં જવું તથા ક્યાં ન જવું, તે આપ જણાવો.'

માર્કણ્ડેય બોલ્યા: દુઃસહ! સુણો. તમારી પત્ની કીર્તિનો નાશ કરનારી છે, અશુભ છે, અમંગળ છે, આ અલક્ષ્મી છે, કોઇની પણ સાથે એની સરખામણી થઈ શકે તેમ નથી. આ અલક્ષ્મી ગરીબાઇનું મૂર્તિમંત સ્વરૂપ છે, લક્ષ્મીની મોટી બહેન છે આથી એને જ્યેષ્ઠા કહેવાય છે.

જે જગ્યાએ વિષ્ણુભક્તો, વેદમાર્ગને અનુસરનારા સ્વાધ્યાયપરાયણ, સદાચરણશીલ બ્રહ્મનિષ્ઠ સાત્ત્વિક મનુષ્યો તથા ભસ્મ ચોળેલા શિવભક્તો હંમેશા નિવાસ કરતા હોય ત્યાં તમારે કદી પણ પ્રવેશ કરવો નહીં.

વળી જે જગ્યાએ હંમેશા પ્રફુલ્લિત ચિત્તવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રો નારાયણ, હૃષીકેશ! પુંડરીકાક્ષ, માધવ, અચ્યુત, અનંત, ગોવિંદ! વાસુદેવ, જનાર્દન! રુદ્ર! શિવ! મહાદેવ! હે ઉમાપતિ! હે વૃષાંક! આપને પ્રણામ છે, હે અચિંત્ય! હે માધવ — આ મુજબ બોલી ઈશ્વરના નામનું સંકીર્તન કરતા હોય તે જગ્યાએ અથવા તેમના ધનભંડારમાં ઉદ્યાન તથા તેમનાં પશુઓની કોઢમાં તમારે કદી પણ પ્રવેશ કરવો નહીં, કેમ કે અગ્નિની જ્વાળાઓની માળા સમાન ભયંકર તથા હજારો સૂર્યોની કાંતિ જેવી કાંતિવાળું વિષ્ણુનું ઉગ્ર ચક્ર હંમેશા તમના અશુભોનો નાશ કરે છે.

વળી જે ઘરમાં ભગવાનના નિમિત્તે યજ્ઞ તથા પૂજનાદિ થવાને કારણે સ્વાહાકાર તથા વષટ્કાર સંભળાતા હોય, સામવેદનો ઘોષ થતો હોય તે ઘરમાં તમારે પ્રવેશ કરવો નહીં.

જે મનુષ્યો સદા વેદનો અભ્યાસ કરતા હોય, ભગવાન વાસુદેવની પૂજામાં રત્ હોય તેમની પાસે તમારે જવું નહીં.

જેમના ઘરમાં અગ્નિહોત્ર થતા હોય; જે ઘરમાં શિવના લિંગની પૂજા થતી હોય; વિષ્ણુ તથા ચંડિકાની પૂજા થતી હોય એવાં બધા પાપોથી રહિત ઘરોને તમારે દૂરથી જ ત્યાગવાં, જે મનુષ્યો હંમેશા તથા નૈમિત્તિક યજ્ઞોથી મહેશ્વરની પૂજા કરતા હોય તેમનો ત્યાગ કરી હે દુઃસહ! તમારી પત્ની સહિત તમારે અન્યત્ર પ્રયાણ કરવું.

વળી જે મનુષ્યો શ્રોત્રિય બ્રાહ્મણ, ગાય, અતિથિ, શિવભક્ત તથા ગુરુજનોની પૂજા કરતા હોય તેમનો નિત્ય તમારે ત્યાગ કરવો. તેમને ત્યાં તમારે જવું નહીં.

દુઃસહ મુનિ બોલ્યાઃ મુનિશ્રેષ્ઠ હે માર્કણ્ડેય! હવે જે જગ્યા મારે પ્રવેશવા લાયક હોય તે મને જણાવો. આપે જે ઘરોમાં પ્રવેશવાની મને ના કહી છે તેમાં હું પ્રવેશ નહીં કરું. આપનાં વચનો દ્વારા હું ભયમુક્ત બન્યો છું.

માર્કણ્ડેય બોલ્યાઃ જે ઘરોમાં શ્રોત્રિય બ્રાહ્મણ ન હોય, ગાય તથા અતિથિ અને ગુરુજન ન હોય અથવા જ્યાં તેમનો આદરસત્કાર ન થતો હોય; જે ઘરમાં પતિ અને પત્ની પરસ્પર એકબીજાનાં વિરોધી હોય તે ઘરમાં તમારાં પત્ની સાથે તમારે નિર્ભયતાપૂર્વક પ્રવેશ કરવો. ત્રિલોકના ઈશ્વર મહાદેવની નિંદા થતી હોય ત્યાં ડરનો ત્યાગ કરી તમારે જરૂર પ્રવેશ કરવો.

જે ઘરમાં ભગવાન વિષ્ણુ પ્રતિ પ્રીતિ ન હોય, તેમની સેવા ન થતી હોય; જ્યાં મહાદેવની પૂજા ન થતી હોય; જપ તથા ભગવાનનાં નામનું સંકીર્તન ન થતાં હોય, જે ઘરનાં માણસો ભસ્મ ધારણ ન કરતાં હોય; ઉત્સવના દિવસે તેમાંય ખાસ કરીને ચતુર્દશી તથા કૃષ્ણ પક્ષની અષ્ટમીના દિને શંકરની પૂજા ન થતી હોય; સંધ્યાટાણે જે મનુષ્ય ભસ્મ ધારણ કરીને વિષ્ણુના નામનો જપ ન કરતા હોય; દુષ્ટ મનુષ્યોની સંગતિમાં જેઓ રહેતા હોય; જે બ્રાહ્મણો તથા મૂર્ખ મનુષ્યો 'કૃષ્ણને પ્રણામ છે, શર્વને પ્રણામ છે, શંકરને પ્રણામ છે,' — આ મુજબ બોલતા ન હોય તેમને ત્યાં, હે વત્સ! તમારે પત્ની સહિત હંમેશા પ્રવેશ કરવો.

જ્યાં વેદઘોષ થતો ન હોય, પૂજ્ય વડીલ મનુષ્યો તથા ગુરુજનોનો સત્કાર થતો ન હોય; જે ઘરોમાં તર્પણ તથા શ્રાદ્ધ વગેરે પિતૃકર્મ થતાં ન હોય ત્યાં પત્ની સાથે તમારે પ્રવેશ કરવો. દિવસ-રાત જ્યાં પરસ્પર કલહ-કંકાસ થતા હોય ત્યાં નિર્ભય બનીને આ તમારી પત્ની સાથે તરત તમારે પ્રવેશ કરવો.

જ્યાં શિવના લિંગનું પૂજન થતું નથી; શિવના નામનો જપ થતો નથી; રુદ્રભક્તિની જ્યાં નિંદા થતી હોય ત્યાં નિડરતાથી તમારે પ્રવેશ કરવો. જે ઘરમાં અતિથિ, શ્રોત્રિય, બ્રાહ્મણ, ગુરુ, ગાય તથા વિષ્ણુના ભક્ત ન હોય ત્યાં પત્ની સહિત તમારે પ્રવેશ કરવો!'

બાળકોને ભક્ષ્ય પદાર્થ ન આપતાં તેમની સામે તે ખાવામાં આવતા હોય ત્યાં પ્રસન્ન મનથી તમારી પત્ની સહિત તમારે પ્રવેશવું. મહાદેવ તથા વિષ્ણુની પૂજા ન થતી હોય, વિધિસર અગ્નિહોત્ર ન થતાં હોય ત્યાં તમારે હંમેશા પ્રવેશવું.

પાપકર્મમાં આસક્ત, દયાહીન, મૂર્ખ મનુષ્યો જે ઘરમાં અથવા પ્રદેશમાં વસવાટ કરતા હોય ત્યાં તમારે અવશ્ય જવું. નગરનો કોટ તથા તેમાં આવેલ ઘરોનો નાશ કરનાર મનુષ્યોના ઘરોમાં તમારે પ્રવેશ કરવો. દુરાચારિણી સ્ત્રી કે જેના ત્રાસને કારણે પાડોશીઓ તેની નિંદા કરતા હોય તેના ઘરમાં પ્રવેશી પ્રફુલ્લિત મને તમારે નિવાસ કરવો.

જ્યાં અગસ્ત્ય વૃક્ષ, આકડો આદિ દુગ્ધવૃક્ષ, જિયાપોતા, કરેણ તથા તગરનાં વૃક્ષ અને મોગરાનો છોડ હોય તે ઘરોમાં તમારાં પત્ની સહિત તમારે પ્રવેશ કરવો.

કુંવારપાઠું, અજમોદા, લીમડો તથા જટામાંસીના છોડ અને વૃક્ષ વગેરે તથા કેળનાં વૃક્ષ જે ઘરની સામે હોય ત્યાં તમારી ભાર્યા સહિત તમારે પ્રવેશ કરવો. તાડ, તમાલ, ભિલામો, આંબલી, કદંબ, ખેર, વડ, પીપળો, આંબો, ઊંબરો તથા ફણસનાં વૃક્ષ જે ઘરની સામે હોય તે ઘરોમાં તમારે પત્નીસહ પ્રવેશવું.

લીમડાના જે વૃક્ષમાં અથવા બગીચામાં કાગડાએ માળો બાંધેલ હોય ત્યાં તમારે પત્ની સાથે પ્રવેશ કરવો. જે ઘરમાં દંડથી યુક્ત દંડિની તથા નરમસ્તક યુક્ત મુંડિની આદિ આકૃતિઓ ચીતરેલી હોય ત્યાં તમારે જવું.

જે ઘરમાં એક દાસી, ત્રણ ગાય, પાંચ ભેંસ, છ ઘોડા, સાત હાથી હોય ત્યાં પત્ની સહિત તમારે પ્રવેશવું.

જેના ઘરમાં ચામુંડા નામની દેવી; પ્રેતના આકારની દેવી શાકિની તથા ડાકિની આદિ ભયંકર દેવીઓની ઉપાસના થતી હોય અથવા તે દેવીઓની આકૃતિઓ ચિતરેલ હોય, ભૈરવપૂજન થતું હોય ત્યાં ભાર્યાસહિત તમારે પ્રવેશ કરવો.

જે ઘરમાં સંન્યાસી, દિગંબર તથા બૌદ્ધ સાધુ–સંન્યાસીની પ્રતિમાઓ રાખવામાં આવી હોય તે ઘરમાં તમારે જરૂર પ્રવેશ કરવો.

સૂતાં–બેસતાં, હરતાં–ફરતાં, ખાતાં–પીતાં ભગવાન વિષ્ણુનું નામ જે ઘરમાં બોલાતું નથી તે ઘરમાં પત્ની સહિત તમારે પ્રવેશવું.

જ્યાં પાખંડીઓ, દંભીઓ, શ્રોત તથા સ્માર્ત ધર્મ દ્વારા બહિષ્કૃત થયેલાઓ, વિષ્ણુભક્તિ રહિતના, શંકરની નિંદા કરનાર નાસ્તિકો, શઠ તથા ધૂર્ત મનુષ્યો વસવાટ કરતા હોય ત્યાં તમારે ભાર્યા સાથે પ્રવેશ કરવો.

જે ઘરમાં ભગવાન શિવને બીજા દેવો કરતાં ઉત્તમ હોવાનું ન માનવામાં આવતું હોય, તેમને જે મનુષ્ય સાધારણ સમજે છે ત્યાં તમારે પત્ની સહિત પ્રવેશ કરવો.

બ્રહ્મા, ભગવાન વિષ્ણુ, દેવરાજ ઇન્દ્ર — આ સમસ્ત દેવો રુદ્ર દ્વારા ઉત્પન્ન થયા નથી, આમ દુષ્ટ મનુષ્યો બોલે છે. ભગવાન મહેશ્વર બ્રહ્મા, વિષ્ણુ તથા ઇન્દ્રના જેવા જ છે; સૂર્ય એ આગિયા જેવો છે. આ મુજબ મૂર્ખ મનુષ્યો બોલે છે. એમના ઘરમાં હે દુઃસહ મુનિ! તમારે પત્ની જ્યેષ્ઠા–અલક્ષ્મી સહિત હંમેશા પ્રવેશ કરવો.

રાંધેલ અન્નમાંથી ગાય, અતિથિ, કાગડા, કૂતરા વગેરેનો ભાગ કાઢ્યા વગર, વૈશ્વદેવ–બલિ આપ્યા વગર જે મૂર્ખ મનુષ્યો એકલા જ ભોજન કરે છ તેમના ઘરમાં પ્રવેશ કરી તમે એ અન્નને આરોગો.

સ્નાન વગેરે સાત્ત્વિક કર્મથી રહિત ઘરોમાં તમે પ્રવેશો. જે સ્ત્રી શૌચાચાર ન પાળતી હોય, દેહસંસ્કારથી રહિત હોય; ફૂવડ હોય, તેના ઘરમાં તમારે પ્રવેશ કરવો.

જે મનુષ્યો મલિન મોંવાળા હોય, મેલાં લૂગડાં પહેરતા હોય, મેલા દાંતવાળા હોય તેમના ઘરમાં તમારે પ્રવેશવું. જે મનુષ્યે મળમૂત્રનો ત્યાગ કર્યા પછી તથા ભોજન અને દેવની પૂજા કરતા સમયે હાથ-પગ ધોતા ન હોય; સંધ્યાટાણે ભોજન કરતા હોય તથા શયન કરતા હોય તેમના ઘરમાં તમારે તમારી ભાર્યા અલક્ષ્મી-દરિદ્રતા સહિત પ્રવેશ કરવો.

જે મનુષ્યો અતિ આહાર અને અતિ પાન કરતા હોય, જુગાર રમતા હોય તે મૂર્ખ મનુષ્યોના ઘરમાં તમારે પ્રવેશવું. જે માણસો બ્રાહ્મણોનું ધન હરી લેતા હોય, તેમને કષ્ટ આપતા હોય; માન આપવા લાયક અધમ મનુષ્યોને માન આપી તેમનો આદરસત્કાર કરતા હોય તથા શૂદ્રનું ભોજન ખાતા હોય તેમના ઘરમાં તમારે પ્રવેશ કરવો. મદ્યપાન કરનાર, માંસભક્ષણ તથા પરસ્ત્રીસેવન કરનારા; ઉત્સવના દિને નૈમિત્તિક પૂજન ન કરનાર; દિવસે અથવા સંધ્યાટાણે મૈથુન કરનારાં મનુષ્યોના ઘરમાં તમે પ્રવેશજો. કૂતરાઓ તથા પશુઓની જેમ સૃષ્ટિ ક્રમ કરતાં ઊલટું ગુદામૈથુન તથા પાણીમાં રહી મૈથુન કરનાર મનુષ્યોના ઘરમાં હે દુઃસહ મુનિ! તમારે તમારી અલક્ષ્મી-દરિદ્રતા નામક પત્ની સહિત પ્રવેશ કરવો.

રજસ્વલા, ચાંડાલી અને કન્યા સાથે તથા ગાયોની કોઢમાં સ્ત્રી સાથે રતિક્રીડા કરનાર મનુષ્યના ઘરમાં તમારે પ્રવેશ કરવો. તેથી વધુ શું કહેવું? જે મનુષ્યો નિત્યકર્મથી બહિષ્કૃત હોય, શંકરની ભક્તિથી રહિત હોય તેમના ઘરમાં તમારે પ્રવેશ કરવો.

જે મનુષ્ય બનાવટી કૃત્રિમ પુરુષચિહ્ન દ્વારા સ્ત્રી સાથે સંભોગ કરે અથવા કામવિષયક ગ્રંથોમાં જણાવેલ ઉત્તેજક ઔષધો કે અન્ય કોઈ પણ જાતનાં લેપ પોતાનાં લિંગ ઉપર ચોપડીને સ્ત્રી સાથે રતિક્રીડા કરે તેમના ઘરમાં તમારી પત્ની સાથે પ્રવેશ કરવો.

સૂત બોલ્યા: સૂર્ય જેવી તેજસ્વો બ્રહ્મર્ષિ ભગવાન માર્કણ્ડેય મુનિ દુઃસહને આ મુજબ કહી તે જ સ્થળે અંતર્ધાન થયા. મુનિઓમાં સિંહ જેવા તે મુનિ પણ માર્કણ્ડેય ઋષિએ જે જે સ્થળે તથા સવિશેષ દેવોના દેવ ભગવાન વિષ્ણુની નિંદા કરનારાઓના ઘેરે જવાનું કહ્યું હતું ત્યાં પોતાની પત્ની અલક્ષ્મી સહિત જવા તૈયાર થયા. તે વખતે રસ્તામાં એક તળાવ પાસે આવેલ આશ્રમમાં બેસી તેમણે પત્નીને કહ્યું: 'તમે અહીં પીપળાના વૃક્ષ ઉપર બેસો, હું રસાતળમાં જાઉં છું. આપણા બંને માટે નિવાસ કરવા યોગ્ય સ્થાન નિહાળીને હું તમારી પાસે પહોંચી જઇશ!'

આ સાંભળી દુઃસહ મુનિની પત્ની જ્યેષ્ઠા-અલક્ષ્મી તેમને કહેવા લાગી: હે નાથ! મારા ભોજન માટે આપ શું પ્રબંધ કરો છો! મારે ખાવું શું? મને બલિ કોણ આપશે?' તેથી મુનિએ તેને કહ્યું: 'જે સ્ત્રીઓ તમને બલિ આપી પુષ્પ, ધૂપ, દીપ વગેરેથી તમારું પૂજન કરે તેમના ઘરમાં તમારે પ્રવેશ કરવો નહીં.' આ મુજબ કહી એક ગુહાથી તેમણે પાતાળમાં પ્રવેશ કર્યો અને આજે પણ તે દુઃસહ મુનિ પાતાળમાં જળશૈયામાં નિમગ્ન થયેલા છે. અશુભા જ્યેષ્ઠા અલક્ષ્મી એકલી-અટૂલી ગામની બહાર પર્વતોમાં રહેતી હતી.

એક વખતે લક્ષ્મી સહિત ભગવાન વિષ્ણુ ક્યાંક જતા હશે ત્યારે અલક્ષ્મીએ તેમને નિહાળ્યા. દેવોના દેવ ઈશ જનાર્દન ભગવાન વિષ્ણુને તે કહેવા લાગી: 'હે પ્રભો! હે મહાબાહુ! મારા પતિ મારો

ત્યાગ કરી એક ગુહાથી ક્યાંક ચાલ્યા ગયા છે. હે જગન્નાથ! હું અનાથ છું, મને જીવનવૃત્તિ આપો, મારો નિર્વાહ થાય તેવો કોઈ રસ્તો બતાવો; આપને નમસ્કાર છે.'

સૂત બોલ્યા: અલક્ષ્મીએ વિષ્ણુને એ મુજબ કહ્યું ત્યારે મધુ નામક દૈત્યનો નાશ કરનાર મધુસૂદન; લક્ષ્મીપતિ માધવ; દેવોના સ્વામી દેવેશ ભગવાન વિષ્ણુ સ્મિત કરતાં તેમને કહેવા લાગ્યા:

શ્રીવિષ્ણુ બોલ્યા: નીલલોહિત, બધાનું કલ્યાણ કરનારા, સંહારક ભગવાન રુદ્ર; વિશ્વનાં માતા પાર્વતી તથા મારા ભક્તોની નિંદા કરનારા મનુષ્યોનું બધું ધન તમારું જ બનો. વળી મૂઢ તથા ભાગ્યહીન જે મનુષ્યો શંકરની નિંદા કરે તથા મારી પૂજા કરે એવા બડભાગી મૂર્ખ મનુષ્યો મારા ભક્ત હોય તો પણ તેમનું ધન તમારું જ બનો! જેની આજ્ઞા દ્વારા હું તથા બ્રહ્મા અમારાં કાર્ય કરી રહ્યા છીએ તેની નિંદા કરી જે મનુષ્યો અમારું પૂજન કરે છે તે મારા ભક્તો ભક્ત નથી પણ તેઓ મારો દ્વેષ કરનારા છે તથા તેમનું આચરણ અજ્ઞાનીઓના સમાન છે. તે મનુષ્યોનું ઘર, તેમનું ધન, તેમનાં ક્ષેત્ર તથા વાવ, કૂવા, તળાવ વગેરે તેમણે બંધાવ્યાં હોય તે ઇષ્ટાપૂર્ત કર્મ પણ તમારાં બનો.

સૂત બોલ્યા: આ મુજબ જનાર્દન ભગવાન વિષ્ણુએ અલક્ષ્મીને કહ્યા બાદ તેનો ત્યાગ કર્યો તથા અલક્ષ્મીના ક્ષયની સિદ્ધિ અર્થે લક્ષ્મી સાથે વિષ્ણુ શંકરના નામનું સ્મરણ તથા જપ કરવા લાગ્યા. હે મુનીશ્વરો! અલક્ષ્મીનો પરિહાર થવા માટે એ જ્યેષ્ઠા અલક્ષ્મીને વિષ્ણુના ભક્તોએ શ્રદ્ધાથી હંમેશા બલિ આપવો જોઈએ; તથા સ્ત્રીઓએ પણ તેને અનેક જાતનાં બલિ આપી તેની પૂજા કરવી જોઇએ. તેથી અલક્ષ્મી દૂર થઈ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, આમાં શંકા નથી.

જે નિષ્પાપ તથા પવિત્ર મનુષ્ય આ અલક્ષ્મી ચરિતનો પાઠ કરે છે, શ્રવણ કરે છે અથવા ઉત્તમ દ્વિજોને તે સંભળાવે છે તે લક્ષ્મીપતિ થાય છે તથા ઉત્તમ ગતિને પામે છે. ૧-૯૨

**યઃ પઠેચ્છૃણુયાદ્વાપિ શ્રાવયેદ્વા દ્વિજોત્તમાન્।**
**અલક્ષ્મીવૃત્તમનઘાં લક્ષ્મીર્વાલ્લભતે ગતિમ્॥૯૨॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
***'જ્યેષ્ઠા અલક્ષ્મીના વૃત્તનું અને તેનાં નિવાસસ્થાનોનું વર્ણન' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ***

❁ ❁ ❁

## અધ્યાય ૭મો

# દ્વાદશાક્ષર મંત્રનો મહિમા



**ઋષય ઊચુઃ॥**
**કિં જપાન્મુચ્યતે જન્તુઃ સર્વલોકભયાદિભિઃ।**
**સર્વપાપવિનિર્મુક્તઃ પ્રાપ્નોતિ પરમાં ગતિમ્॥૧॥**

ઋષિઓ બોલ્યા: ક્યા મંત્રનો જપ કરવાને કારણે મનુષ્ય સમસ્ત લોકોના ભય વગેરેથી મુક્ત બને છે તથા બધા પાપોમાંથી મુક્ત બનીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે; તેમ જ અલક્ષ્મી દૂર થઈ તેના ઘરમાં લક્ષ્મીનો વાસ થાય છે! હે સૂત! તે મંત્ર આપ અમને કહો.

સૂત બોલ્યા: પૂર્વે પિતામહ બ્રહ્માએ મહાત્મા વસિષ્ઠને જે કહ્યું હતું તે બધું લોકોના હિત અર્થે ભગવાન વિષ્ણુને વંદન કરી હું તમને સંક્ષિપ્તમાં કહું છું તે તમે સર્વ શ્રવણ કરો.

દેવોના દેવ, અજ, વિષ્ણુ, કૃષ્ણ, અચ્યુત, અવિનાશી, બધા પાપોને હરનારા, નિર્મળ, બ્રહ્મવાદીઓને મોક્ષ આપનારા પુરુષોત્તમ ભગવાન નારાયણને વંદન કરી તેમના નામનો જે પુણ્યશાળી તથા જ્ઞાની મનુષ્ય મન, કર્મ તથા વાણી દ્વારા હંમેશા જપ કરે છે તથા સૂતાં-જાગતાં; હાલતાં-ચાલતાં; ઊઠતાં-બેસતાં; આંખ ઉઘાડતાં-મીંચતાં; ખાતાં-પીતાં — **'નારાયણ! નારાયણ!'** — આ મુજબ નામનો ઉચ્ચાર કરતો રહે છે; ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય પેય, ચર્વ્ય, ચોષ્ય પદાર્થોને 'નારાયણ' નામ દ્વારા અભિમંત્રિત કરી સ્પર્શ કરે છે અને તેમનો ઉપભોગ કરે છે તે બધા પાપોથી મુક્ત બનીને સત્પુરુષોને પ્રાપ્ત થતી ઉત્તમ ગતિ એવા મોક્ષપદને પામે છે. વળી દુ:સહ મુનિની પત્ની અલક્ષ્મી-'નારાયણ' — આ પદનું શ્રવણ કરતાં જ ત્યાંથી ચાલી જાય છે એમાં શંકા નથી. દેવોના દેવ ભગવાન વિષ્ણુનાં પ્રિય પત્ની તે મનુષ્યના ઘર, ક્ષેત્ર, નિવાસસ્થાન તથા સ્વયં તેના દેહમાં વાસ કરે છે. બધા શાસ્ત્રોનું મંથન કરી તથા તેમના વિશે વારંવાર વિચાર કર્યા બાદ એ સર્વનો એક માત્ર સાર એ એ નીકળ્યો છે કે હંમેશા **'નારાયણ'**નું જ ધ્યાન ધરવું. કેટલાક અન્ય મંત્રોનો જપ તથા ઘણી જાતનાં વ્રત કરવાનું પ્રયોજન જ શું છે! કાંઈ નહીં. 'ૐ નમો નારાયણાય' આ મંત્ર જ બધી સિદ્ધિ આપનાર છે. આથી હે ઋષિઓ! **'ૐ નમો નારાયણાય'** આ મંત્રનો દરેક સમયે હંમેશા જપ કરનાર મનુષ્યને પોતાના બંધુ-બાંધવો સાથે વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે.

હે મુનિઓ! વિષ્ણુના મંત્રના જપનું એક અન્ય માહાત્મ્ય પણ શ્રવણ કરો. બધી ઇચ્છાઓને સિદ્ધ કરનારા એક મંત્રનો મેં અગાઉ અભ્યાસ કર્યો છે, દ્વાદશ અક્ષરોવાળા દ્વાદશ આત્મારૂપ એ પ્રાચીન મંત્રનું માહાત્મ્ય સંક્ષિપ્તમાં હું હવે તમને શ્રવણ કરાવું છું.

મહા જ્ઞાની એક બ્રાહ્મણ હતો. પુત્રની પ્રાપ્તિ અર્થે તેણે તપ કર્યું. તપના પ્રભાવ દ્વારા તેના ફળરૂપે તેને ત્યાં પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ 'ઐતરેય' હતું. પિતાએ તેના જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા. યોગ્ય ઉંમરે તેને યજ્ઞોપવીત ધારણ કરાવી તે દ્વિજ તેને વેદાધ્યયન કરાવવા લાગ્યો. પણ તેની જીહ્વા ફક્ત 'વાસુદેવ' અથવા 'ૐ નમો ભગવતે વાસુદેવાય' આ દ્વાદશ અક્ષર મંત્ર સિવાય બીજા વર્ણોનો ઉચ્ચાર કરી શકતી નહીં. આથી તે દ્વિજશ્રેષ્ઠ તે માટે દુ:ખી થવા લાગ્યો તથા અન્ય પુત્રની પ્રાપ્તિ અર્થે તેણે એક બીજી સ્ત્રી સાથે વિધિથી લગ્ન કર્યું. એનાથી ઉત્પન્ન થયેલા પુત્રો વેદ વગેરેનું અધ્યયન કરી શાસ્ત્રસંપન્ન બન્યા.

પોતાની શોક્યના પુત્રોને વેદ-વેદાંગમાં પારંગત થયેલા તથા બ્રાહ્મણો દ્વારા આદરસત્કાર પામી પોતાની માતાને આનંદ આપતા નિહાળી ઐતરેયની માતા દુ:ખ તથા શોકને કારણે મૂર્ચ્છિત દશાને પ્રાપ્ત થયેલી પોતાના પુત્રને કહેતી કે, 'હું કમભાગી છું કે તારા સમાન કર્મથી રહિત પુત્ર મારા કૂખે જન્મ્યો! હવે તો મારું મરણ થાય તો જ સારું; જીવવાનું મને ગમતું નથી!'

માતાનાં વચનો સુણી ઐતરેય ઘરમાંથી નીકળી એક સ્થળે યજ્ઞ થતો હતો ત્યાં જઈ પહોંચ્યો. ઐતરેયને નિહાળતાં બ્રાહ્મણો મૂઢ થઈ વેદમંત્રો ભૂલી ગયા. તે વખતે 'ૐ નમો ભગવતે વાસુદેવાય' મંત્ર

ભણી 'વાસુદેવ'ના કીર્તન દ્વારા ઐતરેયની મંત્રમયી વાણી પ્રાદુર્ભાવ પામી. તેથી બ્રાહ્મણોએ ઐતરેયને વંદન કર્યા તથા સ્વયં યજ્ઞનારાયણ હાજર થયા છે એમ સમજી બ્રાહ્મણોએ તેનું પૂજન કરી વિધિથી યજ્ઞની પૂર્ણાહુતિ કરી. યજ્ઞના મંડપમાં ઐતરેયે છ અંગો સાથે બધા વેદોનું ઉચ્ચારણ કર્યું તે બ્રાહ્મણો એકચિત્તે સાંભળી રહ્યા. યજ્ઞમાં બ્રહ્મારૂપે રહેલા વિપ્રો અને બીજા ઋત્વિજો આનંદિત થઈ ઐતરેયની સ્તુતિ કરવા લાગ્યા તથા ખેચરો, સિદ્ધો તથા ચારણોએ તેના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. હે ઋષિઓ! યજ્ઞની સમાપ્તિ કરી ઐતરેય ઘરે આવ્યો તથા પોતાની માતાની પૂજા કરી તે વિષ્ણુના લોકમાં ગયો.

સૂતપુરાણી શૌનક વગેરેને કહે છે કે હે ઋષિઓ! મેં તમને દ્વાદશાક્ષર મંત્રનો કેવો પ્રભાવ છે તે અહીં કહી શ્રવણ કરાવ્યું. એ મંત્રનો જપ કરવાને કારણે તથા એનું શ્રવણ કરવાને કારણે મહાપાતકો નાશ પામે છે. જે મનુષ્ય એ સનાતન દ્વાદશાક્ષર મંત્રનો હંમેશા જપ કરે છે તેને વિષ્ણુના દિવ્ય અને અતુલ પરમ પદની પ્રાપ્તિ થાય છે. દ્વાદશાક્ષર મંત્રનો જપ કરનાર મનુષ્ય પાપી હોય તો પણ પરમપદને પ્રાપ્ત થાય છે એમાં શંકા નથી. પાપીઓને પણ સદ્ગતિ મળી શકતી હોય તો પછી ધર્મમાં પ્રીતિ રાખનારા વાસુદેવના ભક્તો માટે તો કહેવું જ શું! સચ્ચરિત્રશાળી હે મુનિઓ! વિષ્ણુભક્તોને દિવ્યસ્થાનરૂપ વિષ્ણુલોક પ્રાપ્ત થાય છે.

**દિવ્યં સ્થાનં મહાત્માનઃ પ્રાપ્નુવન્તીતિ સુવ્રતાઃ ॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'દ્વાદશાક્ષર મંત્રનો મહિમા' નામનો ૭મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૮મો

# અષ્ટાક્ષર મંત્રનો મહિમા



**સૂત ઉવાચ॥**

**અષ્ટાક્ષરો દ્વિજશ્રેષ્ઠા નમો નારાયણેતિ ચ।**

**દ્વાદશાક્ષરમન્ત્રશ્ચ પરમઃ પરમાત્મનઃ॥૧॥**

હે ઋષિઓ! ભગવાન વિષ્ણુના **'ૐ નમો નારાયણાય'** આ અષ્ટાક્ષર તથા **'ૐ નમો ભગવતે વાસુદેવાય'** — આ દ્વાદશ અક્ષર મંત્ર — આ બંને મંત્રો ઉત્તમ છે, પણ **'ૐ નમઃ શિવાય'** આ ષડક્ષર મંત્ર બધા વેદોના સારરૂપ છે. 'શિવતરાય' આ પંચાક્ષર દિવ્ય મંત્ર બધી મનોકામના પૂર્ણ કરનાર છે. તે જ પ્રમાણે **'મયસ્કરાય'** આ પવિત્ર પંચાક્ષર મંત્ર પણ કલ્યાણ કરનાર છે. **'નમસ્તે શંકરાય'** — આ સપ્તાક્ષર મંત્ર શિવના પ્રકૃતિપુરુષરૂપનો નિર્ણાયક છે. બ્રહ્મા, ભગવાન વિષ્ણુ, ઇન્દ્ર સહિત બધા દેવો તથા મુનિઓ દેવોના દેવ શંકર, મયસ્કર, બ્રહ્માની ઉત્પત્તિ જેના દ્વારા થઈ છે તેવા અજોદ્ભવ શિવ, શંકર, રુદ્ર, દેવોના દેવ ઉમાપતિની ઉપર જણાવેલા ષડક્ષર, પંચાક્ષર તથા સપ્તાક્ષર મંત્રો દ્વારા પૂજા કરે છે તથા **'નમઃ શિવાય', 'નમસ્તે શંકરાય', 'મયસ્કરાય નમઃ', 'રુદ્રાય નમઃ', 'શિવતરાય નમઃ'**—આ મંત્રોનો તેઓ જપ કરે છે. આ મંત્રોના જપ દ્વારા મનુષ્ય બ્રહ્મહત્યા વગેરે પાપ દ્વારા પળમાં મુક્ત બને છે.

પૂર્વે મેઘવાહન કલ્પના ત્રીજા યુગના ત્રેતાયુગમાં પ્રભુ નામક મન્વંતરમાં ધુંધુમૂક નામક એક સમર્થ બ્રાહ્મણ હતો.

એક કલ્પમાં જનાર્દન ભગવાન વિષ્ણુ મેઘ બની વ્યાઘ્રચર્મરૂપ વસ્ત્રને ધારણ કરનાર કૃત્તિવાસા ઈશ્વર શંકરને માનથી વહન કરી જતા હતા. પણ રુદ્રના ઘણા ભારને કારણે વિષ્ણુથી શ્વાસોચ્છ્વાસ લઈ શકાતો ન હતો. તેથી કમળ સમાન નયનવાળા વિષ્ણુએ ક્રોધિત થઈ, શિતિકંઠ ભગવાન શિવને જણાવી તપ કરવા માંડ્યું. તપના પ્રભાવને કારણે તેમને શિવ પાસેથી પરમ ઐશ્વર્ય અને અદ્‌ભુત બળની પ્રાપ્તિ થઈ. આ કારણે એ કલ્પની મેઘવાહન સંજ્ઞા બની. એ મેઘવાહન કલ્પમાં કોઈ એક ઋષિના શાપને કારણે ધુંધુમૂક ઉત્પન્ન થયો હતો. પિતૃદોષના કોઈ કારણે ધુંધુમૂકનો પુત્ર દુર્બુદ્ધિ હતો. પિતૃદોષનું કારણ જણાવતાં કહે છે કે ધુંધુમૂક વિરક્ત હોવા છતાં પણ એક વખતે ભાર્યામાં મોહિત થવાને કારણે કામાસક્ત થયો તથા તેણે અમાવાસ્યાના દિને દિવસના સમયે રુદ્રદૈવત નામક પ્રથમ મુહૂર્તમાં તેની ભાર્યા સાથે યથેચ્છ રતિક્રીડા કરી, આથી તે ગર્ભવતી બની. સમયની પ્રાપ્તિ થતાં વિશલ્યા નામક તેની પત્નીએ ભયંકર રુદ્રમુહૂર્તમાં લગ્નસ્થાનમાં શનિની દૃષ્ટિ હતી તે વખતે ઘણી મુશ્કેલીએ પુત્રને જન્મ આપ્યો.

ત્યારે મિત્રાવરુણ નામક ઋષિઓએ તેને કહ્યું કે, 'તમારો આ પુત્ર પોતાનું તથા માતા-પિતાનું અશુભ કરનારો થશે.' બૃહસ્પતિનો પ્રભાવ આ બાળક ઉપર પડેલો છે આથી તમારો આ પુત્ર નીચ તથા દુર્બુદ્ધિ હોવા છતાં પણ પાપથી મુક્ત બનશે!' આમ વસિષ્ઠે ધુંધુમૂકને કહ્યું.

પુત્રને જોઈ ધુંધુમૂક દુઃખી થયો. તેણે તેના જાતકર્મ વગેરે સંસ્કાર વિધિથી કર્યા તથા તેણે પોતે જ પુત્રને અધ્યયન કરાવ્યું. ત્યાર પછી તેને પરણાવ્યો; પણ ત્યાર પછી ઉન્મત્તપણાને કારણે ધુંધુમૂકનો પુત્ર તે દ્વિજાધમ દુર્બુદ્ધિ ધોંધુમૂક પોતાના ઉત્તમ ધર્મનો ત્યાગ કરી એક વૃષલી એટલે કે શૂદ્રજાતિની (પોતાના પતિનો ત્યાગ કરી બીજા પુરુષનું સેવન કરનાર) સ્ત્રીને જોઈ તેની સાથે પોતાની ભાર્યાની જેમ રાત-દિવસ કામક્રીડા કરવા લાગ્યો. કામનું ઉદ્દીપન થવા માટે તે દુષ્ટબુદ્ધિવાળો ધોંધુમૂક મહુડાંમાંથી તૈયાર કરેલી મદિરાનું પાન કરતો. ત્યાર પછી ધનના લોભે તે પાપીએ ગતમંગલા નામક એ વૃષલીને હણી નાખી. તેથી ક્રોધિત થયેલા વૃષલીના ભાઇઓએ દુર્બુદ્ધિના પિતા, માતા, પત્ની તથા સાળાઓને હણી નાખ્યા. આ મુજબ ધોંધુમૂકના કુળનો નાશ થઈ ગયો તથા રાજાએ વૃષલીના કુળનો નાશ કરી નાખ્યો.

હવે ભાગ્યના યોગ દ્વારા ધોંધુમૂક તે પ્રદેશ છોડી શિવનો જપ કરવામાં પરાયણ રહેનારા તથા પૂર્વે મહેશ્વર પાસે પાશુપત લિંગ પૂજાવ્રત ગ્રહણ કરેલા મુનિ બૃહસ્પતિ પાસે ગયો. તેમનાં દર્શન કરી તેણે તેમના દ્વારા પાશુપત વ્રત તથા પંચાક્ષર અને ષડક્ષર મંત્રની દીક્ષા લીધી. દરેક મંત્રનો પૃથક્ પૃથક્ એક લાખ વાર જપ કરી તેણે એક વર્ષ પર્યંત પાશુપત વ્રત કર્યું. પછી તે કાળધર્મને પ્રાપ્ત થયો તથા શાસ્ત્ર અને યમ દ્વારા પૂજાઇને શિવગણ બન્યો. તેણે પોતાનાં માતાપિતા, સુશીલ સૌભાગ્યવતી પતિવ્રતા પત્ની તથા પોતાના સાળાઓનો ઉદ્ધાર કર્યો તથા દેવો અને ઇન્દ્ર દ્વારા પૂજાઇને એ બ્રાહ્મણ વિમાનમાં બેસી રુદ્રના લોકમાં ગયો.

રુદ્રના પંચાક્ષર, ષડક્ષર તથા સપ્તાક્ષર મંત્રો ભગવાન વિષ્ણુના અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર મંત્રો કરતાં કરોડગણું ફળ આપનાર છે એમાં શંકા નથી. આથી શાક્તબીજ દ્વારા યુક્ત રુદ્રમંત્રોનો વિધિથી જપ કરવો. આ મુજબ જપ કરનાર મનુષ્ય ઉત્તમ ગતિને પામે છે.

હે ઋષિઓ! બધા વેદોના સારરૂપ શિવના મંત્રોના પ્રભાવ વિશે મેં તમને બધું કાંઈ શ્રવણ કરાવ્યું. જે મનુષ્ય રુદ્રમંત્રના જપનો વૈભવ બતાવનાર આ પવિત્ર અધ્યાયનો પાઠ કરે છે અથવા આને સાંભળે છે કે બીજા કોઇને સંભળાવે છે તે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ૧-૩૬

**સ યાતિ બ્રહ્મલોકં તુ રુદ્રજાપ્યમનુત્તમમ્‌॥૩૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'અષ્ટાક્ષર મંત્રનો મહિમા' નામનો ૮મો અધ્યાય સંપૂર્ણ***



**અધ્યાય ૯મો**

## પાશુપતવ્રતનું માહાત્મ્ય



**ઋષય ઊચુઃ॥**

**દેવૈઃ પુરા કૃતં દિવ્યં વ્રતં પાશુપતં શુભમ્‌।**

**બ્રહ્મણા ચ સ્વયં સૂત કૃષ્ણેનાક્લિષ્ટકર્મણા॥૧॥**

ઋષિઓ બોલ્યાઃ પૂર્વે દેવો, બ્રહ્મા તથા અનાયસે કર્મ કરનારા સ્વયં કૃષ્ણે પરમ પવિત્ર તથા દિવ્ય પાશુપત વ્રત કર્યું હતું. વળી પતિત ધૌંધુમૂક નામક બ્રાહ્મણે તે વ્રત તથા મંત્રનો જપ કરી ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી આથી હે સૂત! પાશુપત વ્રત કઈ રીતે કરી શકાય છે અને એ શાને કારણે વ્રત કહેવાય છે, તથા પરમેશ્વર ભગવાન શંકર શા કારણે પશુપતિ છે, તે આપ અમને જણાવો. આ વાત જાણવા અમે ખૂબ જ આતુર છીએ.

સૂત બોલ્યાઃ પૂર્વે બ્રહ્માપુત્ર મહા યશસ્વી સનત્કુમાર દેવોના દેવ શિવના શાપ દ્વારા મુક્ત થઈ તેમની કૃપા દ્વારા ઊંટના દેહનો ત્યાગ કરી નિર્જળ મરુદેશમાંથી ભારતવર્ષમાં આવ્યા હતા. બ્રહ્માની આજ્ઞાથી તેઓ મેરુ પર્વત ઉપર શિલાદના પુત્ર નંદી પાસે ગયા હતા તથા તેમને નમસ્કાર કરી વિધિથી તેમના દ્વારા મોક્ષધર્મનું શ્રવણ કર્યા બાદ સનત્કુમારે તેમને પાશુપત વ્રત વિશે પૂછ્યું હતું. વળી તેમણે નંદીને ફરી પ્રણામ કરી પૂછ્યું હતું કે ભગવાન શિવ પશુપતિ શા કારણે છે તે પણ આપ અમને જણાવો.

સનત્કુમારે નંદીને આ પ્રશ્ન પૂછવાને કારણે તેમણે તે વિશે જે કહ્યું હતું તે બધું કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસે સાંભળ્યું હતું. તેમની પાસે મેં જે સાંભળ્યું છે તે તમને જણાવું છું. મહેશ્વરને પ્રણામ કરી તે વચન તમે સર્વ ઋષિઓ સુણો.

સનત્કુમાર શિલાદના પુત્ર નંદીને પૂછે છેઃ મહાદેવ પશુપતિ શા કારણે છે? પશુઓ કોને કહેવાય? એ પશુઓ કયા પાશ દ્વારા બંધાય છે તથા તેના દ્વારા કઈ રીતે મુક્ત થવાય છે?

શૈલાદિ બોલ્યા: હે સનત્કુમાર! તમે શિવના ભક્ત છો, શાંત છો તથા પવિત્ર અંતઃકરણવાળા છો આથી આ બધું યથાર્થ રીતે હું તમને કહું છું. બ્રહ્માથી લઈ સ્થાવર સુધી બધું કોઈ સંસારના વશમાં રહેલા છે અને એ સર્વ દેવોના દેવ ભગવાન શંકરના પશુ છે. ભગવાન રુદ્ર તેમના પાલક છે આથી તેમને પશુપતિ કહેવાય છે. જે ભગવાનને જન્મ તથા મરણ — આ બંને નથી એવા અને જગતનું ભરણપોષણ કરનારા ધાતા, સર્વવ્યાપક હોવાને કારણે વિષ્ણુ; અવિનાશી ભગવાન પરમેશ્વર, માયારૂપ પાશ દ્વારા બધાને પશુની માફક બાંધે છે. જ્ઞાનયોગથી તેમની સેવા કરવાને કારણે તે જ તેમને મુક્ત કરે છે. અજ્ઞાનરૂપ પાશ દ્વારા બંધાયેલાઓને પરમેશ્વર પરમાત્મારૂપ શિવ વિના મુક્ત કરનારો અન્ય કોઈ નથી.

શ્રોત્ર, નેત્ર, ત્વચા, રસના તથા ઘ્રાણેન્દ્રિય — આ પાંચ જ્ઞાનેન્દ્રિયો; વાક્, પાણિ, પાદ, પાયુ તથા ઉપસ્થ — આ પાંચ કર્મેન્દ્રિયો, પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ — આ પાંચ મહાભૂત; ગંધ, રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ — આ પાંચ તન્માત્રાઓ; મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર — આ તમામ ચોવીસ તત્ત્વો પરમેષ્ઠી ભગવાન શિવના પાશ છે. પ્રાણીઓ શંકરની ઉપાસના કરે તો એક માત્ર શંકર જ જીવોને એ પાશમાંથી મુક્ત કરે છે. ભગવાન શિવ જ પશુઓને ચોવીસ તત્ત્વરૂપ પાશ દ્વારા બાંધે છે તથા તેમની ભક્તિ કરવાને કારણે એ ભગવાન જ તેમને તેનાથી મુક્તિ આપે છે. 'ભક્તિ' શબ્દમાં રહેલો ભજ ધાતુ સેવાના અર્થમાં કહ્યો છે. એ પરમેશ્વરની ભક્તિ-સેવા કરનારાઓ-ભક્તોને ભગવાન શિવ પાશથી તરત મુક્ત કરે છે. ઇન્દ્રિય વગેરે પાશરૂપ ચોવીસ તત્ત્વો દ્વારા વિષય પશુઓને ભગવાન શિવ મુક્ત કરે છે, શિવના ભક્તો પાશમાંથી મુક્ત બને છે. જ્ઞાની મનુષ્યોએ ભક્તિ શબ્દનો અર્થ સેવા કહ્યો છે. મહેશ્વર બ્રહ્માથી લઈ વૃક્ષના મૂળ સુધી બધા પશુઓને સત્ત્વ વગેરે ત્રણ ગુણોરૂપ પાશો દ્વારા બદ્ધ કરી કાર્ય કરાવે છે. દૃઢ ભક્તિયોગ દ્વારા ભગવાન શિવની ઉપાસના કરનાર પશુઓને એ પરમેશ્વર બંધનથી તરત મુક્ત કરે છે. મન, વાણી તથા દેહથી કરવામાં આવેલ ભગવાનનું ભજન 'ભક્તિ' કહેવાય છે. બધા માયાકાર્યના-અખિલ પ્રપંચના 'ઇન' એટલે કે પતિ વિષ્ણુ તે 'સર્વ કાર્યેણ'ના હેતુત્વ એટલે કે ઐશ્વર્યકારણને કારણે તે અને શંકરની ભક્તિ ઉપર કહેલ ચોવીસ તત્ત્વરૂપ પાશોનો નાશ કરવા માટે સમર્થ છે. 'શિવ એ સત્યસ્વરૂપ છે, ચોતરફ ગમન કરનારા છે; વિશ્વનું ઉપાદાન કારણ છે!' આ મુજબ શિવરૂપ તથા તેમના ગુણોનું ચિંતન કરવું તે 'માનસ' ભજન છે. પ્રણવ-'ૐકાર'નો જપ એ વાચિક, વાણી દ્વારા થતું ભજન-ભક્તિ છે. પ્રાણાયામ વગેરે ક્રિયા એ દેહથી થતી કાયિક ભક્તિ છે. ધર્મ તથા અધર્મમય ચોવીસ તત્ત્વરૂપ પાશના બંધન દ્વારા પ્રાણીઓને મુક્ત કરનારા ફક્ત ભગવાન શિવ જ છે. ચોવીસ તત્ત્વો, સત્ત્વ વગેરે ગુણો તથા શબ્દ વગેરે વિષયો જીવને બંધનમાં નાખતા હોવાને કારણે પાશ કહેવાય છે. તેમના દ્વારા બંધાયેલ બધા દેહીઓ શંકરની ભક્તિ કરવાને કારણે જ મુક્તિ પામે છે.

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ — આ પાંચ ક્લેશમય પાશો દ્વારા ભગવાન શિવ પશુઓને બાંધે છે. ભક્તિથી તેની યોગ્ય રીતે ઉપાસના કરવામાં આવે તો તે જ તેમના મુક્તિના દાતા બને છે.

તમ, મોહ, મહામોહ, તામિસ્ર તથા અંધતામિસ્ર — આ પાંચને અવિદ્યા કહે છે. હે મુનિઓ! બધા જીવોને આ પાંચ જાતની અવિદ્યામાંથી શિવ જ મુક્તિ અપાવે છે.

અનાત્મ દેહાદિમાં આત્મબુદ્ધિ રાખવી એ અવિદ્યાને 'તમ' કહેવાય છે. શરીરની સાથે સંબંધ ધરાવનારા સ્ત્રી-પુત્ર વગેરેમાં રહેલી અસ્મિતાને 'મોહ' કહે છે. શબ્દાદિ વિષયોમાં રહેલ રાગને 'મહામોહ' કહેવાય છે. અભીષ્ટ વિષયનો નાશ થવાને કારણે ઉત્પન્ન થતા દ્વેષને 'તામિસ્ર' કહેવાય છે. અનિત્ય દેહાદિના રક્ષણ માટે મમત્વયુક્ત વૃત્તિ 'દેહાદિનો મને વિયોગ ન થાઓ' — આ રીતનો મૃત્યુનો ડર ઉત્પન્ન કરનાર અજ્ઞાનવિશેષને-અભિનિવેશને 'અંધતામિસ્ર' કહેવાય છે. વિવેકીને પણ અભિનિવેશરૂપ મિથ્યાજ્ઞાન થાય છે.

અવિદ્યા, અસ્મિતા વગેરે જાતના કલેશોના તમ તથા મોહ વગેરે ભેદો એ જ નરક છે. તમ તથા મોહ આ દરેકના વળી આઠ-આઠ જાતના ભેદ છે. મહામોહના દશ તથા તામિસ્ર અને અંધતામિસ્રના અઢાર ભેદ છે. શિવનો અવિદ્યા સાથે વર્તમાનકાળમાં સંબંધ નથી; ભૂતકાળમાં ક્યારેય સંબંધ ન હતો એમ ભવિષ્યમાં ક્યારેય પણ થવાનો નથી, સર્વાન્તર્યામીરૂપથી જગત સાથે ક્રીડા કરનારા ભગવાન શિવનો રાગ સાથે સંબંધ છે ખરો! માયાથી પર, સર્વવ્યાપક વિષ્ણુ, સ્થાણુરૂપ પશુપતિ સમાન મહાદેવનો દ્વેષ સહિત ત્રણેય કાળમાં સંબંધ નથી. શરણે જવા લાયક મહાદેવ પરમાત્મા શિવનો અભિનિવેશ સાથે ક્યારેય સંબંધ હોતો નથી. અવિદ્યાને વટાવી ગયેલ ભગવાન શંકરનો સારાં-નરસાં-પુણ્ય-પાપરૂપ કર્મો સાથે ત્રણે કાળમાં કોઈ સંબંધ નથી. તથા એ ભગવાનનો કર્મોના વિપાક સાથે પણ ત્રણે કાળમાં મેળાપ થતો નથી. ત્રણે કાળમાં વિદ્યમાન છતાં અનિત્ય સુખ-દુઃખ શિવને સ્પર્શી શકતાં નથી. જ્ઞાન તથા આનંદરૂપ શંકર તેમનાથી પર છે. ત્રણે કાળમાં મન સાથે સંબંધ ધરાવતું વાસનારૂપ સંસ્કાર સાથે બુદ્ધિના સ્વામી સ્વયંભુ શંકરને સંબંધ નથી. અંતકના અંતક-મૃત્યુના પણ મૃત્યુ ભગવાન શિવ ત્રણે કાળમાં વિદ્યમાન કર્મસંસ્કાર તથા ભોગસંસ્કારોના સ્પર્શરહિત છે. તેઓ બધા જીવો કરતાં ઉત્તમ તથા ચેતન-અચેતનયુક્ત અખિલ પ્રપંચથી પર છે. જ્ઞાન તથા ઐશ્વર્યની વિપુલતાનો લોકમાં વિચાર થાય છે. શંકર પોતે જ જ્ઞાન તથા ઐશ્વર્યના ભંડારરૂપ હોવાથી પોતાના ભક્તોને તેનું પ્રદાન કરીને તેમનું કલ્યાણ કરે છે. આથી જ્ઞાનીઓએ મહાદેવને શિવ તરીકે ઓળખ્યા છે. દરેક સૃષ્ટિમાં ઉત્પન્ન થનારા તથા કાળની સીમામાં રહેનાર બ્રહ્મનિષ્ઠોને બધાના આદિમાં અનંત શાસ્ત્રોનો ઉપદેશ કરનાર ભગવાન શિવ જ છે. કાળની સીમારહિત બધાના ઈશ ભગવાન સદાશિવ બ્રહ્મા આદિ, બધા ગુરુઓના પણ ગુરુ છે.

ભકિત વગેરેથી વધુ જ્ઞાન પ્રાપ્ત કરેલ વિજ્ઞાનરૂપ જીવ તથા પોતાના સ્વરૂપથી પોતે જ ઉત્કર્ષ રૂપ ઈશ — આ બંને એક સાથે દેહમાં રહેલા છે. સેવ્ય-સેવક ભાવરૂપ તેમનો સંબંધ પ્રાચીન છે. જગતરૂપ શંકર સ્વભાવ દ્વારા જ નિર્મળ સ્વરૂપના હોવાને કારણે પૂર્વોક્ત માયા વગેરેના સંબંધથી રહિત છે. ઈશ્વર હંમેશા આનંદરૂપ છે, બધા કાર્યો સાથે તેને કોઈ પ્રયોજન નથી. જીવ ઉપર અનુગ્રહ કરવા સિવાય કાર્યરૂપ તેનું અન્ય કોઈ પણ પ્રયોજન નથી. અનુગ્રહ કરવો એ જ તેનું પ્રયોજન છે.

ૐકાર એ પરમાત્મા સદાશિવનો વાચક છે. શિવ, રુદ્ર વગેરે શબ્દોમાં પ્રણવને પણ ઉત્તમ માનેલો છે. શંકર એ પ્રણવસ્વરૂપ છે આથી ફકત ૐકારના જપ દ્વારા જ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, તેના જપ સિવાય સિદ્ધિની પ્રાપ્તિ થતી નથી એમાં શંકા નથી.

દેવોના દેવ આદિત્યરૂપ શંકરે યાજ્ઞવલ્ક્યના ઉગ્ર તપને કારણે પ્રસન્ન થઈ બધા પ્રાણીઓ ઉપર અનુકંપા કરવા ઉત્તમ પાશુપતયોગ કહ્યો છે.

એક વખતે યાજ્ઞવલ્ક્યે ગાર્ગી નામક બ્રહ્મનિષ્ઠ વિદુષીને કહ્યું કે, 'હે ગાર્ગી! અયોગીઓ કે જેમણે પાશુપતયોગની ઉપાસના કરી નથી એવા મનુષ્યો, અક્ષર એટલે કે નાશથી રહિત શિવતત્ત્વ સ્થૂળ-વિરાટ રૂપ તથા અનંત છે, એમ ભારે અચરજપૂર્વક કહે છે; પરંતુ જેમને તે તત્ત્વ પ્રત્યક્ષ થયેલ છે, તેવા યોગીઓ તો નિષેધથી શ્રુતિ મુજબ જ તેનું વર્ણન કરે છે કે, તે દીર્ઘ કે લાંબુ નથી, લાલ આદિ વર્ણનું નથી, મસ્તક રહિત એટલે કે ઉપરના ભાગે શૂન્ય છે, અસ્ત પામેલ નથી અને વળી નિશ્ચયથી સદા આનંદરસરૂપ છે. અસંગ એટલે કે સ્પર્શશૂન્ય છે આથી તેને સ્પર્શી શકાતું નથી.

એ અક્ષર અવિનાશી પરબ્રહ્મતત્ત્વ ગંધ, રસ તથા રૂપરહિત છે. અશ્રોત્ર છે. આથી શબ્દશૂન્ય છે. વાણી તથા મનથી પર છે. જ્યાંથી મન સાથે વાણી આદિ ઇન્દ્રિયો તેને ન પામી પાછી ફરે છે — **'યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ'** અતેજસ્ક છે, તેજ વગરનું છે, તેનામાં દાહક ગુણ નથી, એને કોઇનું પ્રમાણ આપી શકાય તેમ નથી. આથી પ્રમાણ શૂન્ય છે, સુખકારી છે. એ નામ તથા ગોત્રરહિત છે, એનું કોઈ નામ નથી, એનું ગોત્ર નથી, તે અમર છે; એના આયુની હાનિ થતી નથી, આથી અજર છે, રોગથી રહિત હોવાને કારણે અનામય છે, અમૃત છે આથી મોક્ષરૂપ છે, ૐકાર શબ્દ દ્વારા પ્રતિપાદ્ય છે, સુધારૂપ છે, તે કોઇનાથી ઢંકાયેલું ન હોવાને કારણે અનાચ્છાદિત છે. એ દેહના પૂર્વભાગ તથા અપરભાગથી શૂન્ય છે, અંતરહિત છે, અનંત છે, અબાહ્ય છે — તે અક્ષર અવિનાશી બ્રહ્મ બધું ખાય છે, તે બ્રહ્મરૂપ કર્મ કંઈ પણ ખાતું નથી. શ્રેષ્ઠ પાશુપત યોગમાં જે મનુષ્યને પ્રયોજન હોય છે તે પાશુપત-યોગરૂપ પરબ્રહ્મને જાણ્યા બાદ અંતે તેના સ્વરૂપમાં પ્રવેશ કરે છે તથા તેનામાં વિલીન પામે છે. પાશુપતયોગના દાતા પરબ્રહ્મ પરમાત્મા મહાદેવ શરીરમાં રહેલા છે, એમને શોધવા બહાર જવાની જરૂર નથી. એ ખૂબ જ સૂક્ષ્મ અંતર્યામી ઇન્દ્રિયોમાં રહે છે, વાયુ કરતાં પણ એ વધુ વેગીલા છે. ૐકારરૂપ દીવડાનો અંતઃકરણમાં પ્રકાશ કરી એના જપથી મનને સ્વાધીન કરવું તથા એ દીવાના પ્રકાશમાં ઇન્દ્રિયોના સ્વામીની હૃદયમાં શોધ કરવી. એની શોધ કરવા કોઈ પણ જાતનો ભય ક્યાંય જણાતો નથી. 'એ ક્યાં છે?' આ પ્રશ્નની ચર્ચા કરવા વાગ્જાલમાં કયા કારણોસર ફસાઓ છો? શા માટે શાસ્ત્રજાળના અંધકારરૂપ દ્વૈત વગેરેના તિમિરમાં ભટકો છો અને તેને શોધવા માટે ફાંફા મારો છો? પરબ્રહ્મરૂપ શંકર અંતઃકરણમાં જ રહેલા છે આથી ત્યાં જ તેમને શોધો તથા તે અર્થે પ્રણવનો જપ કરો.

આ મુજબ શંકરે મુનિઓને કહેલો પાશુપતયોગ મુમુક્ષુએ જ્ઞાનીજનો પાસેથી યોગ્ય રીતે જાણી લઈ દેહના પાંચ કોશોમાં તે આનંદરૂપ આત્મસ્વરૂપની યોજના કરવી એટલે કે અભય એવા મોક્ષને પાશુપત યોગથી પ્રાપ્ત કરવો. ૧-૫૬

**એવં સમ્યગ્બુધૈર્જ્ઞાત્વા મુનીનામથ ચોક્તં શિવેન।**
**અસમરસં પઞ્ચધા કૃત્વાભયં ચાત્મનિ યોજયેત્॥૫૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'પાશુપતવ્રતનું માહાત્મ્ય' નામનો ૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૦મો

# ઉમાપતિનો મહિમા



સનત્કુમાર ઉવાચ

ભૂય એવ મમાચક્ષ્વ મહિમાનમુમાપતેઃ।
ભવભક્ત મહાપ્રાજ્ઞ ભગવન્નન્દિકેશ્વર॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ હે શિવભક્ત મહાજ્ઞાની નંદિકેશ્વર! ઉમાપતિ ભગવાન શિવનો મહિમા આપ મને ફરી સંભળાવો!

શૈલાદિ બોલ્યાઃ હે સનત્કુમાર! હું પરમેષ્ઠી મહેશ્વરનો મહિમા ટૂંકમાં પૂરેપૂરો તમને સંભળાવું છું. ભગવાન શિવને માયાનું બંધન છે નહીં, તેમ ક્યારેય હતું પણ નહીં. આ જ પ્રમાણે બુદ્ધિનું બંધન, અહંકાર, મન, ચિત્ત, શ્રોત્ર, ત્વચા તથા નેત્રોનું બંધન પણ શિવને નથી. જિહ્‌વા, નાસિકા, હાથ, પગ, વાણી, ઉપસ્થ તથા ગુદાનાં બંધન અને આકાશાદિ પંચમહાભૂત તથા તેમની શબ્દ તન્માત્રાઓનું બંધન પણ ભગવાન શિવને નથી. તત્ત્વેત્તા મુનિઓએ તેમને નિત્યબુદ્ધ અને નિત્યમુક્ત કહેલા છે. તે સ્વભાવ દ્વારા જ નિત્યશુદ્ધ છે. પરમપુરુષ શિવની આજ્ઞા દ્વારા પ્રકૃતિ બુદ્ધિને ઉત્પન્ન કરે છે. શંકરની આજ્ઞાને કારણે પ્રકૃતિએ ઉત્પન્ન કરેલી બુદ્ધિ અહંકારને જન્મ આપે છે. શંકરની આજ્ઞા દ્વારા અહંકાર મન સાથે દશ ઇન્દ્રિયો તથા શબ્દાદિ તન્માત્રાઓને આખા શરીરમાં ઉત્પન્ન કરે છે. તન્માત્રાઓ આકાશ વગેરે બધા મહાભૂતોને ઉત્પન્ન કરે છે. બ્રહ્માથી લઈ તૃણ સુધીના બધા દેહીઓની દેહસંગતિને પંચમહાભૂતો શંકરની આજ્ઞા દ્વારા જન્મ આપે છે, તથા બુદ્ધિ બધા કાર્યોનો નિશ્ચય કરે છે. બધા શરીરોમાં અંતર્યામીરૂપે રહેલા સ્વયંભુ શંકરનું બુદ્ધિ, અહંકાર તથા મન સાથે બધી ઇન્દ્રિયો સ્વભાવસિદ્ધ ઐશ્વર્ય છે. આકાશ વગેરે પંચભૂતો શંકરની આજ્ઞા દ્વારા જ બધા શરીરોમાં પોતપોતાનું કર્મ કરે છે. દેહમાં રહેલો ગર્વ 'અહંભાવ' સેવે છે. અહીં 'હું સ્વામી છું, હું સમર્થ છું, મારા આ વિષયો છે, મારા સિવાય બીજો આનો સ્વામી નથી.' આમ ગર્વ કરે છે. ચિત્ત એ અંતઃકરણનો એક ભેદ છે. ચિત્ત વિષયોનું સ્મરણ કરાવે છે; મન સંકલ્પ કરે છે. શંકરની આજ્ઞા દ્વારા તથા તેની શક્તિથી જ શ્રોત્ર વગેરે ઇન્દ્રિયો શબ્દને શ્રવણ કરે છે, રૂપને નિહાળે છે, સ્પર્શ કરે છે, રસ તથા ગંધને ગ્રહણ કરે છે; વાણી વદે છે પરંતુ વસ્તુનું કદી પણ ગ્રહણ કરતી નથી. હસ્ત જ વસ્તુઓને ગ્રહણ કરે છે, પકડે છે, ઊંચકે છે પરંતુ હાથ-પગની જેમ જમીન પર ગતિ કરતા નથી; ગતિકાર્ય તો પગ જ કરે છે. ઈશ્વરના નિયમને કારણે અને તેની આજ્ઞા દ્વારા પગ વિહાર કરે છે; પરંતુ મળ-મૂત્ર વગેરેનો પગ ક્યારેય ત્યાગ કરતા નથી. તે કાર્ય તો ઉપસ્થ તથા ગુદા જ કરે છે, પરંતુ તેઓ બોલતાં નથી. વિભુની આજ્ઞાને કારણે ઉત્પન્ન થયેલ બધા પ્રાણીઓની ઉપસ્થ ઇન્દ્રિય વારંવાર આનંદ અનુભવે છે. પરમેશ્વર શંકરની આજ્ઞા દ્વારા જ ગગન બધા પ્રાણીઓને હંમેશા અવકાશ આપે છે.

પ્રભંજન પવન પોતાના પ્રાણ, અપાન તથા વ્યાન વગેરે ભેદો દ્વારા શંકરની આજ્ઞાથી જ બધા પ્રાણીઓનાં દેહને ધારણ કરીને રહે છે.

સપ્ત ધાતુઓવાળા દેહમાં રહેલો વાયુ પોતાના સ્વૈર તથા આવહ વગેરે ભેદો દ્વારા દેવોના દેવ મહાદેવની આજ્ઞા દ્વારા જ લોકોના જીવનને નિભાવે છે. નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજય — આ પાંચ વાયુઓ દેહમાં રહી પરમેશ્વરની આજ્ઞા દ્વારા પોતપોતાનું કાર્ય કરે છે.

શિવની આજ્ઞા દ્વારા જ અગ્નિ દેવોને હવ્ય તથા પિતૃઓને કવ્ય પહોંચાડે છે અને અન્નને પકાવે છે. દેહધારીઓના પેટમાં રહેલ વૈશ્વાનર નામક અગ્નિ વિશ્વેશ્વર શિવની આજ્ઞા દ્વારા જ ખાધેલા ખોરાકને પચાવે છે તથા પાણી બધા પ્રાણીઓને જીવન અર્પે છે. ચોવીસ તત્ત્વોમાંના દરેક તત્ત્વે શિવની આજ્ઞાનું પાલન કરવું જ પડે છે.

ગરીયસી એટલે કે ખૂબ જ ભારથી યુક્ત પૃથ્વી શંકરની આજ્ઞા દ્વારા જ ચર તથા અચર બધા પ્રાણીઓને ધારણ કરે જ છે.

ઇન્દ્ર વગેરે બધા દેવો પણ શંકરની આજ્ઞા દ્વારા જ પોતપોતાના અધિકારોમાં પ્રવૃત્ત રહે છે; ઇન્દ્ર મેઘોથી પૃથ્વી ઉપર પાણીની વૃદ્ધિ કરી બધા પ્રાણીઓનું પાલન-પોષણ કરે છે. જીવિત પ્રાણીઓને તથા મૃત્યુ પામેલાને યમ દરેક પ્રકારના કષ્ટો આપે છે; સદાશિવની આજ્ઞાનું બધા લોકોમાં કોઇથી પણ ઉલ્લંઘન થઈ શકે નહીં.

જગતનું ભરણપોષણ કરનારા તથા વ્યાપક સ્વરૂપથી ત્રણ લોકમાં રહેલા વિષ્ણુ શંકરની આજ્ઞાથી જ દેવોનું રક્ષણ, અસુરોનો વધ અને અધાર્મિકોનો નાશ કરે છે.

ઈશ્વરની આજ્ઞા દ્વારા વરુણ બધા લોકોને પાણીથી તૃપ્ત કરે છે તથા તેની જ આજ્ઞા દ્વારા અસુરોને પાશથી બાંધે છે અને પાણીમાં ડુબાડે છે.

પરમેષ્ઠી ભગવાન શિવના શાસનથી વિત્તેશ્વર કુબેર બધા પ્રાણીઓના પુણ્ય-કર્માનુસાર તેમને ધન અર્પે છે. સત્ય સ્વરૂપ ભગવાન શંકરની આજ્ઞા દ્વારા સૂર્યોદય અને સૂર્યાસ્ત થાય છે. કાળના પણ કાળ ભગવાન શિવની આજ્ઞા દ્વારા ચન્દ્રમા વનસ્પતિ અને ઓષધિ વગેરેમાં રસ ઉત્પન્ન કરી પ્રાણીમાત્રને આનંદ આપે છે.

બાર આદિત્ય, આઠ વસુ, અગિયાર રુદ્ર, બે અશ્વિનીકુમાર, ઓગણપચાસ મરુદ્ગણ અને બીજા દેવો શંકરના શાસનથી જ નિર્મિત થયા છે. ગંધર્વો, દેવસમૂહો તથા સિદ્ધગણો, સાધ્યો, ચારણો, યક્ષો, રાક્ષસો તથા પિશાચો પોતાની સ્થિતિ કરી રહેલા છે. એ જ પ્રમાણે ગ્રહ, તારા, નક્ષત્ર, યજ્ઞ, વેદ, તપ તથા ઋષિગણો આદિ બધા મુનિઓ અને કવ્યનું પાન કરનારા પિતૃઓ સાત સમુદ્રો, પર્વતો, નદીઓ, વનો તથા સરોવર પણ ઈશ્વરના જ શાસનમાં છે.

કલા, કાષ્ઠા, નિમેષ, મુહૂર્ત, દિવસ, રાત્રિ, ઋતુ, સંવત્સર, પક્ષ તથા માસ ભગવાન શિવના આદેશ દ્વારા જ થતા હોય છે. યુગ તથા મન્વંતરોનું પણ શંકર જ નિર્માણ કરે છે. પર તથા પરાર્ધ આદિ કાળભેદ પણ તેઓ જ કરે છે.

દેવોના દેવ શંકરની આજ્ઞા દ્વારા જ દેવોની આઠ જાતિઓ તથા તિર્યગ્યોનિની પાંચ જાતિ અને મનુષ્યો પોતપોતાની પ્રવૃત્તિ કરતાં હોય છે. બધા લોકોમાં રહેલ ભૂતગણો ચૌદ યોનિઓમાં તેના જ

શાસન દ્વારા ઉત્પન્ન થાય છે. ચૌદ લોકોમાં રહેલી પ્રજા સર્વેશ્વરની આજ્ઞામાં રહી કાર્ય કરે છે. સમસ્ત પાતાળ, બધા ભુવનો, બ્રહ્માંડો, પાણીના આવરણો, બધા ભૂતો, બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર સાથે બધા દેવો શંકરની આજ્ઞા દ્વારા ઉત્પન્ન થઇને સ્થિતિ કરી રહેલા છે તથા પોતાના કર્મમાં પ્રવૃત્ત રહે છે. ભૂતકાળમાં શંકરની આજ્ઞા દ્વારા તેમણે પોતાનાં કાર્યો કર્યાં છે તથા ભવિષ્યમાં પણ બધા આવરણ સાથે તેમની આજ્ઞામાં રહી પોતાનાં કાર્ય કરતા રહેશે. ૧-૪૭

બ્રહ્માણ્ડાનિ ભવિષ્યન્તિ સહ વસ્તુભિરાત્મકૈઃ।
કરિષ્યન્તિ શિવસ્યાજ્ઞાં સર્વૈરાવર્ણૈઃ સહ॥૪૭॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'ઉમાપતિનો મહિમા' નામનો ૧૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૧મો

# ઉમા અને શંકરની વિભૂતિઓ તથા લિંગમહિમા



સનત્કુમાર ઉવાચ॥
વિભૂતીઃ શિવયોર્મહ્યમાચક્ષ્વ ત્વં ગણાધિપ।
પરાપરવિદાં શ્રેષ્ઠ પરમેશ્વરભાવિત॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ પર તથા અપર તત્ત્વને જાણનારાઓમાં ઉત્તમ તથા શંકરને પ્રાપ્ત કરનારા હે ગણાધિપ! હવે આપ મને ઉમા તથા મહેશ્વરની વિભૂતિઓ જણાવો.

નંદિકેશ્વર બોલ્યાઃ હે પ્રિય સનત્કુમાર! બ્રહ્માના પ્રિય પુત્ર હે યોગીન્દ્ર! હું તમને ઉમા તથા શિવની વિભૂતિઓ વિશે કહું છું. પરમાત્મા શંકરને કલ્યાણરૂપ કહેલ છે તથા તેમના સ્વરૂપમાં શ્રદ્ધા રાખનારા તેમનાં પત્ની શિવાને કલ્યાણકારિણી કહેલા છે. શિવ એ ઈશ્વર છે તથા ગૌરી એ માયા છે. શંકર એ પુરુષ છે તથા ગૌરી પ્રકૃતિ છે. શંભુ અર્થ છે તથા શિવા વાણી છે. અજ સમાન શિવ દિવસ છે તથા શિવા રાત્રિ છે. મહાદેવ યજ્ઞ છે તથા રુદ્રાણી દક્ષિણા છે. શિવ આકાશ છે તથા પાર્વતી પૃથ્વી છે. ભગવાન રુદ્ર સમુદ્ર છે તથા પર્વતરાજ હિમાલયની પુત્રી પાર્વતી તેનો કિનારો છે. રુદ્ર જાતે જ જાતવેદા એટલે કે અગ્નિ છે તથા તેમની અર્ધકાયારૂપ ઉમા 'સ્વાહા' (અગ્નિની પત્ની) છે. શૂલરૂપ આયુધવાળા શિવ વૃક્ષ છે તથા શૂલપાણિ મહાદેવનાં પત્ની પાર્વતી લતા છે. હર બ્રહ્મા છે તથા શંકરના અર્ધાંગિની દેવી ઉમા સાવિત્રી છે. મહેશ્વર વિષ્ણુ છે, પરમેશ્વરી ભવાની લક્ષ્મી છે. મહાદેવ હસ્તમાં વજ્રને ધારણ કરનારા ઇન્દ્ર છે તથા પાર્વતી શચી છે. ત્રણ નયનવાળા મહાદેવ યમ છે તથા પાર્વતી તેની પ્રિયા (યમપત્ની) છે. ભગવાન રુદ્ર વરુણ છે તથા ગૌરી સર્વ અર્થદાયિની છે. માથા પર બાલચંદ્રને ધારણ કરનાર બાલેન્દુશેખર મહાદેવ વાયુ છે તથા શિવા કલ્યાણકારિણી મનોરમા છે. અર્ધચન્દ્રને મસ્તક ઉપર ધારણ કરનાર ચંદ્રાર્ધમૌલિ શંકર કુબેર છે તથા શિવા તેની સમૃદ્ધિ છે. માથા ઉપર અર્ધચન્દ્રને ધારણ કરનાર મહાદેવ ચન્દ્ર છે તથા રુદ્રાપ્રિયા રોહિણી છે. શિવ એ સૂર્ય છે તથા ઉમાદેવી સુવર્ચલા છે. ત્રિપુરનો ધ્વંસ કરનાર ત્રિપુરધ્વંસી મહાદેવ

ષણ્મુખ કાર્તિકેય છે તથા પાર્વતી દેવસેના છે. ઉમા પ્રસૂતિ છે તથા મહેશ્વર પ્રજાપતિ દક્ષ છે. પુરુષરૂપ શંભુ મનુ છે તથા શિવપ્રિયા શતરૂપા છે. શિવ રુચિ નામક પ્રજાપતિ છે તથા પાર્વતી આકૃતિ છે.

ભગની આંખને ફોડનાર દેવ ભૃગુરૂપ છે તથા ત્રિનેત્ર શિવનાં પત્ની ઉમા ખ્યાતિ છે. ભગવાન રુદ્ર મરીચિ છે તથા વિભુ શંકરના વલ્લભા સંભૂતિ છે. ભવાની રુચિરા છે તથા શિવ શુક્ર છે. ગંગાને ધારણ કરનારા મહાદેવ અંગિરા છે તથા ઉમા સાક્ષાત્ સ્મૃતિ છે.

માથા પર ચન્દ્રને ધારણ કરનાર મહેશ્વર પુલસ્ત્ય છે અને તેમનાં પ્રિયા પ્રીતિ છે. ત્રિપુરનો ધ્વંસ કરનાર શંકર પુલહ છે અને તેમનાં પ્રિયા દયા છે. દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનાર શિવ ક્રતુ છે તથા તેમનાં પ્રિયા સંનતિ છે. ત્રિનેત્ર શંકર અત્રિ છે અને ઉમા સાક્ષાત્ અનસૂયા છે.

મહેશ્વર વસિષ્ઠ છે અને ઉમા અરુંધતી છે. સર્વ પુરુષો શંકરરૂપ છે અને બધી સ્ત્રીઓ મહેશ્વરીનું સ્વરૂપ છે. પુલ્લિંગ શબ્દ દ્વારા વાચ્ય સર્વ પ્રાણીઓ રુદ્ર છે તથા સ્ત્રીલિંગ શબ્દો દ્વારા સંબોધાતાં બધા પ્રાણીઓ ગૌરીની વિભૂતિ છે. બધા સ્ત્રી-પુરુષો ઉમા તથા શંકરની વિભૂતિઓ છે, એમનું જ ઐશ્વર્ય છે. પદાર્થની જે જે શક્તિ છે તે ગૌરી વિશ્વેશ્વરી દેવી છે તથા બધા પદાર્થો મહેશ્વર છે. શક્તિમંત બધા પદાર્થો શિવનું સ્વરૂપ છે. આઠ પ્રકૃતિઓ દેવીસ્વરૂપ છે તથા તેમની વિકૃતિઓ દેહધારી વિભૂતિઓ છે.

અગ્નિના તણખાઓ ઘણા હોય છે તેમ અલગ અલગ બધા જીવો શિવનાં અનેક ભિન્ન સ્વરૂપો છે. શરીરધારીઓનાં દેહ ગૌરીરૂપ છે તથા શરીરધારીઓ શિવના અંશ છે. શ્રાવ્યતત્ત્વ ઉમારૂપ છે તથા શ્રોતા મહેશ્વર છે. વિષયીપણું વિભુ છે અને વિષયાત્મકતા ઉમા છે. સર્જન કરવા લાયક બધી વસ્તુ શિવનાં પત્ની ઉમા છે તથા સર્જનહાર શંકર છે. પ્રજારૂપ દૃશ્ય વસ્તુ ભુવનેશ્વરી છે તથા દ્રષ્ટા વિશ્વેશ્વર શિવ છે. રસનો આસ્વાદ તથા સુગંધ ઉમારૂપ છે તથા તેને ગ્રહણ કરનારા ભુવનેશ્વર શિવ છે. મંતવ્ય વસ્તુને ધારણ કરનાર મહાદેવી મહેશ્વરી છે તથા મંતા વિશ્વાત્મા શંકર છે. જાણવારૂપ વસ્તુ શંકરનાં પ્રિયા પાર્વતી છે તથા તેને જાણનાર ભગવાન શિવ છે. પીઠાકૃતિ વેદીરૂપ દેવી ઉમા છે તથા લિંગરૂપ શિવ છે. પીઠ તથા વેદી ઉપર લિંગસ્થાપના કરી સુર અને અસુર તેનું પૂજન કરે છે. લિંગના ચિહ્નવાળા બધા પદાર્થો શંકરની વિભૂતિ છે તથા ભગના ચિહ્નવાળા પદાર્થો ગૌરીની વિભૂતિ છે. સ્વર્ગથી લઈ પાતાળલોક સુધીના આઠ આવરણરૂપ બ્રહ્માંડ એ બધા જ્ઞેય ઉમારૂપ છે તથા જ્ઞાતા મહેશ્વર છે. ત્રિપુરાસુરના વિનાશક શિવનાં પત્ની પાર્વતી લિંગ-શરીરરૂપ ક્ષેત્રતાને તથા અંધકાસુરના અંતક ભગવાન મહાદેવ જીવરૂપ ક્ષેત્રજ્ઞત્વને ધારણ કરીને રહે છે.

જે રાજ્યમાં પ્રજા શિવલિંગની પૂજા ન કરી બીજા દેવતાઓની પૂજા કરે છે તે રાજ્યની પ્રજા તથા તેનો રાજા રૌરવ નરકમાં જાય છે.

જે રાજા શિવભક્તિ ન કરતાં બીજા કોઈ દેવની ભક્તિ કરે છે તે પોતાના પતિની સેવા ન કરનારી પણ જાર પુરુષોને ભજનારી યુવતી સમાન છે. બ્રહ્મા વગેરે બધા દેવો, મહાન વૈભવશાળી રાજાઓ, મનુષ્યો તથા મુનિઓ આદિ બધા પુણ્યાત્માઓ શિવના લિંગની પૂજા કરે છે.

વિશ્રવા બ્રાહ્મણના પુત્ર રાવણનો તેના સૈન્ય સાથે વધ કરી વિષ્ણુના સ્વરૂપ રામચંદ્રે પણ સમુદ્રતટ ઉપર વિધિસર શિવના લિંગની સ્થાપના કરી હતી.

સેંકડો બ્રહ્મહત્યા તથા હજારો પાપકર્મ દ્વારા ખરડાયેલ મનુષ્ય પણ જો શ્રદ્ધાથી શિવનું પૂજન કરે તથા તેમના શરણે જાય તો બધા પાપોથી મુક્ત બને છે, એમાં શંકા નથી. સમસ્ત લોક લિંગમય છે તથા તે બધાય લિંગમાં રહેલા છે. આથી મોક્ષપદને પ્રાપ્ત કરવા ઇચ્છતા મનુષ્યે લિંગની પૂજા કરવી. શિવા તથા શિવરૂપ ઉમા-શંકર બધા પ્રાણીમાત્રના આકાર છે. આથી પોતાનું કલ્યાણ ઇચ્છનાર મનુષ્યોએ હંમેશા શિવા, શિવધ્યાન તથા પૂજન કરવું અને તેમને પ્રણામ કરવા. ૧-૪૧

સર્વાકારૌ સ્થિતાવેતૌ નરૈઃ શ્રેયોઽર્થિભિઃ શિવૌ।
પૂજનીયૌ નમસ્કાર્યૌ ચિન્તનીયૌ ચ સર્વદા॥૪૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'ઉમા અને શંકરની વિભૂતિઓ તથા લિંગમહિમા' નામનો ૧૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૨મો

# મહેશ્વરની આઠ મૂર્તિઓનું વર્ણન



સનત્કુમાર ઉવાચ।
મૂર્તયોઽષ્ટૌ મમાચક્ષ્વ શઙ્કરસ્ય મહાત્મનઃ।
વિશ્વરૂપસ્ય દેવસ્ય ગણેશ્વર મહામતે॥૧॥

સનત્કુમાર બોલ્યા: મહાજ્ઞાની હે ગણેશ્વર! હે નંદી! વિશ્વરૂપ ભગવાન શિવની આઠ મૂર્તિઓના વિષયમાં હવે આપ મને કહો.

નંદિકેશ્વર બોલ્યા: વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્માના પુત્ર હે સનત્કુમાર! હે પ્રિય વત્સ! હું પાર્વતીપતિ શંકરનો આઠ મૂર્તિરૂપ મહિમા તમને સંભળાવું છું.

પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, યજમાન તથા ચન્દ્રમા-પરમેષ્ઠી ભગવાન મહાદેવની આ આઠ મૂર્તિઓ છે; તેમનાં આઠ સ્વરૂપ છે. વળી અન્ય પણ ક્રમ છે, તે આ મુજબ છે — 'ખ' (આકાશ), આત્મા એટલે કે જીવ, ચન્દ્ર, વહ્નિ, સૂર્ય, જળ તથા પૃથ્વી-દેવોના દેવ જ્ઞાનરૂપ શંકરની આ આઠ મૂર્તિઓ છે.

મહાદેવની આઠ મૂર્તિઓમાંના એક એવા સૂર્યરૂપ અગ્નિહોત્રમાં હોમવામાં આવેલ હોમદ્રવ્ય તેના અંશરૂપ દેવોને હવ્યરૂપે પહોંચે છે. વૃક્ષના મૂળમાં સીંચવામાં આવેલું પાણી વૃક્ષની શાખા તથા ઉપશાખાઓને તૃપ્ત કરે છે તે મુજબ શંકરની વિભૂતિ એટલે કે તેના અંશરૂપ બધા દેવોને સૂર્યથી હવ્ય પહોંચે છે, અને તેના દ્વારા બધા દેવો હંમેશા તૃપ્ત રહે છે.

શંકરનાં સૂર્યાત્મક બાર જાતનાં વિવિધ રૂપ છે; તેમની પૂજા કરવી જોઇએ. ઉત્તમ મુનિઓ તેમની પૂજા કરે છે. આદિત્યરૂપ મહાદેવની અમૃતા એટલે કે ચન્દ્ર નામક એક કળા છે; પ્રાણીઓને જીવન આપવાના

કાર્યરૂપ એ કળાનું લોકમાં પાન કરવામાં આવે છે, સૂર્યરૂપ ધૂર્જટિની કલારૂપ ચન્દ્ર નામક કિરણ ઓષધિ એટલે કે અન્ન વગેરેની વૃદ્ધિ થવા માટે હિમ સાથે વૃષ્ટિનો વિસ્તારે છે.

માર્તણ્ડરૂપ શંભુનાં શુક્લ કિરણો લોકમાં ગરમી ફેલાવે છે તથા તે ગરમીથી અનાજ પાકે છે, એટલે કે સૂર્યકિરણોની ઉષ્ણતાને કારણે ધાન્ય-અનાજ પરિપક્વ થાય છે. દિવાકરરૂપ શંકરના હરિકેશ નામક કિરણ નક્ષત્રોનાં પોષક છે એટલે કે તે કિરણોને કારણે જ નક્ષત્રો પ્રકાશે છે.

સાત અશ્વોના વાહનવાળા સૂર્યરૂપ સર્વેશ્વર દેવનાં વિશ્વકર્મા નામક કિરણો બુધનું પોષણ કરી તેને દીપ્તિમાન કરે છે. એવા સૂર્યરૂપી ભગવાન શૂળને ધારણ કરનારા શિવનાં વિશ્વવ્યચ નામક કિરણ શુક્રને પોષી તેને પ્રકાશિત કરે છે. સહસ્ર કિરણવાળા સૂર્યરૂપ ભગવાન શિવનાં સંયદ્વસુ કિરણો રક્તવર્ણવાળા મંગળને પોષણ આપે છે. તપનાત્મા સૂર્યરૂપ પિનાકીનાં અર્વાવસુ કિરણ બૃહસ્પતિને પોષણ આપે છે. હરિદશ્વ સમાન સૂર્યરૂપ ભગવાન મહાદેવનાં સ્વરાટ નામક કિરણ શનૈશ્ચરને દિવસ-રાત પોષણ આપે છે. જગતનાં કારણરૂપ સૂર્યાત્મક પાર્વતીપતિ શંકરના સુષુમ્ણા નામક કિરણ શિશિરની શોભાની વૃદ્ધિ કરે છે. શાંત બધા કિરણોના પ્રકૃતિપણાને પ્રાપ્ત થયેલા સોમાહ્વયા શંકરની મૂર્તિ છે. શંકરનું સોમાત્મક ચન્દ્રસ્વરૂપ બધા દેહધારીઓમાં છેલ્લી ધાતુ સમાન શુક્રરૂપે રહેલો છે. જગદ્‌ગુરુ શંકરનો સોમાત્મક દેહ બધા શરીરધારીઓના મનમાં નિવાસ કરી રહેલો છે. અમૃતરૂપ કળાવાળા ભગવાન શિવની સોમ નામની મૂર્તિ બધા પ્રાણીઓના દેહમાં સોળ જાતના ભેદ દ્વારા રહેલી છે. દેવોના દેવ પરમ શાસક શંકરની સોમાહ્વય એટલે કે સોમમૂર્તિ અમૃતરૂપ સુધા દ્વારા અને પિતૃઓને હંમેશા પોષણ આપી તૃપ્ત કરે છે. શિવની સોમા નામક કળા ઓષધિ એટલે કે સસ્ય વગેરેને પોષણ આપી તેના દ્વારા દેહધારીઓનાં દેહને પોતાના પ્રભાવ દ્વારા જીવંત રાખે છે. આથી શિવના દેહરૂપ સોમ નામક મૂર્તિને સાક્ષાત્ પાર્વતી સમજવી. ઉમાના પતિ શંકરનું સોમાત્મક રૂપ યજ્ઞો તથા તપસ્વી જીવોના રક્ષણ અર્થે પતિભાવથી પ્રખ્યાત છે. ભગવાન શિવનું સોમાત્મક શરીર પાણી તથા ઓષધિઓના સ્વામીરૂપ દ્વારા પ્રસિદ્ધ છે. આત્મા તથા અનાત્માનો વિચાર કરનારા વિવેકી મનુષ્યોએ શંકરને હિરણ્મય-અમૃતરૂપ કહેલા છે. એ શંકર ચક્ષુ વગેરે બધી ઇન્દ્રિયોના સૂર્ય આદિ ઋત્વિજ દેવોથી પણ ગ્રહણ કરી શકાતા નથી; એટલે કે પરબ્રહ્મરૂપ શિવ અગોચર છે.

દેહમાં જીવભાવ દ્વારા રહેલા સોમાત્મક શંકરમાં મદ્ય સમાન વિષયોને આપનારી માયા વિલીન થાય છે.

શંકરની યજમાન નામક મૂર્તિ દેવોને હવ્ય દ્વારા તથા પિતૃઓને કવ્ય દ્વારા રાત-દિવસ પોષ્યા કરે છે. યજમાનરૂપે દીક્ષિત શિવસ્વરૂપ યજ્ઞમાં આપેલી આહુતિથી વૃષ્ટિરૂપ બધી ઓષધિઓને ઉત્પન્ન કરે છે, આ વાત તો જાણીતી જ છે.

પાણી એ પણ શંકરની આઠ જાતિમાંની એક મૂર્તિ છે. પાણી એ બ્રહ્માંડોની અંદર-બહાર રહેલું છે; પ્રાણીઓના દેહમાં પણ શિવના રૂપે પાણી રહેલું છે ઉમાના પતિ ભગવાન શિવ નદીઓમાં તથા સાગરોમાં જળરૂપે ચોમેર વ્યાપેલા છે. બધા પ્રાણીઓનું પાણી એ જીવન છે, અંબુમયી જળરૂપ અંબિકા એટલે કે ચન્દ્રરૂપ પાર્વતી પ્રાણરૂપે શંકરના અંતઃકરણમાં રહેલાં છે.

અગ્નિ પણ શંકરની મૂર્તિ છે — શિવસ્વરૂપ છે. એ બ્રહ્માંડોની અંદર-બહાર રહેલો છે. શંકરની અગ્નિરૂપ એ મૂર્તિ યજ્ઞોના દેહમાં રહેલી છે, પ્રાણીઓના દેહમાં એ જઠરાગ્નિરૂપે રહેલી છે. અગ્નિરૂપ શંભુની મૂર્તિ બધાનું કલ્યાણ કરનારી છે, એ અગ્નિરૂપ મૂર્તિ ખૂબ જ પૂજનીય છે. તત્ત્વવેત્તાઓએ એના ઓગણપચાસ ભેદ જણાવેલા છે. અગ્નિ શિવનું યજ્ઞાત્મક શરીર છે. દ્વિજાતિઓથી તેમાં અપાયેલી આહુતિ એટલે કે હોમાયેલું દ્રવ્ય અગ્નિ હવ્યરૂપે દેવોને તથા કવ્યરૂપે પિતૃઓને પહોંચાડે છે. શિવનો સર્વદેવમય અગ્નિરૂપ દેહ અત્યંત પવિત્ર છે, આમ વેદશાસ્ત્રના જ્ઞાતા મીમાંસકો જણાવે છે તથા તેઓ તેની વિધિસર પૂજા કરે છે.

વાયુ શંકરની મૂર્તિ છે. બ્રહ્માંડની અંદર-બહાર એ રહેલો છે. શિવની એ ચંચળ મૂર્તિરૂપ વાયુ બધા પ્રાણીઓનાં દેહમાં પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત તથા ધનંજયરૂપે રહેલો છે. આવહ, પ્રવહ વગેરે તેના ભેદ છે. ઇશાન એટલે કે ભગવાન શિવની એક જ મૂર્તિના આ બધા ભેદ છે.

આકાશ એ શંકરની મૂર્તિ છે, શિવસ્વરૂપ છે. વિભુ એવા સર્વવ્યાપી શિવનો ગગનરૂપ દેહ આખા બ્રહ્માંડમાં વ્યાપ્ત છે. પંચમહાભૂતોમાંનું આકાશરૂપ તત્ત્વ બધા પ્રાણીઓના દેહમાં રહેલું છે.

શંકરની પૃથ્વીરૂપ અત્યંત ભારથી યુક્ત મૂર્તિ પૃથ્વીતત્ત્વરૂપે બધાના દેહમાં રહેલી છે. એ શિવની મૂર્તિ બધા બ્રાહ્મણોની પ્રમુખ દેવતા છે. સકળ જગતનું ભરણપોષણ કરનારી એ મૂર્તિ વિશ્વંભરા છે. ચર-અચર બધા પ્રાણીઓને એ પૃથ્વીરૂપ શિવની મૂર્તિ ધારણ કરી રહે છે; સ્થાવર-જંગમ બધા પ્રાણીઓનાં દેહ ઇશાની મૂર્તિરૂપ પૃથ્વી વગેરે પંચભૂતથી ઉત્પન્ન થયેલા છે.

હે મુનિઓ! પૃથ્વી, જળ, તેજ, વાયુ તથા આકાશ — આ પંચભૂત; ચન્દ્ર, સૂર્ય તથા આત્મા કલ્યાણકારી દેવોના દેવ જ્ઞાનરૂપ શંકરની આ આઠ મૂર્તિઓ છે, આઠ સ્વરૂપ છે. યજમાન નામક મૂર્તિ તે શંકરના આત્મારૂપ આઠમી મૂર્તિ છે. હે મુનીશ્વરો! દીક્ષિત બ્રાહ્મણને આત્મા કહ્યો છે. દીક્ષિત બ્રાહ્મણરૂપ આત્મા કલ્યાણકારી શંકરની યજમાન નામક મૂર્તિ છે.

શંકરની આ આઠ મૂર્તિઓને શ્રદ્ધાથી પ્રણામ કરવા. પોતાનું શ્રેય ઇચ્છતા મનુષ્યોએ કલ્યાણના હેતુરૂપ શંકરનાં આ આઠ સ્વરૂપોને હંમેશા પ્રણામ કરવા જોઇએ. ૧-૪૬

મૂર્તયોઽષ્ટૌ શિવસ્યૈતા વન્દનીયાઃ પ્રયત્નતઃ।
શ્રેયોર્થિભિર્નરૈર્નિત્યં શ્રેયસામેકહેતવઃ ॥૪૬॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'મહેશ્વરની આઠ મૂર્તિઓનું વર્ણન' નામનો ૧૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૩મો



# શંકરના સ્વરૂપોની, પત્ની તથા પુત્રોનું વર્ણન

સનત્કુમાર ઉવાચ।

ભૂયોઽપિ વદ મે નન્દિન્ મહિમાનમુમાપતેઃ।
અષ્ટમૂર્તેર્મહેશસ્ય શિવસ્ય પરમેષ્ઠિનઃ ॥૧॥

સનત્કુમાર બોલ્યા: હે નંદી! પરમેષ્ઠી પાર્વતીના પતિ ભગવાન મહેશની આઠ મૂર્તિઓનો મહિમા આપ મને ફરી સંભળાવો.

નંદિકેશ્વર બોલ્યા: પરમેષ્ઠી પાર્વતીપતિ શિવની વિશ્વમાં વ્યાપ્ત આઠ મૂર્તિઓનો મહિમા હું તમને જણાવું છું. ચર-અચર પ્રાણીઓને ધારણ કરનાર દેવી વિશ્વંભરા એટલે કે પૃથ્વી એ આત્મા એટલે કે (અહીં) શરીરરૂપ છે. એવા વિશ્વંભરાત્મક શંકરને બધા શાસ્ત્રોના પારગામી તત્ત્વવેત્તાઓ 'શર્વ' કહે છે. તે વિશ્વંભરાત્મા પરમેષ્ઠી શર્વપત્નીનું નામ વિકેશી છે તથા તેના પુત્રનું નામ અંગારક-મંગળ છે.

પોતાના જળરૂપ દ્વારા લોકોને જીવન આપનારા જળદેહ સમાન પરમાત્મા શંકરને વેદવેત્તાઓ ભગવાન ભવ કહે છે. એ પરમાત્મા ભવનાં દેવી ઉમા પત્ની છે; વિદ્વાનોએ શુક્રને તેમનો પુત્ર કહ્યો છે.

જ્ઞાની મનુષ્યો વહ્નિરૂપ દેવને ભગવાન પશુપતિ કહે છે. એ પશુપતિની પ્રિયા ભાર્યા 'સ્વાહા' છે તથા ષણ્મુખ કાર્તિકસ્વામી પશુપતિ ભગવાન શિવના પુત્ર છે.

પવનાત્મા દેવને બુધજનો ઇશાન કહે છે. વિશ્વકર્તા પવનાત્મા ઇશાન દેવનાં પત્ની દેવી શિવા છે તથા મનોજવ-વાયુ તેમનો પુત્ર છે.

ચર-અચર બધા ભૂતોને અભીષ્ટ વસ્તુ આપનારા વ્યોમાત્મા આકાશરૂપ દેવને જ્ઞાની મનુષ્યોએ ભીમ કહેલા છે. મહા મહિમાવાળા ગગનરૂપ આત્માવાળા દેવ ભીમની દશ દિશાઓ ભાર્યા છે તથા તેમનો પુત્ર સર્ગ છે.

સમસ્ત પ્રાણીઓને ઐશ્વર્ય આપનારા સૂર્યાત્મા ભગવાન શિવ છે, દેવોએ એ દેવને ભુક્તિ-મુક્તિ આપનારા કહ્યા છે. ભક્તિ આપનારા સૂર્યાત્મક શિવ પોતાના ભક્તોને ભોગ તથા મોક્ષ આપે છે. સુવર્ચલા દેવી તેમનાં પત્ની છે તથા શનૈશ્ચર તેમનો પુત્ર છે.

સોમાત્મક એટલે કે ચન્દ્રના શરીરવાળા દેવને મહાદેવ કહેલા છે, એ સોમાત્મક મહાદેવનાં પત્ની રોહિણી છે તથા બુધ તેમનો પુત્ર છે.

યજમાનાત્મક દેવને ઉગ્ર કહ્યા છે; અન્ય કેટલાક સત્પુરુષો તેમને ઇશાન પણ કહે છે. હવ્ય-કવ્યનું ભોજન કરનારા દેવો તથા પિતૃઓ માટે તે દેવ હવ્ય-કવ્ય તૈયાર કરે છે. યજમાનાત્મરૂપ દેવ ઉગ્રની પત્નીને 'દીક્ષા' કહી છે તથા તેમના પુત્રનું નામ 'સંતાન' અથવા 'ક્રતુ' છે.

(અષ્ટ મૂર્તિનાં નામ અને તેમનાં સ્ત્રી-પુત્ર વગેરે વિષયમાં કહ્યા બાદ દેહધારીઓના દેહમાં તે મૂર્તિઓનું સ્વરૂપ શું છે, તે કહે છે:)

શરીરધારીઓના શરીરમાં ભૂમિ જેવો જે કઠણ ભાગ હોય છે તે પાર્થિવ દેહને જિજ્ઞાસુઓએ શર્વ તત્ત્વ સમજવું. દરેક શરીરમાં દ્રવણ થવાના સ્વભાવવાળી જે વસ્તુ છે તેને પરમાત્મા ભવનું જળરૂપ તત્ત્વ માનવું. દેહમાં રહેલા આગ્નેય તત્ત્વ-જઠરાગ્નિને પાશુપતિસ્વરૂપ જાણવું. દેહમાં રહેલા વાયુતત્ત્વને ઇશ સમજવા. બધા શરીરધારીઓના દેહમાં છિદ્રરૂપ પોલાણ ભાગવાળું આકાશતત્ત્વ છે, તે ભીમ એટલે કે શિવનો દેહ જાણવો. આકાશ એ ભીમરૂપ શિવસ્વરૂપ છે. દેહમાં રહેલા ચક્ષુ વગેરેના તેજને રુદ્રસ્વરૂપ સમજવું. બધા પ્રાણીઓના દેહમાં રહેલા ચંદ્રાત્મક મનને શંકરની મૂર્તિ સમજવી.

યજમાન નામનો આત્મા બધા પ્રાણીઓના દેહમાં રહેલો છે. તેને પરમાત્મતત્ત્વના જિજ્ઞાસુઓએ ઉગ્રની મૂર્તિ સમજવી. ચૌદ યોનિઓમાં ઉત્પન્ન થયેલા સમસ્ત પ્રાણીઓમાં ભગવાન શિવની આઠ મૂર્તિઓ અભેદરૂપે રહેલી છે એમ તત્ત્વવેત્તા ઋષિઓ કહે છે. શરીરધારીઓનાં દેહનાં અંગો સપ્તમૂર્તિમય છે તથા આત્મા એ બધા દેહોમાં આઠમી મૂર્તિ છે. ભગવાન શિવ આત્મારૂપ પોતાના આઠમા સ્વરૂપ દ્વારા બધા દેહોમાં વ્યાપ્ત છે. જો તમે તમારું કલ્યાણ ઇચ્છતા હો તો સમસ્ત લોકોમાં વ્યાપેલા આઠમી મૂર્તિરૂપ એ પરમાત્મતત્ત્વનું ચિંતન કરો તથા શ્રદ્ધાથી એની ઉપાસના કરો. ભગવાન મહેશની આ આઠ મૂર્તિઓની આરાધના કરવાને કારણે દેવોના દેવ મહાદેવ પ્રાણી પર અનુગ્રહ કરે છે, કોઈ પણ પ્રાણીનો તિરસ્કાર કરાય તો તે અષ્ટમૂર્તિરૂપ શિવનો તિરસ્કાર કરવા જેવું છે. કોઇને અભય આપવામાં આવે તો તે અષ્ટમૂર્તિરૂપ ભગવાન શિવની આરાધના કરવા જેવું છે, એમાં શંકા નથી. પ્રાણીઓ પર ઉપકાર કરવો, તેને અભય આપવો તે પણ શંકરની આરાધના જ છે; એમાં પણ સંશય નથી. બધાના ઉપર ઉપકાર કરવો, તેમના પર દયા કરવી તે કાર્ય અષ્ટમૂર્તિરૂપ શિવપૂજન કરવા સમાન છે, એમ મુનિઓએ કહેલું છે. શિવઆરાધના કરવાની તમારી ઇચ્છા હોય તો તમારે સમસ્ત પ્રાણીઓ ઉપર અનુગ્રહ કરવો તથા બધાને અભયદાન અર્પવું. ૧-૩૭

અનુગ્રહણમન્યેષાં વિધાતવ્યં ત્વયાઙ્ગિનામ્।
સર્વાભયપ્રદાનં ચ શિવારાધનમિચ્છતા॥૩૭॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'શંકરના સ્વરૂપોની, પત્ની તથા પુત્રોનું વર્ણન' નામનો ૧૩મો અધ્યાય સંપૂર્ણ*

❀ ❀ ❀

## અધ્યાય ૧૪મો

# પંચબ્રહ્મરૂપ શંભુના સ્વરૂપનું વર્ણન



સનત્કુમાર ઉવાચ।
પઞ્ચ બ્રહ્માણિ મે નન્દિન્નાચક્ષ્વ ગણસત્તમ।
શ્રેયઃ કરણભૂતાનિ પવિત્રાણિ શરીરિણામ્॥૧॥

સનત્કુમાર પૂછે છેઃ હે ગણશ્રેષ્ઠ નંદી! શરીરધારીઓનાં ઇન્દ્રિયરૂપ, કલ્યાણકારી પાંચ પવિત્ર બ્રહ્મરૂપોના વિષયમાં આપ મને જણાવો.

નંદિકેશ્વર બોલ્યા: પદ્મયોનિ બ્રહ્માના પુત્ર હે સનત્કુમાર! પાંચ બ્રહ્મ એ શિવનાં જ સ્વરૂપો છે, તેમના વિષયમાં હું તમને યથાર્થ રીતે જણાવું છું.

પંચબ્રહ્મરૂપ ભગવાન મહાદેવ સમસ્ત લોકોના એકમાત્ર સંહારક છે, પાલક છે તથા સર્જનહાર છે. સમસ્ત લોકોના ઉપાદાન તથા નિમિત્તકારણરૂપ શંકરનાં પાંચ સ્વરૂપ છે. સમસ્ત લોકોના રક્ષક પરમાત્મા શંકરનાં પાંચ સ્વરૂપ પંચબ્રહ્મ તરીકે ઓળખાય છે. પંચ મહાભૂત, મન, અહંકાર તથા બુદ્ધિ — આ આઠ ભોગ્ય પ્રકૃતિવર્ગના ભોક્તા, ક્ષેત્રજ્ઞ પરમેષ્ઠી શંકરની 'ઇશાન' સંજ્ઞાવાળી પ્રથમ મૂર્તિ છે, એટલે કે ઇશાન — એ શંકરનું પ્રથમ સ્વરૂપ છે. સ્થાણુ સમાન ભગવાન શિવની 'તત્પુરુષ' નામની દ્વિતીય મૂર્તિ છે. પરમાત્માની ગુહા એટલે કે મુખ્ય નિવાસરૂપ એ મૂર્તિને શિવની પ્રકૃતિ સમજવી. શંકરની ગૌરવશાળી ત્રીજી મૂર્તિ 'અઘોર' છે. ધર્મ વગેરે અંગો દ્વારા યુક્ત તે મૂર્તિને બુદ્ધિસ્વરૂપ કહ્યું છે. શંભુની ચોથી મૂર્તિનું નામ 'વામદેવ' છે. તે અહંકાર રૂપ દ્વારા બધા પ્રાણીઓમાં વ્યાપ્ત છે. શંકરની પાંચમી મૂર્તિનું નામ 'સદ્યોજાત' છે, તે બધા શરીરધારીઓમાં મનતત્ત્વ રૂપ દ્વારા રહેલી છે.

અવિનાશી શંકરનું ઇશાન સ્વરૂપ બધા પ્રાણીઓમાં શ્રોત્રેન્દ્રિય રૂપે રહેલું છે. શંકરની તત્પુરુષ મૂર્તિ ત્વગિન્દ્રિય રૂપે બધામાં રહેલી છે. ચક્ષુરૂપે અઘોર મૂર્તિ તથા જિહ્વેન્દ્રિયરૂપે વામદેવ અને ઘ્રાણેન્દ્રિય રૂપે સદ્યોજાત મૂર્તિ બધા દેહીમાં રહેલી છે, એટલે કે શ્રોત્રેન્દ્રિય ઇશાન સ્વરૂપ છે; સ્પર્શનરૂપ ત્વગિન્દ્રિય તત્પુરુષ છે; ચક્ષુરિન્દ્રિય એ ભગવાન મહાદેવનું અઘોરરૂપ છે; જિહ્વા એટલે કે રસનેન્દ્રિય વામદેવ છે; ઘ્રાણેન્દ્રિય સદ્યોજાત છે. (હવે કર્મેન્દ્રિયોમાં ભગવાન સદાશિવ કયા સ્વરૂપે રહે છે, તે કહે છે:)

વાક્-ઇન્દ્રિયમાં ભગવાન શિવ ઇશાન રૂપે રહે છે; પાણિ એટલે કે હસ્તોમાં તત્પુરુષ, પાદેન્દ્રિય એટલે કે પગોમાં અઘોર રૂપે; પાયુ એટલે કે ગુદામાં વામદેવ રૂપે તથા ઉપસ્થ એટલે કે સ્ત્રી-પુરુષોની જનનેન્દ્રિયોમાં ભગવાન સદાશિવ પોતાના સદ્યોજાતરૂપે રહેલા છે.

(પંચભૂતનાં કારણ શબ્દ વગેરે તન્માત્રારૂપે ઇશાન વગેરે મૂર્તિઓનું વર્ણન કરે છે.)

શબ્દ તન્માત્રારૂપે ઇશાનદેવને પ્રાણીઓના દેહમાં આકાશના જનક કહ્યા છે એટલે કે ઇશાન આકાશતત્ત્વના ઉત્પાદક છે. સ્પર્શ તન્માત્રારૂપ તત્પુરુષને મુનિઓએ વાયુતત્ત્વના ઉત્પાદક કહ્યા છે. રૂપતન્માત્રારૂપ અઘોરદેવ જાતવેદા એટલે કે અગ્નિ-તેજતત્ત્વના ઉત્પાદક છે. રસતન્માત્રારૂપ વામદેવને પાણીના જનક કહ્યા છે. ગંધ-તન્માત્રારૂપ સદ્યોજાત મહાદેવને તત્ત્વવેત્તાઓ ભૂમિ એટલે કે પૃથ્વીતત્ત્વના જનક ગણે છે.

(પંચભૂતોના ખાસ ગુણો દ્વારા ઇશાન વગેરે મૂર્તિઓના વિષયમાં કહે છે.) મહત્તત્ત્વ દ્વારા અદ્‌ભુત આકાશ ઉત્પન્ન થયું, આકાશ ઇશાનનું સ્વરૂપ છે. બધા લોકોમાં વ્યાપ્ત પવન તત્પુરુષનું સ્વરૂપ છે. દહનાત્મક તેજસ્તત્ત્વ અઘોરની મૂર્તિ છે. પાણી એ વિશ્વને જીવન અર્પે છે. એ વામદેવ રૂપ છે. ચર અને અચરને ધારણ કરનારા વિશ્વંભરા પૃથ્વી સદ્યોજાતનું સ્વરૂપ છે. સ્થાવર તથા જંગમ પંચબ્રહ્માત્મક ઇશાન વગેરે મૂર્તિરૂપ વિશ્વ શંકરનું ક્રીડાસ્થાન છે, શંકરનું આનંદસ્વરૂપ છે. વિશ્વમાં પચીસ તત્ત્વોવાળું દેખાતું

સ્વરૂપ પંચબ્રહ્માત્મક શંકરનું જ સ્વરૂપ છે. પોતાનું કલ્યાણ ઇચ્છનારાઓએ શ્રદ્ધાથી શંકરનું જ હંમેશા ચિંતન કરવું જોઇએ. ૧-૩૩

પઞ્ચવિંશતિતત્ત્વાત્મા પઞ્ચબ્રહ્માત્મકઃ શિવઃ।
શ્રેયોઽર્થિભિરતો નિત્યં ચિન્તનીયઃ પ્રયત્નતઃ॥૩૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'પંચબ્રહ્મરૂપ શંભુના સ્વરૂપનું વર્ણન' નામનો ૧૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૧૫મો

# શંકરના ત્રિગુણ રૂપનું વર્ણન



સનત્કુમાર ઉવાચ।
ભૂયોઽપિ શિવમાહાત્મ્યં સમાચક્ષ્વ મહામતે।
સર્વજ્ઞો હ્યસિ ભૂતાનામધિનાથ મહાગુણ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ ભૂતોના સ્વામી, મહાગુણવાન, મહાજ્ઞાની હે નંદી! આપ સર્વજ્ઞ છો. મને આપ ફરી શિવમાહાત્મ્ય સંભળાવો.

શૈલાદિ નંદી બોલ્યાઃ હે મુને! ઉત્તમ ઘણા મુનિઓએ વિવિધ જાતના શબ્દોથી વર્ણન કરેલું શિવમાહાત્મ્ય તમને સંભળાવું છું તે એકચિત્તે સુણો. સૌથી પહેલાં ગૌતમ વગેરે નૈયાયિકોના મતે શિવ સત્ એટલે કે નિત્યદ્રવ્ય રૂપ છે અને વળી અસત્ એટલે કે અનિત્ય દ્વિઅણુક વગેરે રૂપ પણ છે. કેટલાક વિદ્વાનો વળી શિવને સત્ તથા અસત્‌ના સ્વામી હોવાનું પણ જણાવે છે. યાસ્કાચાર્યે ઉત્પત્તિવાળા પદાર્થના જન્મ વગેરે છ ધર્મ કહ્યા છે; આથી પ્રાણીઓના ઉત્પત્તિ વગેરે વિકારોને કારણે શિવ વ્યક્ત એટલે કે સતરૂપ છે તથા તેનાથી વિહીન હોવાને કારણે અવ્યક્ત એટલે કે અસત્ પણ કહેવાય છે. શિવનાં એ બંને સત્-અસતરૂપો શિવથી અલગ નથી. શિવ તે બંનેના પતિ છે આથી સત્‌પતિ તથા અસત્પતિ કહેવાય છે.

સાંખ્યશાસ્ત્રના પ્રણેતા કપિલ મુનિના મતે તથા તેમના અનુયાયી તત્ત્વચિંતક બીજા મુનિઓના મતે શિવ ક્ષર તથા અક્ષરરૂપ+ છે. તેમ ક્ષર તથા અક્ષરથી પર છે. અક્ષર અર્થાત્ અવ્યક્ત અને ક્ષર અર્થાત્ વ્યક્ત — આ બંને રૂપ શિવનાં જ છે. ક્ષર તથા અક્ષરરૂપને કારણે તે અપરસ્વરૂપ કહેવાય છે. તે બંનેથી પર શાંત એવા શંકરને જ્ઞાનીજનો ક્ષરાક્ષરપર કહે છે.

---

+ ભગવદ્‌ગીતામાં ક્ષર તથા અક્ષરની વ્યાખ્યા આ મુજબ આપેલી છેઃ **'ક્ષરઃ સર્વાણિ ભૂતાનિ કૂટસ્થોઽક્ષર ઉચ્યતે।'** બધા ભૂતો-પ્રાણીઓ ક્ષર છે તથા સર્વ કાળમાં એકસ્વરૂપે રહેનાર, પરમાત્મા કૂટસ્થ છે અને અક્ષર છે.

શંકર સર્વ જીવોનું વ્યક્તરૂપ છે. એ સર્વરૂપ હોવાથી સકળ પ્રાણીઓનું સ્વરૂપ છે. સકળ પ્રાણીઓના સ્વરૂપ સમાન સદાશિવનું સ્મરણ કરવાથી જીવ સંસારબંધનથી મુક્તિ પામે છે.

શિવ સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ હોવાને કારણે વિશ્વના ઉદ્ભવનું કારણ છે. આથી સમષ્ટિ વ્યષ્ટિરૂપ શિવને યોગશાસ્ત્રના જ્ઞાતા મત્સ્યેન્દ્રનાથ વગેરે કેટલાક આચાર્યો પરમકારણ કહે છે. સમષ્ટિ અર્થાત્ અવ્યક્ત અને વ્યષ્ટિ અર્થાત્ વ્યક્ત. શિવનાં આ બે રૂપ મુનિઓએ જણાવ્યાં છે. શંકરનાં આ બંને રૂપ સિવાય બીજી વસ્તુનો સંભવ એટલે કે વિશ્વનું કારણ છે જ નહીં; એટલે કે શિવ જ સમષ્ટિ–વ્યષ્ટિરૂપ દ્વારા વિશ્વના કારણરૂપ છે. એ બંને કારણોને કારણે શિવ એ પરમેશ્વર છે.

વેદાંતીઓના મતે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞરૂપી પરંજ્યોતિ ભગવાન પરમેશ્વર શિવ એ પરબ્રહ્મ પરમાત્મા છે. ક્ષેત્ર શબ્દ દ્વારા એ વિદ્વાનો એમને ચોવીસ તત્ત્વવાળા હોવાનું જણાવે છે. ક્ષેત્રજ્ઞ હોવાને કારણે શિવ 'પુરુષ' એટલે કે ભોક્તા છે. સ્વયંભૂ શિવનાં ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ — આ બે રૂપ છે. શિવ કરતાં ભિન્ન બીજું કોઈ જ તત્ત્વ નથી, એમ જ્ઞાનીજનો કહે છે. શિવ એ અપરબ્રહ્મરૂપ એટલે કે શબ્દબ્રહ્મ આદિસ્વરૂપ છે.

ભૂતોના એટલે કે હૃદય વગેરેથી યુક્ત જીવોના શબ્દ વગેરે મુખ્ય વિષયો છે, આથી શબ્દબ્રહ્મરૂપ શિવ અપર બ્રહ્મરૂપ છે. મહાદેવ જન્મ–મરણથી રહિત છે.

શબ્દબ્રહ્મ અપરબ્રહ્મ છે તથા ચિદાત્મક એ પરબ્રહ્મ છે. આ બંને બ્રહ્મ સ્વયંભૂ મહેશનાં બે રૂપ છે. પરબ્રહ્મરૂપ શિવથી ભિન્ન બીજું કોઈ તત્ત્વ નથી.

કેટલાક મુનિઓ શિવને વિદ્યા તથા અવિદ્યા સ્વરૂપવાળા કહે છે. આદિદેવ મહેશ્વર લોકોના ધારક તથા પોષક છે. મુનીશ્વરો એમને જ વિદ્યા કહે છે અને અવિદ્યા પણ એમને જ કહે છે. સ્વયંભૂનાં એ બે સ્વરૂપ માયા દ્વારા ઉત્પન્ન થયેલાં છે. ભ્રાંતિરૂપ વિદ્યા શિવજ્ઞનું શ્રેષ્ઠ રૂપ છે.શાસ્ત્રવેત્તા કેટલાક મુનિઓ યોગથી તે રૂપને પ્રાપ્ત થયા છે. અનેક પદાર્થોમાં ભ્રાંતિ થવી તેને વિજ્ઞાન કહેવાય છે. આત્માના ચિંતન દ્વારા ઉત્પન્ન થતા જ્ઞાનને બુધજનોએ વિદ્યા કહી છે. ભ્રાંતિથી રહિત જ્ઞાન પરમતત્ત્વ કહેવાય છે. ઈશનું એ તૃતીય રૂપ છે, એના સિવાય ક્યાંય કશુંય નથી.

શિવને કેટલાક મુનિઓ વ્યક્ત, અવ્યક્ત તથા જ્ઞરૂપ કહે છે. પરમેશ્વર સદાશિવ બધા લોકોના ધાતા તથા વિધાતા છે. તત્ત્વવેત્તાઓ વ્યક્ત શબ્દ દ્વારા તેવીસ તત્ત્વોનો બોધ કરાવે છે. એટલે કે તેવીસ તત્ત્વોને વ્યક્ત કહે છે તથા પરાપ્રકૃતિને અવ્યક્ત કહે છે. 'જ્ઞ' શબ્દ દ્વારા ગુણોના ભોક્તા પુરુષનો બોધ કરાવે છે. એ ત્રણેય શિવનાં રૂપ છે. શિવરૂપ કરતાં ભિન્ન અશાંકર કોઈ તત્ત્વ નથી. ૧-૨૬

**તત્ત્રયં શાઙ્કરં રૂપં નાન્યત્કિઞ્ચિદશાઙ્કરમ્ ॥૨૬॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં***

***'શંકરના ત્રિગુણ રૂપનું વર્ણન' નામનો ૧૫મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૬મો

# શિવતત્ત્વમાહાત્મ્ય–વર્ણન



સનત્કુમાર ઉવાચ।
પુનરેવ મહાબુદ્ધે શ્રોતુમિચ્છામિ તત્ત્વતઃ।
બહુભિર્બહુધા શબ્દૈઃ શબ્દિતાનિ મુનીશ્વરૈઃ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ મહાબુદ્ધિશાળી હે નંદી! ઘણા મુનીશ્વરોએ ઘણા શબ્દો દ્વારા વર્ણન કરેલાં શિવરૂપો વિશે વિગતથી હું ફરી શ્રવણ કરવા ઇચ્છું છું.

શૈલાદિ નંદી બોલ્યાઃ હે મુને! ઘણા મુનિઓએ અનેક શબ્દો દ્વારા શિવરૂપોનું વર્ણન કર્યું છે તે વિષયમાં હું તમને ફરી જણાવું છું. ભગવાન શિવનાં ક્ષેત્રજ્ઞ, પ્રકૃતિ, વ્યક્ત તથા કાલાત્મા — આ ચાર રૂપો વેદરૂપ સાગરના પારંગત આચાર્યોએ કહેલા છે. બુધજનોએ ક્ષેત્રજ્ઞ પુરુષને પ્રધાન તથા પ્રકૃતિ કહેલો છે. પ્રકૃતિના સમસ્ત વિકારને વ્યક્ત કહ્યો છે. પ્રધાન તથા વ્યક્તના પરિણામ એટલે કે વિસ્તાર વગેરેમાં એક તથા અદ્વિતીય કારણ કાળ છે. ઈશના આ ચાર અવયવો તેમનાં ચાર રૂપ છે. (આ સિવાય શંકરના રૂપની અન્ય ચાર સંજ્ઞાઓ કહે છે.)

પરમેશ્વર શિવને કેટલાક આચાર્યો હિરણ્યગર્ભ, પુરુષ, પ્રધાન તથા વ્યક્ત કહે છે. હિરણ્યગર્ભ બ્રહ્મા જગતના કર્તા છે, પુરુષરૂપ વિષ્ણુ વિશ્વભોક્તા છે, વિકારરૂપ માયા દ્વારા ઉત્પન્ન થયેલું તત્ત્વ પ્રપંચ છે. એ એમનું વ્યક્ત સ્વરૂપ છે. પ્રધાન એટલે કે પ્રકૃતિ એ પ્રપંચનું આદિ કારણ છે. હિરણ્યગર્ભ વગેરે ચાર અવયવો શિવના ચાર રૂપ છે. શિવથી ભિન્ન કોઈ વસ્તુ નથી. વિશ્વ તો અધિષ્ઠાન સત્તાને કારણે વિલસતું હોય છે, એટલે કે શિવના પ્રભાવને કારણે જ વિશ્વનું અસ્તિત્વ છે.

ચરાચર દેહોને પિંડ કહે છે. એ પિંડજાતિસ્વરૂપ એટલે કે અખિલ વ્યક્તિજાતિમાં ઈશ્વર રહ્યો છે એમ પણ કેટલાક કહે છે. શિવનાં પાર્થિવભાવ તથા દ્રવ્યભાવવાળાં સામાન્ય રૂપોને જાતિ શબ્દ દ્વારા સંબોધેલો છે. કેટલાક મુનિઓ શંકરને વિરાટ, હિરણ્યગર્ભાત્મા તથા ઈશ કહે છે. હિરણ્યગર્ભ લોકોનો હેતુ છે એટલે કે લોક તથા લોકાંતરોને ઉત્પન્ન કરવામાં કારણરૂપ છે. એ હિરણ્યગર્ભ લોકાત્મક એટલે કે લોકોનું સ્વરૂપ છે, એ વિરાટ છે.

શંકરને કેટલાક સૂત્ર–અવ્યાકૃત રૂપ કહે છે. પરમેષ્ઠીનું અવ્યાકૃતરૂપ પ્રધાન છે. એ પ્રધાન રૂપથી લોકો શિવની સાથે સૂત્રમાં મણકાઓની જેમ રહેલા છે. શિવના તે અદ્ભુત અવ્યાકૃત રૂપને 'સૂત્ર' સમજવું. અંતર્યામી શિવને કેટલાક પર તથા બીજા કેટલાક ઈશ કહે છે. સ્વયંજ્યોતિ, સ્વયંવેદ્ય, શિવ, શંભુ, મહેશ્વર બધા ભૂતોના અંતર્યામી છે. બધા ભૂતોમાં ઉત્તમ હોવાને કારણે 'પર' કહેવાય છે. પરમાત્મા, શિવ, શંભુ, શંકર, પરમેશ્વરને પ્રાજ્ઞ, તજસ તથા જગત — આ ત્રણ રૂપવાળા કહેલા છે; તેની સુષુપ્તિ, સ્વપ્ન તથા જાગ્રત — આ ત્રણ અવસ્થાઓ છે.

વિરાટ, હિરણ્યગર્ભ તથા અવ્યાકૃત સ્વરૂપોનાં અનુક્રમે પ્રાજ્ઞ, તૈજસ તથા વિશ્વ આ રૂપ છે; સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત — આ ત્રણ અવસ્થાઓ છે. ત્રણે અવસ્થાવાળા શિવ તુરીય અવસ્થાવાળા છે. (**શિવમ્ અદ્વૈતમ્ મન્યન્તે તુરીયમ્।**) પરબ્રહ્મ પરમાત્મા શિવ ૐકારરૂપ છે, તારક છે. તુરીય અવસ્થાવાળા શિવ હિરણ્યગર્ભ પુરુષ કાળ એ શિવ છે તથા ઉપર જણાવેલ ત્રણ અવસ્થાઓ વિશ્વની સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારના કારણરૂપ છે. શંકરની ભવ, વિષ્ણુ તથા વિરંચિ — આ ત્રણ સ્વરૂપોની ભક્તિથી આરાધના કરવાને કારણે દેહધારી જીવો મુક્તિ પામે છે.

શંભુનાં કર્તા, ક્રિયા, કાર્ય તથા કરણ — આ ચાર રૂપ છે. આ જ પ્રમાણે પ્રમાતા, પ્રમાણ, પ્રમેય તથા પ્રમિતિ — આ પણ શિવનાં ચાર રૂપ છે; એમાં શંકા નથી.

સાગરમાં ઉત્પન્ન થતા તરંગો સાગર કરતાં ભિન્ન નથી પણ સાગર જ છે. તેમ ઈશ્વર, અવ્યાકૃત, પ્રાણ, વિરાટ, પંચ મહાભૂત તથા ઇન્દ્રિયસમુદાય શિવરૂપ જ છે.

ઈશ્વર એ વિશ્વનું નિમિત્તકારણ છે, અસાધારણ કારણ છે; તત્ત્વવેત્તાઓએ અવ્યાકૃતને પ્રધાન કહ્યું છે. પ્રાણ હિરણ્યગર્ભ છે; વિરાટ એ બ્રહ્માંડરૂપ લોકનું સ્વરૂપ છે. મહાભૂત, બધા પ્રાણીઓ, તેમનાં કાર્ય તથા બધી ઇન્દ્રિયોને મુનિઓએ શિવરૂપ કહ્યાં છે. પરમાત્મા એ શિવ છે, તેમના કરતાં ભિન્ન કંઈ જ નથી એમ જ્ઞાની મનુષ્યો કહે છે. પચીસ તત્ત્વો શિવ દ્વારા ઉત્પન્ન થયા છે. શિવ જ બધા તત્ત્વોનું કારણ છે. પાણીના તરંગો જળથી ભિન્ન નથી એટલે કે તરંગો એ પાણી જ છે તેમ શિવ બધા તત્ત્વોનું કારણ છે અને પાણીના તરંગોની જેમ તેમના કરતાં અભિન્ન છે. સોનાના અલંકારો એ સોનાથી ભિન્ન નથી, એમનાં નામ જુદાં જુદાં હોઈ શકે પણ એ બધાં છે તો સુવર્ણ જ; તેમ બધાં તત્ત્વો શિવ કરતાં ભિન્ન નથી. શિવ દ્વારા ઉત્પન્ન થયેલાં તે બધાં જ શિવસ્વરૂપ છે. માટી દ્વારા ઉત્પન્ન થયેલું કોડિયું, શકોરું, ઘડો આદિ ફક્ત નામ-રૂપ દ્વારા જ ભિન્ન છે પણ એ બધું માટીનું સ્વરૂપ છે, માટીનો વિકાર છે; તેમ ઈશ્વર, અવ્યાકૃત, પ્રાણ, વિરાટ, પંચમહાભૂત, ઇન્દ્રિય સમુદાય, પચીસ તત્ત્વો આદિ ભિન્ન ભિન્ન નામવાળાં તત્ત્વો શિવરૂપ જ છે, એ શિવ કરતાં ભિન્ન નથી. સૂર્યથી જેમ કિરણો ઉત્પન્ન થાય છે અને તે સૂર્યરૂપ જ છે તેમ માયા, વિદ્યા, ક્રિયા, શક્તિ, ક્રિયામયી જ્ઞાનશક્તિ — આ બધા શિવ દ્વારા જ ઉત્પન્ન થયેલા છે. આથી શિવ કરતાં અભિન્ન શિવનું જ રૂપ છે, બધાના આશ્રયરૂપ શિવ એ બધાના આત્મારૂપ છે. જો કલ્યાણ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો શ્રદ્ધાથી એ દેવની જ ભક્તિ કરો, ભગવાન મહાદેવની સેવા કરો, એની જ આરાધના કરો. ૧-૩૧

**ભજસ્વ સર્વભાવેન શ્રેયશ્ચેત્પ્રાપ્તુમિચ્છસિ॥૩૧॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં***

***'શિવતત્ત્વમાહાત્મ્ય-વર્ણન' નામનો ૧૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૭મો

# શિવમાહાત્મ્યનું વર્ણન



સનત્કુમાર ઉવાચ।
ભૂયો દેવગણશ્રેષ્ઠ શિવમાહાત્મ્યમુત્તમમ્।
શૃણ્વતો નાસ્તિ મે તૃપ્તિસ્ત્વદ્વાક્યામૃતપાનતઃ ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ દેવગણોમાં શ્રેષ્ઠ હે નંદી! શિવનું શુદ્ધ માહાત્મ્ય વારંવાર શ્રવણ કરતા તથા તમારી વાણીરૂપી અમૃતનું પાન કરતાં મને સંતોષ થતો નથી. પ્રતાપી ભગવાન શિવ શરીરધારી કઈ રીતે છે, એ શરીરે કેવા છે; એ શંભુ સર્વાત્મા કેમ છે; પાશુપત વ્રત કેવું છે, પ્રમુખ દેવોએ શિવના કેવા સ્વરૂપનાં શ્રવણ તથા દર્શન કર્યાં છે?

શૈલાદિ નંદી બોલ્યાઃ વિશ્વના પરમ કારણ સ્થાણુ એટલે કે સંસારના મંડપના સ્તંભ શિવ કલ્યાણરૂપે થયા. જ્ઞાનરૂપ પરબ્રહ્મ પરમાત્મા સદાશિવના મુખકમળ દ્વારા બધા દેવોમાં પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા. તેમને પારમેશ્વરી દેવી પાર્વતી સહિત શિવે પોતાના સમક્ષ ઉપસ્થિત થયેલા નિહાળ્યા. ત્યાર પછી બ્રહ્માએ આખી સૃષ્ટિનું સર્જન કર્યું તથા વર્ણાશ્રમની વ્યવસ્થા સ્થાપિત કરી. યજ્ઞ નિમિત્તે સોમ એટલે કે ઉમા સાથે રુદ્રનું વિરાટ પુરુષે સર્જન કર્યું. એ સોમથી ચરુ, વહ્નિ, યજ્ઞ, વજ્રને ધારણ કરનારા ઇન્દ્ર, નારાયણસ્વરૂપ વિષ્ણુની ઉત્પત્તિ થઈ. આ સમસ્ત વિશ્વ સોમમય છે; રુદ્રરૂપ છે. સમસ્ત દેવોએ ઈશ્વર એવા શિવની રુદ્રાધ્યાયથી સ્તુતિ કરી. દેવોના મધ્યમાં પ્રસન્ન મુખ દ્વારા રુદ્ર પ્રત્યક્ષ થયા; તથા પોતાના લીલાસ્વરૂપથી દેવોની વિજ્ઞાનરૂપ બુદ્ધિનું મહેશ્વરે નિવારણ કર્યું.

દેવોએ તે દેવને પૂછ્યુંઃ 'આપ કોણ છો?'

ભગવાન શિવ બોલ્યાઃ હું જ બધાનો આદિ છું, પુરાતન છું, હે ઉત્તમ દેવો! હું જ સૌ પ્રથમ કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું; હું એક એટલે કે અદ્વિતીય છું. આખા બ્રહ્માંડમાં મારાથી ભિન્ન એવું કાંઈ જ નથી. ચેતન-અચેતન બધા તત્ત્વોમાં હું છું; ચેતન તત્ત્વોમાં આત્મારૂપથી હું હંમેશા છું, નાશશૂન્ય છું. અચેતન ઘટ આદિ રૂપમાં હું અનિત્ય છું પણ માટીરૂપે ઘટનું ઉપાદાનકારણ હું છું. પાતકથી રહિત હોવાથી હું અનઘ છું; હિરણ્ય-ગર્ભરૂપ બ્રહ્મા છું; વેદોના રક્ષક હોવાને કારણે હું બ્રહ્મણસ્પતિ છું. પૂર્વ વગેરે દિશાઓ છું; આગ્નેય વગેરે વિદિશાઓ છું, હું પ્રકૃતિ છું, હું પુરુષ છું.

અગિયાર અક્ષરોવાળો ત્રિષ્ટુપ છંદ તે હું છું; બાર અક્ષરવાળો જગતી તથા આઠ અક્ષરવાળો અનુષ્ટુપ છંદ પણ હું જ છું; હું છંદોરૂપ છું, તન્મય છું, શિવ છું.

વાસ્તવમાં હું સત્ય છું; ચારે બાજુ ગમન કરનારો છું; આથી સર્વગ છું; શાંત છું; શ્રોતાગ્નિરૂપ છું; અધ્યાપનરૂપ હોવાને કારણે ગૌરવ છું; હિતનો ઉપદેશ કરનારો હોવાને કારણે ગુરુ છું; પૃથ્વીરૂપ હોવાને કારણે હું ગાય છું; ગુહારૂપ ગહ્ન છું; ગહન સમાન આનંદવન વગેરેમાં હંમેશા ગોચર એટલે પ્રત્યક્ષ છું. બધા તત્ત્વો એટલે કે પચીસ તત્ત્વોમાં હું જ્યેષ્ઠ છું; ઉંમરમાં અધિક છું; વરિષ્ઠ છું-શ્રેષ્ઠ છું, ગુણની અધિકતાવાળો છું; સમુદ્રરૂપ છું; જળ છું; અણિમા વગેરે બધા ઐશ્વર્યો દ્વારા યુક્ત છું; પરાક્રમી છું;

યશસ્વી છું; શ્રીમાન છું; જ્ઞાન તથા વૈરાગ્ય વગેરે છ ગુણ મારામાં રહેલા છે. આથી ભગવાન છું; બધાનો સ્વામી હોવાને કારણે ઈશ છું; તેજસાત્ત્વ હું છું, તથા પરિષ્કૃત યજ્ઞભૂમિરૂપ વેદી પણ હું છું. આત્મા દ્વારા ઉત્પન્ન થનારા આત્મભૂ આકાશરૂપ હું છું. (**'તસ્માદ્વા એતસ્માદાત્મન આકાશઃ સમ્ભૂતઃ।'** આત્મા દ્વારા આકાશ ઉત્પન્ન થયું છે, આથી હું આત્મભૂ છું.)

ચતુર્થ વેદરૂપ અથર્વણ છું; રહસ્યરૂપ મંત્ર હું છું; અંગિરાનો પુત્ર આંગિરસ સમાન બૃહસ્પતિ હું છું; મહાભારત વગેરે ઇતિહાસ છું; પુરાણો હું છું; હું કલ્પ છું તથા વિશ્વની રચના-કલ્પના પણ હું જ છું. કર્મોના સિદ્ધ પ્રયોગો જેમનાથી જાણી શકાય તે કર્મપ્રયોગની રચના રૂપ કલ્પ એટલે કે શાસ્ત્રો હું છું, કૂટસ્થરૂપ અક્ષર પરબ્રહ્મ છું, ક્ષર એટલે કે નશ્વર હું છું; સહિષ્ણુતારૂપ ક્ષાંતિ હું છું; શમરૂપ શાંતિ હું છું; હું ક્ષમારૂપ છું; બધા વેદોમાં ગુહ્ય સંવૃતરૂપ છું; આવરણરૂપ છું, સ્તુતિ કરવા લાયક વરેણ્ય હું છું. જન્મથી રહિત અજ પણ હું છું. હૃદયકમળરૂપ પવિત્ર પુષ્કર છું; તેના મધ્યમાં ઈશ્વર રૂપે રહેલો પણ હું જ છું; બહાર-અંદર તથા આગળ પણ હું જ રહેલો છું, હું અવ્યય એટલે અવિનાશી છું; હું જ્યોતિરૂપ છું; તમ છું; બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર પણ હું જ છું. હું બુદ્ધિ છું, અહંકાર છું. શબ્દ વગેરે તન્માત્રા અને ઇન્દ્રિયો છું; આ મુજબ જે મનુષ્ય મને સકળ વિશ્વરૂપ જાણે છે તે સર્વવિદ્ છે, સર્વાત્મા પરમેશ્વર છે.

હે દેવો! હું વાણીને વેદો દ્વારા· બધા બ્રાહ્મણોને એટલે કે બ્રાહ્મણધર્મ દ્વારા; હવિઓને હવિષ દ્વારા, આયુને આયુષ દ્વારા, સત્યને સત્ય દ્વારા, ધર્મને ધર્મ દ્વારા તથા બધા પ્રાણીઓને હું મારા તેજ દ્વારા તૃપ્ત કરું છું!

દેવોને આ મુજબ કહી ભગવાન શિવ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા; ત્યાર પછી દેવોને રુદ્રનાં તે સ્થળે દર્શન થયાં નહીં. નારાયણ અને ઇન્દ્ર સાથે બધા દેવો; હાથ ઊંચા રાખી ઉગ્ર તપશ્ચર્યા કરનારા ઊર્ધ્વબાહુ તપસ્વી મુનિઓ પરમાત્મરૂપ શિવ એવા શિવનું ધ્યાન કરે છે અને તેમની પ્રાર્થના કરે છે. ૧-૨૪

**સનારાયણક દેવાઃ સે દ્રાશ્ચ મુનયસ્તથા।**
**તથોર્ધ્વબાહવો દેવા રુદ્રં સ્તુન્વન્તિ શઙ્કરમ્॥૨૪॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શિવમાહાત્મ્યનું વર્ણન' નામનો ૧૭મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૮મો



# પાશુપતવ્રતનું માહાત્મ્ય

દેવા ઊચુઃ॥
ય એષ ભગવાન્ રુદ્રો બ્રહ્મવિષ્ણુમહેશ્વરાઃ।
સ્કન્દશ્ચાપિ તથા ચેન્દ્રા ભુવનાનિ ચતુર્દશ।
અશ્વિનૌ ગ્રહતારાશ્ચ નક્ષત્રાણિ ચ ખં દિશઃ॥૧॥

દેવો બોલ્યાઃ ભગવાન શિવ એ જ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર છે; સ્કંદ પણ એ જ છે. ઇન્દ્ર, ચૌદ ભુવન, અશ્વિનીકુમારો, ગ્રહો, તારાઓ, નક્ષત્રો, આકાશ, દિશાઓ, પંચમહાભૂત, સૂર્ય, ચન્દ્ર, પ્રાણ,

કાળ, યમ, મૃત્યુ, અમૃત એટલે મોક્ષ, પરમેશ્વર, ભૂત એટલે મોક્ષ, પરમેશ્વર, ભૂત એટલે કે પૂર્વકાલિક વિશ્વ, ભવિષ્યમાં ઉત્પન્ન થનારું તથા વર્તમાન કાળમાં રહેલું આખું જગત સત્યરૂપ મહેશ્વર છે; એ મહેશ્વર શંકરને પ્રણામ છે. આપ બધાના આદિ અને અંતમાં ઉત્પન્ન થયેલા છો; તથા ભૂ:, ભુવઃ અને સ્વઃ — આ ત્રણ વ્યાહૃતિરૂપ છો. આપ વિશ્વરૂપ છો તથા વિશ્વના હંમેશા મૂર્ધસ્થાનીય એટલે કે શિખરરૂપ છો. આપ એક ને અદ્વિતીય છો; પ્રકૃતિ તથા પુરુષરૂપે બે છો; બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરરૂપથી ત્રણ પ્રકારના છો. આ મુજબ બે તથા ત્રણ સ્વરૂપને પ્રકાશિત કરનારા આપ પરબ્રહ્મરૂપ છો. આપ બધાના આધાર છો. સુર એટલે કે દેવોના ઈશ્વર સુરેશ્વર છો. આપ શાંતિ છો; પુષ્ટિ છો; તુષ્ટિ છો; યજ્ઞમાં ન હોમાયેલું અહુત દ્રવ્ય છો; હોમાયેલું હુતદ્રવ્ય છો. આપ જગત છો, સર્વ કાંઈ છો. શૂન્યરૂપ આકાશ છો; જે કાંઈ અપાયેલ છે તે અને ન અપાયેલ એવું દત્ત અને અદત્ત બધા દ્રવ્યરૂપ આપ જ છો. ભક્તો આપના સ્વરૂપના ધ્યાનમાં હંમેશા લીન રહે છે. દુષ્ટ મનુષ્યોનું પણ આપ કલ્યાણ કરો છો. સજ્જનોનું કલ્યાણ તો કરો જ છો.

અમે પાર્વતી સાથે શિવસ્વરૂપનું દૃષ્ટિથી પાન કરીએ, તેમના દર્શનથી અમે મુક્ત થઇએ. શિવના જ્યોતિરૂપ ધામમાં જઇએ. કામ વગેરે દોષોને જીતનારા દેવોને અમે જાણતા નથી. શિવઆરાધના કરનાર અમને કામ વગેરે શત્રુ જડવત્ કરી શકે ખરા? આપની આરાધના કરવાથી અમારા મરણ પછી અમને મોક્ષપ્રાપ્તિ જરૂર થાય! આપનું કલ્યાણકારી રૂપ વિશ્વના હિત અર્થે છે. આપનું શિવનું સ્વરૂપ દિવ્ય છે, અક્ષર છે, સૂક્ષ્મ છે અને અવિનાશી છે. આપનું આ શિવરૂપ બધાનું જનક છે, પવિત્ર છે, શાંત છે. વાયુના સ્પર્શમાત્રથી બધાને પવિત્ર કરે છે. પોતાની લીલાથી સૌમ્ય ચન્દ્રતેજ દ્વારા પોતાના ભક્તોના હૃદયને શાંત કરે છે – પોતાના સ્વરૂપમાં લીન કરે છે. મહત્તત્ત્વનો પણ કોળિયો કરનારા મહાગ્રાસ તથા બધાનો સંહાર કરનાર ભગવાન શૂલપાણિ શિવને નમસ્કાર છે, નમસ્કાર છે.

અંતઃકરણમાં રહેલા પ્રાણમાં બધા દેવતાઓ રહેલા છે. પ્રાણરૂપે જે આપ અંતઃકરણમાં હંમેશા રહેલા છો તે અંતઃકરણમાં રહેલી 'અ, ઉ તથા મ' આ ત્રણ માત્રાઓ દ્વારા પર અર્ધમાત્રારૂપ નાદમાત્રા છો એટલે કે આપ ઓંકારરૂપ છો. ઓંકારમાં ઉત્તરભાગે રહેલો તથા મૂર્ધસ્થાનને પ્રાપ્ત થયેલો આકાર એ આપનું મસ્તક છે. દક્ષિણે પાદસ્થાનને પ્રાપ્ત થયેલ મકાર એ આપના પગ છે. મધ્યભાગમાં રહેલ ઉકાર તે ઉત્તર આવેલ અકાર સાથે જોડાવાથી 'ૐ' — ઓંકાર આપનું સનાતન શિવસ્વરૂપ છે. આપ બધે વ્યાપ્ત રહેલા છો, અનંત છો, શુક્લ તથા વૈદ્યુતરૂપથી આપ તારરૂપ તથા સૂક્ષ્મરૂપ છો. આપનું એ પરબ્રહ્મરૂપ છે–ઈશાન છે તથા તે એક એટલે કે ફક્ત આપનું રુદ્રરૂપ જ છે. ફક્ત આપ મહેશ્વર મહાદેવ જ રુદ્ર છો એમાં શંકા નથી.

'ૐ' શબ્દનો ઉચ્ચાર દેહને ઉન્નત કરે છે, ઊંચું તથા ટટ્ટાર રાખે છે આથી તે ઓંકાર કહેવાય છે. પ્રાણનું રક્ષણ કરે છે આથી પ્રણવ કહેવાય છે. બધામાં વ્યાપ્ત રહેલ છે આથી સર્વવ્યાપી છે, સનાતન છે. બ્રહ્મા અને ભગવાન વિષ્ણુને આપના લિંગના આદિ અને અંત સ્વરૂપ પ્રાપ્ત થયું નહીં. રુદ્ર અનંત છે તથા વિશ્વનું પરમકારણ છે. સંસારથી જે તારે તે તાર કહેવાયછે. સૂક્ષ્મ રૂપ ધારણ કરી શંકર બધા શરીરોમાં રહે છે. આથી ભગવાન નીલલોહિતને સૂક્ષ્મ કહ્યા છે. નીલ અને લોહિત જેવા વર્ણના હોવાને કારણે તેઓ

નીલલોહિત કહેવાય છે. પ્રધાનપુરુષના સંયોગને કારણે શુક્ર સ્ખલિત થઈ ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થાય છે આથી શુક્ર અથવા શુકલ છે. ઐહિક તથા પારલૌકિક રૂપો દ્વારા પોષણ આપે છે આથી શિવ પરબ્રહ્મ છે. પ્રકાશિત થાય છે આથી વિદ્યુતરૂપ છે. પોતાના સમાન ફક્ત પોતે જ છે આથી ભગવાન રુદ્ર અદ્વિતીય પરમેશ્વર છે. વિશ્વના સ્વામી છે આથી ઇશાન છે. દેવોના નેત્રરૂપ છે, ઇન્દ્ર વગેરે દેવોના નિયંતા છે. બધી વિદ્યાઓના સ્વામી હોવાને કારણે ઇશાન કહેવાય છે. મનના બધા ભાવોને જુએ છે-જાણે છે આથી ભગવાન છે. આત્મજ્ઞાનરૂપ યોગને પ્રાપ્ત કરાવે છે આથી મહાદેવ છે. દેવોના દેવ મહેશ્વર બધા લોકોનું ક્રમાનુસાર સર્જન કરે છે તથા પોતાની લીલા દ્વારા લોકોમાં નિવાસ કરી તેમનું વિસર્જન કરે છે-સંહારે છે. મહેશ્વર દેવ વિશ્વરૂપ દ્વારા ક્રીડા કરે છે આથી રુદ્ર છે. તેઓ બધી દિશાઓમાં વ્યાપ્ત રહેલા છે તે અનાદિરૂપથી સિદ્ધ છે તથા નિશ્ચયપૂર્વક બ્રહ્માંડરૂપ ઉદરમાં તેઓ પ્રવેશેલા છે. તે જ સ્વયંભુ રૂપ દ્વારા ઉત્પન્ન થયેલા છે અને દરેક કલ્પમાં આ જ પ્રમાણે સ્વયંભુપણા દ્વારા પ્રાદુર્ભાવ પામશે. અનૃત તથા અહંકાર વગેરેને કારણે પૃથક્ દૃષ્ટિવાળા હે જીવો! ભગવાન સદાશિવે સર્વતોમુખ છે, એટલે કે બધા કાળમાં બધે વ્યાપ્ત રહેલા છે. સત્પુરુષોએ અવિનાશી પરબ્રહ્મરૂપ ભગવાન શિવની શ્રદ્ધાથી ઉપાસના કરવી જોઇએ.

જ્યાંથી મન સાથે વાણી આદિ ઇન્દ્રિયો તેને ન પામી પાછી ફરે છે તે જ વાત અહીં વાણી યત્નથી કહે છે. અપર તથા પરબ્રહ્મ સદાશિવ બધાના આશ્રયરૂપ છે; નીલલોહિત ભગવાન શિવ સર્વજ્ઞ છે, આમ વેદવાણી સ્વયં કહે છે. શિવ એ જ સર્વ છે, શિવ પિંગળ વર્ણના છે, પરમપુરુષ છે, તેમને પ્રણામ છે.

જડ-ચેતનથી યુક્ત ચિત્રવિચિત્ર આ વિશ્વ તથા ચૌદ ભુવન જે ભૂતકાળમાં થયાં છે, વર્તમાનકાળમાં વિદ્યમાન છે તથા હવે પછીના કલ્પોમાં થવાનાં છે તે સર્વ આ મહારુદ્ર જ છે. ભગવાન શિવ એ જ હિરણ્યગર્ભ છે; હિરણ્યબાહુ છે, એ હિરણ્યપતિ છે; અંબિકાપતિ છે, ઇશાન છે, વૃષધ્વજ છે, ઉમાપતિ છે, વિરૂપાક્ષ છે, વિશ્વસર્જક છે તથા જગતનું વહન કરનારા વિશ્વવાહન છે.

સૌ પ્રથમ ભગવાન સદાશિવે બ્રહ્માના સનાતન નામક પુત્રને આત્માને પ્રકાશિત કરનારું આત્માનું જ્ઞાન આપ્યું. ઘણી રીત દ્વારા પ્રાર્થના કરાયેલા તથા ઘણાં નામવાળા પુરુષરૂપ અદ્વિતીય શિવને નમસ્કાર છે. વાળના અગ્રભાગ જેટલા સૂક્ષ્મ વહ્નિરૂપ અંતઃકરણના મધ્યભાગમાં આત્મજ્યોતિ રૂપે રહેલા શ્રેષ્ઠ દેવને જેઓ જુએ છે એટલે કે શંકરનું ધ્યાન તથા ચિંતન જે મનુષ્યો કરે છે તેમને શાશ્વતી એવી નિત્ય શાંતિ મળે છે. અન્યોને તે પ્રાપ્ત થતી નથી. જે મહાનથી પણ મહાન અને અણુથી પણ અણુ છે, અવિનાશી છે એવા આત્મારૂપ મહેશ્વર પ્રાણીની હૃદયરૂપ ગુહામાં રહેલા છે તેમને નમસ્કાર છે. હૃદયરૂપ કમળમાં વિરાજમાન એ ભગવાન સકળ વિશ્વના ધામરૂપ છે. હૃદયકમળમાં રહેલ, યોગીઓને પણ તે દુર્જ્ઞેય છે; યોગીઓ પણ તેમને મુશ્કેલીથી ઓળખી શકે છે. હૃદયાકાશમાં ઉપરની બાજુએ વહ્નિશિખા એટલે કે અગ્નિની સૂક્ષ્મ જ્યોતિરૂપે શિવ આત્મારૂપે રહેલા છે. પરમેશ્વર સદાશિવ ઋત એટલે કે પરમસત્ય છે. એ પરમેશ્વર પ્રણવરૂપ ઓંકાર છે. અર્ધનારીરૂપ હોવાને કારણે ભગવાન શિવ કૃષ્ણ તથા પિંગળ વર્ણના છે; ત્રણ આંખવાળા છે આથી વિરૂપાક્ષ છે. ઊર્ધ્વરેતા પરમપુરુષ મહાદેવનું અંતઃકરણરૂપી કમળમાં ધ્યાન કરવું.

એકરૂપ અથવા અનેકરૂપ ઈશ્વર શંકર બધી યોનિઓમાં પ્રવેશ કરી પંચકોશાત્મક શરીરને ધારણ કરે છે એવા ઇશાનનું ધ્યાન કરનારા મનુષ્યોને શાંતિ મળે છે.

પ્રાણીઓનું હૃદય કામ-ક્રોધ વગેરેથી યુક્ત હોય છે, તેમને-કામ વગેરેને બુદ્ધિતત્ત્વથી હૃદયમાંથી દૂર કરી શિવનું ચિંતન કરવું તથા રુદ્રસ્વરૂપમાં તેની સ્થાપના કરવી. રુદ્ર એક તથા અદ્વિતીય છે, નિત્ય છે. પરમેશ્વર છે, પરાત્પર છે; બ્રહ્માના, વિષ્ણુના, વહ્નિ અને વાયુજનક છે. સદાશિવ ભગવાન શિવનું ધ્યાન કરી અગ્નિ એટલે કે 'રં' બીજ દ્વારા પૃથક્ પૃથક્ અંગોનું શોધન કરવું અને ભૂતશુદ્ધિના ક્રમ દ્વારા કાળપુરુષનું દહન કરવું; શબ્દ વગેરે ગુણોની ઉત્પત્તિના ક્રમ મુજબ પોતાના શરીરનો આરંભ કરનારાં આકાશ વગેરે પંચભૂતોનું નિયમન કરવું. પૃથિવી વગેરે પાંચ માત્રા, ચાર માત્રા, ત્રણ માત્રા, બે માત્રા, એક માત્રા અથવા માત્રાથી રહિત નિર્ગુણ સ્વરૂપવાળા રુદ્રમાં હૃદયને જોડીને પાશુપત વ્રતનું આચરણ કરવું. તે માટે પહેલા સંકલ્પ કરવો. ઉપવાસ કરવો. સ્નાનાદિ કરી શ્વેત વસ્ત્ર ધારણ કરવાં. યજ્ઞોપવીત બદલવું, ચંદનાદિનું વિલેપન કરવું. શ્વેત પુષ્પોની માળા ધારણ કરવી. ત્યાર પછી ઋક્, યજુસ્ તથા સામવેદના મંત્રો દ્વારા વિધિથી અગ્નિસ્થાપન કરવું. દૂર્વાને ઘીમાં બોળી વિરજાહોમ કરવો. તે વખતે — **'પ્રાણાપાનવ્યાનોદાનસમાના મે શુદ્ધયન્તામ્'** — આ મંત્ર ભણી અગ્નિમાં દૂર્વાનો હોમ કરવો તથા પાંચ આહુતિ આપવી; **'વાક્મનશ્ચરણાદયઃ શુદ્ધયન્તામ્'** — બોલી દૂર્વાયુક્ત ઘીની ત્રણ આહુતિ આપવી. **શ્રોત્રજિહ્વે શુદ્ધયેતાર્'**—થી બે આહુતિ ઉપર મુજબ આપવી. **'પ્રાણઃ શુદ્ધયતન્તામ્'**—થી એક આહુતિ આપવી. આ જ રીતે બુદ્ધિ, શિર, પાણિ, પાર્શ્વ, પૃષ્ઠ તથા ઉદર શબ્દો દ્વારા યુક્ત મંત્ર ભણી ઘૃતયુક્ત દૂર્વા દ્વારા હોમ કરવો. જઙ્ઘે મે **શુદ્ધ્યેતામ્। શિશ્નમુપસ્થં પાયુર્મેઢ્રં ત્વચા માંસં રુધિરં મેદોઽસ્થીનિ શુદ્ધ્યન્તામ્। શબ્દસ્પર્શરૂપરસગન્ધાઃ શુદ્ધ્યન્તામ્। ભૂતાની શુદ્ધયન્તામ્। દેહે મેદાદયઃ શુદ્ધયન્તામ્। અન્નંપ્રાણેમનોજ્ઞાનાનિ શુદ્ધ્યન્તામ્।** આ મંત્રો બોલી દૂર્વાથી યુક્ત ઘીની આહુતિઓ આપવી. ત્યાર પછી ઘી, પલાશની સમાધિઓ તથા ચરુ દ્વારા ક્રમયુક્ત ઉપરના મંત્રો બોલી હોમ કરવો. ત્યાર પછી રુદ્રાગ્નિનું વિસર્જન કરી શ્રદ્ધાથી ભસ્મ ગ્રહણ કરવી. **અગ્નિરિતિ ભસ્મ૦।** આ મંત્ર દ્વારા ભસ્મ મસળીને દેહ પર લગાડવી. પાશમુક્ત કરનારું આ દિવ્ય પાશુપતવ્રત બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો અને ખાસ યતિઓ અર્થે હિતકારી કહ્યું છે. વાનપ્રસ્થ, ગૃહસ્થ તથા બ્રહ્મચારી અને સત્પુરુષોને પણ મુક્તિ આપનારું છે. અગ્નિહોત્રની ભસ્મ **'અગ્નિરિતિ૦'** મંત્ર દ્વારા ગ્રહણ કરી દેહ પર ચોપડનારો બ્રાહ્મણ પણ પાશુપતરૂપ થાય છે. ભસ્મ ધારણ કરનાર મનુષ્ય મહાપાતકો દ્વારા ઉત્પન્ન થયેલા પાપો દ્વારા તરત મુક્ત થાય છે, એમાં શંકા નથી; કેમ કે ભસ્મ એ અગ્નિનું વીર્ય છે. ભસ્મથી યુક્ત મનુષ્ય તેજસ્વી, મેધાવી તથા વીર્યવાન થાય છે. ભસ્મનું લેપન કરનારો તથા ભસ્મમાં શયન કરનાર જિતેન્દ્રિય મનુષ્ય બધા પાપથી મુક્ત થઈ શિવસાયુજ્ય પામે છે; આથી જ્ઞાની મનુષ્યે ભસ્મ ધારણ કરેલા મનુષ્યની શ્રદ્ધાથી પૂજા કરવી. તેનો આદરસત્કાર કરવો. 'અરે! ઓ! એ!' આદિ શબ્દો દ્વારા તેને સંબોધવો નહીં! તેને ક્યારેય 'તુંકાર' કરવો નહીં. ભસ્મ ધારણ કરનારા મનુષ્યનું અપમાન કરનાર બ્રહ્મા હોય કે વિષ્ણુ હોય તો પણ દેવોના ઈશ ભગવાન શિવ તેને ક્ષમા કરતા નથી. તો સામાન્ય મનુષ્યની શી વાત!

હે સુમુખી! ભસ્મ ધારણ કરનાર મનુષ્ય મારા પુત્ર ગણેશ જેવા મને પ્રિય છે; આથી તેને ન ગમે તેવું કાંઈ પણ કરવું નહીં તેનું અપ્રિય કરનાર મનુષ્ય નરકમાં પડે છે. તપ વગેરેથી રહિત હોવા છતાંય જે ગૃહસ્થ ભસ્મ દ્વારા ત્રિપુંડ કરતો નથી તેણે કરેલી પૂજા, શ્રાદ્ધ, દાન અને સ્નાનાદિ બધી ક્રિયાઓ તથા કરેલાં નિત્યકર્મ ભસ્મમાં હોમેલા ઘૃત સમાન નિષ્ફળ નીવડે છે; આથી બધા કાર્યોમાં જ્ઞાની મનુષ્યને ત્રિપુંડ્ર ધારણ કરવું.

બ્રહ્માએ આ મુજબ ભસ્મધારણનું માહાત્મ્ય કહ્યું તથા ત્યાર પછી દેવો સહિત શિવની સ્તુતિ કરી સ્વયં ભસ્માંકિત થઈ તેઓ વિરામ પામ્યા. ભગવાન શિવ અને અંબા પોતાના ગણો સાથે શાંત સ્વરૂપે દેવો પાસે બેઠા. દેવોએ રુદ્રાધ્યાય દ્વારા મહેશ્વરની સ્તુતિ કરી આથી શિવે દેવોને કહ્યું: 'હું તમારા પર પ્રસન્ન થયો છું; તમને વરદાન આપવા માગું છું; મારી પાસે તમો અભીષ્ટ વરદાન માગો.'

**તુષ્ટોઽસ્મીત્યાહ દેવેભ્યો વરંદાતું સુરારિહા।।૬૭।।**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'પાશુપતવ્રતનું માહાત્મ્ય' નામનો ૧૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૧૯મો

# શિવનો પૂજાવિધિ



**શૈલાદિરુવાચ।**
**તં પ્રભું પ્રીતમનસં પ્રણિપત્ય વૃષધ્વજમ્।**
**અપૃચ્છન્મુનયો દેવાઃ પ્રીતિકણ્ટકિતત્વચઃ।।૧।।**

પ્રેમને કારણે રોમાંચિત થયેલા દેવો તથા મુનિઓ પ્રસન્ન મનવાળા વૃષધ્વજ ભગવાન શિવને નમસ્કાર કરી પૂછવા લાગ્યા:

દેવો બોલ્યા: હે ભગવન્! દ્વિજાતિ વર્ણના મનુષ્યોએ આપનું પૂજન કયા સ્થળે, કયા રૂપનું, કેવા પ્રકારથી કરવું જોઇએ, તે કહો. આપનું પૂજન કરવાનો અધિકાર કોને છે? હે વૃષધ્વજ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય શૂદ્ર તથા સ્ત્રીઓએ તથા કુંડ* તથા ગોલકે* આપની પૂજા કઈ રીતે કરવી? હે શિવ! વિશ્વના હિત અર્થે આ બધું આપ અમને જણાવો.

સૂત બોલ્યા: તે બધા મુનિઓના ભાવ જોઈ સૂર્યમંડળમાં પ્રવેશેલા નીલલોહિત ભગવાન મહાદેવ ગંભીર વાણી દ્વારા તેમને બોધ આપતાં કહેવા લાગ્યા. કરોડો વીજળીઓની કાંતિની જેમ કાંતિવાળા દેવોના દેવ ભગવાન શિવને દેવી પાર્વતી સાથે દેવો અને મુનિઓએ સૂર્યમંડળમાં પોતાના સમક્ષ નિહાળ્યા.

* અમૃતે જારજઃ કુણ્ડઃ — પતિ જીવિત હોય તેવી સ્ત્રીને પરપુરુષ દ્વારા થયેલો પુત્ર 'કુંડ' કહેવાય છે.

* મૃતે ભર્તરિ ગોલકઃ — પતિના મરણ પછી જાર પુરુષ દ્વારા થયેલો પુત્ર 'ગોલક' કહેવાય છે.

અર્ધનારીશ્વર એ દેવને આઠ વિશાળ હાથો હતા, ચાર મુખ હતાં તથા બાર નેત્રો હતાં. તેમણે જટા તથા મુકુટ ધારણ કરેલ હતાં. તેઓ બધા આભરણો દ્વારા યુક્ત હતા. દેહ પર ચંદન તથા બીજા સુગંધી દ્રવ્યોનું લેપન કરેલ હતું, રક્ત પુષ્પની માળાઓ ધારણ કરેલી હતી.

સર્જન, પાલન તથા સંહાર કરનાર તે દેવનું પૂર્વ દિશા તરફનું 'તત્પુરુષ' નામક મુખ પીતવર્ણનું તથા આનંદિત હતું. દક્ષિણ દિશા તરફનું 'અઘોર' નામક મુખ અગ્નિની ઉગ્ર જ્વાળાઓ તથા ભયંકર દાઢો દ્વારા યુક્ત અને રક્તવર્ણી દાઢી-મૂછ તથા જટાવાળું હતું. ઉત્તર દિશા તરફનું 'વામદેવ' નામક આનંદિત મુખ પરવાળાની કાંતિ સમાન હતું. ભાસ્કરરૂપ ભગવાન શિવનું પશ્ચિમ દિશા તરફનું 'સદ્યોજાત' નામક દિવ્ય મુખ ગાયના દૂધ જેવું ધવલ વર્ણનું, મણિઓના હાર દ્વારા ભૂષિત અને ઉજ્જ્વળ તિલકવાળું હતું. દેવોએ ચાર મુખવાળા ભગવાન શિવનાં આદિત્ય, ભાસ્કર, ભાનુ તથા રવિરૂપ ચાર મુખ આ મુજબ નિહાળ્યાં. સૂર્યમંડળમાં રહેલા પ્રજાપતિ ભગવાન શિવની પૂર્વ તરફ વિસ્તારી; દક્ષિણે ઉત્તરા, પશ્ચિમે બોધની અને ઉત્તરે એક મુખ તથા ચાર હસ્તવાળી અધ્યાયની નામક શક્તિને નિહાળી. એ બધી શક્તિઓ બધી જાતનાં આભરણો દ્વારા અલંકૃત હતી. દક્ષિણ ભાગે બ્રહ્માને, વામ ભાગે જનાર્દન વિષ્ણુને તથા ઋગ્યજુ:સામ — આ ત્રણે વેદોના ક્રમ દ્વારા ત્રણ મૂર્તિરૂપ બ્રહ્મા, રુદ્ર તથા વિષ્ણુરૂપે દેવો અને મુનિઓએ સૂર્યમંડળમાં ભગવાન શંકરને નિહાળ્યા. બધાના સ્વામી ઇશાન, વરદ, પરમેશ્વર, બધા દેવોના આરાધ્ય પરમ સુખરૂપ સર્વેશ્વર ભગવાન શિવ બ્રહ્માના ધર્મ અને જ્ઞાનના આસન ઉપર વૈરાગ્ય તથા ઐશ્વર્યથી યુક્ત પવિત્ર આસન મૂકી બેઠેલા હતા. એ આસન શ્વેત કમળના મધ્યભાગમાં મૂકેલું હતું. ભગવાન શંકરની બધી બાજુએ 'દીપ્ત' વગેરે દેવીઓ ઊભેલી હતી. દીપશિખાના આકાર સમાન દીપ્તા, સૂક્ષ્મ વિદ્યુત્પ્રભા, અગ્નિશિખા સમાન આકારવાળી જયા, કનક જેવા કાંતિવાળી પ્રભા, પ્રવાળ સમાન વર્ણવાળી વિભૂતિ; કમળ સમાન વિમળા, કણેરના પુષ્પના આકારની અમોઘા, વિદ્યુત્ સમાન વિશ્વવર્ણિની, બધી દિશાઓમાં મુખવાળી ચતુર્વર્ણા એવી ચતુર્વક્ત્રા નામક એ નવ શક્તિઓ દ્વારા મહાદેવ ઘેરાયેલા હતા. આ જ પ્રમાણે ભગવાન શિવની ચારે તરફ સોમ, મંગળ, બુદ્ધિમાનોમાં ઉત્તમ બુધ, વિશાળ બુદ્ધિશાળી બૃહસ્પતિ, તેજના નિધિરૂપ ભાર્ગવ શુક્ર તથા મંદ ગતિવાળા શનૈશ્ચરને મુનિઓએ અને દેવોએ ઊભેલા નિહાળ્યા. પંચમહાભૂત તથા આકાશ વગેરે મહાભૂતો દ્વારા યુક્ત ચર તથા અચરને પાર્વતીપતિ શંકર સમક્ષ મુનિઓએ ઊભેલા જોયા ત્યારે બધા મુનિઓ અને દેવો બંને હસ્ત જોડી નીલલોહિત શિવની મધુર સ્વરે પ્રાર્થના કરવા લાગ્યા.

ઋષિઓ બોલ્યા: શિવને પ્રણામ છે; રુદ્રને પ્રણામ છે; કદ્રુદ્રને પ્રણામ છે; પ્રચેતાને, મીઢુષ્ટમને, બધાને, શિપિવિષ્ટને, રંહને પ્રણામ છે.

સકળ સૃષ્ટિના આધારરૂપ, નિર્મળ તથા વિશાળ કમળ ઉપર ભાસ્કર રૂપથી વિરાજમાન તથા નવ શક્તિ દ્વારા આવૃત્ત થયેલા ભગવાન શિવને હું પ્રણામ કરું છું. (અહીં સમસ્ત દેવો અને મુનિઓ એક સાથે રહી પણ પૃથક્ પૃથક્ પ્રાર્થના કરે છે. સૂર્યને નમસ્કાર કરું છું. ભાસ્કર, ભાનુ, રવિ, દિવાકર, ઉમા, પ્રભા,

પ્રજ્ઞા, સંધ્યા, સાવિત્રી, વિસ્તારા, ઉત્તરા, બોધની, આપ્યાયની તથા વરદાને નમસ્કાર કરું છું. બ્રહ્મા, કેશવ તથા સોમ વગેરેના વૃંદ દ્વારા વીંટળાયેલા હરને નમસ્કાર કરું છું.

ત્યાર પછી વિહિત મંત્રોથી સોમ વગેરેની ક્રમ અનુસાર પૂજા કરવી તથા શિવનું સ્મરણ કરવું. રવિમંડળમાં રહેલ, બધાના આદિદેવ સદાશિવ ભગવાન શિવનું હું સ્મરણ કરું છું; ઇન્દ્ર આદિ દેવોનું એટલે કે આઠ દિક્પાલોનું, નારાયણનું, બ્રહ્માનું, આદિદેવનું, બધી દિશાઓનું હું સ્મરણ કરું છું. બ્રહ્મા, ઇન્દ્ર તથા નારાયણના કારણરૂપ, કમળની કાંતિ સમાન નેત્રવાળા, સુવર્ણ અને હીરા વગેરેનાં આભરણોથી યુક્ત, સિંદૂર વર્ણવાળા દેવને તેમના મંડળ સાથે બધાને પ્રણામ છે. સાત અશ્વ જોડેલા રથનું, સાથળથી રહિત વીર અરુણ સારથિનું, આદિત્ય, ઋષિ, સર્પ, ગંધર્વ, અપ્સરા, ગ્રામણી તથા રાક્ષસરૂપ સાત જાતના ગણોનું, વસંત વગેરે ઋતુઓનું, વાલખિલ્યનું મંદેહ નામક અસુરોના નાશકનું સ્મરણ કરું છું.

આ મુજબ શિવસ્મરણ કરી તલ વગેરે અનેક હોમદ્રવ્યની અગ્નિમાં આહુતિ આપી પૂજનકાર્ય પૂર્ણ કરવું તથા મંડળમાંથી શિવનું લિંગ બહાર કાઢી હૃદયકમળમાં રહેલા શિવનું સ્મરણ કરવું. હે દેવ! હું આપનું સ્મરણ કરું છું. જમણા હાથમાં પદ્મ તથા ડાબા હાથમાં વરદ મુદ્રાને ધારણ કરનારા દરેક જાતનાં ભૂષણોથી વિભૂષિત; રક્ત કમળ સમાન નેત્રવાળા આપનાં સ્વરૂપોનું સ્મરણ કરું છું. ભયાનક દાઢવાળા દેવનું સ્મરણ કરું છું. દિવ્ય મુખવાળા દેવનું સ્મરણ કરું છું. વિદ્યુત સમાન કાંતિવાળા, દૈત્યો માટે ભયંકર સ્વરૂપવાળા દેવનું સ્મરણ કરું છું.

મંદેહ વગેરે અસુરગણનો વિનાશ કરનારા તથા દ્વિજોની રક્ષા કરનારા દેવનું સ્મરણ કરું છું, શ્વેતવર્ણવાળા સોમનું, ભૂમિપુત્ર મંગળનું, ચન્દ્રના પુત્ર સોનાના સમાન કાંતિવાળા બુધનું, ગુરુનું, શ્વેત વર્ણવાળા શુક્રનું તથા અત્યંત કૃષ્ણવર્ણવાળા શનૈશ્ચરનું સ્મરણ કરું છું. આ મુજબ મહાદેવરૂપ ભાસ્કરથી લઈ મંદ એટલે કે શનૈશ્ચર પર્યંત બધા ગ્રહોનું સ્મરણ કરું છું. પુષ્પ તથા ગંધયુક્ત પૂર્ણ ચન્દ્ર જેવા શુભ્ર વર્ણવાળા પવિત્ર પાણીથી તાંબના દૃઢ પાત્રને પૂર્ણ કરી તે પાત્ર દ્વારા હું આપને અર્ઘ્ય અર્પણ કરીશ. હે ભગવન્! આપ મારા પર પ્રસન્ન થાઓ. શિવને, દેવને, ઈશ્વરને, કપર્દીને, રુદ્રને, વિષ્ણુને, સૂર્યમૂર્તિ બ્રહ્માને પ્રણામ છે.

સૂત બોલ્યા: જે મનુષ્ય ભગવાન શિવનું એકાગ્ર મન દ્વારા આ મુજબ પૂજા કરી પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ તથા સાયંકાળે ઉત્તમ તથા પવિત્ર સ્તોત્રનો પાઠ કરે છે તે શંકરનું સાયુજ્ય પામે છે; તેમાં શંકા નથી. ૧-૪૩

**ઇત્થં શિવેન સાયુજ્યં લભતે નાત્ર સંશયઃ।**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શિવનો પૂજાવિધિ' નામનો ૧૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૦મો

# શિવપૂજનઉપાય વર્ણન



સૂત ઉવાચ

અથ રુદ્રો મહાદેવો મણ્ડલસ્થઃ પિતામહઃ।
પૂજ્યો વૈ બ્રાહ્મણાનાં ચ ક્ષત્રિયાણાં વિશેષતઃ॥૧॥

સૂત બોલ્યા: મંડળમાં સ્થાપેલા પિતામહ મહાદેવની બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે પૂજા કરવી જોઇએ. શૂદ્રોએ શિવની પૂજા કરનારાઓની સેવા-શુશ્રૂષા કરવી જોઇએ. શૂદ્રોને અને સ્ત્રીઓને મહાદેવનું પૂજન કરવાનો અધિકાર નથી. તેમણે બ્રાહ્મણોથી રુદ્રપૂજા કરાવવી. તેથી શિવની મંડળપૂજા કર્યાનું ફળ તેમને મળે છે. રાજાઓએ પણ બ્રાહ્મણ વગેરે દ્વારા શિવનું પૂજન કરાવવું. તેથી પોતે શિવનું પૂજન કરે તેના કરતાં પણ વધુ ફળ તેમને મળે છે. આ મુજબ બ્રાહ્મણાદિ દ્વિજવર્ગે ભગવાન શિવની પૂજા કરવી. આટલું કહી ભગવાન શિવ સ્વયં ત્યાં જ અંતર્ધાન થઈ ગયા.

શિવના ધ્યાનને કારણે વિહ્‌વળ થયેલા દેવો અને મુનિઓએ શિવધ્યાન કરી તેમને નમસ્કાર કર્યા. ત્યાર પછી તપરૂપ ધનવાળા મહાત્મા મુનિઓ અને દેવો પોતપોતાના સ્થળે ચાલ્યા ગયા. ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ પ્રાપ્ત કરવા શિવરૂપ આદિત્યનું મન, વાણી તથા કર્મ દ્વારા હંમેશા પૂજન કરવું.

ઋષિઓ બોલ્યા: વ્યાસના શિષ્ય, બધા શાસ્ત્રોના જ્ઞાનને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, સર્વજ્ઞ, મહાભાગ્યશાળી હે રોમહર્ષણ! હવે આપ અમને અગ્નિપુરાણમાં કહેલો શૈવપૂજાદિનો પ્રકાર જણાવો.

શિવે દેવો અને દાનવો પણ ન કરી શકે તેવી તપશ્ચર્યા કરી, વેદો અને તેનાં છ અંગો તથા સાંખ્યયોગમાંથી સાર ઉદ્ધૃત કરી ધર્મ વગેરે ચાર પુરુષાર્થોની સિદ્ધિ અર્થે જે શાસ્ત્ર કહ્યું છે, તેમાં જણાવેલા ક્રમ મુજબ તેના કરોડમાં ભાગ જેટલું પણ પૂજન કઈ રીતે કરવું, તથા તે કરતાં પહેલાં સ્નાન આદિ ક્રિયાઓ કેમ કરવી તે જાણવા અમે ખૂબ જ આતુર છીએ. આથી તે બધા વિશે આપ અમને યથાર્થ રીતે જણાવો.

સૂત બોલ્યા: આ પ્રશ્ન પૂર્વે પવિત્ર મેરુ પર્વતના શિખર પર વિરાજમાન શિવપ્રિય શૈલાદિ નંદી દેવને મુખ્ય મુનિગણો સાથે સનત્કુમારે નમસ્કાર કરી પૂછ્યો હતો; આથી નંદીએ સનત્કુમારને ભગવાન શિવના જ્ઞાન વિષયમાં જે કહ્યું તે હે મુનિપુંગવો! આપ બધા સુણો. વેદોમાં કહેલા શિવના સંબંધી જ્ઞાન સ્વયં ભગવાન શંકરે સંક્ષિપ્તમાં કહ્યું છે. એ દિવ્ય શૈવજ્ઞાન સ્તુતિનિંદાથી રહિત છે, તરત વિશ્વાસ ઉત્પન્ન કરનારા તથા ગુરુની કૃપા દ્વારા અનાયાસ મુક્તિ આપનારા છે.

સનત્કુમારે નંદીને પૂછ્યું: સર્વ પ્રાણીઓના ઈશ હે મહેશ્વર! હે નંદીશ્વર! ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ — આ ચાર પુરુષાર્થની સિદ્ધિ અર્થે વિનયથી આપની પાસે આવેલા મને ભગવાન શિવની પૂજાનો વિધિ કૃપા કરી કહો.

સૂત બોલ્યા: સનત્કુમારનાં આ વચન સાંભળી ભગવાન નંદીએ શિવપૂજન માટેનો કાળ અને તે કરવાના અધિકાર અંગે બોલતા કહ્યું.

શૈલાદિ બોલ્યા: ગુરુ અથવા આચાર્ય કોને કહેવાય, શાસ્ત્રોએ ગુરુ અંગે શું કહ્યું છે, તે કેવા હોવા જોઇએ, તેમનો શિવપૂજન માટે અધિકાર કઈ રીતે હોય છે તે વિષે કહું છું. શિવપૂજન કરનાર મનુષ્યને પ્રાપ્ત થવા ગૌરવને કારણે જ તેને આચાર્ય કહેવામાં આવે છે. ધર્મશાસ્ત્રમાં કહેલા વિધિ-વિધાન અનુસાર જે જાતે જ આચરણ કરે, તેને વર્તનમાં મૂકે, શાસ્ત્રોના અર્થને વ્યવસ્થિત રીતે જાણે, તે આચાર્ય કહેવાય છે. આથી ભક્તે વેદના અર્થો જાણનાર તથા ભસ્મમાં શયન કરનાર, પવિત્ર આચરણવાળા તથા દર્શનપ્રિય લાગે તેવા ગુરુ એટલે કે આચાર્યની શોધ કરવી. ધનની લોલુપતાથી રહિત, સ્થિર મન તથા સ્થિર બુદ્ધિવાળા, જ્ઞાનથી અભય આપનાર, શ્રુતિ તથા સ્મૃતિએ જણાવેલા રસ્તાને અનુસરનાર, ચિત્તને આનંદ આપનાર ગુરુ એવા આચાર્ય પાસે ભક્તે શિષ્યભાવે શરણે જવું. સદાચારનું પાલન કરનારા ધીર તથા ગંભીર અને પ્રતિષ્ઠિત ગુરુને શિવ જેવા જાણી તેમનું પૂજન કરવું, તેમનો આદર કરવો. તે પ્રસન્ન થાય તે રીતે શિષ્યે પોતાની શક્તિ મુજબ ધન આપી શ્રદ્ધાથી તેમની સેવા કરવી. મહાભાગ્યશાળી તથા પવિત્ર આચરણવાળા ગુરુ પ્રસન્ન થતાં પાપનો તરત ક્ષય થાય છે. ગુરુ માનનીય છે; ગુરુ પૂજ્ય છે; ગુરુ જ હંમેશા કલ્યાણ કરનારા સદાશિવ છે.

ગુરુએ શિષ્યોને પ્રાણ એટલે કે અતિ પ્રિય વસ્તુ અને દ્રવ્ય પોતાને અર્પણ કરવાનો આદેશ આપી ત્રણ વર્ષ પર્યંત તેમની પરીક્ષા કરવી. તેમની ઉત્તમ અને અધમ કાર્યોમાં યોજના કરવી. તેમનું માનભંગ થાય કે તેમનું તાડન કરવામાં આવે તો પણ તેમના મનમાં તેઓ વિષાદ ન પામે, ક્રોધિત ન થાય; શિવધર્મમાં હંમેશા પરાયણ રહે; શિવધર્મમાં સ્થિર રહે, શ્રુતિ-સ્મૃતિએ બતાવેલ રસ્તાને અનુસરે, શીત-ઉષ્ણ, સુખ-દુઃખ વગેરે બધું દ્વંદ્વોને સહન કરે; પ્રસન્ન ચિત્તે સેવા કરવામાં હંમેશા તત્પર રહે; જિતેન્દ્રિય થઈ પરોપકારનાં કાર્ય કરે; શ્રદ્ધાથી ગુરુસેવા કરે; સરળ તથા નમ્ર સ્વભાવના થઈ ગુરુના મનને અનુકૂળ થઈ વર્તન કરે; પવિત્ર આચરણનું પાલન કરે; પાખંડ તથા અદેખાઇ રહિત; કોઈ પણ પ્રકારની સ્પૃહા ન રાખનાર, ગુરુની સ્પર્ધા ન કરનાર, શિવભક્તિમાં પરાયણ રહેનાર, નિરાભિમાની તથા બુદ્ધિમાન એવા બધા દ્વિજોને, યોગ્ય શિષ્ય જાણવા. મન, વાણી તથા કર્મ દ્વારા ઉત્તમ વર્તનવાળા શિષ્યોનાં ઇન્દ્રિય વગેરે ચોવીસ તત્ત્વોનું ગુરુએ શોધન કરવું; તેવા શિષ્યોને ગુરુએ પાશુપત દીક્ષા આપવી. પવિત્ર આચરણવાળો વિનયયુક્ત, મિથ્યા ભાષણ તથા કટુ ભાષણથી રહિત તથા ગુરુઆજ્ઞાનું પાલન કરનાર શિષ્ય ગુરુનો અનુગ્રહ પામે છે.

(હવે ગુરુ કેવા હોવા જોઇએ તે કહે છે:) બુદ્ધિશાળી, તપસ્વી, લોકપ્રિય, વ્યવહારકુશળ તથા તત્ત્વવેત્તા હોય, સંસાર બંધનથી મુક્ત થવાના બધા ઉપાયોના જ્ઞાતા, બધા શાસ્ત્રોમાં પારંગત તથા બધા સુલક્ષણોથી યુક્ત હોય તે ગુરુ મોક્ષ આપનારા થાય છે; પણ જો આત્મજ્ઞાનથી રહિત હોય તો તે ગુરુ બધા કાર્યોમાં નિષ્ફળ થાય છે. આત્માનુભાવથી જાણી શકાય તેવા ઉત્તમ તત્ત્વના જ્ઞાનના અભાવને કારણે જે પોતાના ઉપર અનુગ્રહ કરી શકતા નથી તે પારકા ઉપર અનુગ્રહ કઈ રીતે કરી શકે? જે બ્રાહ્મણ જ્ઞાની હોય તે જ પવિત્ર છે તથા આથી તે અન્ય પર અનુગ્રહ કરી શકવા સમર્થ હોય છે. આત્મજ્ઞાનથી રહિત મનુષ્ય પોતાનું કલ્યાણ કઈ રીતે સાધી શકે! આવા મનુષ્યો પશુ જ છે. આત્મજ્ઞાની મનુષ્યો સંસારબંધનથી મુક્ત હોય છે અને તેઓ જ બીજાને મુક્ત કરી શકે છે.

આત્મજ્ઞાન એ ઉત્તમ આનંદ છે. જેને આત્મજ્ઞાન થયું હોય તે જ સાચો આનંદ માણી શકે છે તથા સાચો આનંદ તો એમાં જ રહેલો છે, જેમાં આત્મજ્ઞાનનો ઉદય થયો નથી તેવો આત્મજ્ઞાનથી રહિત મનુષ્ય શિલા જેવો છે, તે મનુષ્ય પોતાના જેવા જ આત્મજ્ઞાનથી રહિત બીજા મનુષ્યને તારી શકે નહીં. ફક્ત આત્મજ્ઞાનના નામમાત્રથી મુક્તિ પ્રાપ્ત થતી નથી.

જન્માંતરમાં આત્મજ્ઞાનસાધના પૂરી ન થઈ હોય અને કાંઇક અધૂરી રહી હોય તથા આથી મુક્તિ ન મળી હોય એવા મનુષ્યને યોગી મનુષ્યોનાં દર્શન, સ્પર્શ તથા તેમની સાથેના ભાષણ દ્વારા પાશનો ક્ષય કરનાર-સકળબંધથી મુક્તિ અપાવનારી શિવઆજ્ઞા થઈ જાય છે, એટલે કે તેમના પર શિવરૂપ ગુરુનો તરત અનુગ્રહ થાય છે. અથવા તો ગુરુએ શિષ્યનાં બધા તત્ત્વોનું શોધન કરીને યોગના માર્ગ દ્વારા તેના શરીરમાં પ્રવેશ કરી તેને આત્મજ્ઞાનનો યોગથી બોધ આપવો. ગુરુએ ધર્મજ્ઞ, વેદ વગેરેમાં પારંગત શિષ્યનાં સત્ત્વ આદિ, ત્રણ ગુણોની જ્ઞાનયોગથી શુદ્ધિ કરવી. ત્યાર પછી ગુરુએ બધા દોષોથી રહિત બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિના શિષ્યોની પરીક્ષા કરી ગુરુપરંપરા દ્વારા પ્રાપ્ત જ્ઞાનથી ગુરુએ શિષ્યમાં આત્માનાં દર્શન કરી એક દીવા દ્વારા બીજો દીવો પ્રકટે તે પ્રમાણે વિધિસર શિષ્યને આત્મજ્ઞાન આપવું, એટલે કે આત્મજ્ઞાનરૂપી દીવો પ્રકટાવવો. શિષ્યના શરીરમાં જ્ઞાનરૂપી પ્રકાશનો સંચાર કરવો.

પૃથ્વી વગેરે પંચભૂત, પદસંજ્ઞાવાળા શબ્દ વગેરે ગુણ, વર્ણ શબ્દ દ્વારા ઓળખાતી પાંચ જ્ઞાનેન્દ્રિયો, માત્રા અર્થાત્ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર આદિ સર્વ તત્ત્વો જે શિવરૂપ ગુરુ આજ્ઞામાત્ર દ્વારા એટલે કે અનુગ્રહ દ્વારા ભેદાઈ જાય છે, શુદ્ધ થઈ જાય છે, આવા શિષ્યને આત્મજ્ઞાનની પ્રાપ્તિ થયા બાદ ગુરુકૃપા દ્વારા મુક્તિ મળે છે. પુરુષ વગેરે માનુષ આનંદથી લઈ બ્રહ્મપદ સુધી જે ઉત્તમ તત્ત્વ છે તેને ઇશત્વ કહ્યું છે. ઇશત્વ એ શિવનું સામર્થ્ય છે, એ બધા તત્ત્વોનું પ્રકાશક છે. યોગી દ્વારા ભિન્ન અયોગી કલ્યાણરૂપ તત્ત્વશુદ્ધિને જાણતો નથી એટલે કે શિવાત્મિકા કલ્યાણરૂપ તત્ત્વશુદ્ધિને ફક્ત યોગી જ ઓળખે છે. ૧-૫૨

**અયોગી નૈવ જાનાતિ તત્ત્વશુદ્ધિં શિવાત્મિકામ્॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શિવપૂજનઉપાય વર્ણન' નામનો ૨૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૧મો

# શૈવદીક્ષાવિધિ



**સૂત ઉવાચ॥**

**પરીક્ષ્ય ભૂમિં વિધિવદ્ગન્ધવર્ણરસાદિભિઃ।**
**અલઙ્કૃત્ય વિતાનાદ્યૈરીશ્વરાવાહનક્ષમામ્॥૧॥**

સૂત બોલ્યા: જે જગ્યાએ શિવપૂજા કરવા મંડળ બનાવવાનું હોય તે સ્થળની જમીનનો ગંધ, તેનો વર્ણ તથા તે ભૂમિનો રસ કેવો છે તેની પહેલા વિધિસર કસોટી કરવી જોઇએ. ત્યાર પછી શિવનું આવાહન કરવા તે ભૂમિ પર ચંદરવા આદિ બાંધી તેને સુશોભિત કરવી જોઇએ.

તે જમીન પર એક હાથના માપનું મંડળ બનાવવું. તેના મધ્યમાં પંચરત્નથી યુક્ત ગોળ આકારનું આઠ દળવાળું કમળ આલેખવું–ચીતરવું. તેમાં શ્વેત તથા રક્તવર્ણની રંગોળી પૂરી શોભાયમાન કરવું. તેની કર્ણિકામાં વિશ્વના કારણરૂપ શંકરનું તેમના પરિવાર સાથે આવાહન કરવું તથા પોતાના વૈભવ મુજબ શ્રદ્ધાથી તેમની પૂજા કરવી. આલેખેલા કમળપત્રમાં અણિમા વગેરે આઠ સિદ્ધિઓની સ્થાપના કરવી. કમળના કેસરાઓમાં અનુક્રમે પ્રમાણજ્ઞ વામા, જ્યેષ્ઠા, રૌદ્રી, કાલી, વિકરણી, બલવિકરણી, બલપ્રમથિની તથા સર્વભૂતદમની નામક આઠ શક્તિઓની સ્થાપના કરવી. રુદ્રના આસનરૂપ કમળના નાલપ્રદેશ ઉપર મહામાયારૂપ મનોન્મની શક્તિની સ્થાપના કરવી.

ઉપર જણાવેલી વામા વગેરે આઠ શક્તિઓના વામદેવ વગેરે પતિ સહિત દાંપત્યરૂપે રહેલી તે શક્તિઓના મધ્યમાં મનોન્મની શક્તિ સહિત મનોન્મન મહાદેવની સ્થાપના કરવી.

સૂર્ય, સોમ તથા અગ્નિરૂપ આંખવાળા પ્રણવસ્વરૂપ શિવાત્મક, રવિની કાંતિ જેવા કાંતિવાળા તત્પુરુષ નામના શિવના મુખની, કમળના પૂર્વ દિશાના પત્ર ઉપર સ્થાપના કરવી.

ભગવાન શિવના નીલ વર્ણના અંજન જેવા અઘોર નામક મુખની દક્ષિણ દિશાના પત્ર ઉપર સ્થાપના કરવી. જાસુદના પુષ્પ સમાન કાંતિવાળા વામદેવ નામક મુખની ઉત્તર દિશાના પત્ર ઉપર સ્થાપના કરવી.

ગાયના દૂધ જેવા ધવલ વર્ણના સદ્યોજાત નામક મુખની પશ્ચિમ પત્ર ઉપર સ્થાપના કરવી.

શુદ્ધ સ્ફટિક જેવા વર્ણવાળા, ચન્દ્રમંડળ સમાન પ્રકાશમાન ઇશાન નામક મુખની **'હૃદયાય નમઃ'** મંત્ર દ્વારા કર્ણિકામાં અગ્નિકોણમાં સ્થાપના કરવી. શિવની ઇશાન કોણમાં તત્પુરુષની **'શિરસે સ્વાહા'** મંત્ર દ્વારા, **'ધૂમ્રવર્ચસે શિખાયૈ વષટ્'**થી સદ્યોજાતની નૈર્ઋત્યમાં, **'અંજનાભાય કવચાય હુમ્'**થી અઘોરની વાયવ્ય કોણમાં તથા અગ્નિશિખાભની **'અસ્ત્રાય ફટ્'**થી ઊર્ધ્વ દિશામાં સ્થાપના કરવી. શિવ એટલે કે રુદ્ર, સદાશિવ એટલે કે વિષ્ણુ તથા મહેશ્વરૂપ વિરિંચિની સૃષ્ટિન્યાયે એટલે કે ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના ક્રમ પ્રમાણે સ્થાપના કરવી.

**શિવાય નમઃ, રુદ્રરૂપાય નમઃ, શાંત્યતીતાય નમઃ, શંભવે નમઃ, શાંતાય નમઃ, શાંતદૈત્યાય નમઃ, ચંદ્રમસે નમઃ, વેદ્યાય નમઃ, વિદ્યાધરાય નમઃ, વહ્નયે નમઃ, વહ્નિનીવર્ચસે નમઃ, કાલાયૈ નમઃ, પ્રતિષ્ઠાયૈ નમઃ, તારકાય નમઃ, અંતકાય નમઃ, નિવૃત્યૈ નમઃ, વનદેવાય નમઃ, ધારાયૈ નમઃ, ધારણાયૈ નમઃ** – આ મંત્રો દ્વારા આકાશ વગેરે પંચમહાભૂતસ્વરૂપ શિવની પૂજા કરવી.

ભગવાન શિવનાં દશ હાથ તથા આડત્રીસ કળાવાળા ઇશાન, તત્પુરુષ, અઘોર, વામદેવ તથા સદ્યોજાત નામક સત્ તથા અસત્‌ને વ્યક્ત કરનારા બ્રહ્મમય પાંચ મુખોનું ધ્યાન કરવું.

ભગવાન શિવનું સદ્યોજાત નામક મુખ આઠ કળાઓવાળું છે; વામદેવ મુખ તેર કળાઓવાળું; અઘોરનું મુખ આઠ કળાઓવાળું; તત્પુરુષ ચાર કળાઓવાળું; તથા ઇશાન નામક મુખ પાંચ કળાઓવાળું છે. આ મુજબ ભગવાન શિવનાં સદ્યોજાત વગેરે પાંચ મુખ આડત્રીસ કળાઓવાળાં છે. પહેલા **'હંસહંસાય વિદ્મહે પરમહંસાય ધીમહિ તન્નો હંસઃ પ્રચોદયાત્।'** આ ગાયત્રી મંત્રનો જપ કરવો. તે વખતે શિવસ્વરૂપનું ધ્યાન કરવું તથા અગિયારસો વખત આ ગાયત્રીમંત્ર ભણવો.

ભગવાન શિવ પરમબ્રહ્મરૂપ ૐકારસ્વરૂપ છે. બધાની રક્ષા કરે છે આથી ૐકાર છે; પ્રણવરૂપ છે. અકાર તથા મકાર સમરૂપ બ્રહ્મતુલ્ય છે, તેવા સમરૂપી ભગવાન શિવ સગુણરૂપ છે. આ ઈ ઊ એ — આ વર્ણચતુષ્ટય એટલે કે આ ચાર વર્ણ ચતુષ્કોશ-ચાર કોશરૂપ હોઈ દેવતાવાચક છે. એમાંનો 'એ' અંબારૂપ છે. આ ક્રમાનુસાર દેવી, ગણેશ, સૂર્ય તથા વિષ્ણુ પછી આત્મારૂપ શંકર પંચાયતનરૂપ છે. ભગવાન શિવ પ્રકૃતિથી યુક્ત છે; પ્રલય તથા ઉત્પત્તિથી રહિત છે; અણુ કરતાં પણ અણુ, અજન્મા તથા મહાનથી પણ મહાન છે. ઊર્ધ્વરેતા છે, વિરૂપાક્ષ એટલેકે ત્રણ ચક્ષુવાળા છે; ઉમાપતિ છે; સહસ્ર માથાવાળા તથા સહસ્ર નયનવાળા એ દેવ સનાતન છે. પરબ્રહ્મરૂપ ભગવાન શિવના સહસ્ર હસ્ત તથા સહસ્ર પગ છે. એ ૐકારરૂપ હોવાને કારણે ૐ શબ્દના અંતે નાદ રહેલો છે આથી નાંદાંત છે; નાદ કરતાં પ્રતિપાદ્ય સ્વરૂપ છે. આથી નાદવિગ્રહ છે; સૂર્ય જેવા આકારના છે; તેમના સ્વરૂપમાં ચંદ્રરેખા છે. એ ભગવાન ભ્રૂકુટીના મધ્ય ભાગે, તાલુ પ્રદેશમાં, ગળામાં તથા અંતઃકરણમાં રહેલ છે; એ આત્માના આનંદરૂપ છે; અમૃત છે, કલ્યાણકારી છે. વિદ્યુતરેખા જેવા તેઓ બધે વ્યાપ્ત છે આથી વિદ્યુતવલય છે, કરોડો વિદ્યુત જેવા કાન્તિમાન છે, એ ભગવાન શ્યામ અને રક્ત વર્ણના છે; ગંભીર આકારના તથા કલાપૂર્ણ છે. અધિભૂત, અધિદેવ તથા અધ્યાત્મક — આ ત્રણ શક્તિઓને ભગવાન શંકરે પોતાનું આસન બનાવ્યું છે. ક્રિયાશક્તિ (પ્રાણમય), ઇચ્છાશક્તિ (મનોમય) તથા જ્ઞાનશક્તિ (વિજ્ઞાનમય) — આ ત્રણ શક્તિઓના આસન પર ભગવાન શિવ બિરાજ્યા છે. એ સત્, ચિત્ તથા આનંદરૂપ ભગવાન શંકરનું ધ્યાન કરવું. ત્યાર પછી વિદ્યામૂર્તિ એટલે કે જ્ઞાનરૂપ મહેશ્વરની પૂજા કરવી. ઇન્દ્ર વગેરે લોકપાલોની ક્રમ મુજબ પૃથક્ પૃથક્ પૂજા કરવી, વિધિસર ચરુના અડધા ભાગનું નૈવેદ્ય શંકરને અર્પવું. બાકી રહેલા અડધા ચરુનો **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્ય૦'** આ મંત્ર દ્વારા હોમ કરવો. હોમ કર્યા બાદ બાકી રહેલા પવિત્ર હુતશેષ ચરુ ભક્ષણ અર્થે શિષ્યને અર્પવો.

ઉપવાસ તથા સ્નાન કરી શુદ્ધ થયેલ શિષ્યે શંકરના 'તત્પુરુષ' મોંનું વિધિસર પૂજન કરવું, ત્યાર પછી **'ઈશાન સર્વવિદ્યાનામીશ્વરઃ સર્વભૂતાનાં બ્રહ્માધિપતિર્બ્રહ્મણોઽધિપતિર્બ્રહ્મા શિવો મે અસ્તુ સદા શિવોઽહમ્।''** આ મંત્ર દ્વારા અભિમંત્રેલા પંચગવ્યનું પ્રાશન કરવું. **'વામદેવાય નમો જ્યેષ્ઠાય નમઃ શ્રેષ્ઠાય નમો રુદ્રાય નમઃ કાલાય નમઃ કલવિકરણાય નમો બલવિકરણાય નમો બલપ્રમથનાય નમો મનોન્મનાય નમઃ॥'** — આ મંત્ર દ્વારા ભસ્મ ધારણ કરેલ ગુરુએ શિષ્યના દેહે ભસ્મ ધારણ કરાવવી. ત્યાર પછી શિષ્યના બંને કાનમાં — **'તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્।'** — આ રુદ્રગાયત્રી મંત્રનો ઉપદેશ કરવો.

સોનાના પાંચ કળશને પાણી દ્વારા પૂર્ણ કરી તેમના ઉપર સુવર્ણના પાત્ર મૂકવાં. સોનાના અભાવમાં તાંબાનું કળશ લઈ શકાય, તેમના ઉપર નાડાછડી બાંધવી. બે વસ્ત્રો દ્વારા તેમને આચ્છાદિત કરવા. તાંબાનાં તરભાણાં ઉપર નાગરવેલનાં પાન અને નાળિયેર મૂકી પાંચ કળશની મંડળ ઉપર સ્થાપના કરવી. પોતાના વૈભવ મુજબ પાંચ બ્રાહ્મણોથી ચરુનો હોમ કરવો. ગુરુએ મંડળ દ્વારા દક્ષિણ દિશામાં દર્ભાસન ઉપર શંકરના ધ્યાનમાં રત રુદ્રભક્ત શિષ્યને બેસાડવો. **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો ઘોરઘોરતરેભ્યઃ। સર્વેભ્યઃ સર્વશર્વેભ્યો નમસ્તે અસ્તુ રુદ્રરૂપેભ્યઃ॥'** આ મંત્ર દ્વારા ચરુની વિધિસર ૧૦૮ આહુતિ

આપીને અગ્નિમાં હોમ કરવો. આ જ પ્રમાણે ઘીની ૧૦૮ આહુતિ આપવી. ત્યાર પછી સવારે દુઃસ્વપ્નરૂપી પાપનું શોધન કરવું.+

હોમનું કાર્ય પૂરું થયા બાદ શિષ્યને સ્નાન કરાવી નવાં વસ્ત્ર અને માથા ઉપર પાઘડી ધારણ કરાવવી. શિષ્યની આંખે રેશમી વસ્ત્ર દ્વારા પાટો બાંધી મંડળમાં તેનો પ્રવેશ કરાવવો. **'ઈશાનઃ સર્વવિદ્યાનામ્૦'** મંત્ર દ્વારા ભગવાન શિવને પુષ્પની અંજલિ આપવી. રુદ્રાધ્યાય ભણી ત્રણ પ્રદક્ષિણા કરવી અથવા ફક્ત પ્રણવમંત્ર ભણી શિવધ્યાન કરવું તથા ત્રણ પ્રદક્ષિણા કરવી તથા શિષ્યે ઇશાન દિશામાં પુષ્પો નાંખવા. જે મંત્ર ઉપર પુષ્પ પડે તે મંત્ર સિદ્ધ થાય છે. ત્યાર પછી ગુરુએ શિવપૂજાનું પાણી તથા ભસ્મનો સ્પર્શ કરી શિષ્યના માથા પર પોતાનો હસ્ત મૂકવો તથા ગંધ, અક્ષત વગેરે દ્વારા શિષ્યની પૂજા કરવી. (પૂર્વાભિમુખ બેઠેલા શિષ્યના માથા ઉપર મૂળમંત્ર ભણી ગુરુએ હાથ મૂકવો, તેથી શિષ્યને રુદ્રેશ પદની પ્રાપ્તિ થાય છે.)

મંડપમાં પ્રવેશ થવા અર્થે પશ્ચિમ તરફનું દ્વાર બધા વર્ણોના મનુષ્યો માટે ઉત્તમ કહ્યું છે. ક્ષત્રિયો માટે તો ખાસ કરીને હિતકર છે. પશ્ચિમ દ્વાર પાસે શિષ્યને લાવી તેની આંખો પર બાંધેલ પાટો છોડી તેને મંડળનાં દર્શન કરાવવાં. શિષ્યને દક્ષિણામૂર્તિસંજ્ઞક શંકર સામે દર્ભાસન ઉપર બેસાડવો તથા પાંચ રીતથી તેનાં પંચતત્ત્વ* ની શુદ્ધિ કરવી. પાર્થિવ વગેરે લયક્રમ દ્વારા બ્રહ્માંડ, રુદ્ર અને અહંકાર પર્યંત તથા અહંકારથી ઉપર અવ્યક્ત અગોચર પ્રકૃતિ પર્યંત તથા પૂર્ણ જ્ઞાનકળાથી વિશ્વેશ્વર એટલે કે પુરુષ પર્યંત તથા તેનાથી ઉપર પરમ શંકરને પ્રાપ્ત કરવાના રસ્તાને શિવની ભક્તિથી આવરણથી રહિત કરી શિષ્યે તુરીય શિવતત્ત્વને પ્રાપ્ત કરવું. શાન્ત્યતીત સંજ્ઞક કળાવાન યોગેશ્વર શિવપૂજન અર્થે પ્રકૃતિ, પુરુષ તથા ઈશ — આ ત્રણ તત્ત્વોના અથવા અહંકાર વગેરે ચાર તત્ત્વોના ક્રમાનુસાર **'ઈશાનઃ સર્વવિદ્યાનામ્૦'** આ અંગમંત્ર દ્વારા હોમ કરવો. 'સદ્યોજાત' વગેરે ચાર મંત્રોથી લઈ શાંતિમંત્રના અંત સુધીના મંત્રો ભણીને તે મંત્રોથી હોમ કરવો અથવા 'ઇશાન' મંત્ર દ્વારા ફરી ૧૦૮ આહુતિ આપી દિશાઓના દેવતાઓ માટે બ્રાહ્મણો દ્વારા હોમ કરાવવો. પાંચમા ઇશાન મંત્ર દ્વારા ઇશાન દિશામાં મુખ્ય યાગ કરવો, તે કરવા માટે પલાશની સમિધાઓ, ઘૃત, ચરુ, ડાંગરની ધાણી, સરસવ, જવ તથા તલ — આ સાત દ્રવ્યો પ્રાપ્ત કરી પ્રણવયુક્ત મંત્ર ભણી 'સ્વાહા' બોલી હોમ કરવો એટલે કે દરેક હોમના દ્રવ્યની ૧૦૮ આહુતિ આપવી તથા પૂર્ણાહુતિ પણ ઇશાન મંત્ર દ્વારા જ કરવી. યજ્ઞના અંતે **'હંસહંસાય વિદ્મહે, પરમહંસાય ધીમહિ, તન્નો હંસઃ પ્રચોદયાત્॥'** આ હંસગાયત્રી મંત્ર પ્રણવ સાથે બોલી અથવા અઘોર મંત્ર દ્વારા પ્રાયશ્ચિત્ત કરવું.

---

+ અગ્નિપુરાણમાં લખેલ છે કે સ્વપ્નમાં હાથી કે ઘોડા પર બેઠેલા હોય, સફેદ વસ્ત્રો ધારણ કરેલા હોય કે જોવામાં આવેલ હોય તો તેનું શુભ ફળ જાણવું. દેહે તેલાભ્યંગ કરેલા હોય તો અશુભ જાણવું. તેની શાંતિ અર્થે **'અઘોર૦'** મંત્ર દ્વારા અગ્નિમાં ઘીની ૧૦૮ આહુતિ દ્વારા હોમ કરવો.

* પુરુષ, શ્રોત્ર, વાણી, શબ્દ અને આકાશ — આ પાંચ તત્ત્વો ઈશાનરૂપ બ્રહ્મ દ્વારા વ્યાપ્ત છે. પ્રકૃતિ, ત્વચા, હાથ, સ્પર્શ, વાયુ — આ પાંચ પુરુષ બ્રહ્મ દ્વારા વ્યાપ્ત થાય છે. અહંકાર, ચક્ષુ, ચરણ, રૂપ તથા અગ્નિ — આ પાંચ અઘોર બ્રહ્મ દ્વારા વ્યાપ્ત છે. બુદ્ધિ, જીવ, વાયુ, રસ તથા જળ — આ પાંચ બ્રહ્મસ્વરૂપ વામદેવ દ્વારા વ્યાપ્ત છે. મન, નાસિકા, ઉપસ્થ, ગંધ તથા પૃથ્વી — આ પાંચ સદ્યબ્રહ્મથી વ્યાપ્ત છે. આ મુજબ પંચબ્રહ્મમય તત્ત્વોને બ્રહ્મપંચક પણ કહેવાય છે.

પ્રધાન યાગ સહિત સ્વિષ્ટકૃત હોમ પણ કરવો. જયાદિથી લઈ સ્વિષ્ટકૃત સુધી એ હોમ ત્રણ રીતથી કરવો. (પાશુપત તંત્રમાં એ અગ્નિકર્મ-વૈદિકકલ્પ, મિશ્રઅનુકલ્પ તથા શૈવઅનુકલ્પ ભેદ દ્વારા ત્રણ રીતનું કહ્યું છે.)

શિષ્યને દીક્ષા આપનારા ગુરુએ હોમ થયા બાદ મૌન ધારણ કરવું. મૌની ગુરુએ પૃથ્વી વગેરે ભૂતોનું સદ્યોજાત વગેરે મંત્રોથી અને પ્રાણ અને અપાનવાયુનું ફક્ત ઇશાન મંત્ર દ્વારા નિયમન કરવું. ત્યાર પછી આત્મારૂપી પ્રણવના અંતે રહેલા નાદના સમુદાય દ્વારા વ્યાપ્ત બ્રહ્મરંધ્રનું **'નમો હિરણ્યબાહવે૦'** આ મંત્ર દ્વારા ભેદન કરવું. બ્રહ્મા, કેશવ તથા હરનો અન્યોન્યમાં લય કરવો. સંહારમૂર્તિ હરનો રુદ્રમાં તથા મહેશ્વર દેવનો ઇશાનમાં એટલે કે શિવમાં લય કરવો. સર્જન, પાલન તથા સંહારના સૃષ્ટિ ક્રમાનુસાર ભવનું-સંસારના બંધનનો નાશ કરનારા શિવનું ધ્યાન કરવું. શિષ્યના જીવને રુદ્રમાં સ્થાપિત કરી તાડન, દ્વારદર્શન, દીપન, ગ્રહણ, બંધન તથા અમૃતીકરણ વગેરે પૂજનનું કાર્ય સહિત શિષ્યથી ગુરુએ વિધિસર કરાવવાં. સદ્યોજાત મંત્ર પ્રથમ ભણવો. ત્યાર પછી અઘોર મંત્ર તથા 'નમો હિરણ્યબાહવે' મંત્ર ભણીને અંતે 'ફટ્' બોલી કરાતી ક્રિયા સંહતિ કહેવાય છે. સદ્યોજાત મંત્ર પ્રથમ ભણી ત્યાર પછી ઉપર મુજબના મંત્રો ભણી અંતે 'ફટ્' બોલી તાડનની ક્રિયા કરવી. પૃથિવી વગેરે પાંચ તત્ત્વોનું દર્શન એ દર્શનક્રિયા છે. પ્રથમ **'અઘોરેભ્યોऽથ ઘોરેભ્યઃ'** મંત્ર ભણીને ઇશાન મંત્ર ભણવો અને ફરી અઘોર મંત્ર ભણવો. આ મુજબ 'ઇશાન' મંત્રને અઘોર મંત્રનો સંપુટ આપી કરાતી વિધિને દીપન કહેવાય છે.

પ્રથમ 'સદ્યોજાત' મંત્ર ભણીને 'ઇશાન' મંત્ર ભણવો તથા ફરી 'સદ્યોજાત' મંત્ર ભણી ઇશાન મંત્ર કરવામાં આવતી સંપુટ ક્રિયા 'ગ્રહણ' કહેવાય છે. વળી ફરી એ જ મુજબ પ્રધાન મંત્ર એટલે કે 'ઇશાન' મંત્રને આદ્યમંત્ર એવા 'સદ્યોજાત' મંત્ર દ્વારા સંપુટ કરાય તે 'બંધન' ક્રિયા કહેવાય છે. **'ત્ર્યંબકં યજામહે૦'** મંત્ર દ્વારા ઇશાન મંત્રને સંપુટ અપાય તે 'અમૃતીકરણ' કહેવાય છે.

ઉપરોક્ત વિધિ થયા બાદ શિવની કળાઓની પૂજા કરવી. શાંત્યતીતા કળાને પ્રતિષ્ઠા કળા કહેવાય છે. એ અમલા વિદ્યા છે — નિર્મળ જ્ઞાનરૂપ છે. શાંતિ નામનું કળાને નિવૃત્તિ કહી છે. અણિમા વગેરે ભુવનાષ્ટક સહિત શિવ તથા શક્તિતત્ત્વ અકારથી લઈ વિસર્ગ સુધી સોળ વર્ણોની કળાયુક્ત છે. શાંત્યતીતા કળાનું સંધાન વિશુદ્ધ એવી શાંતિકળા તથા વર્ણકળા સહિત કરવું.

'ઇશાન' વગેરે પાંચ મંત્રોને **'ૐ હ્રીં'** આ મંત્ર દ્વારા સંપુટિત કરીને યથાવિધિ શિવપૂજન કરવું તથા તેમની સ્તુતિ કરવી. તાડન, હરણ અને અત્યંત પવિત્ર શુદ્ધ હૃદયનો સંયોગ, વિક્ષેપ, અર્ચના, ગર્ભધારણ એટલે કે વાગ્દેવતારૂપ સરસ્વતીમાં પોતાના પ્રાણની સ્થાપના; પુનર્જનન — આ અધિકાર સૂર્યનો છે. તેનાથી અવિદ્યાનો નાશ થાય છે — આ બધી ક્રિયાઓને પૂજાસંપ્રોક્ષણરૂપ સમજવી. મહામુનિ હે સનત્કુમાર! ઉદ્ધાર, પ્રોક્ષણ અને તાડન ક્રિયામાં 'ઇશાન' મંત્રના આદિ અને અંતમાં **'ૐ હ્રીં'** આ બીજમંત્ર ભણવો તથા 'ઇશાન' મંત્રને સંપુટિત કરવો. 'અઘોર' મંત્ર ભણી તેના અંતમાં 'ફટ્' બોલવું. આ મંત્રને ઉપર મુજબ **'ૐ હ્રીં'** આ મંત્ર દ્વારા સંપુટિત કરવો. આ ક્રિયાને સંસૃતિ કહેવાય છે. આ ક્રિયા શિવનું તત્ત્વ સહિત શિષ્યનો સંયોગ કરાવે છે.

હે સનત્કુમાર! દીક્ષા લીધેલ શિષ્યે સુખ-દુઃખ વગેરે દ્વંદ્વોને સહન કરવાં, એવી ભગવાન શિવની આજ્ઞા છે. યોગમાર્ગથી શિવની સાથે સંયોજન કરાવનાર ક્રિયાને વિષુવતત્ત્વ કહેલ છે. પ્રાણાયામ કરવામાં આવે તેટલા સમયમાં વિષુવતત્ત્વ દ્વારા શંકરના સાન્નિધ્યની પ્રાપ્તિ થાય છે.

સુવર્ણ, રજત અથવા તામ્રના પાત્રના કળશ પાણીથી પૂર્ણ કરી રાખેલા હોય તથા તેમને નાડાછડી દ્વારા વીંટીને વસ્ત્રથી વેષ્ટિત કરેલ હોય તેમાંના પાણી દ્વારા શિવભક્ત શિષ્યનો અભિષેક કરવો એટલે કે તે પાણી દીક્ષિત થયેલા શિષ્યની ઉપર છાંટવું. તે સમયે રુદ્રાધ્યાય અથવા પવમાન મંત્રો ઉચ્ચારવા. ત્યાર પછી શિષ્યે શિવરૂપ ગુરુ અને અગ્નિ આગળ – 'હું દીક્ષિત થયો છું તથા દીક્ષાના નિયમોનું પાલન કરીશ!' આમ આદરથી બોલવું.

પ્રાણનો ત્યાગ થાય કે મસ્તક કપાઈ જાય તો પણ ભગવાન શિવની પૂજા કર્યા વગર દીક્ષા લીધેલા શિષ્યે ભોજન નહીં કરવું, શંકરની ત્રણે કાળ પૂજા કરવી. તેમ ન કરી શકાય તો એક કાળ તો જરૂર પૂજા કરવી. ગમે તેટલા અગ્નિહોત્ર અથવા બહુ દક્ષિણા અપાય તેવા યજ્ઞ કરવામાં આવે તેમ છતાં તે શિવના લિંગના પૂજનની એક કળાના અંશ જેવા પણ પુણ્યપ્રદ હોતા નથી. જે મનુષ્ય ભગવાન શિવનું એક કાળ પૂજા કરે છે તેને હંમેશા યજ્ઞ કરનારો, દાતા યા તપસ્વી સમજવો. જે મનુષ્યો શિવનું એક કાળ, બે કાળ અથવા ત્રણે કાળ હંમેશા પૂજા કરે છે તેઓ સાક્ષાત્ રુદ્રરૂપ છે, એમાં શંકા નથી. આથી ઊલટું હોય તેઓ અરુદ્ર છે એવા અરુદ્રે રુદ્રને સ્પર્શ ન કરવો; રુદ્રપૂજન કરવું તેમ રુદ્રના નામનું સંકીર્તન પણ ન કરવું. અરુદ્ર મનુષ્ય રુદ્રને પ્રાપ્ત થતો નથી.

શિવપૂજન ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ પ્રાપ્ત કરાવે છે. તેનો અધિકારી કોણ હોઈ શકે; શિવપૂજન કઈ રીતે કરવું તેનો વિધિનો ક્રમ અહીં સંક્ષિપ્તમાં કહેલો છે. ૧-૮૩

**એવં સઙ્ક્ષેપતઃ પ્રોક્તો હ્યધિકારિવિધિક્રમઃ।**
**શિવાર્ચનાર્થં ધર્માર્થકામમોક્ષફલપ્રદઃ॥૮૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શૈવદીક્ષાવિધિ' નામનો ૨૧મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૨મો



## તત્ત્વશુદ્ધિવર્ણન

**શૈલાદિરુવાચ।**
**સ્નાનયાગાદિકર્માણિ કૃત્વા વૈ ભાસ્કરસ્ય ચ।**
**શિવસ્નાનં તતઃ કુર્યાદ્ભસ્મસ્નાનં શિવાર્ચનમ્॥૧॥**

શૈલાદિ બોલ્યા: શિવપૂજન કરવા પ્રથમ સૂર્યપૂજન કરવું. તે કરતાં અગાઉ સૌરસ્નાન તથા યાગ-પૂજન વગેરે કરવાં. ત્યાર પછી શિવસ્નાન તથા ભસ્મસ્નાન અને શિવનું અર્ચન, પૂજન વગેરે કરવું. ષષ્ઠ મંત્ર એટલે કે 'ॐ તપઃ' આ મંત્ર દ્વારા મૃત્તિકા લઈ ભક્તિથી પૃથ્વી ઉપર મૂકવી. 'ॐ ભુવઃ' આ બીજા

મંત્ર દ્વારા માટીમાં પાણી નાખવું, તથા '**ૐ સ્વઃ**' આ ત્રીજા મંત્ર દ્વારા તેનું શોધન કરવું, પાણી તથા માટી ભેગા કરવાં. '**ૐ મહઃ**' આ ચોથા મંત્ર દ્વારા ભીંજવેલી માટીમાંથી થોડી માટી બંને હાથમાં લેવી; ત્યાર પછી '**ૐ ભૂઃ**' આ પહેલા મંત્ર દ્વારા માટીનું શોધન કરવું. છઠ્ઠા મંત્ર '**ૐ તપઃ**' બોલી આખા દેહે માટી ચોળવી. બાકી રહેલી માટીને ફરી ડાબા હાથમાં લઈ, મૂળમંત્ર દ્વારા સાત વખત, દેહે ચોપડવી. છઠ્ઠા મંત્ર '**ૐ તપઃ**' દ્વારા દશ વખત માટી ચોપડવાથી દિગ્બંધ થાય છે. આખા દેહે મૃત્તિકા લેપન કરીને સ્નાન કર્યા બાદ '**ૐ ભૂઃ ૐ ભુવઃ૦**' આ મંત્રો સંપૂર્ણ ભણતા રહી સૂર્યસ્મરણ કરી શિંગડા દ્વારા અથવા ખાખરાનાં બે પડિયા દ્વારા પોતાના પર પાણીનો અભિષેક કરવો. આ મંત્રોને સૌરમંત્ર અથવા બાષ્કલ મંત્ર કહેવાય છે. આ પવિત્ર મંત્રો બધી સિદ્ધિઓ અર્પે છેઃ આ મંત્રો આ મુજબ છેઃ **ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યમ્ ૐ ઋતમ્ ૐ બ્રહ્મ।** નવ અક્ષરના અવયવવાળો આ મંત્ર બાષ્કલ કહેવાય છે.

આ સાત લોક પ્રલયકાળ પર્યંત ક્ષર થતા નથી–વિનાશ થતા નથી. આ ઋત છે. આથી અક્ષર કહેવાય છે, બ્રહ્મ સત્ય છે આથી અક્ષર એટલે કે નાશશૂન્ય છે. આ મુજબ પ્રણવ વગેરેમાં તથા નમઃ પદ અંતમં લગાડી બોલાતા એ મંત્ર બાષ્કલ કહેવાય છે.

**ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો નઃ પ્રચોદયાત્। ૐ નમઃ સૂર્યાય ખખોલ્કાય નમઃ॥** ભગવાન સૂર્યનો આ મૂળ મંત્ર છે. કાંતિમાન મોંવાળા સૂર્યનું આ નવ અક્ષરના મંત્ર દ્વારા પૂજન કરવું. હવે ક્રમાનુસાર અંગ મંત્રો કહ્યાં છે. આદિમાં પ્રણવ તથા મધ્યમાં વેદાદિની વ્યાહૃતિથી યુક્ત એ સાત અંગમંત્રો આ મુજબ છેઃ

**ૐ ભૂઃ બ્રહ્મ હૃદયાય। ૐ ભુવઃ વિષ્ણુ શિરસે। ૐ સ્વઃ રુદ્ર શિખાયૈ। ૐ ભૂર્ભુવઃ સ્વઃ જ્વાલામાલિની શિખાયૈ। ૐ મહઃ મહેશ્વરાય કવચાય। ૐ જનઃ શિવાય નેત્રેભ્યઃ। ૐ તપઃ તાપકાય અસ્ત્રાય ફટ્।** આ મંત્ર બોલી શિંગડા આદિના પાત્રો દ્વારા પોતાના ઉપર અભિષેક કરવો; અથવા તામ્રના પાત્રમાં પાણી લઈ દર્ભ અને પુષ્પો દ્વારા બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિના મનુષ્યે ઉપર લખેલા મંત્રો ભણી પોતાના ઉપર અભિષેક કરવો.

રક્તવસ્ત્ર પહેરીને વિધિસર આચમન કરવું. દિવસે પ્રાતઃકાળે '**સૂર્યશ્ચમા૦**' મધ્યાહ્ન કાળે '**આપઃ પુનન્તુ૦**' તથા રાત્રે '**અગ્નિશ્ચમા૦**' મંત્ર બોલી દ્વિજવર્ણે આચમન કરવું. પછી ષષ્ઠ મંત્ર '**ૐ તપઃ**' દ્વારા આત્માની શુદ્ધિ કરી '**ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં૦**' આ પવિત્ર મૂળમંત્રના અંતે '**વૌષટ્**' બોલી આ મંત્રનો ૧૦૮ વાર જપ કરવો; અથવા પવિત્ર નવ અક્ષર મંત્રનો જપ કરવો. ત્યાર પછી અંગમંત્રો દ્વારા કરન્યાસ કરવો.

ત્યાર પછી '**હું સૂર્ય છું**' આ ભાવના કરી ડાબા હાથમાં ગંધ–પુષ્પયુક્ત પાણી લઈ જમણા હાથમાં દર્ભ રાખી તે દર્ભ દ્વારા પોતાના શરીર પર પાણીનો છંટકાર કરવો. તે સમયે '**આપા હિષ્ઠામયોભુવઃ૦**' મંત્ર ભણવો. બાકી રહેલા પાણી ડાબા નસકારો દ્વારા સૂંઘવું તથા તે સમયે શિવધ્યાન કરવું.

પોતાના શરીરમાં રહેલ અજ્ઞાનરૂપ કૃષ્ણવર્ણના પાપ પુરુષનું દહન કરવા પોતાની ડાબી બાજુ તે પાણી નાખવું, તે સમયે '**ઋતં ચ સત્યં ચ૦**' આ મંત્ર ભણવો. ત્યાર પછી વિધિસર અર્ઘ્ય આપી સમસ્ત દેવો, ઋષિઓ, ભૂતો તથા પિતૃઓનું તર્પણ કરવું.

(હવે સંધ્યાનો વિધિ કહે છે:) પ્રાતઃકાળે, મધ્યાહ્નને તથા સાયંકાળે ઉત્તમ જ્યોતિરૂપે વ્યાપતી સંધ્યાની યોગ્ય રીતે ઉપાસના કરવી. જમીન પર એક હાથના પ્રમાણવાળું વર્તુળ આકારનું એક સુંદર મંડળ દોરવું. પૂર્વ દિશામાં મુખ રાખી તેની સામે બેસી ભગવાન ભાનુની સ્તુતિ કરવી. તાંબાના તરભાણામાં પાણી ભરવું. તેમાં સફેદ ચંદન, રક્ત ચંદન, અક્ષત, રક્ત પુષ્પ, તલ, કુશ એટલે કે દર્ભ, દૂર્વા, અપામાર્ગ તથા ગવ્ય — આટલાં દ્રવ્ય નાખવાં. તે સમયે મૂળમંત્ર નવાક્ષર મંત્ર સહિત ભણવો. પછી ધરણી ઉપર ઢીંચણ ઊંધા વાળી બેસવું. દેવોના દેવ સૂર્યને પ્રણામ કરવા. અર્ઘ્યપાત્ર માથે અડાડી મૂળમંત્રથી અર્ઘ્ય અર્પવો. આ મુજબ સૂર્યને અર્ઘ્ય આપવાથી દશ હજાર અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. અર્ઘ્ય આપ્યા બાદ ભગવાન શંકરની પૂજા કરવી. શિવપૂજન કરતા અગાઉ આગ્નેયસ્નાન એટલે કે ભસ્મનું સ્નાન કરવું. તે સમયે '**સદ્યોજાત૦**' મંત્ર ભણવો. સૌરસ્નાન તથા શિવસ્નાન પૂર્વે દંતધાવન કરવું. સ્નાન કર્યા બાદ વિઘ્નેશ, વરુણ તથા ગુરુપૂજન કરવું. પૂજનના સમયે પદ્માસને બેસવું.. તીર્થની પૂજા કરવી. પછી જળ સહિત પૂજાના સ્થાનમાં પ્રવેશ કરવો. કરન્યાસ તથા દેહન્યાસ કરવા. પદ્માસને બેઠા બાદ પ્રાણાયામ કરવો. પછી અર્ઘ્ય આપવા કમળ આદિનાં રક્ત પુષ્પો લેવાં. જળનું પાત્ર પોતાની જમણી બાજુ રાખવું. તાંબાનું પાત્ર ડાબી તરફ રાખવું. અર્ઘ્યપાત્ર ધોવું. જળના પાત્રમાંથી પાણી લઈ તે પાત્રમાં રેડવું. અર્ઘ્યદ્રવ્યો તે પાત્રમાં નાખવાં. દેવને અર્ઘ્ય, પાદ્ય અને આચમન અર્થે ગંધ-પુષ્પ દ્વારા પાણી આપવું, પૂજા કરવા માટેનાં દ્રવ્યોની ઉપર તે પાણી છાંટવું. સૂર્યને પ્રણામ કરવા. આ વખતે આ મંત્ર બોલવો — '**આદિત્યો વૈ તેજ ઊર્જો બલં યશો વિવર્ધતિ।**' પ્રણામ કર્યા બાદ ભગવાનને સુખ આપનાર આસન અર્પવું. બીજ એટલે કે ધર્મકંદરૂપ અંકુર તથા છિદ્રયુક્ત નાલવાળા તથા શ્વેત, સુવર્ણ જેવા કાંતિમાન અથવા રક્તવર્ણના કર્ણિકા તથા કેસરાથી યુક્ત કમળની ભાવના કરવી. એ કમળ દીપ્તા વગેરે શક્તિઓ દ્વારા આવૃત હોય. દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમલા, અઘોરા તથા વિકૃતા — આ આઠ શક્તિઓ ભગવાન સૂર્ય સામે હાથ જોડી ઊભેલી છે. તેમણે હસ્તમાં કમળ ધારણ કરેલા છે તથા એ શક્તિઓ બધી જાતનાં આભૂષણોથી વિભૂષિત છે. મધ્યમાં સર્વતોમુખી વરદા ગાયત્રીની સ્થાપના કરવી. નવાક્ષર બાષ્કલ મંત્ર દ્વારા સૂર્યનું આવાહ્ન કરવું. બાષ્કલ મંત્ર દ્વારા જ ભગવાન સૂર્યને રક્ત પુષ્પ, રક્ત ચંદન, દીપ, ધૂપ, નૈવેદ્ય, તાંબૂલ વગેરે મુખવાસ તથા દીપ વગેરે અર્પવાં. અગ્નિ, ઇશાન, નૈઋત્ય, વાયવ્યકોણમાં અને પૂર્વ તથા પશ્ચિમ દિશામાં છ રીતથી પૂજા થાય છે. પોતાના હૃદયકમળમાં ભગવાન સૂર્યનું ધ્યાન કરવું. ભગવાન શિવની ભયંકર સ્વરૂપવાળી આઠ મૂર્તિઓ છે. તે સર્વ વિદ્યુતની કાંતિ જેવી કાંતિમાન છે. રૌદ્ર અસ્ત્રને ધારણ કરે છે, મોંમાં વિકરાળ દંષ્ટ્રાઓ છે, જમણા હસ્તમાં વરદમુદ્રા તથા ડાબા હસ્તમાં પદ્મ દ્વારા વિભૂષિત છે. બધા અલંકારોથી યુક્ત છે, રક્ત પુષ્પની માળાઓ ધારણ કરેલા છે તથા સુગંધી દ્રવ્યનું લેપન કરેલ છે. બધી મૂર્તિઓને રક્ત વસ્ત્રો પરિધાન કરેલા છે. સિંદૂરના સમાન અરુણ

વર્ણવાળા શંકર પોતાના મંડળ સહિત વિરાજમાન છે. બે હસ્ત, બે ચક્ષુ તથા હસ્ત ભગવાને હાથમાં પદ્મ ધારણ કરેલ છે. રક્ત આભરણ તથા રક્તમાળા દ્વારા શોભતા ભુવનેશ્વર ભગવાન ભાનુનું આરાધકે ધ્યાન કરવું. પદ્મની બહાર મંડળની ચારે તરફ ચંદ્ર, મંગળ, બુધ, બૃહસ્પતિ, શુક્ર, શનૈશ્ચર, રાહુ તથા કેતુની સ્થાપના કરવી. એ સમસ્ત ગ્રહોને બે આંખ તથા બે હાથ છે. ધર્મ, અર્થ તથા કામની સિદ્ધિ અર્થે દરેક ગ્રહના નામ પહેલાં પ્રણવ તથા અંતે નમઃ પદ લગાડી તેમની પૂજા કરવી. મંડળની બહાર ઓગણપચાસ મરુદ્ ગણ, ઋષિઓ, દેવો, ગંધર્વો, પન્નગો, અપ્સરાગણ, ગ્રામણી, યાતુધાન તથા ગાયત્રી, ઉષ્ણિક, અનુષ્ટુપ, બૃહતી, પંક્તિ, ત્રિષ્ટુપ અને જગતી — આ સાત છંદમય સાત અશ્વોની પૂજા કરવી. વાલખિલ્ય વગેરેની પણ એ સાથે જ પૂજા કરવી. તેમને પૃથક્ પૃથક્ અર્ઘ્ય અર્પવો. પૂજાના અંતમાં બાષ્કલ મંત્રનો એક હજાર, પાંચસો અથવા એકસો આઠ વખત જપ કરવો તથા દશાંશ હોમ કરવો.

મંડળના પાછળના ભાગે વર્તુળ આકારનો કુંડ બનાવવો. ઊંચાઈ તથા વિસ્તારમાં ચાર આંગળ પ્રમાણની મેખલા કરવી. નિત્યકર્મમાં એક હાથના પ્રમાણનો અને નૈમિત્તિકકર્મમાં એટલા જ પ્રમાણનો અશ્વત્થદળના આકારનો કુંડ બનાવવો. કુંડમાં દશ આંગળની નાભિ કરવી. આ રીતનો કુંડ બનાવીને રંગોળી વગેરે દ્વારા વિભૂષિત કરી તેમાં હોમ કરવો. 'ૐ તપઃ' આ મંત્ર દ્વારા કુંડમાંથી ઉલ્લેખન કરવું, ત્યાર પછી જળ દ્વારા કુંડમાં પ્રોક્ષણ કરવું. 'ૐ ભૂઃ' આ મંત્ર દ્વારા આસન અર્પવું. ત્યાર પછી આ જ મંત્ર દ્વારા પ્રભાવતી નામક શક્તિની સ્થાપના કરવી. બાષ્કલ મંત્ર દ્વારા ગંધ, પુષ્પ આદિથી તેની પૂજા કરવી. આ જ મંત્ર દ્વારા હોમ કરવો, મૂળ મંત્ર દ્વારા વિધિસર પૂર્ણાહુતિ કરવી, સ્વિષ્ટકૃત હોમ કરવો. ભગવાન સૂર્યને નૈવેદ્ય અર્પવું. પૂજા, હોમ વગેરે બધા દ્રવ્ય અને અર્ઘ્યનું પ્રદાન કરી પ્રદક્ષિણા કરવી. અંગપૂજા કર્યા બાદ સૂર્યને પ્રણામ કરવા. ત્યાર પછી ધર્મ, અર્થ તથા કામની સિદ્ધિ અર્થે શિવપૂજા કરવી. આ મુજબ અહીં સંક્ષિપ્તમાં ભગવાન સૂર્યના પૂજનનો વિધિ જણાવ્યો છે.

દેવોના દેવ, વિશ્વના ગુરુ પરમાત્મા સૂર્યની જે મનુષ્ય એક વખત પૂજા પણ /કરે છે તે બધા પાપથી મુક્ત થઈ ઉત્તમ મોક્ષપદને પ્રાપ્ત થાય છે. બધા ઐશ્વર્યથી યુક્ત સ્થાનને પ્રાપ્ત થાય છે, અપ્રતિમ તેજસ્વી બને છે. પુત્ર, પૌત્ર, મિત્ર, બાંધવ વગેરે સાથે વિપુલ ભોગો ભોગવી ધન, ધાન્ય, યાન, વાહન તથા અનેક ભૂષણોથી યુક્ત થઈ સૂર્ય સહિત આનંદનો ઉપભોગ કરે છે તથા મૃત્યુ બાદ ફરી આ લોકમાં આવી ધાર્મિક રાજા બને છે અથવા વેદવેદાંગ દ્વારા સંપન્ન બ્રાહ્મણ બને છે.

તે બ્રાહ્મણ પૂર્વકાળની વાસનાને કારણે ધાર્મિક તથા વેદોના પારગામી બ્રાહ્મણયોનિને પ્રાપ્ત થઈ સૂર્ય ઉપાસના કરવાને કારણે સૂર્યનું સાયુજ્ય પામે છે. ૧-૮૫

પુનઃ પ્રાગ્વાસનાયોગાદ્ધાર્મિકો વેદપારગઃ।
સૂર્યમેવ સમભ્યર્ચ્ય સૂર્યસાયુજ્યમાપ્નુયાત્॥૮૫॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'તત્ત્વશુદ્ધિવર્ણન' નામનો ૨૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૩મો

# શિવપૂજનના વિધિનું વર્ણન



શૈલાદિરુવાચ।
અથ તે સમ્પ્રવક્ષ્યામિ શિવાર્ચનમનુત્તમમ્।
ત્રિસન્ધ્યમર્ચયેદીશમગ્નિકાર્યં ચ શક્તિતઃ ॥૧॥

શૈલાદિ નંદી બોલ્યા: હે સનત્કુમાર! હવે હું તમને પવિત્ર શિવના પૂજાનો વિધિ જણાવું છું. ભગવાન શિવની ત્રિકાળ પૂજા કરવી તથા પોતાની શક્તિ મુજબ હોમ વગેરે અગ્નિકાર્ય કરવું.

સૌ પ્રથમ નિત્ય સ્નાનાદિની ક્રિયા કરવી. ભગવાન શિવની પૂજા સમયે શુદ્ધ આસન ઉપર બેસીને પહેલા આચમન પવિત્રી-ધારણ, શરીર શુદ્ધિ અને આસન શુદ્ધિ કરી ત્યાર પછી દેહે ભસ્મ ચોપડવી, તત્ત્વશુદ્ધિ એટલે કે ભૂતશુદ્ધિ કરવી. હસ્તમાં પુષ્પ લઈ પૂજાના સ્થાને પ્રવેશ કરવો. દાહન તથા આપ્લાવન વગેરે ત્રણ પ્રાણાયામ કરવા. રેચક પ્રાણાયામ, પૂરક પ્રાણાયામ તથા કુંભક પ્રાણાયામ — (વિધિ : જમણા હાથની છેલ્લી બે આંગળીઓ વડે ડાબા નસકોરાનું છિદ્ર દબાવી જમણા નસકોરા વડે વાયુ પૂરવો અને મંત્ર ભણવો. તેને પૂરક કહે છે. પછી જમણું નસકોરું જમણા હાથના અંગૂઠાથી અને ડાબું નસકોરું જમણા હાથની છેલ્લી બે આંગળીઓ વડે દબાવી વાયુને રોકવો અને મંત્ર ભણવો તેને કુંભક કહે છે અને જમણા અંગૂઠાને છુટો કરી ધીમે ધીમે વાયુને બહાર કાઢતાં મંત્ર ભણવો. તેને રેચક કહે છે.) આ ત્રણ જાતના પ્રાણાયામ છે. પોતાના શરીરના જીવનની અવસ્થાને પ્રાણ કહે છે અને તે અવસ્થાના અવરોધને આયામ કહેવામાં આવે છે. પ્રાણના અવરોધને પ્રાણાયામ કહેવાય છે.

ઉદરની બહાર કઢાતા વાયુના રેચનને રેચક કહેવાય છે. બધા પ્રાણવાયુને નસકોરાંથી બહાર કાઢી નાખ્યા બાદ શરીરમાં જાણે પ્રાણવાયુ છે જ નહીં એ પ્રમાણે પ્રાણને રોકી પદ્માસને બેસવું. આ મહાનિરોધ રેચક નામક પ્રાણાયામ તરીકે ઓળખાય છે.

બાહ્ય વાયુને ઉદરમાં પૂરવો તે પૂરક કહેવાય છે. બાહ્ય પવનને નસકોરાથી દેહમાં ખેંચી એ જ નસકોરા દ્વારા ધીમેથી બધી નાડીઓને ભરવી. આ મહાનિરોધને પૂરક પ્રાણાયામ કહેવાય છે.

પૂરક વાયુને ઘડાની જેમ ધારણ કરીને રાખવો તે કુંભકઃ આ પ્રાણાયામ પૂરક પ્રાણાયામ કરતાં અભિન્ન છે તો પણ તેમાં એટલો તફાવત છે કે એમાં રેચક-પૂરક કાંઈ જ કરવાનો હોતો નથી, પણ નસકોરામાં રહેલા વાયુને યોગ્ય રીતે નિશ્ચલતાથી ધારણ કરીને રાખવાનો હોય છે. આ પ્રાણાયામ કુંભક કહેવાય છે.

પ્રાણાયામ કર્યા બાદ ચંદન વગેરે દ્વારા સુવાસિત કરેલા હાથવાળા સાધકે મહામુદ્રા કરવી. આ મુદ્રા કરવા ડાબા પગની પાનીથી ગુદા તથા લિંગના મધ્ય ભાગે આવેલા યોનિસ્થાનને યોગ્ય રીતે દબાવવું. જમણા પગને સોટીની જેમ લંબાવવો. જમણા પગની પાનીને જમીન ઉપર ટેકવીને પગનો પંજો ઉપરની બાજુ રાખી બંને હાથના અંગૂઠા અને તર્જની આંગળીઓથી પગનો અંગૂઠો મજબૂત રીતે પકડી રાખવો

તથા કટીપ્રદેશમાં યોગ્ય રીતે જાલંધર નામક બંધ કરીને પ્રાણવાયુને ઊર્ધ્વપ્રદેશ સુષુમ્ણામાં જ ધારણ કરવો એટલે કે મૂલબંધ કરવો. જાલંધર બંધ કરવા કંઠમાંની શ્વાસનલિકાને સંકોચીને ઉદાનવાયુને રોકવો. હડપચીને અંતઃકરણ ઉપર ચાર આંગળને અંતરે ગળાની નીચે દઢતાપૂર્વક અડકાડવી તથા હૃદયની ઉપર દૃષ્ટિ સ્થિર કરવી. ગળાને સંકુચિત કરીને હૃદયની ઉપરની બાજુએ ચાર આંગળના અંતર ઉપર હડપચીને નીચે નમાવીને ગળાની હાંસડીને અડકાડી રાખવાની ક્રિયાને જાલંધર બંધ કહેવાય છે. મૂલબંધ કરવા બંને પગમાંની કોઈ પણ એક પાનીથી યોનિના સ્થાનને એટલે કે ગુદા તથા લિંગના મધ્યે બરાબર દબાવીને ગુદાને સંકોચવી અને અપાનવાયુને ઉપરની તરફ ખેંચવો.

બ્રહ્માગ્નિ–જ્ઞાનાગ્નિ દ્વારા દેહને દગ્ધ કરવું. એટલે કે અવ્યક્ત, બુદ્ધિ તથા અહંકારની તન્માત્રા દ્વારા ઉત્પન્ન થયેલા દેહને શુદ્ધ જ્ઞાન દ્વારા દગ્ધ કરવું; બધા કર્મો બાળી નાખવાં; ગ્રીવાબંધનની નીચે તથા નાભિથી એક વેંત ઉપર રહેલા હૃદયને જગતનું મહાન આયતન કહેલું છે. એ હૃદયરૂપી કમળની કર્ણિકાઓના મધ્યમાં ક્રીડા કરી રહેલા સાક્ષાત્ શિવનું ધ્યાન કરવું.

ભગવાન શિવને પાંચ મુખ છે, બધા આભરણો દ્વારા વિભૂષિત છે; ત્રણ આંખ છે, મસ્તક ઉપર ચંદ્રને ધારણ કરેલ છે. પદ્માસન વાળીને બેઠેલા છે. ભગવાનનું ઇશાન નામનું ઊર્ધ્વમુખ શુદ્ધ સ્ફટિક મણિ જેવા શ્વેતવર્ણનું છે. તત્પુરુષ નામક પૂર્વમુખ સૂર્ય સમાન કે કેસરના સમાન કાંતિમાન છે. અઘોર નામક દક્ષિણ મુખ શ્યામ વર્ણનું છે; અથવા તો નીલમેઘ જેવું કાંતિમાન છે. વામદેવ નામક ઉત્તરમુખ પ્રવાલ જેવું છે. સદ્યોજાત નામક પશ્ચિમ મુખ ગાયના દૂધ જેવું અથવા પૂર્ણ ચન્દ્ર જેવું ધવલ કાંતિમાન છે. એમના પાંચ જમણા હાથોમાં શૂલ, પરશુ, ખડ્ગ, વજ્ર તથા શક્તિ ધારણ કરેલા છે. ડાબા હાથોમાં પાશ, અંકુશ, ઘંટા, નાગ તથા નારાચ શોભે છે. ભગવાન શિવે ચિત્રવિચિત્ર વસ્ત્રો પહેરેલાં છે તથા તેઓ બધા આવરણો દ્વારા યુક્ત છે. બ્રહ્માંગરૂપી સદ્યોજાતાદિ વિશિષ્ટ અંગોના સ્વરૂપવાળા બ્રહ્મસ્વામી શિવનું પૂજન કરવું. શક્તિ દ્વારા ઉત્પન્ન થયેલા તથા અંતઃકરણ આદિ બ્રહ્મરૂપ શંકરનાં પાંચ અંગ છે.

નીચે લખેલા મંત્રો દ્વારા છ અંગન્યાસ કરવા. મંત્ર બોલી જણાવેલા પોતાનાં અંગોને સ્પર્શવાં. **ૐ ઇશાનઃ સર્વવિદ્યાનાં હૃદયાય શક્તિબીજાય નમઃ।** — બોલી અંતઃકરણને સ્પર્શવું. **ૐ ઈશ્વરઃ સર્વભૂતાનામમૃતાય શિરસે નમઃ।** — માથાને સ્પર્શ કરવો.

**ૐ બ્રહ્માધિપતયે કાલાગ્નિરુપાય શિખાયૈ નમઃ।** — શિખાને સ્પર્શ કરવો. **ૐ બ્રહ્મણોઽધિપતયે કાલચણ્ડમારુતાય કવચાય હુમ્।** — બંને હાથોને સ્પર્શ કરવો. **ૐ બ્રહ્મણે બૃહણાય જ્ઞાનમૂર્તયે નેત્રાય નમઃ।** — આંખને સ્પર્શ કરવો. **ૐ શિવાય સદાશિવાય પાશુપતાસ્ત્રાય અપ્રતિહતાય ફટ્।** — બોલી ડાબા હાથની હથેળીમાં જમણા હાથની તર્જન અને મધ્યમાં અંગૂલિઓ દ્વારા અવાજ કરવો. આ ક્રિયાને ષડંગન્યાસ કહેલો છે.

હવે શિવમૂર્તિ વિશે કહે છે: **'ૐ સદ્યોજાતાય ભવે ભવેનાતિ ભવે ભવસ્વ માં ભવોદ્ભવાય શિવમૂર્તયે નમઃ।'** — બોલી શિવની મૂર્તિને પ્રણામ કરવા. **ૐ હંસશિખાય વિદ્યાદેહાય આત્મસ્વરુપાય પરાપરાય શિવાય શિવતમાય નમઃ।** — બોલી મૂર્તિવિદ્યાને પ્રણામ કરવા.

આ મુજબ શંકરના અંગો અને મૂર્તિવિદ્યા કહ્યાં છે. શિવશાસ્ત્રમાં કહેવાયેલા વિદ્યાંગ સહિત બ્રહ્માંગમૂર્તિ આ મુજબ સમજવાં.

હવે સદાચરણશીલ હે સનત્કુમાર! બધા વેદોમાં કહેલાં સૂર્યનાં બાષ્કલાદિ સારભૂત અંગો વિશે કહું છું. **ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ ૐ જનઃ ૐ તપઃ ૐ સત્યમ્ ૐ ઋતમ્ ૐ બ્રહ્મ।** આ નવાક્ષરમય મંત્રને બાષ્કલ કહેવાય છે જે ક્ષર થતો નથી. નાશ પામતો નથી તે અક્ષર કહેવાય છે. આદિમાં પ્રણવ યોજી સત્ય શબ્દના અંતમાં નમઃ બોલવું. **'ૐ સત્યમ્'** આ મંત્ર થયો. સત્યસ્વરૂપ બ્રહ્મ અક્ષર છે, અવિનાશી છે. **ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ। ધિયો યો નઃ પ્રચોદયાત્॥ ૐ નમઃ સૂર્યાય ખખોલ્કાય નમઃ॥** ભગવાન સૂર્યનો આ મૂળ મંત્ર છે. દીપ્તા વગેરે શક્તિઓની નવાક્ષર મંત્ર દ્વારા તથા સૂર્યની મૂળ મંત્ર દ્વારા પૂજા કરવી.

હવે સૂર્યના સંબંધી અંગમંત્રો કહે છે. આ મંત્રો દ્વારા અંગન્યાસ કરવો તથા એ મંત્રો બોલી એમાં જણાવેલા અંગોને સ્પર્શ કરવો. **ૐ ભૂઃ બ્રહ્મણે હૃદયાય નમઃ।** હૃદયને સ્પર્શ કરવો. **ૐ ભુવઃ વિષ્ણવે શિરસે નમઃ। ૐ સ્વઃ રુદ્રાય શિખાયૈ નમઃ। ૐ ભૂર્ભુવઃ સ્વઃ જ્વાલામાલિન્યૈ દેવાય નમઃ। ૐ મહઃ મહેશ્વરાય કવચાય નમઃ। ૐ જનઃ શિવાય નેત્રેભ્યો નમઃ। ૐ તપસ્તાપનાય અસ્રાય નમઃ।** આ મંત્રો દ્વારા અંગન્યાસ કરવા.

શિવ અને સૂર્યના સંબંધી આ અંગમંત્રો અહીં પ્રસંગ પ્રાપ્ત થવાને કારણે ન્યાસયોગ દ્વારા સંક્ષિપ્તમાં કહ્યો છે. આ મુજબ મંત્રમય દેવનું હૃદયકમળમાં પૂજન કરવું.

હવે માનસ હોમનો વિધિ કહે છેઃ નાભિસ્થાનમાં મન દ્વારા વિધિસર વહ્નિ પ્રકટાવી બધા કાર્યોનો શિવાગ્નિ એટલે કે જ્ઞાનરૂપ અગ્નિમાં હોમ કરવો. બધી કળાઓ દ્વારા યુક્ત ભગવાન શિવ રક્ત પદ્મના આસન પર વિરાજમાન થયેલા છે. આ પ્રમાણે તેમનું ધ્યાન કરવું તથા સમિધ અને આજ્યની આહુતિ આપી મન દ્વારા હોમ કરવો. તે સમયે મૂળમંત્ર ભણવો. શિવશાસ્ત્રમાં કહેલી તથા ચંદ્રમંડળમાં ચન્દ્રસ્થાન દ્વારા ઉત્પન્ન થયેલી પૂર્ણધારાનું પૂર્ણાહુતિ વિધાન દ્વારા સ્મરણ કરવું.

પૂર્વે કહી હતી તે બધી વિધિ સમાપ્ત કર્યા બાદ શિવના સંપૂર્ણ તેજવાળા શિવનાં પાંચ મુખોનું ધ્યાન કરવું. લલાટપ્રદેશમાં ભ્રૂકુટીના મધ્ય ભાગે દેવોના દેવ ઈશનું પાછું સ્મરણ કરવું. પવિત્ર દીવાની જ્યોતિની જેમ પ્રકાશિત તથા સંસારના બંધનનો નાશ કરનાર ભગવાન શંકરની અંતઃકરણમાં ભાવના કરવી. સ્થંડિલ અથવા લિંગમાં શિવનું પૂજન કરવું. ૧-૩૧

**શુદ્ધદીપશિખાકારં ભાવયેદ્ભવનાશનમ્।**
**લિઙ્ગે ચ પૂજયેદ્દેવં સ્થણ્ડિલે વા સદાશિવમ્॥૩૧॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'શિવપૂજનના વિધિનું વર્ણન' નામનો ૨૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૪મો

# શિવપૂજાનું વિધાન



શૈલાદિરુવાચ॥
વ્યાખ્યાં પૂજાવિધાનસ્ય પ્રવક્ષ્યામિ સમાસતઃ।
શિવશાસ્ત્રોક્તમાર્ગેણ શિવેન કથિતં પુરા॥૧॥

શૈલાદિ બોલ્યાઃ હે સનત્કુમાર! શંકરે પૂર્વે કહેલા શિવશાસ્ત્રના માર્ગથી પૂજાના વિધાનની વ્યાખ્યા સંક્ષિપ્તમાં જણાવું છું.

પહેલા બંને હાથ ચંદન દ્વારા સ્પર્શિત કરવા. હાથમાં ચંદન લગાડતાં અગાઉ તથા લગાડ્યા બાદ 'વૌષટ્' આ મુજબ બોલવું. ત્યાર બાદ આની પહેલાંના અધ્યાયમાં જણાવ્યા મુજબ મૂર્તિ, વિદ્યા તથા શૈવાંગ ભણવાં. પછી **'ઈશાનઃ સર્વવિદ્યાનામ્૦'** વગેરે પ્રત્યેક મંત્ર ભણીને બંને હાથના અંગૂઠાથી લઈ ટચલી આંગળી સુધી અંગૂઠા દ્વારા સ્પર્શ કરવો. તર્જની આંગળી દ્વારા અંગૂઠામાં ન્યાસ કરતી વેળા ભગવાન શિવના ઊર્ધ્વમુખ ઇશાનને ઉદ્દેશી **'ઇશાન૦'** મંત્ર ભણવો.

તર્જની આંગળીને અંગૂઠા દ્વારા સ્પર્શ કરતી વેળા ભગવાનના પૂર્વ મુખ તત્પુરુષને ઉદ્દેશી **'તત્પુરુષાય વિદ્મહે૦'** મંત્ર ભણવો.

અંગૂઠા દ્વારા મધ્યમાને સ્પર્શ કરતી વેળા શંકરના દક્ષિણ મુખ અઘોરને ઉદ્દેશી **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યઃ૦'** મંત્ર બોલવો.

પશ્ચિમ મુખ સદ્યોજાતને ઉદ્દેશી **'સદ્યોજાતં પ્રપદ્યામિ૦'** મંત્ર ભણી અંગૂઠા દ્વારા અનામિ આંગળીને સ્પર્શ કરી ન્યાસ કરવો.

શિવના ઉત્તર મુખ વામદેવને ઉદ્દેશી **'વામદેવાય નમો જ્યેષ્ઠાય નમઃ૦'** મંત્ર ભણી અંગૂઠા દ્વારા કનિષ્ઠિકાને સ્પર્શી ન્યાસ કરવો.

ત્યાર બાદ પ્રથમ કનિષ્ઠિકા, ત્યાર પછી તર્જની તથા ત્યાર બાદ મધ્યમા આંગળીને અંગૂઠા દ્વારા સ્પર્શ કરી ભગવાન શિવનાં હૃદયરૂપી 'અઘોર' મંત્ર જપવા. અંગૂઠામાં ન્યાસ કરતી વેળા 'તત્પુરુષ' મંત્ર ભણવો; અનામિકામાં ન્યાસ કરતી વેળા **'ઇશાન૦'** મંત્ર ભણવો. **'નમો હિરણ્યબાહવે૦'** મંત્ર દ્વારા બંને હાથનાં તળિયાઓમાં ન્યાસ કરવો. વળી ફરી નારાચાસ્ત્ર પ્રયોગ-લોખંડના બાણના અગ્ર ભાગ સમાન આકૃતિ જેવો અંગૂઠો અને તર્જની દબાવી-અણિવાળી બનાવી મૂળ પંચાક્ષર મંત્ર **'ૐ નમઃ શિવાય'** દ્વારા ન્યાસ કરવો. 'તત્પુરુષ' મંત્ર દ્વારા અવગુંઠ કરવું એટલે કે જમણા હાથની પાંચે આંગળીઓ ભેગી રાખી તેના ઉપર ડાબા હાથનો પંજો ઢાંકવો. આ ક્રિયા શિવહસ્ત તરીકે ઓળખાય છે. એ હાથ દ્વારા શિવપૂજન કરવું. તત્ત્વોમાં વિદ્યમાન આત્માની શિવની મૂર્તિમાં સ્થાપના કરીને પૃથિવી વગેરે તત્ત્વશુદ્ધિ કરવી. તે સમયે **'નમો હિરણ્યબાહવે૦'** મંત્ર ભણવો, સદ્યોજાત તથા અઘોરમંત્ર ભણીને અંતે **'ફટ્'** બોલી પૃથ્વી તત્ત્વની શુદ્ધિ કરવી. આ જ મંત્રો ઉપર જણાવ્યા મુજબ ભણીને **'ફટ્'** બોલીને જળ તત્ત્વની

શુદ્ધિ કરવી. ફક્ત અઘોરમંત્ર ભણી અંતમાં '**ફટ્**' બોલીને તેજ તત્ત્વની શુદ્ધિ કરવી. '**તત્પુરુષ**' મંત્ર અને '**નમો હિરણ્યબાહવે૦**' મંત્ર ભણી અંતે '**ફટ્**' બોલી વાયુતત્ત્વની શુદ્ધિ કરવી. '**નમો હિરણ્યબાહવે૦**' સદ્યોજાત અને અઘોર મંત્ર ભણીને અંતે '**ફટ્**' બોલી આકાશ તત્ત્વની શુદ્ધિ કરવી.

'**સદ્યોજાત**' મંત્ર, '**નમો હિરણ્યબાહવે૦**' તથા અઘોરમંત્ર ભણીને અંતમાં '**ફટ્**' બોલી ઉપસંહાર; મૂળ મંત્ર – '**ૐ નમઃ શિવાય**' ભણીને અંતે '**ફટ્**' બોલી તાડન; મૂળમંત્રને '**અઘોર**' મંત્રનો સંપુટ આપી ગ્રહણ; તથા મૂળ મંત્ર '**ૐ નમઃ શિવાય**' મંત્રને '**હ્રીં**' મંત્રનો સંપુટ આપીને દિગ્બંધ વગેરે ક્રિયાઓ કરવી.

પૂર્વે જણાવ્યા મુજબ શાંત, અતીત વગેરે નિવૃત્તિ પર્યંતની શંકરની બધી કળાઓ વિશે પણ ઉપર જણાવેલી ક્રિયાઓ કરવી.

ત્યાર પછી યોગશાસ્ત્રમાં કહ્યા મુજબ મૂલાધાર રૂપ અષ્ટ સહિત કુંડલિનીને જાગ્રત કરીને શુદ્ધ ચૈતન્યરૂપ બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રરૂપ પરમાત્માનું અમૃતધારા એટલે કે સુષુમ્ણામાં ધ્યાન કરવું. શાંતિ, અતીત વગેરેથી નિવૃત્તિ પર્યંતની કલાઓનાં મધ્યમાં નાદ, બિંદુ, અકાર, ઉકાર તથા મકારનો જેનામાં લય થાય છે તે રુદ્ર, વિષ્ણુ તથા બ્રહ્મારૂપ શિવનું ધ્યાન કરવું. પંચાક્ષર મંત્ર દ્વારા બ્રહ્મન્યાસ કરવા. શિવનાં પાંચ મુખમાં પંદર નેત્રોની ભાવના કરવી. મૂળમંત્ર દ્વારા પગથી લઈ મસ્તક સુધી અંગન્યાસ કરવો. મહામુદ્રા કરી '**શિવોઽહમ્**' હું શિવ છું એમ પોતાનો સમજી પોતાના હૃદયકમળમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્યરૂપી સૂર્ય, સોમ તથા અગ્નિનું ધ્યાન કરવું. એ કમળના કેસરા ઉપર વામા, જ્યેષ્ઠા, રૌદ્રી, કાળી, કલવિકરણી, બલવિકરણી, બલપ્રમથની, સર્વભૂતદમની તથા મનોન્મની શક્તિઓનું પણ ધ્યાન કરવું. ત્યાર પછી બધી બાહ્ય પ્રવૃત્તિઓમાંથી મનને અંતરાભિમુખ કરવું. નાભિરૂપ વહ્નિકુંડમાં શંકરના માટે આસનની ભાવના કરવી. બિંદુમાંથી શિવના મંડળ ઉપર અમૃતધારા પડતી હોય તેમ ભગવાન શિવનું લલાટમાં ધ્યાન કરી આત્માની શુદ્ધિ કરવી. પ્રાણ અને અપાનવાયુનો નિરોધ કરવો. સુષુમ્ણાથી વાયુની સ્થાપના કરી '**નમો હિરણ્યબાહવે૦**' દ્વારા તાલુમુદ્રા, ખેચરીમુદ્રા તથા દિગ્બંધ કરવા. આ મુજબ સ્થાનશુદ્ધિ તથા દેહશુદ્ધિ કરવી. પવિત્ર વસ્ત્ર વગેરે પરિધાન કરેલા સાધકે અર્ઘ્ય આપવાનાં પાત્ર વગેરેમાં પ્રણવ સાથે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ – આ ત્રણ તત્ત્વોનો ન્યાસ કરવો. ત્યાર પછી તેમાં પાણી ભરવું. પૂજાનાં દ્રવ્યો તૈયાર રાખવાં. પાદ્ય અર્પણ કરવાનાં પાત્રોમાં પણ બ્રહ્મા વગેરે ત્રણે તત્ત્વોનાં આસનની ભાવના કરવી. ત્યાર પછી **ૐ ભૂઃ ૐ ભુવઃ ૐ સ્વઃ ૐ મહઃ** તથા **ૐ જનઃ** મંત્રો દ્વારા અનુક્રમે અર્ચન, અમૃતીકરણ, વિશોધન, અવગુંઠન તથા અવલોકન કરવું. '**નમો હિસરણ્યબાહવે૦**' દ્વારા રક્ષા કરી '**ૐ મહઃ**' મંત્ર દ્વારા દર્ભથી અર્ઘ્યજળ દ્વારા પોતાની ઉપર પ્રોક્ષણ કરવું તથા પુષ્પ દ્વારા બધા પૂજનના દ્રવ્યો ઉપર પાણી છાંટવું.

'**સદ્યોજાતં૦**' મંત્ર દ્વારા શિવના ગંધને અભિમંત્રિત કરવું. વામદેવ મંત્ર દ્વારા વસ્ત્ર, અઘોર મંત્ર દ્વારા આભરણ, તત્પુરુષ મંત્ર દ્વારા નૈવેદ્ય તથા ઇશાન મંત્ર દ્વારા પુષ્પોને અભિમંત્રિત કરવાં. શિવગાયત્રી દ્વારા બીજી વસ્તુઓ ઉપર પાણીનું પ્રોક્ષણ કરવું, પંચામૃત તથા પંચગવ્યને મૂળમંત્ર દ્વારા અભિમંત્રિત કરવાં.

મૂળમંત્ર દ્વારા અર્ઘ્ય, ધૂપ, દીપ અને આચમન વગેરે આપવાં. ધેનુમુદ્રા બતાવી અવગુંઠન અને રક્ષણ કરીને દ્રવ્યશુદ્ધિ કરવી. પૂજા કર્યા બાદ ઇશાનાદિ મંત્રો દ્વારા પુષ્પાંજલિ અર્પણ કરવી. અઘોરમંત્ર ભણીને અંતે 'ફટ્' બોલી નિર્માલ્ય દૂર કરવું.

ત્યાર પછી ઇશાન દિશામાં ચંડનું પૂજન કરવું. લિંગપીઠમાં સ્થાપિત શિવમૂર્તિને પાશુપતાસ્ત્ર દ્વારા વિશુદ્ધ કરીને પુષ્પ વગેરે દ્વારા તેની પૂજા કરવી. લિંગના મસ્તકે પુષ્પ ચડાવવાં.

બંને હસ્તમાં પુષ્પ લઈ અંગૂઠા દ્વારા પુષ્પને દબાવી આવાહન મુદ્રા દ્વારા હૃદયથી મસ્તક પર્યંત પુષ્પ ફેરવવું; હૃદયમંત્ર એવા અઘોરમંત્ર સહિત મૂળમંત્ર **'ૐ નમઃ શિવાય'** ઉચ્ચ સ્વરે બોલવો. દીપશિખા જેવા તેજસ્વી, બધી તરફના હાથ તથા મુખવાળા વ્યાપ્ય-વ્યાપક પરબ્રહ્મરૂપ શંકરનું સદ્યોજાત મંત્ર દ્વારા આવાહ્‌ન કરવું. શિવ અને શક્તિનું પ્રથમ હૃદયમંત્ર દ્વારા એકીકરણ કરવું. સદ્યોજાત દ્વારા તેમનું આવાહ્‌ન કરવું. વામદેવ મંત્ર દ્વારા સ્થાપન કરવું. સ્થાપન કરતી વેળા અઘોરમંત્ર સહિત મૂળમંત્ર ભણવો. એ જ રીતે અઘોરમંત્ર તથા મૂળહમંત્ર સહિત ફરી અઘોર મંત્ર ભણી શિવ તથા શક્તિનો સન્નિરોધ કરવો. અઘોર તથા મૂળમંત્ર સહિત **'તત્પુરુષાય વિદ્મહે૦'** મંત્ર ભણી તેમનું સાન્નિધ્ય કરવું; તથા અઘોર મંત્ર સહિત મૂળમંત્ર **'ૐ નમઃ શિવાય'** બોલી ઇશાન મંત્ર દ્વારા પૂજા કરવી; આ ઉપદેશ છે.

ભગવાનના પ્રતીકનું ધ્યાન કર્યા બાદ મૂળમંત્ર દ્વારા તેમને પ્રણામ કરવા. સ્વધા બોલી આચમન માટે પાણી આપવું. સ્વાહા બોલી અર્ઘ્ય આપવું, મૂળમંત્ર દ્વારા પુષ્પની અંજલિ આપવી. વૌષટ્ બોલી ફરી દેવને પ્રણામ કરવા.

ત્યાર પછી હૃદયમંત્ર અઘોરમંત્ર દ્વારા, અથવા ઇશાન મંત્ર દ્વારા કે રુદ્રગાયત્રી દ્વારા અથવા **'ૐ નમઃ શિવાય'** આ મૂળ મંત્ર દ્વારા પૂજા કરવી. પૂર્વ પૂજન કર્યા બાદ પુષ્પની અંજલિ આપવી. ફરી ધૂપ અને આચમનીથી પાણી આપ્યા બાદ **'નમો હિરણ્યબાહવે૦'** મંત્ર દ્વારા તમામ પુષ્પ દૂર કરી પૂજાનું વિસર્જન કરવું. મૂળ મંત્ર દ્વારા પાણીને અભિમંત્રિત કરી તે મંત્રોદક દ્વારા શિવના લિંગને સ્નાન કરાવવું. પંચામૃત દ્વારા અભિષેક કરવો. **ઇશાન૦** મંત્ર દ્વારા સુગંધી દ્રવ્ય, ગંધ, વગેરે પુષ્પ, ચડાવી ધૂપ, દીપ અને આચમનીથી જળ અર્પવું, ત્યાર પછી અઘોરમંત્રના અંતમાં 'ફટ્' બોલી પૂજાના દ્રવ્યો દૂર કરવાં. ત્યારપછી ફરી આંબળાના ચૂર્ણ સહિત શુદ્ધોદક દ્વારા મૂળમંત્ર ભણી લિંગને સ્નાન કરાવવું. પંચામૃત દ્વારા સ્નાન કરાવ્યા બાદ હરિદ્રા અને હુંફાળા ઉષ્ણોદક દ્વારા પીઠ સાથે લિંગની વિશુદ્ધિ કરવી. ત્યાર પછી ગંધ, પુષ્પ તથા સુવર્ણદ્રવ્ય પાણીમાં નાખી મૂળમંત્ર દ્વારા તે ઉદકને અભિમંત્રિત કરી રુદ્રાધ્યાય, નીલરુદ્ર, ત્વરિતરુદ્ર ભણી અંતમાં **'ૐ નમઃ શિવાય'** બોલતા બોલતા લિંગની ઉપર પાણીનો અભિષેક કરવો. લિંગના માથાને શૂન્ય ન રાખવું. તેના ઉપર પુષ્પો હંમેશા ચઢેલા રહેવાં જોઇએ. આ વિધાન અર્થે અહીં શ્લોકો આપેલા છે. જે આ મુજબ છે:

**યસ્ય રાષ્ટ્રે તુ લિઙ્ગસ્ય મસ્તકં શૂન્યલક્ષણમ્‌।**
**તસ્યાલક્ષ્મીર્મહારોગો દુર્ભિક્ષં વાહનક્ષયઃ॥૨૯॥**

તસ્માત્પરિહરેદ્રાજ્યં ધર્મકામાર્થમુક્તયે।
શૂન્યે લિઙ્ગે સ્વયં રાજા રાષ્ટ્રં ચૈવ પ્રણશ્યતિ॥૩૦॥

જે રાજાના રાજ્યમાં શિવના લિંગના મસ્તકની ઉપર પુષ્પ વગેરે ચઢાવવામાં આવતાં ન હોય અને બિલ્વપત્ર અને પુષ્પ દ્વારા તે શૂન્ય રહેતું હોય તે રાજ્યમાં ગરીબાઈ, મહારોગ તથા દુર્ભિક્ષ ફેલાય છે અને વાહન વગેરેનો ક્ષય થાય છે; આથી ધર્મ, કામ, અર્થ તથા મોક્ષની પ્રાપ્તિ અર્થે આવા રાજ્યમાં રહેવું નહીં કેમ કે લિંગ પુષ્પ વગેરેથી રહિત હોય તે રાષ્ટ્ર તથા તેનો રાજાનો નાશ થાય છે.

ભગવાન શિવને સ્નાન કરાવ્યા બાદ અર્ઘ્ય, ગંધ, પુષ્પ, વસ્ત્ર, અલંકાર વગેરે મૂળમંત્ર ભણી અર્પણ કરવાં. ધૂપ, આચમનીય, દીપ તથા નૈવેદ્ય આદિ પણ **'ૐ નમઃ શિવાય'** આ મૂળમંત્ર દ્વારા અર્પણ કરવાં. લિંગના મસ્તકની ઉપર ફક્ત પ્રણવમંત્ર દ્વારા પૂજા કરવી; આ ક્રિયાને પવિત્રીકરણ અથવા શોધન કહેવાય છે. ભગવાનની આરતી કરવી, દીવો પ્રકટાવવો. ધેનુમુદ્રા બતાવવી; લિંગની ઉપર અવગુંઠન-આચ્છાદન કરવું અને તેના અધોભાગને ષષ્ઠ મંત્ર **'ૐ નમો હિરણ્યબાહવે૦'** દ્વારા રક્ષિત કરવું. મૂળમંત્ર દ્વારા પ્રણામ કરવા. આવાહન, સ્થાપન, સન્નિરોધ, સાન્નિધ્ય, પાદ્ય, આચમનીય, અર્ઘ્ય, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, આચમનીય, હસ્તોદ્વર્તન તથા મુખવાસ વગેરે ઉપચારથી અર્પણ કરવા. બ્રહ્મ મંત્રરૂપ પાદાદિ અંગોનું ભોગમાર્ગ એટલે કે ઉપચારના ક્રમ દ્વારા પૂજન કરવું. કલા સાથે તથા કલારહિત વ્યક્ત અને અવ્યક્ત સ્વરૂપ ભગવાન શંકરનું ઉત્તરપૂજન કરતાં અગાઉ તેમનું ધ્યાન કરવું; મૂળમંત્રનો જપ કરવો. બ્રહ્માંગને જપનો દશાંશ ભાગ સમર્પણ કરવો; આત્મનિવેદન કરવું. ત્યાર પછી ભગવાનની પ્રાર્થના કરી તેમને પ્રણામ કરવા. પૂર્વે ગુરુની પૂજા તથા દક્ષિણે વિનાયકની પૂજા કરવી. બધા કાર્યો સિદ્ધ થવા અર્થે દેવો અને બ્રાહ્મણોએ વિનાયકની આદિ અને અંતમાં પૂજા કરવી. સ્થંડિલ એટલે કે વેદી પર, અથવા લિંગમાં શિવપૂજન કરનારો મનુષ્ય ફક્ત એક વર્ષમાં જ શિવનું સાન્નિધ્ય પામે છે. લિંગનું અર્ચન કરનાર મનુષ્ય છ જ માસમાં શિવસાયુજ્ય પામે છે, એમાં શંકા નથી. સાત પ્રદક્ષિણા કરવી તથા ભગવાનને દંડવત્ નમસ્કાર કરવા. પ્રદક્ષિણાના એકએક પગલે સો સો અશ્વમેધ યજ્ઞ સમાન ફળની પ્રાપ્તિ થાય છે; આથી બધા કર્મોની સિદ્ધિ અર્થે ભગવાન શિવની હંમેશા પૂજા કરવી. આથી ભોગ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યને ભોગની પ્રાપ્તિ થાય છે. રાજ્યની ઇચ્છાવાળાને રાજ્યની પ્રાપ્તિ થાય છે. પુત્રની ઇચ્છાવાળાને પુત્ર મળે છે તથા રોગી રોગથી મુક્ત બને છે. મનુષ્ય જે જે વસ્તુની કામના કરે છે તે તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે. ૧-૪૧

યાન્યાંશ્ચિન્તયતે કામાંસ્તાંસ્તાન્પ્રાપ્નોતિ માનવઃ॥૪૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શિવપૂજાનું વિધાન' નામનો ૨૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૫મો

# શિવાગ્નિકાર્યવર્ણન



**શૈલાદિરુવાચ॥**
**શિવાગ્નિકાર્યં વક્ષ્યામિ શિવેન પરિભાષિતમ્।**
**જનયિત્વાગ્રતઃ પ્રાચીં શુભે દેશે સુસંસ્કૃતે॥૧॥**

શૈલાદિ વદ્યા: શંકરે સ્વયં કહ્યું હતું તે શિવાગ્નિ કાર્યનું વિધાન જણાવું છું. યોગ્ય રીતે સ્વચ્છ કરેલી જમીનમાં સૌ પ્રથમ દર્ભ દ્વારા પૂર્વ અને ઉત્તર તરફ એક હાથના પ્રમાણની ત્રણ રેખાઓ કરવી. તેના ઉપર એક હાથનો ચતુષ્કોણ કુંડ કરવો. નિત્ય હોમ અર્થેના તે કુંડને ત્રણ મેખલાઓ કરવી. પહેલી મેખલા ચાર આંગળ પહોળી, બીજી મેખલા ત્રણ આંગળની તથા ત્રીજી મેખલા બે આંગળની કરવી. તેના ઉપર એક પ્રાદેશમાત્રની અશ્વત્થપત્રના પીપળાના પાંદડાના આકારની યોનિ કરવી. અંગૂઠા દ્વારા તર્જની આંગળીની લંબાઈ સુધીના વિસ્તારને પ્રાદેશ કહવાય છે. કુંડના મધ્ય ભાગે અષ્ટદળ કમળની પાંખડીઓ આલેખીને નાભિ રચવી. બ્રહ્મપુત્ર હે સનત્કુમાર! તેનું પ્રમાણ એક પ્રાદેશ જેટલું રાખવું. 'અસ્રાય ફટ્' બોલી ઉલ્લેખન કરવું એટલે કે અનામિકા આંગળી તથા જમણા હાથના અંગૂઠા દ્વારા ત્રણ વાર કુંડમાંથી થોડી મૃત્તિકા લેવી. **'કવચાય હુમ્'** બોલીને પાણીથી પ્રોક્ષણ કરવું. ત્યાર બાદ કુંડમાં અવલોકન કરવું. ત્યાર પછી કુંડની અંદર દર્ભ દ્વારા પૂર્વ અને ઉત્તર બાજુ ત્રણ ત્રણ રેખાઓ કરવી. પૂર્વ તરફની ત્રણ રેખાઓને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરરૂપ સમજવી. ઉત્તર તરફની રેખાઓને શિવા રેખાઓ સમજવી. ફરી **'કવચાય હુમ્'** બોલીને પાણી દ્વારા તેમના ઉપર પ્રોક્ષણ કરવું.

ત્યાર પછી શમીવૃક્ષ તથા પિપ્પલવૃક્ષના સોળ આંગળ લાંબા ટુકડા લેવા. **'રમ્'** આ વહ્નિબીજ દ્વારા તેમનું મંથન કરવું. કાષ્ઠના એ બે ટુકડા એકબીજાને ઘસી અગ્નિ પ્રકટાવવો. 'અઘોર' મંત્ર દ્વારા શક્તિન્યાસ કરવો એટલે કે વિધિસર કુંડમાં અગ્નિનો પ્રક્ષેપ કરવો. ત્યાર બાદ એક પ્રાદેશ પ્રમાણના કાષ્ઠના ટુકડાઓનું તે અગ્નિ ઉપર અન્વાધાન કરવું. મૌન ધારણ કરીને લાકડાના ટુકડાઓ અગ્નિની ઉપર મૂકવા. કુંડની આઠે દિશાઓમાં પાણી છાંટીને પરિસમૂહન કરવું. કુંડમાં કાષ્ઠના ટુકડાઓ સળગે ત્યારે તેના પર પહેલા ઉત્તર, પછી પૂર્વ, દક્ષિણ તથા પશ્ચિમ દિશાઓ તરફ અડધા હાથના પ્રમાણનાં અન્ય કાષ્ઠ મૂકવાં. આ મુજબ પરિસ્તરણ કરવું.

ત્યાર પછી દિગ્દેવતાઓનું આવાહ્‌ન કરવું. પૂર્વ દિશામાં ઐંદ્રાગ્નિ, દક્ષિણ દિશામાં યામાગ્નિ, ઉત્તર દિશામાં ચાન્દ્રાગ્નિ તથા પશ્ચિમ દિશામાં વારુણાગ્નિનું આવાહ્‌ન કરવું. તે વખતે જે તે દિશાઓના દેવતાઓના મંત્ર ભણવા.

ત્યાર બાદ પાત્રાસાદન કરવું. યજ્ઞનાં પાત્રોને યજ્ઞફળની પ્રાપ્તિ અર્થે ક્રમાનુસાર ગોઠવવાં. સર્વ પાત્રો બે બે લેવાં. તેમની નીચે દર્ભ મૂકીને તેના ઉપર તે પાત્રો મૂકવાં. તે પાત્રોમાં યજ્ઞના દ્રવ્યો મૂકવાં. તેના ઉપર દર્ભ મૂકવો. દર્ભના છેડા ઉત્તર તરફ રહે તે મુજબ કરવું. તેનાથી દક્ષિણે રહેલા શિવની મૂળમંત્ર દ્વારા પૂજા

કરવી. ત્યાર પછી હોમ કરવો. પ્રોક્ષણીપાત્રમાં પાણી પૂરવું. તે પાત્ર ઉપર એક પ્રાદેશ પ્રમાણેના બે દર્ભ મૂકવા. કુશના અગ્રભાગને અગ્નિ અને સૂર્યનાં કિરણો દ્વારા પ્લાવિત કરવો. સર્વ યજ્ઞપાત્રો ગોઠવીને મૂકવા. વિધિસર તેમના ઉપર પાણીનું પ્રોક્ષણ કરવું.

પ્રણીતા પાત્ર લઈ તેમાં પાણી પૂરવું, તેના ઉપર દર્ભ મૂકવા, તે પાત્રને દર્ભ દ્વારા યોગ્ય રીતે આચ્છાદિત કરવું, ત્યાર બાદ તે પ્રણીતાપાત્ર બે હાથે ઊંચકી ઇશાન દિશામાં મૂકવું. વાયવ્યકોણમાં આજ્યાધિશ્રયણ કરવું-આજ્યસ્થાલી એટલે કે ઘૃતનું પાત્ર મૂકવું. પશ્ચિમોત્તર દિશામાં ભસ્મમિશ્રિત અંગારા લઈ તેના ઉપર ઘી તપાવવું. કુશ સળગાવી ત્રણ વખત ભસ્મયુક્ત તે અગ્નિની ચો તરફ ફેરવવા. ત્યાર પછી તે દર્ભ તેમાં નાંખવા. ભસ્માંગારની સામે તે આજ્યપાત્ર મૂકવું.

ત્યાર પછી અંગૂઠા જેટલા દર્ભના ટુકડા લેવા. તેમને પાણીથી ધોઈ તેની સાથે જ અન્ય નવ દર્ભ લઈ અગ્નિની ચારે તરફ બે વાર ફેરવવા. પછી આજ્યપાત્ર ઉપાડી ક્રમ મુજબ એકવાર ઉત્તરમાં તથા પછી પશ્ચિમમાં મૂકવું.

ત્યાર બાદ કાષ્ઠ તથા અગ્નિનો સંયોગ કરીને ઊંબાડિયું તૈયાર કરવું. તેને પશ્ચિમમાં મૂકવું. બે દર્ભ દ્વારા તેના ઉપર ઘી છાંટવું; ત્યાર પછી જળ દ્વારા તેનું પ્રક્ષાલન કરવું એટલે કે અનામિકા આંગળી અને અંગૂઠો સાથે રાખીને તેના ઉપર મૂળમંત્ર દ્વારા પાણી છાંટવું. ત્યાર પછી તે ઘૃત દ્વારા સળગાવેલા અગ્નિમાં મૂકવું.

હવે સ્રુક્ તથા સ્રુવનું વિધાન કહે છે. સ્રુક્, સ્રુવ સોનાના, રૂપાના અથવા ખેર, ખાખરો તથા ઊંબરો — આ યજ્ઞીય વૃક્ષોમાંના ગમે તે વૃક્ષના કાષ્ઠ દ્વારા, બધા લક્ષણોથી યુક્ત બનાવવા. કોણીથી લઈ ટચલી આંગળીના ટેરવા સુધીની લંબાઇના અને એક મુષ્ટિ પ્રમાણના વિસ્તારના કરવા. તેનો મુખભાગ પહોળો રાખવો. તેનું દંડમૂળ છ આંગળના ફેલાવાનું રાખવું. તેનો કંઠનાલ ત્રણ આંગળના વિસ્તારવાળો તથા મુખ ગાયના પૂંછડા જેવું અને અગ્રભાગ નાસિકા જેવું કરવું.

પૂર્ણાહુતિ આપવા માટેનો મોટો સ્રુવ છત્રીસ આંગળી લાંબો તથા આઠ આંગળના વિસ્તારનો કરવો. ઊંચાઈ ચાર આંગળની રાખવી. સાત આંગળ લંબાઈ પહોળાઇનું મોં બનાવવું. અગ્રભાગ બાર આંગળનો કરવો; કંઠ બે આંગળના આયામનો તથા વિસ્તાર ચાર આંગળના પ્રમાણનો કરવો. સ્રુવ ઉપરનો ચતુષ્કોણ ભાગ એટલે કે તે ઉપરની વેદી આઠ આંગળના આયામની કરવી. તેની અંદર ચાર આંગળના પ્રમાણનું ગોળ કાણું રાખવું. તથા આઠ પત્રની કર્ણિકાવાળું કરવું. એટલે કે તેની બહારની બાજુ ચિત્રવિચિત્ર ખીલેલું કમળ બનાવવું. તેની બહાર બે યવ જેટલા પ્રમાણની પટ્ટી કરવી. વેદીના મધ્યમાં કનિષ્ઠિકા આંગળીના પ્રમાણનું છિદ્ર કરવું. દંડના મૂળમાં તેર આંગળના આયામનો ઘટ કરવો. એટલે કે દંડના અગ્ર ભાગે શિર કરવું. બે આંગળનો કુંભ એટલે કે કંબુગ્રીવા કરવી. વેદીમાં પદ્મપૃષ્ઠ જેવી દશ આંગળની નાભિ કરી કર્ણિકાની આકૃતિના બે આંગળના પ્રમાણના પાદ કરવા. સ્રુવનો પાછલો ભાગ હાથીના હોઠના આકાર સમાન કરવો.

જારણ મારણ વગેરે અભિચાર કર્મોના ઉદ્દેશ દ્વારા કરવાના હોમકાર્ય માટેનો સ્રુવ લોખંડનો કરવો. પચ્ચીસ દર્ભ દ્વારા સ્રુક તથા સ્રવ માંજવા. સ્રુક અને સ્રુવના અગ્રભાગ, મધ્યભાગ તથા મૂળભાગને દર્ભના

અગ્ર, મધ્ય તથા મૂળભાગ દ્વારા પરિમાર્જિત કરવા. ત્યાર પછી 'અઘોર' આ હૃદ્‌મંત્ર દ્વારા વિધિસર સ્રુક તથા સ્રુવને અગ્નિમાં તપાવવાં.

આજ્યસ્થાલી, પ્રણીતા તથા પ્રોક્ષણી પાત્રો સુવર્ણ, રજત, તામ્ર અને મૃત્તિકા એટલે કે માટીનાં બનાવવાં. પવિત્ર શાંતિકર્મ તથા શુભ કર્મોમાં અહીં ઉપર કહેલી ધાતુઓ તથા માટીનાં પાત્રો સિવાયનાં બીજા યજ્ઞપાત્રો લેવાં નહીં. અભિચાર કર્મોમાં લોખંડનાં પાત્રો અને શાંતિકર્મમાં મૃત્તિકાનાં પાત્ર લેવાં. પાત્રોનું મુખ છ આંગળના વિસ્તારનું રાખવું. પ્રોક્ષણીપાત્ર બે આંગળ ઊંચાઇનું, પ્રણીતાપાત્ર પ્રોક્ષણી કરતાં બે આંગળ વધુ એટલે કે ચાર આંગળ ઊંચું તથા આજ્યસ્થાલી પાત્ર પ્રોક્ષણી કરતાં બે આંગળ ઊંચું એટલે કે છ આંગળ ઊંચાઇનું રાખવું. હોમ કરવા કહેલી સમિધાઓ વડે જ પરિધિ કરવી. સમિધાઓ મધ્ય અંગૂલી જેટલી જાડી, સરળ, સીધી અને ક્ષત વિનાની લેવી. બત્રીસ આંગળ લાંબી ત્રણ પરિધિ કરવી. તેના ઉપર બત્રીસ આંગળ લાંબા ત્રીસ દર્ભ પાથરવા.

અભિચાર વગેરે કાર્યોમાં શિવાગ્નિના આધાનથી રહિત કર્મ કરવું. હે વિપ્ર સનત્કુમાર! અભિચાર કાર્યમાં ખરબચડી તથા સ્થિર સમિધાઓ લેવી. સામાન્ય સમિધાઓ કનિષ્ઠ આંગળી જેટલી જાડી, કોમળ, સીધી, સરળ તથા બાર આંગળ લાંબી હોવી જોઇએ. બધા કાર્યોમાં સમિધાઓ આ મુજબની હોવી જોઇએ.

હોમ કર્મ માટે અન્ય કોઈ પણ જાતના ઘી કરતાં ગાયના ઘીને ઉત્તમ માનવામાં આવે છે. તેમાંય કપિલા ગાયના ઘીને વધુ ઉત્તમ માનેલું છે.

સ્રુવ ઘી દ્વારા પૂર્ણ ભરાય તે પ્રમાણે ઘીની આહુતિ આપવી. તેટલું પ્રમાણ ઘીની આહુતિનું સમજવું. અન્ન એટલે કે ચરુની આહુતિ એક અક્ષ-બે તોલા પ્રમાણની સમજવી.

તલની આહુતિનું પ્રમાણ એક શુક્તિ એટલે કે એક છીપ ભરાય તેટલું સમજવું. યવનું પ્રમાણ અડધી છીપ જેટલું જાણવું. ફળની આહુતિ આપવાની હોય ત્યારે આખું ફળ જ હોમવું. દૂધ, દહીં તથા મધની આહુતિનું પ્રમાણ ઘીની આહુતિના પ્રમાણ જેટલું છે. ચાર સ્રુવના પ્રમાણ જેટલી પૂર્ણ આહુતિ એક સ્રુવથી થાય છે. પૂર્ણાહુતિથી અડધા પ્રમાણની એક સ્વિષ્ટકૃત્ આહુતિ થાય છે. શાંતિક તથા પૌષ્ટિક આહુતિઓ શિવાગ્નિમાં આપવી. મોહન અને ઉચ્ચાટન કર્મની આહુતિઓ લૌકિકાગ્નિમાં અર્પવી. શાંતિક વગેરે કર્મમાં શિવાગ્નિ સિદ્ધ કરી અગ્નિની સાત જિહ્વાઓની કલ્પના કરવી. તે અગ્નિમાં સાત જિહ્વાઓના નિમિત્તે આહુતિઓ આપવી અથવા સાધકે ફક્ત જિહ્વામંત્રો દ્વારા શિવાગ્નિમાં આહુતિ આપી બધા કાર્ય કરવાં.

સપ્ત જિહ્વાઓના આહુતિ મંત્રો કહે છે. '**ૐ બહુરૂપાયૈ મધ્યજિહ્વાયૈ અનેકવર્ણાયૈ દક્ષિણોત્તરમધ્યગાયૈ શાન્તિકપૌષ્ટિકમોક્ષાદિકફલપ્રદાયૈ સ્વાહા॥** — આ મંત્ર બોલી શિવાગ્નિમાં ઘી દ્વારા એક આહુતિ આપવી અને એ જ પ્રમાણે નીચે લખેલ મંત્રો ભણી એક એક આહુતિ આપ્યા કરવી.

**ૐ હિરણ્યાયૈ, ચામીકરાભાયૈ ઇશાનજિહ્વાયૈ જ્ઞાનપ્રદાયૈ સ્વાહા॥ ૐ કનકાયૈ કનકનિભાયૈ રમ્યાયૈ ઐન્દ્રજિહ્વાયૈ સ્વાહા॥ ૐ રક્તાયૈ રક્તવર્ણાય આગ્નેયજિહ્વાયૈ અનેકવર્ણાયૈ વિદ્વેષણમોહનાયૈ સ્વાહા॥ ૐ કૃષ્ણાયૈ નૈર્ઋતજિહ્વાયૈ મારણાયૈ સ્વાહા॥ ૐ સુપ્રભાયૈ પશ્ચિમજિહ્વાયૈ મુક્તાફલાયૈ શાન્તિકાયૈ પૌષ્ટિકાયૈ સ્વાહા। ૐ અભિવ્યક્તાયૈ વાયવ્યજિહ્વાયૈ શત્રૂચ્ચાટનાયૈ સ્વાહા॥**

આ મુજબ સાત જિહ્વામંત્રો બોલ્યા બાદ પ્રધાનમંત્ર કહે છે — **ૐ વહ્નયે તેજસ્વિને સ્વાહા।।** પૂર્વોક્ત પ્રકારે આ મુજબ વહ્નિસંસ્કાર કરવો અથવા નૈમિત્તિક કર્મ કરતી વેળા વહ્નિકર્મોમાં ફરી વિધિસર શિવાગ્નિકર્મ કરવું. તે કરતી વેળા નિરીક્ષણ, પ્રોક્ષણ, તાડનકર્મમાં 'અસ્રાય ફટ્' બોલવું.

ત્યાર બાદ અભ્યુક્ષણ, ખનન, ઉત્કીરણ, પૂરણ, સમીકરણ, સેચન, કુટ્ટન, સંમાર્જન, ઉપલેપન, કુંડપરિકલ્પન, કુંડપરિધાન, કુંડાર્ચન, વજ્રીકરણ તથા ઐન્દ્રાગ્નિ વગેરેનું સ્થાપન વગેરે અઢાર જાતનો કુંડસંસ્કાર કરવો. ત્યાર બાદ ભદ્રાસન મૂકવું. વજ્રાસન એટલે કે હીરાના આસન ઉપર વાગીશ્વરીનું આવાહન કરવું. તે વખતે નીચે લખેલ મંત્ર ભણવો — **ૐ હ્રીં વાગીશ્વરીં શ્યામવર્ણાં વિશાલક્ષીં યૌવનોન્મત્તવિગ્રહામ્। ઋતુમતી વાગીશ્વરશક્તિમાવહયામિ।। વાગીશ્વરી પૂજયામિ।।** આ મંત્ર દ્વારા વાગીશ્વરીની પૂજા કરવી.

ત્યાર પછી વાગીશ્વરીનું આવાહન કરવું. મંત્ર આ મુજબ બોલવો — **એકવક્ત્રં ચતુર્ભુજં શુદ્ધસ્ફટિકાભં વરદાભયહસ્તં પરશુમૃગધરં જટામુકુટમણિમણ્ડિતં સર્વાભરણભૂષિત-માવાહયામિ।।** એક મુખ તથા ચાર હસ્તવાળા; શુદ્ધ સ્ફટિકમણિની કાંતિ જેવા કાંતિમાન; વરદ તથા અભય અને પરશુ તથા મૃગને ધારણ કરનારા; જટારૂપ મુકુટ દ્વારા શોભિત તથા બધી જાતનાં આભૂષણોથી ભૂષિત ભગવાન વાગીશ્વરનું આવાહન કરું છું. **ૐ ઈં વાગીશ્વરાય નમઃ।** — આ મંત્ર ભણીને તે દેવને પ્રણામ કરવા. વાગીશ્વરીની ભાવના, સત્કાર વગેરે કરી ગર્ભાધાન વહ્નિસંસ્કાર કરવો. આ સંસ્કારનો વિધિ કહે છે.

અરણીમંથનથી ઉત્પન્ન કરેલો, અથવા સૂર્યકાંતમણિ દ્વારા ઉત્પન્ન થયેલો અથવા તો અગ્નિહોત્ર દ્વારા અર્થાત્ શ્રોત્રિય આગારમાંનો અગ્નિ તામ્રપાત્ર અથવા માટીના શકોરામાં લાવવો. (તંત્રશાસ્ત્રમાં કહ્યું છે કે — સૂર્યકાંતમણિ દ્વારા ઉત્પન્ન થયેલો અગ્નિ શ્રેષ્ઠ ગણાય છે; અરણી દ્વારા ઉત્પન્ન કરેલો અગ્નિ મધ્યમ તથા શ્રોત્રિય એટલે કે અગ્નિહોત્રી દ્વિજના અગ્નિમાંથી લાવેલો અગ્નિ અધમ ગણાય છે — **'ઉત્તમં સૂર્યકાન્તં ચ અરણ્યુદ્ભવ મધ્યમન। શ્રોત્રિયાગારજો વહ્નિરધમશ્ચેતિ કીર્તિતઃ।।)**

સદ્યોજત મંત્ર દ્વારા નિરીક્ષણ, તાડન, અભ્યુક્ષણ તથા પ્રક્ષાલન કરવું. વહ્નિમાંના ક્રવ્યાદ એટલે કે અશિવતત્ત્વનો પરિત્યાગ પણ આ જ મંત્ર દ્વારા કરવો. જઠર તથા ભ્રૂમધ્ય ભાગ દ્વારા અગ્નિનું આવાહન કરવું. આવાહિત મૂર્તિમાં અગ્નિદેવતા મંત્ર દ્વારા ઉદ્દીપન કરવું. સદ્યોજાતમંત્ર તથા તત્પુરુષ મંત્ર દ્વારા ધેનુમુદ્રા કરવી. તત્પુરુષ મંત્ર દ્વારા અવગુંઠન કરવું એટલે કે અગ્નિ ઉપર ચાળણી જેવા પાત્ર દ્વારા આચ્છાદન કરવું. ઢીંચણ ભોંય પર ટેકવી શકોરું ઉપાડવું અને કુંડ ઉપર મૂકવું. તત્પુરુષ મંત્ર દ્વારા પ્રદક્ષિણા કરી પોતાના સંમુખ વાગીશ્વરી શક્તિનું ધ્યાન કરવું. વહ્નિરૂપ ગર્ભાધાન મધ્યકાળમાં સદ્યોજાત મંત્રના અંતમાં વૌષટ્ બોલી ગર્ભનાલમાં કમલપ્રદાન કરવું. સદ્યોજાત મંત્ર દ્વારા વાગીશ્વરીને કુશ દ્વારા અર્ઘ્ય આપવો. વહ્નિરૂપ ગર્ભમાં ઇંધન પ્રદાન કરવાં એટલે કે કુંડમાં કાષ્ઠ મૂકવાં. અગ્નિ પ્રગટાવવો, સદ્યોજાત મંત્ર દ્વારા અગ્નિપૂજન કરવું, વામદેવ મંત્ર દ્વારા પુંસવન સંસ્કાર તથા અઘોરમંત્ર દ્વારા પૂજા કરવી. અવયવવ્યાપ્તિ એટલે કે વક્ત્રોદ્ઘાટન અઘોરમંત્ર દ્વારા કરવું. ગર્ભજાતકર્મ **'તત્પુરુષાય વિદ્મહે'** મંત્ર

આ મુજબ સાત જિહ્વામંત્રો બોલ્યા બાદ પ્રધાનમંત્ર કહે છે — **ૐ વહ્નયે તેજસ્વિને સ્વાહા।।** પૂર્વોક્ત પ્રકારે આ મુજબ વહ્નિસંસ્કાર કરવો અથવા નૈમિત્તિક કર્મ કરતી વેળા વહ્નિકર્મોમાં ફરી વિધિસર શિવાગ્નિકર્મ કરવું. તે કરતી વેળા નિરીક્ષણ, પ્રોક્ષણ, તાડનકર્મમાં 'અસ્ત્રાય ફટ્' બોલવું.

ત્યાર બાદ અભ્યુક્ષણ, ખનન, ઉત્કીરણ, પૂરણ, સમીકરણ, સેચન, કુટ્ટન, સંમાર્જન, ઉપલેપન, કુંડપરિકલ્પન, કુંડપરિધાન, કુંડાર્ચન, વજ્રીકરણ તથા ઐન્દ્રાગ્નિ વગેરેનું સ્થાપન વગેરે અઢાર જાતનો કુંડસંસ્કાર કરવો. ત્યાર બાદ ભદ્રાસન મૂકવું. વજ્રાસન એટલે કે હીરાના આસન ઉપર વાગીશ્વરીનું આવાહન કરવું. તે વખતે નીચે લખેલ મંત્ર ભણવો — **ૐ હ્રીં વાગીશ્વરીં શ્યામવર્ણાં વિશાલાક્ષીં યૌવનોન્મત્તવિગ્રહામ્। ઋતુમતી વાગીશ્વરશક્તિમાવહયામિ।। વાગીશ્વરી પૂજયામિ।।** આ મંત્ર દ્વારા વાગીશ્વરીની પૂજા કરવી.

ત્યાર પછી વાગીશ્વરીનું આવાહન કરવું. મંત્ર આ મુજબ બોલવો — **એકવક્ત્રં ચતુર્ભુજં શુદ્ધસ્ફટિકાભં વરદાભયહસ્તં પરશુમૃગધરં જટામુકુટમણિમણ્ડિતં સર્વાભરણભૂષિત-માવાહયામિ।।** એક મુખ તથા ચાર હસ્તવાળા; શુદ્ધ સ્ફટિકમણિની કાંતિ જેવા કાંતિમાન; વરદ તથા અભય અને પરશુ તથા મૃગને ધારણ કરનારા; જટારૂપ મુકુટ દ્વારા શોભિત તથા બધી જાતનાં આભૂષણોથી ભૂષિત ભગવાન વાગીશ્વરનું આવાહન કરું છું. **ૐ ઈં વાગીશ્વરાય નમઃ।** — આ મંત્ર ભણીને તે દેવને પ્રણામ કરવા. વાગીશ્વરીની ભાવના, સત્કાર વગેરે કરી ગર્ભાધાન વહ્નિસંસ્કાર કરવો. આ સંસ્કારનો વિધિ કહે છે.

અરણીમંથનથી ઉત્પન્ન કરેલો, અથવા સૂર્યકાંતમણિ દ્વારા ઉત્પન્ન થયેલો અથવા તો અગ્નિહોત્ર દ્વારા અર્થાત્ શ્રોત્રિય આગારમાંનો અગ્નિ તામ્રપાત્ર અથવા માટીના શકોરામાં લાવવો. (તંત્રશાસ્ત્રમાં કહ્યું છે કે — સૂર્યકાંતમણિ દ્વારા ઉત્પન્ન થયેલો અગ્નિ શ્રેષ્ઠ ગણાય છે; અરણી દ્વારા ઉત્પન્ન કરેલો અગ્નિ મધ્યમ તથા શ્રોત્રિય એટલે કે અગ્નિહોત્રી દ્વિજના અગ્નિમાંથી લાવેલો અગ્નિ અધમ ગણાય છે — **'ઉત્તમં સૂર્યકાન્તં ચ અરણ્યુદ્ભવ મધ્યમન। શ્રોત્રિયાગારજો વહ્નિરધમશ્ચેતિ કીર્તિતઃ।।)**

સદ્યોજાત મંત્ર દ્વારા નિરીક્ષણ, તાડન, અભ્યુક્ષણ તથા પ્રક્ષાલન કરવું. વહ્નિમાંના ક્રવ્યાદ એટલે કે અશિવતત્ત્વનો પરિત્યાગ પણ આ જ મંત્ર દ્વારા કરવો. જઠર તથા ભૂમધ્ય ભાગ દ્વારા અગ્નિનું આવાહન કરવું. આવાહિત મૂર્તિમાં અગ્નિદેવતા મંત્ર દ્વારા ઉદ્દીપન કરવું. સદ્યોજાતમંત્ર તથા તત્પુરુષ મંત્ર દ્વારા ધેનુમુદ્રા કરવી. તત્પુરુષ મંત્ર દ્વારા અવગુંઠન કરવું એટલે કે અગ્નિ ઉપર ચાળણી જેવા પાત્ર દ્વારા આચ્છાદન કરવું. ઢીંચણ ભોંય પર ટેકવી શકોરું ઉપાડવું અને કુંડ ઉપર મૂકવું. તત્પુરુષ મંત્ર દ્વારા પ્રદક્ષિણા કરી પોતાના સંમુખ વાગીશ્વરી શક્તિનું ધ્યાન કરવું. વહ્નિરૂપ ગર્ભાધાન મધ્યકાળમાં સદ્યોજાત મંત્રના અંતમાં વૌષટ્ બોલી ગર્ભનાલમાં કમલપ્રદાન કરવું. સદ્યોજાત મંત્ર દ્વારા વાગીશ્વરીને કુશ દ્વારા અર્ઘ્ય આપવો. વહ્નિરૂપ ગર્ભમાં ઇંધન પ્રદાન કરવાં એટલે કે કુંડમાં કાષ્ઠ મૂકવાં. અગ્નિ પ્રગટાવવો, સદ્યોજાત મંત્ર દ્વારા અગ્નિપૂજન કરવું, વામદેવ મંત્ર દ્વારા પુંસવન સંસ્કાર તથા અઘોરમંત્ર દ્વારા પૂજા કરવી. અવયવવ્યાપ્તિ એટલે કે વક્ત્રોદ્ઘાટન અઘોરમંત્ર દ્વારા કરવું. ગર્ભજાતકર્મ 'તત્પુરુષાય વિદ્મહે' મંત્ર

દ્વારા કરવું. સૂતકની શુદ્ધિ **નમો હિરણ્યબાહવે હિરણ્યવર્ણાય હિરણ્યરુપાય હિરણ્યપતયે। અમ્બિકાપતયે ઉમાપતયે નમો નમઃ।** આ મંત્ર દ્વારા કરવી. અગ્નિપુત્રની રક્ષા કુશાસ્ત્ર દ્વારા કરવી. તે વખતે **ઇશાન સર્વવિદ્યાનામ્'** મંત્ર ભણી અગ્નિમાં કુશ નાંખવા. તેનો અગ્રભાગ ઇશાન દિશામાં રહે તેમ મૂકવા. આ મુજબ નૈર્ઋત્ય તથા વાયવ્ય દિશામાં અગ્રભાગ રહે તે મુજબ અગ્નિ ઉપર કુશ મૂકવા. પછી ઇંધન ઉપર ઘી નાખવું. અર્થાત્ બાળકની લાલા દૂર કરવા માટે **'નમો હિરણ્યબાહવે'** આ મંત્ર દ્વારા ઘૃતની એક આહુતિ અર્પવી. ભદ્રાસન પર હિરણ્યગર્ભરૂપ હર તથા નારાયણની પૂજા કરવી. આયુધયુક્ત ઇન્દ્ર વગેરે અષ્ટ લોકપાલોની પૂજા કરવી.

વાગીશ્વર તથા વાગીશ્વરીનું પૂજન કર્યા બાદ હોમદ્રવ્યની આહુતિ આપીને હોમ કરવો. ત્યાર પછી સ્રુક તથા સ્રુવની નિરીક્ષણપ્રોક્ષણ, તાડન તથા અભ્યુક્ષણ વગેરે ક્રિયા કરવી. સ્રુક્ અને સ્રુવને બંને હસ્તમાં લેવા. સદ્યોજાત મંત્ર દ્વારા સંસ્થાપન તથા તાડન કરવું. સ્રુક્ તતા સ્રુવ પર દર્ભનાં મૂળ, મધ્ય તથા અગ્રભાગથી ત્રણ રેખાઓ કરવી. સ્રુક્‌ને શક્તિની જમણી બાજુ તથા સ્રુવને શિવની જમણી બાજુએ દર્ભ ઉપર મૂકવા. તે વખતે **'શક્તયે નમઃ'** તથા **'શંભવે નમઃ'** આ મંત્ર ભણવા. ત્યાર પછી 'તત્પુરુષ' મંત્ર દ્વારા સ્રુક્ તથા સ્રુવને નાડાછડી બાંધવી તથા તેમની પૂજા કરવી. ધેનુમુદ્રા બતાવીને તત્પુરુષ મંત્ર દ્વારા તેના ઉપર બે હાથ દ્વારા અવગુંઠન કરવું-હથેળીઓ આચ્છાદિત કરવી. **'નમો હિરણ્યબાહવે'** દ્વારા રક્ષા કરવી. આ મુજબ સ્રુક્ તથા સ્રુવનો સંસ્કાર કહેવાયો છે.

આ જ પ્રમાણે ઘૃતસંસ્કાર કરવો. નિરીક્ષણ, પ્રોક્ષણ, તાડન તથા અભ્યુક્ષણ આદિ અગાઉ પ્રમાણે કરવાં. **'નમો હિરણ્યબાહવે'**થી ઘૃતપાત્ર વેદી ઉપર ઇશાન દિશામાં મૂકવું અને ઘી ગરમ કરવું. એક વેંત લંબાઇનો કુશ ડાબા હાથના અંગૂઠા તથા અનામિકા આંગળીના અગ્રભાગે લેવો તથા તેટલા જ પ્રમાણમાં કુશ જમણા હાથના અંગૂઠા તથા અનામિકા આંગળીના મૂળ ભાગ વચ્ચે લઈ તત્પુરુષ મંત્ર ભણી તેના અંતે સ્વાહા બોલવું. એ મંત્ર અહીં જણાવ્યા મુજબ ભણી તે દર્ભ દ્વારા અગ્નિની જ્વાળા ઉત્પન્ન કરવા ઘૃતસિંચન કરવું. પછી ઉપર જણાવેલા પ્રમાણના છ દર્ભ લઈ સદ્યોજાત મંત્ર ભણીને તેના અંતે સ્વાહા બોલીને સ્વાત્મસંપ્લવન એટલે કે આત્મશુદ્ધિ અર્થે અગ્નિમાં ઘૃતનું સિંચન કરવું. બે કુશની પવિત્રા બનાવીને સદ્યોજાત મંત્ર બોલી તે પવિત્રાઓ ઘૃતમાં નાખીને પવિત્રીકરણ કરવું. બે દર્ભ લઈ ગરમ થયેલ ઘૃત ઉપર ત્રણ વખત ફેરવવી તથા તે દર્ભ અગ્નિમાં નાખવા. આ ક્રિયા નીરાજન ક્રિયા તરીકે ઓળખાય છે.

ત્યારપછી ફરી દર્ભ લેવા. ઘીમાં કીટક અને જંતુ વગેરે ન હોય તે તપાસવું. એ દર્ભ દ્વારા અગ્નિમાં ઘીનું સંપ્રોક્ષણ કરવું. ત્યાર પછી દર્ભ અગ્નિમાં નાખવા. આ અવદ્યોતન ક્રિયા થઈ ગણાય. આ ક્રિયા કરવા બે દર્ભ લેવા. તે અગ્નિમાં પ્રકટાવી તેની જ્વાળા દ્વારા ઘીનું નિરીક્ષણ કરવું. તેમાં કીટ જંતુ વગેરે ન હોય તે તપાસવું. એક દર્ભ લઈ તેને વચ્ચેથી વાળી તેના બે છેડાઓ દ્વારા સદ્યોજાત મંત્રથી ઘૃતને ત્રણ વિભાગમાં છૂટું કરવું. તેના એક ભાગની **'અગ્નયે સ્વાહા'** બોલી અગ્નિમાં આહુતિ આપવી. **'સોમાય સ્વાહા'** બોલી ઘૃતના બીજા ભાગની આહુતિ આપવી. ત્રીજી આહુતિ **'અગ્નિપોમાભ્યાં સ્વાહા'** બોલી આપવી. બાકીનું ઘી **'અગ્નયે સ્વિષ્ટકૃતે સ્વાહા'** આ મંત્ર દ્વારા હોમવું. પછી કુશ દ્વારા ઘીને

અભિમંત્રિત કરવું. ધેનુમુદ્રા બતાવવી. કવચ અવગુંઠન કરવું અને **'અસ્ત્રાય ફટ્'** દ્વારા રક્ષા કરવી. ત્યાર પછી સંસ્કાર આપી પવિત્ર કરેલ અગ્નિ પર ઘૃતનું પાત્ર મૂકવું. આ મુજબ આજ્યસંસ્કાર કરવો. ત્યાર પછી વક્ત્રોદ્ઘાટન કરવું. શક્તિબીજ એટલે કે **'હ્રીં'** આ બીજમંત્ર **'ઈશાન મૂર્તયે સ્વાહા'** આ મંત્રની આગળ લગાડીને સુવમાં ઘી લઇને હવિર્દ્રવ્યોમાં ચક્ર સમાન આકાર કરવો તથા ઘીની આહુતિ આપવી. પછી **'હ્રીં પુરુષવક્ત્રાય સ્વાહા'**, **'હ્રીં અઘોર હૃદયાય સ્વાહા'**, **'હ્રીં વામદેવાય ગુહ્યાય સ્વાહા'**, **'હ્રીં સદ્યોજાતમૂર્તયે સ્વાહા'** આ મંત્ર બોલી ઘીની એક-એક આહુતિ આપવી. આ વક્ત્રોદ્ઘાટન ક્રિયા થઈ. **'ઇશાનમૂર્તયે તત્પુરુષવક્ત્રાય સ્વાહા'**, **'તત્પુરુષવક્ત્રાય અઘોર હૃદયાય સ્વાહા'**, **'અઘોર હૃદયાય વામગુહ્યાય સદ્યોજાતમૂર્તયે સ્વાહા'** આ મંત્ર બોલી એક-એક આહુતિ આપવી. આ વક્ત્રસંધાનક્રિયા થઈ. **'ઇશાનમૂર્તયે તત્પુરુષાયવક્ત્રાય અઘોરહૃદયાય વામદેવાય ગુહ્યાય સદ્યોજાતાય સ્વાહા'** આ મંત્ર દ્વારા એક આહુતિ આપી વક્ત્ર ઐક્યકરણ ક્રિયા કરવી. શિવાગ્નિને આ મુજબ સાધી બધા કર્મ કરવાં. શિવાગ્નિમાં યોનિબીજ **'વં'** મંત્ર દ્વારા પાંચ આહુતિ અર્પવી. ત્યાર પછી અગાઉ જણાવ્યા મુજબ ભદ્રાસનની કલ્પના કરવી. દેવનું આવાહન કરવું તથા પૂજા કરવી. **'ૐ નમઃ શિવાય'** આ મૂળમંત્ર એક વાર બોલી શિવને નમસ્કાર કરવા. ત્રણ પ્રાણાયામ કરવા. કાષ્ઠ ઉપર ઘીનું સિંચન કરવું. અગ્નિ સળગ્યા બાદ તેમાં અઘાર આહુતિ આપવી. એટલે કે સ્થાપેલ અગ્નિના વાયુ ખૂણાથી માંડી અગ્નિ ખૂણા સુધી તથા નૈર્ઋત્ય ખૂણાથી ઇશાન ખૂણા સુધી અવિચ્છિન્ન ધારાએ ઘીની આહુતિ આપવી. તે વખતે 'સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરુષ તથા ઇશાન' વગેરે પાંચ મંત્ર તથા **'નમો હિરણ્યબાહવે હિરણ્યવર્ણાય, હિરણ્યરુપાય, હિરણ્યપતયે, અંબિકાપતયે, ઉમાપતયે નમો નમઃ।** આ મંત્ર ભણવા. ત્યાર બાદ મૂળમંત્ર **'ૐ નમઃ શિવાય'** બોલી અગ્નિમાં ઘીની દશ આહુતિઓ આપવી. **'અગ્નયે સ્વાહા'** બોલીને પોતાની ઉત્તરે તથા **'સોમાય સ્વાહા'** બોલી પોતાની દક્ષિણે એક-એક આહુતિ આપવી. ત્યાર પછી વિધિસર ચરુહોમ કરવો. સમિધાઓની આહુતિ અર્પવી તથા મૂળમંત્ર દ્વારા પૂર્ણ આહુતિ આપવી. અઘોર મંત્ર દ્વારા પ્રાયશ્ચિત્ત કરવું.

શૈલાદિ નંદી સનત્કુમારને કહે છે: હે બ્રાહ્મણ! આ મુજબ શિવનું ત્રણ જાતનું અગ્નિકાર્ય મેં તમને કહ્યું. હે મહામુને! અવસર પ્રાપ્ત થતાં એ અગ્નિયકાર્ય હંમેશા કરવું. તેથી મૃત્યુ બાદ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ગમે તેવાં કર્મ હોય તો પણ અગ્નિકર્મના પ્રભાવ દ્વારા નરકની પ્રાપ્તિ તો થતી જ નથી. મોક્ષ પ્રાપ્તિની ઇચ્છાવાળા, મુમુક્ષુ ત્રિવર્ગ સાધકે અહિંસક વૃત્તિ દ્વારા હોમકર્મ કરવું. કોઇનો પણ વિનાશ કરવાનો વિચાર કરવો નહીં; એટલે કે પરનાશશૂન્ય હોમ કરવો. શિવરૂપ અગ્નિનું અંતઃકરણમાં ધ્યાન કરવું તથા ધ્યાનયજ્ઞથી હોમકર્મ કરવું.

ભગવાન શિવ બધા પ્રાણીઓના હૃદયમાં રહેલા છે, બધા વિશ્વના રક્ષક છે. પ્રાણાયામથી નિત્ય તેમનું ચિંતન કરી ભક્તિથી હોમ કરવો. શિવના ચિંતનથી રહિત થઈ બાહ્ય હોમ કરનાર સાધક પાષાણમાંનો દેડકો થાય છે.

દેહસ્થં સર્વભૂતાનાં શિવં સર્વજગત્પતિમ્।
તં જ્ઞાત્વા હોમયેદ્બ્રહ્મકલ્યા પ્રાણાયામેન નિત્યશઃ ॥
બાહ્યહોમપ્રદાતા તુ પાપાણે દર્દુરો ભવેત્॥૧૦૮॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'શિવાગ્નિકાર્યવર્ણન' નામનો ૨૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૬મો

# અઘોરાર્ચનવિધિ વર્ણન



શૈલાદિરુવાચ॥
અથવા દેવમીશાનં લિઙ્ગે સમ્પૂજયેચ્છિવમ્।
બ્રાહ્મણઃ શિવભક્તશ્ચ શિવધ્યાનપરાયણઃ॥૧॥

શૈલાદિ બોલ્યાઃ અથવા તો શંકરના ધ્યાનમાં પરાયણ શિવભક્ત દ્વિજે ઇશાન ભગવાન શિવનું તેમના લિંગમાં પૂજન કરવું. અગ્નિહોત્રની ભસ્મ લઈ **'અગ્નિરાત ભસ્મ૦'** આ મંત્ર દ્વારા સાધકે પગથી માથા સુધી આખા દેહે ભસ્મ ધારણ કરવી. ઉત્તરાભિમુખ બેસી બ્રાહ્મતીર્થ એટલે કે જમણા હાથના અંગૂઠાના મૂળથી આચમન કરવું. **'ૐ નમઃ શિવાય'** મંત્ર તે વખતે ભણવો. એ જ મંત્ર દ્વારા દેવની પૂજા કરવી. શિવના અઘોરરૂપનું પૂજન બધા પૂજન કરતાં વધુ ફળદાયક છે. પૂજન તથા અગ્નિકાર્ય અગાઉ મુજબ કરવું તે ભગવાનના અઘોર રૂપનું ચિંતન કરવું. **'અઘોરેભ્યોઽથ ઘોરેભ્યો ઘોરઘોરતરભ્યઃ સર્વેભ્યઃ સર્વશર્વેભ્યો નમસ્તે અસ્તુ રુદ્રરૂપેભ્યઃ॥'** આ મંત્ર દ્વારા શંકરના અઘોરરૂપનું ચિંતન કર્યા બાદ નીચે જણાવ્યા પ્રમાણે અંગન્યાસ કરવો; દેહનાં દર્શાવેલ સ્થાનો ઉપર હાથ મૂકવો. **'અઘોરેભ્યઃ પ્રશાન્તહૃદયાય નમઃ'** મંત્ર ભણી હૃદયની ઉપર હાથ મૂકવો. **'અથ ઘોરેભ્યઃ સર્વાત્મબ્રહ્મશિરસે સ્વાહા'**, માથા ઉપર હાથ મૂકવો. **ઘોરઘોરતરેભ્યઃ જ્વાલામાલિની શિખાયૈ વષટ્'** — મંત્ર દ્વારા શિખાને સ્પર્શ કરવો. **'સર્વેભ્યઃ સર્વશર્વેભ્યઃ પિઙ્ગલકવચાય હુમ્'** — બંને હાથોને સ્પર્શ કરવા. **'નમસ્તે અસ્તુ રુદ્રરૂપેભ્યઃ નેત્રત્રયાય વષટ્'** — આંખોને સ્પર્શ કરવો. **'સહસ્રાક્ષાય દુર્ભેદાય પાશુપતાસ્ત્રાય હું ફટ્'** બોલી હાથ દ્વારા અવાજ કરવો.

પૂજા વગેરે કરતાં અગાઉ સ્નાન કરવું. આચમન બાદ પ્રાણાયામ કરવો. દેહ પર પાણીનું અભ્યુક્ષણ કરીને અઘમર્ષણ કરવું, ત્યાર પછી વિધિસર તર્પણ કરીને ભાસ્કરને અર્ઘ્ય આપવો. અગાઉ જણાવ્યા મુજબ સૂર્યપૂજન કરવું. અઘોર મંત્ર દ્વારા શિવપૂજન કરવું. શુદ્ધ આસન ઉપર બેઠેલા સાધકે હસ્ત વિશુદ્ધ કરીને નાસિકા પાસે બંને હસ્ત લાવીને તેમાં ભસ્મ લઈ તેમાં પાણી નાખવું. બ્રહ્મરૂપી તે ભસ્મમાં શક્તિ સાથે બ્રહ્મકળાની ભાવના કરવી. અઘોર મંત્રના પાંચ વિભાગ કરવા. પ્રથમ **'અઘોરેભ્યઃ હૃદયાય નમઃ'** બોલી હૃદયના બહારના ભાગ ઉપર ભસ્મ ચોપડવી. **'અથ ઘોરેભ્યઃ શિરસે સ્વાહા'** માથા ઉપર ભસ્મ લેપન કરવું. **'ઘોરઘોરતરેભ્યઃ શિખાયૈ વષટ્'** દ્વારા શિખામાં, **'સર્વેભ્ય સર્વશર્વેભ્યઃ કવચાય હુમ્'**

દ્વારા બંને હાથોની ઉપર; **'નમસ્તે અસ્તુ રુદ્રરૂપેભ્ય:, નેત્રત્રયાય વષટ્'** બોલી આંખ ઉપર ભસ્મ ચોપડવી. આ મુજબ દેહનાં પાંચ અંગો ઉપર ભસ્મ ધારણ કરવી. આ જ્ઞાનક્રિયા કર્યા બાદ આ જ મંત્ર દ્વારા ઉપર જણાવ્યા પ્રમાણે પાંચ અંગોમાં વિધિસર ન્યાસ કરવા. ત્યાર પછી હૃદયરૂપી કમળાસન ઉપર વિરાજમાન થયેલા શંકરનું ચિંતન કરવું. વહ્નિરૂપ નાભિમાં તથા ભ્રૂના મધ્ય ભાગે દીપની જ્યોતિરૂપ ભગવાનનું ધ્યાન કરવું. શાંતિકળાથી યુક્ત ધર્મ એટલે કે વૃષભ ઉપર વિરાજમાન થયેલા; સૂર્ય, સોમ તથા અગ્નિ — આ ત્રણે ય દેવોના આંખવાળા ત્રિનેત્ર શિવ; વામદેવ વગેરે પાંચ મોંવાળા દેવ મનોન્મનની વગેરે શક્તિઓ સહિત આસન ઉપર વિરાજમાન છે; અક્ષય તથા આસન ઉપર વિરાજમાન છે; અક્ષય તથા અનંત સ્વરૂપવાળા; આડત્રીસ કળાના શરીર દ્વારા યુક્ત ભગવાન શંકરે ગજચર્મનું ઉપવસ્ત્ર અને સિંહના ચર્મનું વસ્ત્ર ધારણ કરેલું છે; અઘોરરૂપ એ પરમેશ્વર બત્રીસ શક્તિઓ દ્વારા વીંટળાયેલા છે; બધા આભરણોથી યુક્ત છે તથા બધા દેવો દ્વારા વંદનીય છે. કપાલની માળાઓ શંકરે ધારણ કરેલા છે; બધી રાશિઓના આભૂષણથી યુક્ત; કરોડો ચન્દ્રમાની કાંતિ સમાન કાંતિમાન; પૂર્ણ ચન્દ્ર જેવા મુખવાળા; ચન્દ્રની રેખાને ધારણ કરેલા, સૌમ્યરૂપ, નીલ વર્ણવાળા ભગવાન શિવનું શક્તિ સાથે ધ્યાન કરવું.

ભગવાન શિવના હાથોમાં ખડ્ગ, ખેટક એટલે કે ચર્મ, પાશ, અંકુશ, નાગ, બાણોનો ભાથો, પાશુપત અસ્ત્ર, દંડ, ખટ્વાંગ, તંત્રી, ઘંટા, શૂલ, ડમરુ, વજ્ર, ગદા, ટંક, મુદ્ગર ધારણ કરેલા છે. વરદ તથા અભય હાથવાળા તેજોમય ભગવાન શિવની આ મુજબ ધ્યાન તથા પૂજા કરવી. પુષ્પ, ગંધ, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે દેવને અર્પણ કરવાં. નાભિરૂપી વહ્નિમાં અગ્નિપુરાણમાં કહેલ વિધિ મુજબ આંતર હોમ કરવો. ત્યાર પછી જણાવેલા રુદ્ર વગેરે મંત્રો દ્વારા બાહ્ય હોમ કરવો. વિધિસર મંડળ નિર્માણ કરવું. રુદ્ર, માતૃગણ, યક્ષ, અસુર, ગ્રહ, રાક્ષસ, નાગ, નક્ષત્ર, વિશ્વગણ, ક્ષેત્રપાલ વગેરેને ઘૃતની આહુતિઓ ક્રમાનુસાર આપવી. પશ્ચિમ અને વાયવ્ય દિશામાં ક્ષેત્રપાલને બલિ આપવો. ત્યાર પછી ફરી દેવને અર્ઘ્ય, પાદ્ય, આચમનીય જળ, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને મુખવાસ વગેરે અર્પણ કરવાં. આ મુજબ અઘોરરૂપ ભગવાન શિવના પૂજનનો ક્રમ અહીં સંક્ષિપ્તમાં જણાવ્યો છે.

ભગવાન શંકરના અઘોરરૂપનું પૂજન વેદી ઉપર અથવા તો લિંગમાં કરવું. વેદી ઉપર શિવપૂજન કરતાં કરોડગણું ફળ લિંગમાં પૂજા કરવાથી પ્રાપ્ત થાય છે. કમળપત્ર પાણીથી લિપ્ત થતું નથી તે પ્રમાણે લિંગપૂજન કરનારો મનુષ્ય મહાપાતકોથી પણ લેપાતો નથી. શિવના લિંગના દર્શન દ્વારા મળતા પુણ્ય કરતાં વધુ પુણ્ય લિંગસ્પર્શથી થાય છે, પણ બ્રહ્મપુત્ર હે સનત્કુમાર! શિવલિંગની પૂજા કરવાને કારણે જે પુણ્ય પ્રાપ્ત થાય છે તેના કરતાં વધુ પુણ્ય અન્ય કોઈ પ્રકારે મળતું નથી એમાં શંકા નથી. અહીં પવિત્ર અઘોરાર્ચનનો વિધિ સંક્ષિપ્તમાં મેં તમને જણાવ્યો. અનેક કરોડ વર્ષ પર્યંત તેનો મહિમા હું તમને કહ્યાં કરું તો પણ વિસ્તારથી તે કહેવા હું શક્તિશાળી નથી. ૧-૩૦

**એવં સઙ્ક્ષેપત: પ્રોક્તમઘોરાર્ચનમુત્તમમ્।**
**વર્ષકોટિશતેનાપિ વિસ્તરેણ ન શક્યતે॥૩૦॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'અઘોરાર્ચનવિધિ વર્ણન' નામનો ૨૬મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૨૭મો

# જયાભિષેક તથા આવરણપૂજાવર્ણન



ઋષય ઊચુઃ ।।
પ્રભાવો નન્દિનશ્ચૈવ લિઙ્ગપૂજાફલં શ્રુતમ્।
શ્રુતિભિઃ સંમિતં સર્વે રોમહર્ષણ સુવ્રત।।૧।।

ઋષિઓ બોલ્યાઃ સચ્ચરિત્રશીલ રોમહર્ષણ હે સૂત! નંદીની ઉત્પત્તિ અને બધા વેદોએ માન્ય કરેલું લિંગની પૂજાનું ફળ અમે શ્રવણ કર્યું. અગાઉ ભગવાન શિવે ક્ષત્રિયોના હિત અર્થે મેરુ પર્વતના શિખર પર મનુને જયાભિષેક વિધિ અને સોળ રીતનાં પવિત્ર મહાદાન અંગે જણાવ્યું હતું તે સમસ્ત જ્ઞાનીઓમાં ઉત્તમ હે સૂત! આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ અગાઉ સ્વાયંભુવ મનુ જીવીતશ્રાદ્ધ કરી મેરુ પર્વત ઉપર ગયા. ત્યાં તેમણે તપશ્ચર્યા કરી ભગવાન શિવને પ્રસન્ન કર્યા. ભગવન્ શિવની પ્રાર્થના કરી. આથી તેમણે પ્રસન્ન થઈ તેમને પોતાનાં દર્શન આપ્યાં. આથી મનુએ વંદન કરીને વિધિસર તેમની પૂજા કરી. ત્યાર બાદ ગદ્‌ગદ કંઠે જણાવ્યુંઃ હે દેવોના દેવ! વિશ્વના સ્વામી ભુવનેશ્વર! આપને પ્રણામ છે. હે મહાદેવ! આપની કૃપા દ્વારા જીવતશ્રાદ્ધ ક્રિયાનું નિર્માણ થયું છે. હે દેવ! મેં આપની પૂજા કરી છે, તેના ફળરૂપે મને હમણાં આપનાં દર્શન થયાં છે. હે દેવેશ! ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને આપનારો જયાભિષેક વિધિ આપે પૂર્વે ઇન્દ્રને જણાવ્યો હતો તે આપ મને સંભળાવો.

સૂત બોલ્યાઃ મનુએ જયાભિષેક વિધિ સાંભળવા શિવની સ્તુતિ કરી. આથી હે ઋષિઓ! તે પરમેશ્વરે મનુને જયાભિષેકનો સંપૂર્ણ વિધિ બતાવતા કહ્યુંઃ

શ્રી ભગવાન શિવ બોલ્યાઃ અપમૃત્યુ અને શત્રુઓ ઉપર વિજય મેળવવા અર્થે તથા રાજાઓનું હિત થાય તે હેતુસર જયાભિષેક વિધિ કરવા જણાવું છું.

યુદ્ધ થવાનો અવસર પ્રાપ્ત થાય તે વખતે રાજાએ રાજસેનાના અધિપતિનો અભિષેક કરવો. ત્યાર પછી યુદ્ધ કરવા સમરાંગણમાં પ્રસ્થાન કરવું.

અભિષેક કરતા પહેલા વિધિસર એક મંડપ બનાવવો. જળશાળા તથા નિશ્ચળસ્થાન બનાવવાં. વેદમાં પારંગત દ્વિજે પૂર્વ આદિ ચાર દિશામાં ચાર તથા આગ્નેયાદિ ચાર ઉપદિશામાં ચાર અને વચ્ચે એક એમ નવ રીતના કુંડમાં અગ્નિનું તે મંડપમાં સ્થાપન કરવું. મંડપમાં બે હજાર ચારસો રેખા બનાવવી. મંડપના બાકી મધ્ય ભાગે એક કોઠો કરવો. પહેલા તે રેખાઓ પશ્ચિમથી પૂર્વ તરફ અને દક્ષિણથી ઉત્તર તરફ બનાવવી. કોઠાના બાહ્ય ભાગે ચારે તરફ એક રસ્તો બનાવવો. તેમાં એક રક્ષણસ્થાનનું નિર્માણ કરવું. કોઠામાં સાત રેખાઓ દક્ષિણથી ઉત્તર અને સાત રેખાઓ પશ્ચિમથી પૂર્વ તરફ બનાવવી. આ મુજબ ઓગણપચાસ પંક્તિઓ થશે. એમાંના મધ્યમાંની નવ પંક્તિઓમાં ગંધ, ગોમય તથા જળ દ્વારા એક હસ્ત પ્રમાણનું અષ્ટદળ કમળ બનાવવું. એને કર્ણિકા અને કેસરાથી યુક્ત કરવું. આઠ આંગળ પ્રમાણની કર્ણિકા

અને ચાર આંગળ પ્રમાણનાં કેસરાં બનાવવાં, આગ્નેય વગેરે કોણમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યની પ્રણવ સાથે ક્રમાનુસાર સ્થાપના કરવી. અવ્યક્ત, નિયત, કાળ તથા કાળીની બાહ્યપત્રાકારે દિશાઓમાં સ્થાપના કરવી. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય તથા ઐશ્વર્યને અનુક્રમે શ્વેત, રક્ત, પીત તથા કૃષ્ણવર્ણના આલેખવા. બાહ્યપત્રાકારમાં હંસાકૃતિ બનાવવી. આધાર શક્તિના મધ્યમાં સૃષ્ટિના કારણરૂપી **ૐકારરૂપ** જગદ્ગુરુ શંકરનું ધ્યાન કરવું, એની સાથે જ મનોન્મની શક્તિની ભાવના કરવી. કેસરાઓમાં વામા, જ્યેષ્ઠા, રૌદ્રી, કાળી, વિકરણી, બલા, બલપ્રમથિની તથા દમની વગેરે દેવીઓની વામદેવ વગેરે સહિત પ્રણવ સાથે સ્થાપના કરવી. આ સમયે નીચે લખેલા મંત્ર ભણવો: '**નમોઽસ્તુ વામદેવાય નમો જ્યેષ્ઠાય શૂલિને। રુદ્રાય કાલરૂપાય કલાવકરણાય ચ બલાય ચ તથા સર્વભૂતસ્ય દમનાય ચ। મનોન્મનાય દેવાય મનોન્મન્યૈ નમો નમઃ।**' આ મંત્રોથી મંડળનું પૂજન કરવું. આ પહેલું આવરણ કહેવાયું; હવે દ્વિતીય આવરણ સુણો. દ્વિતીય આવરણમાં સોળ શક્તિઓ તથા તૃતીય આવરણમાં ચોવીસ શક્તિઓ કહેલી છે. પિશાચવીથિના મધ્યે નાભિવીથિનું નિર્માણ કરવું. આઠ આરાવાળાં એટલે કે અષ્ટકોણ એક હજાર આઠ કમળનું આલેખન કરવું. એ કમળ શાલિચોખા આદિ ભિન્ન ભિન્ન અન્નનાં વિધિસર બનાવવાં. શાલિચોખા, સામો, ઘઉં, જવ, તલ, ડાંગર અથવા ધોળા સરસવ આદિ હવિર્દ્રવ્યો-ધાન્યોનો તે બનાવવા ઉપયોગ કરવો. તે અષ્ટકોણ યુક્ત કરવાં. (હવે તે બનાવવા અન્નનું પ્રમાણ કહે છે.) ડાંગર દ્વારા કમળ આલેખવાં હોય પૃથક્ પૃથક્ દરેક કમળ અર્થે એક આઢક એટલે કે ૧૦૨૪ તોલા ડાંગર લેવી. ચોખા તેના કરતાં અડધા લેવા તથા જવ ચોખા કરતાં અડધા લેવા. એક હજાર કમળદળ પર એક હજાર કળશ મૂકવા. એ કળશ સોનાના અથવા રૂપાના કે તાંબાના લેવા. મુખ્ય કુંભ મૂકવા. એક દ્રોણ એટલે કે ૨૫૬૦ તોલા ડાંગર લેવી. જો ચોખા લેવા હોય તો ડાંગર કરતાં અડધા લેવા; એટલે કે ૧૨૮૦ તોલા ચોખા લેવા. તલ લેવા હોય તો એક આઢક એટલે કે ૧૦૨૪ તોલા લેવા તથા જવ લેવા હોય તો તલ કરતાં અડધા એટલે કે ૫૧૨ તોલા લેવા. પ્રણવમંત્ર ભણી કમળ ઉપર જળ દ્વારા પ્રોક્ષણ કરવું-પાણી છાંટવું. બધા કળશોમાં પ્રણવનો ન્યાસ કરવો. કળશની અંદરના ભાગનો વર્તુળ વિસ્તાર બાર આંગળ જેટલો હોવો જોઇએ. તેની નાભિ છ આંગળના પ્રમાણની જણાવી છે. કંઠ બે આંગળ ઊંચાઇનો તથા ચાર આંગળ પહોળાઇનો; હોઠ બે આંગળ ઊંચો તથા મુખ બે આંગળ વર્તુળ પ્રમાણનાં હોવાં જોઇએ. શિવકુંભનું પ્રમાણ અહીં બતાવેલ પ્રમાણથી બમણું જાણવું. જવના જેટલા જાડા વસ્ત્ર દ્વારા નાડાછડીના તંતુ દ્વારા તેનું વેષ્ટનકરવું. કળશના ગળામાં નાડાછડી બાંધવી. કુંભને વસ્ત્ર દ્વારા આચ્છાદિત કરવો, પાણી દ્વારા તેના ઉપર અભ્યુક્ષણ કરવું તથા વિધિસર તેને દર્ભની ઉપર મૂકવો. પ્રણવમંત્ર દ્વારા સુગંધિત પાણી કળશમાં રેડવું. શિવકુંભ અને વર્ધિનીની વિધિસર સ્થાપના મધ્યપદ્મમાં કરવી. કળશમાં પંચગવ્ય અને અક્ષત નાખવા. કળશને બે વસ્ત્ર દ્વારા વેષ્ટિત કરી કમળ દ્વારા આચ્છાદિત કરવો. દરેક કળશમાં સોનું અને રત્ન નાખવાં. પ્રણવથી યુક્ત રુદ્ર ગાયત્રી-'**તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્**' — આ મંત્ર ભણી શિવકુંભમાં શંકરનું સ્થાપન કરવું. ખડ્ગાકાર વર્ધિનીમાં દેવી ગાયત્રી- '**ગણામ્બિકાયૈ વિદ્મહે મહાતપાયૈ ધીમહિ તન્નો ગૌરી પ્રચોદયાત્**' — આ મંત્ર દ્વારા દેવીની સ્થાપના કરી તેમની પૂજા કરવી.

પહેલા આવરણમાં વામા, જ્યેષ્ઠા વગેરે શક્તિઓની પૂજા અંગે કહેવાયું, હવે દ્વિતીય આવરણ સુણો. આમાં સોળ શક્તિઓનું પૂજા કરવાનું કહેવાયું છે. પૂર્વમાં ઐન્દ્ર વ્યૂહમાં સુભદ્રાની સ્થાપના કરવી. આગ્નેય ચક્રમાં ભદ્રાની, દક્ષિણ ચક્રમાં કનકાંડજાની; નૈર્ઋત્ય વ્યૂહમાં અંબિકાની સ્થાપના કરીને મધ્યકુંભમાં તેની પૂજા કરવી. શ્રીદેવીની પશ્ચિમ દિશામાં વારુણવ્યૂહમાં સ્થાપના કરવી; વાગીશા દેવીની વાયવ્યવ્યૂહમાં; ગોમુખી દેવીની ઉત્તર દિશામાં સૌમ્યવ્યૂહમાં સ્થાપના કરી મધ્યકુંભમાં તેની પૂજા કરવી. ઇશાન દિશામાં રુદ્રવ્યૂહમાં ભદ્રકર્ણાની પૂજા કરવી.

પૂર્વ દિશા અને અગ્નિકોણની વચમાં અણિમાનું સ્થાપન કરી તેની પૂજા કરવી. દક્ષિણ દિશા અને અગ્નિકોણની વચમાં કમળ પર લઘિમાની સ્થાપના કરવી. નૈર્ઋત્યકોણ અને દક્ષિણ દિશાની વચમાં મહિમાનું સ્થાપન કરવું. પશ્ચિમ દિશા અને નૈર્ઋત્યકોણની વચમાં પ્રાપ્તિનું સ્થાપન કરવું. વરુણ એટલે કે પશ્ચિમ દિશા અને વાયવ્યકોણની વચમાં પ્રાકામ્યની કમળ ઉપર સ્થાપના કરવી. ઉત્તર દિશા અને વાયવ્ય કોણની વચમાં ઇશિત્વનું સ્થાપન કરવું. તથા ઉત્તર દિશા અને ઇશાનકોણની વચમાં વશિત્વની સ્થાપના કરી પૂજા કરવી. ઐન્દ્ર એટલે કે પૂર્વ દિશા તથા ઇશાનકોણની વચમાં કામની સમાપ્તિ કરનાર કામાવસાયિક ભગવાન શિવનું સ્થાપન કરી તેમની પૂજા કરવી.

આ મુજબ દ્વિતીય આવરણ કહેવાયું. હવે તૃતીયાવરણ સુણો.

પ્રધાન કળશોમાં ચોવીસ શક્તિઓનું, વ્યૂહના મધ્ય ભાગે અગાઉ જણાવેલા પ્રમાણે વિધિસર પૂજા કરવી. એ ચોવીસ શક્તિઓમાંની પ્રથમની આઠ શક્તિઓ આ મુજબ છે; દીક્ષા, દીક્ષાયિકા, ચંડા, ચંડાંશુનાયિકા, સુમતિ, સુમત્યાયી, ગોપા તથા ગોપાયિકા, નંદ તથા નંદાયી તથા પિતામહ અને પિતામહાયીનું પ્રથમ વિધિસર સ્થાપના અને પૂજા કરવી.

ત્યાર પછી સૌ ભદ્રવ્યૂહના પ્રથમ આવરણમાં સુભદ્રા વગેરે આઠ શક્તિઓ બતાવી છે, તેનું વિધિસર સ્થાપન કરવું તથા તેમાં આઠ શક્તિઓની ક્રમ મુજબ સ્થાપન કરવું. આ જ વ્યૂહનાં દ્વિતીય આવરણમાં જણાવેલી સોળ શક્તિઓની પૂજા કરી પદ્મમુદ્રા દર્શાવવી. આ વ્યૂહના પ્રથમ આવરણમાં બિંદુકા, બિંદુગર્ભા, નાદિની, નાદગર્ભજા, શક્તિકા, શક્તિગર્ભા, પરા તથા પરાપરા. પ્રથમ આવરણમાં આ આઠ શક્તિઓ જણાવી છે. આના જ બીજા આવરણની બીજી સોળ શક્તિઓ આ મુજબ છે — ચંડા, ચંડમુખી, ચંડવેગા, મનોજવા, ચંડાક્ષી, ચંડનિર્ઘોષા, ભ્રૂકુટી, ચંડનાયિકા, મનોત્સેધા, મનોધ્યક્ષા, માનસી, માનનાયિકા, મનોહરા, મનોહ્લાદી, મનઃપ્રીતિ તથા મહેશ્વરી. પ્રથમાવરણમાં ઉપર જણાવેલી બિંદુકા વગેરે આઠ શક્તિઓની અને દ્વિતીયાવરણમાં ચંડા વગેરે સોળ શક્તિઓનું પૂજન કરવું. આ સાભદ્ર વ્યૂહ કહેવાયો.

હવે ભદ્રવ્યૂહ સુણો. તેમાં પ્રથમાવરણમાં ઐન્દ્રી વગેરે આઠ શક્તિઓનું સ્થાપન અને પૂજન કરવું. તે આઠ શક્તિઓ આ મુજબ છે: ઐન્દ્રી, આગ્નેયી, યામ્યા, નૈર્ઋતી, વારુણી, વાયવ્યા, કૌબેરી તથા ઐશાની, આ પ્રથમાવરણ જણાવ્યું. હવે એજ ભદ્રવ્યૂહનું દ્વિતીયાવરણ સુણો. હરિણી, સુવર્ણા, કાંચની, હાટકી, રુક્મિણી, સત્યભામા, સુભગા, જંબુનાયિકા, વાગ્ભવા, વાક્પથા, વાણી, ભીમા, ચિત્રરથા,

સુધી, વેદમાતા તથા હિરણ્યાક્ષી. આ સોળ શક્તિઓનું ભદ્રવ્યૂહના દ્વિતીયાવરણમાં સ્થાપના અને પૂજા કરવી. આ ભદ્રાખ્ય વ્યૂહ જણાવ્યો. હવે કનકાખ્ય વ્યૂહ સુણો:

આ કનકાખ્ય વ્યૂહના પ્રથમાવરણમાં અહીં ક્રમ મુજબ જણાવેલા આઠ દેવતાઓની સ્થાપના અને પૂજા કરવી. વજ્ર, શક્તિ, દંડ, ખડ્ગ, પાશ, ધ્વજ, ગદા, ત્રિશૂળ; પછી દ્વિતીયાવરણમાં જણાવેલી યુદ્ધા, પ્રબુદ્ધા, વિરૂપાક્ષી, કપર્દા, કમલાસના, દંષ્ટ્રિણી, રંગિણી, લંબાક્ષી, કંકભૂષણી, સંભાવી તથા ભાવિની — આ સોળ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી. આ કનકવ્યૂહ કહ્યો છે.

હવે અંબિકાવ્યૂહ સુણો: આ વ્યૂહના પ્રથમાવરણમાં પ્રથમ અહીં જણાવેલી આઠ શક્તિઓનું સ્થાપન અને પૂજન કરવું. તે શક્તિઓનાં નામ આ મુજબ છે: ખેચરી, આત્મના, ભવાની, વહ્નિરૂપિણી, વહ્નિ, વહ્નિનાભા, મહિમા તથા અમૃતલાલસા. આ વ્યૂહના દ્વિતીયાવરણમાં અહીં નીચે જણાવેલી સોળ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી. સોળ શક્તિઓ આ મુજબ છે: ક્ષમા, શિખરા, ઋતુરત્ના, શિલા, છાયા, ભૂતપત્ની, ધન્યા, ઇન્દ્રમાતા, વૈષ્ણવી, તૃષ્ણા, રાગવતી, મોહા, કામકોપા, મહોત્કટા, ઇન્દ્રા તથા બધિરા. આ અંબિકાવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે શ્રીવ્યૂહ સુણો: આ વ્યૂહના પ્રથમાવરણમાં જણાવેલી આ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી. આઠ શક્તિઓ આ મુજબ છે: સ્પર્શા, સ્પર્શવતી, ગંધા, પ્રાણા, અપાના, સમાનિકા, ઉદાના તથા વ્યાના. પછી આ વ્યૂહના દ્વિતીયાવરણમાં સોળ શક્તિની પૂજા કરવી. તે સોળ શક્તિઓ આ મુજબ છે: તમોહતા, પ્રભા, અમોઘા, તેજિની, દહિની, ભીમાસ્યા, જાલિની, મોષા, શોષિણી, રુદ્રનાયિકા, વીરભદ્રા, ગણાધ્યક્ષા, ચન્દ્રહાસ:, ગહ્વરા, ગણમાતા તથા અંબિકા. આ મુજબ શ્રીવ્યૂહ કહ્યો છે.

હવે વાગીશવ્યૂહ સુણો: આના પ્રથમ આવરણમાં ધારા, વારિધરા, વહ્નિકા, નાશકી, મર્ત્યાતીતા, મહામાયા, વજ્રિણી તથા કામધેનુકા — આ આઠ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી.

આ વ્યૂહના દ્વિતીયાવરણમાં પયોષ્ણી, વારુણી, શાતા, વર આપનારી જયંતી, પ્લાવિની, જલમાતા, પયોમાતા, મહાંબિકા, રક્તા, કરાલી, ચંડાક્ષી, પયસ્વિની, માયા, વિદ્યેશ્વરી, કાલી, કાલિકા — આ સોળ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી. આ મુજબ વાગીશ્વરવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે ગોમુખવ્યૂહ સુણો: આ વ્યૂહના પ્રથમ આવરણમાં શંકિની, હાલિની, લંકાવર્ણા, કલ્કિની, યક્ષિણી, માલિની, વમની તથા રસાત્મની — આ આઠ શક્તિઓનું સ્થાપન અને પૂજન કરવું; તથા આના દ્વિતીયાવરણમાં ચંડા, ઘંટા, મહાનાદા, સુમુખી, દુર્મુખી, બલા, રેવતી, પ્રથમા, ઘોરા, સૈન્યા, લીના, મહાબલા, જયા, વિજયા, અપરા, અપરાજિતા — આ સોળ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી. આ ગોમુખવ્યૂહ કહ્યો છે.

હવે ભદ્રકર્ણવ્યૂહ સુણો. આ વ્યૂહના પ્રથમાવરણમાં મહાજયા, વિરુપાક્ષી, શુકલાભા, આકાશમાતૃકા, સંહારી, જાતહારી, દંષ્ટ્રાલી, શુષ્કરેવતી. આ આઠ શક્તિઓની સ્થાપન અને પૂજન કરવું. દ્વિતીયાવરણમાં પિપીલિકા, પુણ્યહારી, અશની, સર્વહારિણી, ભદ્રહા, વિશ્વહારી, હિમા, યોગેશ્વરી, છિદ્રા, ભાનુમતી, છિદ્રા, સૈંહિકી, સુરભી, સમા, સર્વભવ્યા તથા વેગાખ્યા— આ શક્તિઓની સ્થાપના અને પૂજા કરવી.

આ મુજબ આઠ આઠ શક્તિઓનાં આઠ પ્રથમ આવરણ તથા સોળ સોળ શક્તિઓનાં આઠ દ્વિતીય આવરણ સાથે એકસો બાણું શક્તિઓનું મહાવ્યૂહાષ્ટક કહેવાયું છે. ઉપવ્યૂહાષ્ટક સુણો. અણિમા વગેરે ઉપવ્યૂહ આવરણ કહે છે. ઐન્દ્રા, ચિત્રભાનુ, વાસણી, દંડિ, પ્રાણરૂપી, હંસ, સ્વાત્મશક્તિ, પિતામહ — આ પ્રથમ આવરણ કહેવાયું, હવે દ્વિતીય આવરણ સુણો. કેશવ, ભગવાન, રુદ્ર, ચન્દ્રમા, ભાસ્કર, મહાત્મા, આત્મા, અંતરાત્મા, મહેશ્વર, પરમાત્મા, અણુરૂપ જીવ, પિંગલ, પુરુષ, પશુ, ભોક્તા, ભૂતપતિ તથા ભીમ — આ દ્વિતીયાવરણમાં અણિમાવ્યૂહ કહેવામાં આવ્યો છે.

હવે લઘિમાવ્યૂહ સુણોઃ આ લઘિમા વ્યૂહના પહેલા આવરણમાં શ્રીકંઠ, અંત, સૂક્ષ્મ, ત્રિમૂર્તિ, શશક, અમરેશ, સ્થિતીશ તથા આઠમા દારત આ મુજબ કહ્યા છે. હવે દ્વિતીયાવરણ સુણો. સ્થાણુ, હર, દંડેશ, દેવોમાં ઉત્તમ ભૌક્તીશ, સદ્યોજાત, અનુગ્રહેશ, ક્રૂરસેન, સુરેશ્વર, ક્રોધીશ, ચંડ, પ્રચંડ, શિવ, એકરુદ્ર, કર્મ, એકનેત્ર તથા ચતુર્મુખ આ મુજબ સોળ રુદ્ર કહેવાયા છે. આ લઘિમાવ્યૂહ કહ્યો.

સચ્ચરિત્રવાળી હે મનુ! હવે મહિમાવ્યૂહ સુણોઃ આ વ્યૂહમાં એક જ આવરણ કહેવાયું છે. અજેશ, ક્ષેમરુદ્ર, સોમ, અંશ, લાંગલી, દંડારુ, અર્ધનારી, એકાંત, અંત, પાલી, ભુજંગનામા, પિનાકી, ખડ્ગિ, કામ, ઈશ તથા ભૃગુ — આ મુજબ સોળ નામોનો એક જ આવરણવાળો મહિમાવ્યૂહ કહ્યો.

હવે પ્રાપ્તિવ્યૂહ સુણોઃ સંવર્ત, લકુલીશ, વાડવ, હસ્તિ, ચંડયક્ષ, ગણપતિ, મહાત્મા તથા ભૃગુજ — આ પ્રથમ આવરણ કહ્યું. હવે દ્વિતીય આવરણ સુણોઃ ત્રિવિક્રમ, મહાજિહ્વ, ઋક્ષ, શ્રીભદ્ર, મહાદેવ, દધીચ, કુમાર, પરાવર, મહાદંષ્ટ્ર, કરાલ, સૂચક, સુવર્ધન, મહાધ્વાંક્ષ, મહાનંદ, દંડ તથા ગોપાલક — આ મુજબ પ્રાપ્તિ વ્યૂહ કહ્યો છે.

હવે હે સુવ્રત મનુ! પ્રાકામ્યવ્યૂહ સુણોઃ પુષ્પદંત, મહાનાગ, વિપુલાનંદકારક, શુક્લ, વિશાળ, કમળ, બિલ્વ તથા અરુણ — આ વ્યૂહનું પ્રથમ આવરણ છે, હવે આ વ્યૂહનું દ્વિતીયાવરણ સુણોઃ રતિપ્રિય, સુરેશાન, ચિત્રાંગ, સુદુર્જય, વિનાયક, ક્ષેત્રપાલ, મહામોહ, જંગલ, વત્સપુત્ર, મહાપુત્ર, ગ્રામદેશાધિપ, સર્વાવસ્થાધિપ, દેવ, મેઘનાદ, પ્રચંડક તથા કાલદૂત — આ દ્વિતીયાવરણ છે. આ મુજબ પ્રાકામ્યવ્યૂહ કહેવાયો છે.

હવે હે મનુ! ઐશ્વર્યવ્યૂહ તમને જણાવું છું, આના પ્રથમ આવરણમાં — મંગલા, ચર્ચિકા, યોગેશા, હરદાયિકા, ભાસુરા, સુરમાતા, સુંદરી તથા માતૃકા — આ આઠ શક્તિઓ કહી છે. આ વ્યૂહનું દ્વિતીય આવરણ સુણોઃ ગણાધિપ, મંત્રજ્ઞ, વરદેવ, ષડાનન, વિદગ્ધ, વિચિત્ર, અમોઘ, મોઘ, અશ્વી, રુદ્ર, સોમેશ, ઉત્તમ, ઉદુંબર, નારસિંહ, વિજય, ઇન્દ્રગુહ, અપાંપતિ — આ મુજબ ઐશ્વર્યવ્યૂહનું દ્વિતીયાવરણ કહ્યું છે. આ ઐશ્વર્યવ્યૂહ તમને કહેવામાં આવ્યો.

હવે વશિત્વ કહેવામાં આવે છેઃ ગગન, ભવન, વિજય, અજય, મહાજય, અંગાર, વ્યંગાર તથા મહાયશ — આ પ્રથમ આવરણ કહ્યા છે. દ્વિતીય આવરણમાં સુંદર, પ્રચંડેશ, મહાવર્ણ, મહાસુર, મહારોમા, મહાગર્ભ, પ્રથમ, કનક. ખરજ, ગરુડ, મેઘનાદ, ગર્જક, ગજછેદન કરનાર બાહુ, ત્રિશિખ તથા મારિની સ્થાપના અને પૂજા કરવી. આ મુજબ વશિત્વવ્યૂહ કહેવાયો છે.

હવે કામાવસાયિક વ્યૂહ સુણો: આ વ્યૂહના પ્રથમ આવરણમાં વિનાદ, વિકટ, વસંત, અભય, વિદ્યુત, મહાબલ, કમળ તથા દમન — આ આઠની સ્થાપન અને પૂજા કરવી. દ્વિતીયાવરણમાં ધર્મ, અતિબલવાન સર્પ, મહાકાય, મહાહનુ, સબલ, ભસ્માંગી, દુર્જય, દુરતિક્રમ, વેતાલ, રૈરવ, દુર્ધર, ભોગ, વજ, કાલાગ્નિરુદ્ર, સદ્યોનાદ, મહાગુહ — આ મુજબ કામાવસાયિક વ્યૂહને ષોડશવ્યૂહ કહેવાયો છે. આનો વળી બીજો દક્ષવ્યૂહ છે. એ દ્વિતીય આવરણના દક્ષવ્યૂહમાંના પ્રથમાવરણમાં આઠ શક્તિઓ તથા બાહ્યાવરણમાં સોળ શક્તિઓ કહેવામાં આવી છે. પ્રથમાવરણની આઠ શક્તિઓ આ મુજબ છે: મનોહરા, મહાનાદા, ચિત્રા, ચિત્રરથા, રોહિણી, ચિત્રાંગી, ચિત્રરેખા તથા વિચિત્રિકા — આ પ્રથમ આવરણની શક્તિઓ કહી છે. દ્વિતીય આવરણની સોળ શક્તિઓ સુણો. તે આ મુજબ છે: ચિત્રા, વિચિત્રરૂપા, શુભદા, કામદા, શુભા, ક્રૂરા, પિંગલા, દેવી, ખડ્ગિકા, લંબિકા, અસતી, દંષ્ટ્રાલી, રાક્ષસી, ધ્વંસી, લોલુપા તથા લોહિતામુખી — આ મુજબ દક્ષવ્યૂહ કહેવાયો છે.

હવે દાક્ષવ્યૂહ સુણો: પ્રથમ આવરણમાં સર્વસતી, વિશ્વરૂપા, લંપટા, આમિષપ્રિયા, દીર્ઘદંષ્ટ્રા, વજ્રા, લંબોષ્ઠી, પ્રાણહારિણી — આ આઠ શક્તિઓ આ વ્યૂહમાં કહી છે. હવે આ જ વ્યૂહની દ્વિતીય આવરણની સોળ શક્તિઓ સુણો. ગજકર્ણા, અશ્વકર્ણા, મહાકાલી, સુભીષણા, વાતવેગરવા, ઘોરા, ઘના, ઘનરવા, વરઘોષા, મહાવર્ણા, સુઘંટા, ઘંટિકા, ઘંટેશ્વરી, મહાઘોરા, ઘોરા, અતિઘોરિકા — આ દાક્ષવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે ચંડવ્યૂહ સુણો, આના પ્રથમ આવરણની આઠ શક્તિઓ આ મુજબ છે: અતિઘંટા, અતિઘોરા, કરાલા, કરભા, વિભૂતી, ભોગદા, કાંતિ તથા આઠમી શંખિની; દ્વિતીયાવરણની સોળ શક્તિઓનાં નામ પત્રિણી, ગાંધારી, યોગમાતા, સુપીવરા, રક્તા, માલાંશુકા, વીરા, સંહારી, માંસહારિણી, કલહારી, જીવહારી, સ્વેચ્છાહારી, તુંડિકા, રેવતી, રંગિણી તથા સંગા છે. આ ચંડવ્યૂહ કહેવાયો છે.

હવે ચંડાવ્યૂહ કહે છે. આના પ્રથમ આવરણમાં અહીં જણાવેલી આઠ શક્તિઓ આ મુજબ છે: ચંડી, ચંડમુખી, ચંડા, ચંડવેગા, મહારવા, ભ્રુકુટી, ચંડભૂ તથા ચંડરૂપા. હવે આ વ્યૂહનું દ્વિતીયાવરણ સુણો: બલવેગા, મહાકાયા, મહાકોપા, વિદ્યુતા, કંકાલી, કલશી, વિદ્યુતા, ચંડઘોષિકા, મહાઘોષા, મહારાવા, ચંડભા, અનંગચંડિકા— દ્વિતીયાવરણમાં આ સોળ શક્તિઓ કહી છે. આ મુજબ ચંડાવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે હરવ્યૂહ સુણો; આના પ્રથમાવરણમાં આઠ શક્તિઓ આ મુજબ છે: ચંડાક્ષી, કામદા, સૂકરી, કુક્કુટાનના, ગાંધારી, દુંદુભી, દુર્ગા તથા સૌમિત્રા. હવે આ વ્યૂહનું દ્વિતીયાવરણ સુણો: મૃતોદ્ભવા, મહાલક્ષ્મી, વર્ણિના, જીવરક્ષિણી, હરિણી, ક્ષીણજીવા, દંડવક્ત્રા, ચતુર્ભુજા, વ્યોમચારી, વ્યોમરૂપા, વ્યોમવ્યાપી, શુભોદયા, ગૂઢચારી, સૂચારી, વિષાહારી, વિષાર્તિહા — આ સોળ શક્તિઓનું આ વ્યૂહના દ્વિતીય આવરણમાં સ્થાપના અને પૂજા કરવી. આ હરવ્યૂહ કહ્યો છે.

હવે હરાવ્યૂહ સુણો: જંભા, અચ્યુતા, કંકારી, દેવિકા, દુર્ધરા, આવહા, ચંડિકા તથા ચપલા; આ શક્તિઓ પ્રથમાવરણમાં કહી છે. આ વ્યૂહના દ્વિતીયાવરણમાં સોળ શક્તિઓ આ મુજબ કહી છે: ચંડિકા, ચામરી, ભંડિકા, શુભાનના, પિંડિકા, મુંડિની, મુંડા, શાકિની, શાંકરી, કર્તરી, ભર્તરી,

ભાગિની, યશદાયિની, યમદંષ્ટ્રા તથા કરાલા — આ શક્તિઓની દ્વિતીયાવરણમાં પૂજા કરવી. આ મુજબ હરાનો આ વ્યૂહ કહ્યો છે.

હવે શૌંડવ્યૂહ સુણો: આ વ્યૂહના પ્રથમાવરણમાં વિકરાલી, કરાલી, કાલજંઘા, યશસ્વિની, વેગા, વેગવતી, યજ્ઞા તથા વેદાંગા, આ આઠ શક્તિઓની પૂજા કરવી. આ પ્રથમાવરણ કહ્યું. હવે દ્વિતીયાવરણ સુણો: અંજની, મોહિની, માયા, વિકટાંગી, નલી, ગંડકી, દંડકી, ઘોષણા, શોષણા, સત્યવતી, કલ્લોલા — આ સોમ શક્તિઓ દ્વિતીયાવરણમાં કહી છે. આ મુજબ શૌંડવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે શૌંડાવ્યૂહ સુણો: દંતુરા, રૌદ્રભાગા, અમૃતા, પવિત્ર સકુલા, ચલજ્જિજહ્વા, આર્યનેત્રા, રૂપિણી તથા દારિકા — પ્રથમ આવરણમાં આ આઠ શક્તિઓની પૂજા કરવી. હવે દ્વિતીય આવરણની શક્તિઓનાં નામ સુણો: ખાદિકા, રૂપનામાં, સંહારી, ક્ષમાંતકા, કંડિની, પેષિણી, મહાત્રાસા, કૃતાંતિકા, દંડિની, કિંકરી, બિંબા, વર્ણિની, ચામલાઅંગિની, દ્રવિણી, દ્રાવિણી — આ સોળ શક્તિઓની પૂજા કરવી. શૌંડાનો આ મનોરમ્ય વ્યૂહ કહેવામાં આવ્યો.

હવે પ્રથમનો પરમ પવિત્ર વ્યૂહ કહું છું: પ્લવિની, પ્લાવની, શોભા, મંદા, મદોત્કટા, મંદા, આક્ષેપા, મહાદેવી — આ આઠ શક્તિઓની પ્રથમ આવરણમાં પૂજા કરવી. દ્વિતીયાવરણ આ મુજબ છે: કામસંદીપની દેવી, અતિરૂપા, મનોહરા, મહાવશા, મદગ્રાહા, વિહ્વલા, મહાવિહ્વલા અરુણા, શોષણા, દિવ્યા, રેવતી, ભાંડનાયિકા, સ્તંભિની, ઘોરરક્તાક્ષી, સ્મરરૂપા, સુઘોષણા — આ સોળ શક્તિઓની દ્વિતીયાવરણમાં પૂજા કરવી. હે સ્વાયંભુવ મનુ! આ મુજબ પ્રથમ વ્યૂહ કહ્યો છે.

હવે પ્રથમાનો વ્યૂહ કહું છું, તે સુણો: ઘોરા, ઘોરતરા, અઘોરા, અતિઘોરા, અઘનાયિકા, ધાવની, ક્રોષ્ટુકા તથા મુંડા — આ આઠ શક્તિઓ આ વ્યૂહના પ્રથમ આવરણમાં કહી છે. હવે આ વ્યૂહનું દ્વિતીય આવરણ સુણો. ભયંકર ભીમતરા, ભીમા, સુવર્તુલા, સ્તંભિની, રોદની, રૌદ્રા એવી રુદ્રવતી, અચલા, ચલા, મહાબલા, મહાશાંતિ, શાલા, શાંતા, શિવા, અશિવા, બૃહત્કક્ષા, મહાનાસા — આ સોળ શક્તિઓ દ્વિતીયાવરણમાં કહી છે.

હવે મન્મથવ્યૂહ કહ્યો છે. આના પ્રથમાવરણમાં તાલકર્ણી, બાલા, કલ્યાણી, કપિલા, શિવા, ઇષ્ટિ, તુષ્ટિ તથા પ્રતિજ્ઞા — આ આઠ શક્તિઓ કહી છે. દ્વિતીયાવરણમાં ખ્યાતિ, પુષ્ટિકરી, તુષ્ટિ, જલા, શ્રુતિ, ધૃતિ, કામદા, શુભદા, સૌમ્યા, તેજિની, કામતંત્રિકી, ધર્મા, ધર્મવશા, શીલા, પાપહા તથા ધર્મવર્ધિની — આ સોળ શક્તિઓની પૂજા કરવી.

હવે મન્મથાવ્યૂહ સુણો: આના પ્રથમાવરણમાં ધર્મરક્ષા, વિધાના, ધર્મા, ધર્મવતી, સુમતિ, દુર્મતિ, મેધા તથા વિમલા — આ આઠ શક્તિઓની પૂજા કરવી. આ પ્રથમાવરણ કહેવામાં આવ્યું, હવે આ વ્યૂહનું દ્વિતીયાવરણ સુણો. શુદ્ધિ, બુદ્ધિ, દ્યુતિ, કાંતિ, વર્તુલા, મોહવર્ધિની, બલા, અતિબલા, ભીમા, પ્રાણવૃદ્ધિ કરી, નિર્લજ્જા, નિર્ઘૃણા, મંદા, સર્વ પાપક્ષયંકરી, કપિલા તથા અતિ વિધુરા. આ સોળ શક્તિઓની દ્વિતીયાવરણમાં પૂજા કરવી.

હવે ભીમવ્યૂહ કહું છું: આ તો પ્રથમાવરણમાં આઠ શક્તિઓ આ મુજબ કહી છે: રક્તા, વિરક્તા, ઉદ્વેગા, શોકવર્ધિની, કામા, તૃષ્ણા, ક્ષુધા તથા મોહા — આ પ્રથમાવરણ કહ્યું. હવે દ્વિતીયાવરણ સુણો: જયા, નિદ્રા, ભયા, આલસ્યા, જલતૃષ્ણોદરી, દરા, કૃષ્ણા, કૃષ્ણાંગિની, વૃદ્ધા, શુદ્ધોચ્છિષ્ટાશની, વૃષા, કામના, શોભિની, દગ્ધા, દુઃખદા, સુખદા — આ આઠ શક્તિઓની દ્વિતીયાવરણમાં પૂજા કરવી.

હવે ભીમાચી વ્યૂહ કહે છે: આનંદા, સુનંદા, મહાનંદા, શુભંકરી, વીતરાગા, મહોત્સાહા, જિતરાગા, મનોરથા — આ આઠ શક્તિઓનું પ્રથમ આવરણમાં પૂજન કરવું. દ્વિતીય આવરણમાં મનોન્મની, મનઃક્ષોભા, મદોન્મત્તા, મદાકુલા, મંદગર્ભા,મહાભાસા, કામાનંદા, સુવિહ્વલા, મહાવેગા, સુવેગા, મહાભોગા, ક્ષયાવહા, ક્રમિણી, ક્રામિણી તથા વક્રા — આ શક્તિઓની પૂજા કરવી.

હે સ્વાયંભુવ! હવે મનને ઉત્સુક કરનાર શકુન વ્યૂહ હું તમને કહું છું, આના પ્રથમ આવરણમાં યોગા, વેગા, સુવેગા, અતિવેગા, સુવાસિની, મનોરથા, વેગા, જલાવર્તા —આ શક્તિઓ કહી છે. દ્વિતીયાવરણમાં રોધિની, ક્ષોભિણી, બાલા, વિપ્રાશિષસુશોષિણી, વિદ્યુતા, ભાસિની, મનોવેગા, ચાપલા, વિદ્યુજ્જિહ્વા, મહાજિહ્વા, ભ્રૂકુટી, કુટિલાનના, ફુલ્લજ્વાલા, મહાજ્વાલા, સુજ્વાલા, ક્ષયા તથા અંતિકા — આ શક્તિઓની પૂજા કરવી. આ શકુનવ્યૂહ કહ્યો છે.

હવે શાકુનાવ્યૂહ સુણો: જ્વાલિની, ભસ્માંગી, ભસ્માંતગા, તતા, ભાવિની, પ્રજા, વિદ્યા તથા ખ્યાતિ — પ્રથમ આવરણની આ આઠ શક્તિઓ કહી છે; જ્યારે આ દ્વિતીય આવરણની આ શક્તિઓ આ મુજબ છે: ઉલ્લેખા, પતાકા, ભોગા, ભોગવતી, ખગા, ભોગ-ભોગવતા, યોગા, ભોગાખ્યા, યોગપારગા, ઋદ્ધિ, બુદ્ધિ, ધૃતિ, કાંતિ, સ્મૃતિ, શ્રુતિ, ધરા, બધી શુભ કામનાઓને પૂર્ણ કરનાર શાકુનાનો આ મહાવ્યૂહ કહ્યો છે.

હવે સ્વાયંભુવ! હવે સુમતિ નામક પવિત્ર વ્યૂહ સુણો: આના પ્રથમાવરણમાં પરેષ્ટા, પરા, દુષ્ટા, અમૃતા, ફલનાશિની, હિરણ્યાક્ષી, સુવર્ણાક્ષી, કપિંજલા તથા કામરેખાની પૂજા કરવી. દ્વિતીયાવરણની શક્તિઓનાં નામ હવે સુણો: રત્નદ્વીપા, સુદ્વીપા, રત્નદા, રત્નમાલિની, રત્નશોભા, સુશોભા, મહાશોભા, મહાદ્યુતિ, શાંબરી, બંધુરા, ગ્રંથિ, પાદકર્ણા, ખરાનના હયગ્રીવા, જિહ્વા તથા સર્વભાસા, આ સુમતિવ્યૂહ કહ્યો છે.

હવે બીજો સુમતિવ્યૂહ સુણો: સર્વાશી, મહાભક્ષા, મહાદંષ્ટ્રા, અતિરૌરવા, વિસ્ફુલિંગા, વિલિંગા, કૃતાંતા તથા ભાસ્કરાનના — આ પ્રથમાવરણ કહેવાયું. હવે — રાગા, રંગવતી, શ્રેષ્ઠા, મહાક્રોધા, રૌરવા, ક્રોધની, વસની, કલહા, મહાબલા, કલંતિકા, ચતુર્ભેદા, દુર્ગા, દુર્ગદ્મમાનિની, નાલી, સુનાલી, સૌમ્યા — આ શક્તિઓનું દ્વિતીયાણમાં પૂજન કરવું.

હવે સ્વાયંભુવ! હવે ગોપવ્યૂહ કહું છું તે સુણો: પાટલી, પાટવી, પાટી, વિટિપિટા, કંકટા, સુપટા, પ્રઘટા તથા ઘટોદ્ભવા — આ શક્તિઓ પ્રથમ આવરણમાં કહી છે તથા દ્વિતીય આવરણમાં નાદાક્ષી, નાદરૂપા, સર્વકારી, ગમા, અગમા, અનુચારી, ચંડનાડી, સુવાહિની, સુયોગા, વિયોગા, હંસાખ્યા, વિલાસિની, સર્વગા, સુવિચારા તથા વંચની શક્તિઓ કહેવાય છે. આ ગોપવ્યૂહ કહ્યો છે.

હવે ગોપાયીવ્યૂહ કહે છે: ભેદિની, છેદિની, સર્વકારી, ક્ષુધાશની, ઉચ્છુષ્મા, ગાંધારી, ભસ્માક્ષી તથા વડવાનલા — આ શક્તિઓની પ્રથમ આવરણમાં પૂજા કરવી. દ્વિતીય આવરણમાં પૂજનીય શક્તિઓનાં નામ સુણો. અંધા, બાહ્યાસિની, બાલા, દીપાક્ષમા, અક્ષા, ત્ર્યક્ષા, હલ્લેખા, હૃદ્‌ગતામાયિકા, આમયાસાદિની, ભિલ્લી, સહ્યાસહ્યા, સરસ્વતી, રુદ્રશક્તિ, મહાશક્તિ, મહામોહા તથા ગોનદી — આ ગોપાયીવ્યૂહ કહ્યો છે.

હવે હું તમને નંદવ્યૂહ કહું છું: નંદિની, નિવૃત્તિ, પ્રતિષ્ઠા, વિદ્યાનાસા, ખડ્ગસિની, ચામુંડા, પ્રિયદર્શિની — આ શક્તિઓની પ્રથમ આવરણમાં પૂજા કરવી તથા ગૂહ્યા, નારાયણી, મોહા, પ્રજા, દેવી, ચક્રિણી, કંકટા, કાલી, શિવા, આદ્યા, ઉમા, વિરામા, વાગીશી, વાહિની, ભીષણી તથા સુગમા — આ સોળ શક્તિઓની દ્વિતીયાવરણમાં પૂજા કરવી. આ મુજબ નંદવ્યૂહ કહેવામાં આવ્યો.

હવે નંદાવ્યૂહ કહે છે: વિનાયકી, પૂર્ણિમા, રંકારી, કુંડલી, ઇચ્છા, કપાલિની, દ્વીપિની તથા જયંતિકા — આ આઠ શક્તિઓ પ્રથમ આવરણમાં કહી છે. હવે દ્વિતીય આવરણની શક્તિઓ કહે છે: પાવની, અંબિકા, સર્વાત્મા, પૂતના, છગલી, મોદિની, લંબોદરી, સંહારી, કાલિની, કુસુમા, શુક્રા, તારા, જ્ઞાના, ક્રિયા, કાલિની, કુસુમા, શુક્રા, તારા, જ્ઞાના, ક્રિયા, ગાયત્રિકા તથા સાવિત્રી — આ નંદાવ્યૂહ કહ્યો છે.

હવે પૈતામહ વ્યૂહ કહે છે: નંદિની, ફેત્કારી, ક્રોધા, હંસા, ષડંગુલા, આનંદા, વસુદુર્ગા તથા સંહારા — આ આઠ શક્તિઓ પ્રથમ આવરણમાં કહી છે. દ્વિતીય આવરણમાં જે શક્તિઓની પૂજા કરવી જોઇએ તેમના નામ સુણો: કુલાંતિકા, અનલા, પ્રચંડા, મર્દિની, સર્વભૂતાભયા, દયા, વડવામુખી, લંપટા, પન્નગા, કુસુમા, વિપુલાંતકા, કેદારા, કૂર્મા, દુરિતા, મંદરાદરી તથા ખડ્ગચક્રા. દ્વિતીય આવરણની આ સોળ શક્તિઓ કહી છે. ધર્મ, કામ, અર્થ તથા મુક્તિને આપનારા આ પૈતામહ વ્યૂહ કહેવામાં આવ્યો છે.

હવે પિતામહા વ્યૂહ સુણો. વજ્ર, નંદના, શાવા, આરાવિકા, રિપુભેદિની, રૂપા, ચતુર્થા અને યોગા — આ આઠ શક્તિઓ પ્રથમ આવરણમાં કહી છે. આ વ્યૂહના દ્વિતીયાવરણમાં ભૂતા, નાદા, મહાબાલા, ખર્પરા, ભસ્મા, કાંતા, વૃષ્ટિ, દ્વિભુજાવાળા બ્રહ્મરૂપિણી, સૈદ્યા, વૈકારિકા, કર્મમોટી, મહામોહા, મહામાયા, પુષ્પોની માળાને ધારણ કરનાર ગાંધારી, શબ્દાપી તથા મહાઘોષા — આ સોળ શક્તિઓનું પૂજન કરવું.

ઉપરોક્ત જણાવેલા વ્યૂહોમાં કહેલી સમસ્ત દેવીઓ ઉદય પામતા સૂર્યની કાંતિ જેવી કાંતિમાન છે, તેમને બે હાથો છે. પદ્મ તથા શંખથી યુક્ત છે. રક્તવર્ણની પુષ્પની માળા તથા રક્તના વસ્ત્ર પહેરેલાં છે. બધા આભરણો દ્વારા સંપૂર્ણ છે, મુકુટ વગેરેથી અલંકૃત છે. જાતજાતના સુંદર રત્નો તથા દિવ્ય મોતીઓ દ્વારા વિભૂષિત ગૌરવર્ણવાળી દેવીઓનું પૃથક્ પૃથક્ ધ્યાન કરવું. મુખ્ય આવરણ દેવતા ૪૮ છે તથા વ્યૂહોના આવરણદેવતા ૯૫૨ છે. આ ૧૦૦૦ની સંખ્યા સમજવી.

અગાઉ કહ્યા મુજબ બધા શુભ લક્ષણોથી યુક્ત તાંબાના કે માટીના એક હજાર કળશ શિવમંડપમાં સ્થાપી વિષ્ણુએ કહેલાં એક હજાર નામો દ્વારા તેમની પૂજા કરવી તથા એ સર્વ કળશ શંકરના લિંગની સામે મૂકવા. ત્યાર પછી લિંગના સ્વરૂપ ભગવાન શિવ ઉપર પંચામૃત કે પંચગવ્ય દ્વારા કે બ્રહ્મકૂર્ચ દ્વારા

અભિષેક કરવો. ત્યારે રુદ્રાધ્યાયનો પાઠ કરવો. એક હજાર કળશના મધ્યે મૂકેલા રુદ્રકળશ કે શિવકુંભમાંના પાણી દ્વારા શિવ ઉપર અભિષેક કરવો. ત્યાર પછી બધા લક્ષણો દ્વારા યુક્ત તથા ચાલીસ મહાવ્યૂહવાળા એક હજાર કળશમાંના પંચરત્ન યુક્ત સુગંધી પાણી દ્વારા પૂર્વ તરફ મોં કરીને બેઠેલા રાજા ઉપર અભિષેક કરવો. તે વખતે — **'અઘોરેભ્યોઽથઘોરેભ્યો ઘોરઘોરતરેભ્યઃ। સર્વેભ્યઃ સર્વશર્વેભ્યો નમસ્તે અસ્તુ રુદ્રરૂપેભ્યઃ'** — આ મંત્ર બોલવો. આ અભિષેક દરેક જાતની સિદ્ધિઓને આપનારો છે.

ત્યાર પછી અગાઉ જણાવ્યા મુજબ તૈયાર કરેલા કુંડમાં કે વેદી ઉપર ઘૃતથી મિશ્રિત ડાંગરની ધાણી, સમિધા, ડાંગર, સામો તથા ચોખા દ્વારા એકસો આઠ આહુતિ આપી અગ્નિમાં હોમ કરવો. તે વખતે પણ ઉપર જણાવેલા અઘોરમંત્ર દ્વારા એકસો આઠ આહુતિ આપવી.

ત્યાર પછી રાજાના જમણા હાથમાં કમળનાળ તથા ભસ્મ લગાડેલું સોનાનું કંકણ બાંધવું. રાજાએ **'પુણ્યાહં સ્વસ્તિ રુદ્રાય'** બોલવું. દ્વિજોએ **ત્ર્યમ્બકં યજામહે સુગંધિમ્પુષ્ટિવર્ધનમ્। ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય મામૃતાત્।** આ મંત્ર ભણી ડાંગરની ધાણી વગેરે હોમના દ્રવ્યો દ્વારા રાજા ઉપર અભિષેક કરવો.

ત્યાર પછી **'તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્'** — આ મંત્ર ભણી પૂર્વ દિશાના કુંડમાં હોમના દ્રવ્યની એકસો આઠ આહુતિ આપવી. મંત્રના અંતે **'સ્વાહા'** બોલવું.

આચાર્યે કાળાં વસ્ત્ર પહેરી 'અઘોર' મંત્ર દ્વારા દક્ષિણ દિશાના કુંડમાં ઉપર પ્રમાણે આહુતિ આપવી. મંત્રના અંતે 'સ્વાહા' બોલવું.

ત્યાર પછી **'સદ્યોજાતં પ્રપદ્યામિ સદ્યોજાતાય વૈ નમો નમઃ। ભવે ભવેનાતિ ભવે ભવસ્યમાં ભવોદ્ભવાય નમઃ।'** આ મંત્ર દ્વારા પશ્ચિમ દિશાના કુંડમાં 'સ્વાહા' બોલી હોમ કરવો.

**'વામદેવાય નમો જ્યેષ્ઠાય નમઃ શ્રેષ્ઠાય નમો રુદ્રાય નમઃ૦'** મંત્ર ભણી ઉત્તર દિશાના કુંડમાં 'સ્વાહા' બોલી દ્રવ્યની એકસો આઠ આહુતિ આપવી.

હવે વિદિશિમાં હોમ કરવાનો વિધિ કહે છે.

**'યો રુદ્રોઽગ્નૌ યોરુદ્રોઽએસ્ન્તર્યો રુદ્ર ઓષધીર્વીરુધ આવિવેશ। યો રુદ્ર ઇમા વિશ્વા ભુવનાનિ ચક્લૃપે તસ્મૈ રુદ્રાય નમો નમઃ।'** આ રુદ્ર દેવતાના મંત્ર સહિત **'જાતવેદસે સુનવામ સોમમરાતીયતો નિદહાતિ વેદ। સ નઃ પર્ષદતિ દુર્ગાણિ વિશ્વા નાવેવ સિન્ધું દુરિતાત્યગ્નિઃ।'** — આ ઋચા ભણી અગ્નિકોણના કુંડમાં વિધિસર હોમ કરવો.

ત્યાર પછી નૈર્ઋત્યકોણમાં કુંડમાં હોમના દ્રવ્યની ૧૦૮ આહુતિ નીચેના મંત્ર દ્વારા આપવી. **'નિમિ નિશિ દિશ સ્વાહા ખડ્ગ રાક્ષસ ભેદન। રુધિરાજ્યાર્દ્રનૈર્ઋત્યે સ્વાહા નમઃ સ્વધા નમઃ।'**

વાયવ્ય દિશામાં આવેલ અગ્નિના કુંડમાં હોમના દ્રવ્યની ૧૦૮ આહુતિ — **'ઈશાનઃ સર્વવિદ્યાનામીશ્વરઃ સર્વભૂતાનાં બ્રહ્માધિપતિર્બ્રહ્મણોઽધિપતિર્બ્રહ્મા। શિવો મે અસ્તુ સદાશિવોઽમ્।'** — આ મંત્ર ભણી આપવી.

આ જ પ્રમાણે ઇશાન દિશામાંના અગ્નિના કુંડમાં હોમના દ્રવ્યની ૧૦૮ આહુતિ આ મંત્ર ભણી આપવી – **'ઈશાનાય કદ્રુદ્રાય પ્રચેતસે ત્ર્યમ્બકાય શર્વાય તન્નો રુદ્રઃ પ્રચોદયાત્!'**

મધ્યે રહેલ કુંડમાં એટલે કે રુદ્રના કુંડમાં રાજાએ **'ઈશાનઃ સર્વવિદ્યાનામીશ્વરઃ સર્વભૂતાનામ્૦'** મંત્ર દ્વારા દરેક હોમના દ્રવ્યની એક હજાર આહુતિ આપી હોમ કરવો. હોમના અંતે 'અઘોર' મંત્ર દ્વારા પ્રાયશ્ચિત્ત કરવું. રાજાના દેહને સુગંધી દ્રવ્યોનું અનુલેપન કરવું. તે વખતે શંખ વગાડવા, ઢોલ તથા નગારાં વગાડવાં; 'જય થાઓ! જય થાઓ!' આમ બોલવું તથા પવિત્ર વેદનો ઘોષ કરવો; પંચગવ્ય દ્વારા રાજા ઉપર અભિષેક કરવો; રુદ્રાધ્યાય ભણવો. રાજાએ રુદ્રાક્ષની માળા ધારણ કરવી અને દેહે ભસ્મ ચોપડવી. રાજ્યાભિષેક અર્થે શંખ, ચામર, છત્ર, ધ્વજા, પતાકા તથા પાલખી વગેરે નૃપના ચિહ્નો ભેગા કરવાં. મંડપની પૂર્વ વગેરે ચાર દિશાઓમાં ક્રમાનુસાર ખાખરો, ઊંબરો, પીપળો તથા વડની બાર આંગળી મુજબની પર્ણયુક્ત શાખાઓનું તોરણ બાંધવું, એટલે કે પૂર્વ દિશામાં ખાખરાનું, દક્ષિણ દિશામાં ઊંબરાનું, પશ્ચિમમાં પીપળાનું તથા ઉત્તર દિશામાં વડની શાખાઓનું તોરણ બાંધવું. તોરણની પટ્ટીઓ રેશમી વસ્ત્રની લેવી. રાજ્યાભિષેક અર્થે ક્ષત્રિય વર્ણના રાજાને જ નૃપના ચિહ્નો – છત્ર, ચામર વગેરે ધારણ કરવાનો અધિકારી માન્યો છે, બીજા વર્ણના રાજાને નહીં. મંડપના દ્વાર સામે કુંભ મૂકવા. એ કુંભોને આઠ આંગળના માપની દર્ભની માળાથી યુક્ત કરવા. આઠે દિશાઓમાં ધ્વજાઓ ફરકાવવી. મંડપને હેમનાં તોરણ તથા કુંભો દ્વારા ભૂષિત કરવો.

ત્યાર પછી **'તન્મહેશાય વિદ્મહે વાગ્વિશુદ્ધાય ધીમહિ। તન્નઃ શિવઃ પ્રચોદયાત્!'** આ મંત્ર ભણી રાજાને શિવના કુંભમાંના જળ દ્વારા સ્નાન કરાવવું અથવા વર્ધનીરૂપ ગૌરી ગાયત્રી મંત્ર – **ગણામ્બિકાયૈ વિદ્મહે મહાતપાયૈ ધીમહિ તન્નો ગૌરી પ્રચોદયાત્** – અથવા રુદ્રાધ્યાય દ્વારા રાજા ઉપર અભિષેક કરવો. રાજાને રેશમી વસ્ત્રો પહેરાવવાં. રત્નજડિત સોનાનાં દિવ્ય અલંકાર તથા મુકુટ પહેરાવવા. નવ રત્નો દ્વારા રાજાને અલંકૃત કરવો. ત્યાર પછી રાજાએ ગુરુને દક્ષિણા આપવી. વસ્ત્રો ઓઢાડેલી દશ ગાય તથા ફળદ્રુપ જમીન આપવી. સો દ્રોણ તલ તથા સો દ્રોણ* ચોખા આપવા. શયન અર્થે એક પલંગ તથા તેના ઉપર ઓશિકું શૈયા સહિત આપવું અને વાહન આપવું. ત્રીસ પલ એટલે કે એકસોવીસ તોલા સુવર્ણ આપવું. બાકીના અન્ય સર્વ દ્વિજોને તેના કરતાં અડધી તથા શિવના ભક્તોને તેના કરતાં પણ અડધી દક્ષિણા આપવી.

ગુરુને દક્ષિણા આપ્યા બાદ રાજાએ શિવની મહાપૂજા કરવી. આ મુજબ સંક્ષિપ્તમાં જયાભિષેકનો વિધિ જણાવ્યો છે.

અગાઉ શક્ર ઉપર આ મુજબ અભિષેક કરવામાં આવ્યો હતો, આથી તેને ઇન્દ્રત્વ મળ્યું હતું. આ જ પ્રમાણે બ્રહ્માને બ્રહ્મત્વ, વિષ્ણુને વિષ્ણુત્વ, અંબિકાને અંબિકાપણું તથા સાવિત્રી, લક્ષ્મીદેવી અને કાત્યાયનીને અતુલ સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું.

---

* એક દ્રોણ અર્થાત્ એંશી તોલાના શેરના પ્રમાણે બત્રીસ શેર વજનનું પ્રમાણ. ચાલુ માપ મુજબ લગભગ ૩૨ કિલો વજન જાણવું.

પૂર્વે આ જ પ્રમાણે નંદીએ રુદ્રાધ્યાય દ્વારા રુદ્ર ઉપર અભિષેક કર્યો હતો. આથી તેણે મૃત્યુ ઉપર વિજય મેળવ્યો હતો. મહાશક્તિશાળી તારકાસુર તથા વિદ્યુન્માલી નામક અસુરોએ પણ શિવ ઉપર અભિષેક કર્યો હતો. આથી તેમને દેવો જીતી શક્યા ન હતા. વિષ્ણુએ અભિષેક કર્યો હતો. આથી તેમણે હિરણ્યાક્ષને જીતી લીધો હતો. આ જ પ્રમાણે નૃસિંહે અગાઉ હિરણ્યકશિપુ દૈત્યને હણ્યો હતો. સ્કંદે અભિષેક કરવાથી તેમણે તારકાસુરનો વધ કર્યો હતો. કૃતકૃત્યા નામક દેવીએ વસુદેવ તથા સુદેવને મારી નાખ્યા હતા. દેવાસુર સંગ્રામમાં દેવોએ દૈત્યોને જીત્યા હતા. આ જ પ્રમાણે અન્ય રાજાઓએ અને બ્રાહ્મણોએ શિવના અભિષેકથી ઘણી દિવ્ય સિદ્ધિઓની પ્રાપ્તિ કરી હતી એમાં શંકા નથી. અહા! શંકરના અભિષેકના માહાત્મ્યનું શું વર્ણન કરવું! સિદ્ધોએ શિવ પર અભિષેક કરવાથી મૃત્યુને જીત્યું હતું. કરોડો કલ્પોમાં કરેલા પાપો દ્વારા રાજા અભિષેક દ્વારા મુક્ત થાય છે. ક્ષય તથા કોઢ જેવા વ્યાધિથી રાજા મુક્ત બને છે. પુત્ર તથા પૌત્ર વગેરેથી યુક્ત થાય છે તથા હંમેશા વિજયી થાય છે. પ્રજાનો પ્રેમ મેળવે છે તથા ઇન્દ્ર જેવું ઐશ્વર્ય પામે છે. ધર્મમાં પ્રીતિવાળો તે રાજા આનંદ અનુભવે છે.

હે સ્વાયંભુવ મનુ! રાજાઓ ઉપર ઉપકાર કરવાના ઉદ્દેશથી જયાભિષેકનું આ પરમપવિત્ર ફળ તમને જણાવ્યું. ૧-૨૮૪

ઉદ્દેશમાત્રં કથિતં ફલં પરમશોભનમ્।
નૃપાણામુપકારાય સ્વાયંભુશ્ચ મનો મયા॥૨૮૪॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'જ્યાભિષેક તથા આવરણપૂજાવર્ણન' નામનો ૨૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૨૮મો

# તુલાપુરુષારોહણ આદિ દાનવિધિ



સૂત ઉવાચ॥
સ્નાત્વા દેવં નમસ્કૃત્ય દેવદેવમુમાપતિમ્।
દિવ્યેન ચક્ષુષા રુદ્રં નીલલોહિતમીશ્વરમ્॥૧॥

સૂત બોલ્યા: સ્વાયંભુવ મનુએ સ્નાન કરી શિવનું પૂજન કર્યા બાદ તેમને પ્રણામ કર્યા. દિવ્ય આંખોથી નીલલોહિત ભગવાન શિવનાં તેમણે દર્શન કર્યા તથા ત્યાર પછી રુદ્રાધ્યાય દ્વારા ભગવાન શિવની મનુએ પ્રાર્થના કરી. મહાદેવ પ્રાર્થનાથી પ્રસન્ન થયા. ત્યાર પછી શિવે મનુને કહ્યું કે, 'રાજ્યના અંતે કર્મથી તમને મુક્તિ મળશે. તમારી અભિલાષા છે તે પૂરી થશે,' આટલું કહી ભગવાન શિવ ત્યાં જ અંતર્ધાન થયા. ત્યાર પછી ભગવાન શિવ મહાવૃષભ નંદી ઉપર આરોહણ કરે તેમ મહામેરુ ઉપર તેમણે આરોહણ કર્યું. ત્યાં તેમણે બ્રહ્મપુત્ર, યોગના ઐશ્વર્ય દ્વારા યુક્ત, સુવર્ણ જેવા કાંતિમાન સનત્કુમારને

જોયા. બ્રહ્મરૂપી તે પવિત્ર તથા બ્રહ્મનિષ્ઠ મુનિને મનુએ નમસ્કાર કર્યા. બંને હસ્ત જોડી મહા તેજસ્વી મનુએ તેમની પ્રાર્થના કરી. તેથી તે મુનિ હર્ષિત થઈ રોમાંચિત થયા તથા કરુણાથી તેમને કહેવા લાગ્યા.

સનત્કુમાર બોલ્યાઃ હે દયાસાગર! તમે ભગવાન શિવનાં દર્શન કર્યાં છે; તમે તેમની પાસે જયાભિષેકનો વિધિ મેળવ્યો છે.' ત્યાર પછી તમારી કાંઈ કહેવાની ઇચ્છા હોય તો કહો!

આ મુજબ સનત્કુમારે કહ્યું. આથી મનુએ તેમને પોતાનો મનોભાવ નિવેદન કરતાં પૂછ્યું કે, હે વિભો! કર્મ કરવાને કારણે મોક્ષ કઈ રીતે મળે? ફક્ત કર્મ દ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે કે જ્ઞાન દ્વારા મોક્ષ મળે છે? અથવા તો શું કર્મ સાથે જ્ઞાન દ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે?

મનુના આ વચન સુણીને શ્રુતિઓનાં સારને જાણનારા ભગવાન સનત્કુમારે તેમને જણાવ્યું કે, કર્મથી ક્રમાનુસાર મોક્ષ પ્રાપ્ત થાય છે, કર્મ તથા જ્ઞાન દ્વારા પણ થાય છે પણ જ્ઞાન દ્વારા હે મુને! પળવારમાં મુક્તિ મળે છે.

અગાઉ નંદીનો તિરસ્કાર કરવાને કારણે તેમણે મને શ્રાપ આપ્યો હતો અને તેના કારણે હું ઊંટ બન્યો હતો. ત્યાર બાદ તેમણે મારા ઉપર અનુગ્રહ કર્યો, સમર્થ નંદી મારા ઉપર પ્રસન્ન થયા, આથી મેં શિવપૂજન કર્યું. તેમના પ્રભાવને કારણે જ હું બ્રહ્માનો પુત્ર થયો. પ્રસન્ન થયેલા નંદીએ મને શ્રેષ્ઠ ગતિરૂપ મોક્ષના માર્ગ અંગે બોધ આપ્યો. તેમનો ઉપદેશ સુણીને હું દિવ્ય અવસ્થાને પ્રાપ્ત થયો. નંદીએ કર્મથી જ રાજાઓને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની પ્રાપ્તિ થતી હોવાનું જણાવ્યું છે. મુક્તિ પ્રાપ્તિની ઇચ્છા હોય તો શંકરની આજ્ઞા મુજબ શિવધર્મ અનુસાર શિવપૂજન કરવું. આના સિવાય મુક્તિ મળતી નથી.

વળી કર્મથી મોક્ષની પ્રાપ્તિ કરવા અર્થે નંદીએ તુલા આરોહણ વગેરે સોળ જાતનાં દાનકર્મ જણાવ્યાં છે, તે તમે બરાબર સુણોઃ

સૂર્ય તથા ચન્દ્ર દક્ષિણથી ઉત્તરમાં કે ઉત્તરથી દક્ષિણમાં જે દિવસે ગતિ કરતા હોય તે અયનના દિવસે; દિવસ અને રાત્રિ જ્યારે સરખા થતાં હોય તે વિષુવ દિવસે; વ્યતિપાતયોગ હોય ત્યારે, ક્ષયતિથિએ; સૂર્ય એક રાશિમાંથી બીજી રાશિમાં સંક્રમણ કરે ત્યારે સંક્રાંતિના દિવસે; પૂર્ણિમા અથવા અમાવાસ્યાના દિવસે; ગ્રહણના દિવસે; કાર્તિક શુક્લ નવમી, ચૈત્ર શુક્લ પ્રતિપદા આદિ મન્વાદિ તિથિઓમાં; યજ્ઞોત્સવ અને વિવાહ વગેરે દિવસોએ, ખરાબ સ્વપ્નું આવ્યું હોય તે દિવસે; દ્રવ્યનો લાભ થયો હોય ત્યારે; દ્વિજનો આશિષ મળે તે દિવસે અથવા જે દિવસે દાનકર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યારે, તીર્થસ્થાનમાં અથવા ઘરમાં, ગાયનો વાડો હોય તે જગ્યાએ, કૂવા નજીક કે બગીચામાં, નદીકિનારે અથવા કોઈ પણ જળાશયના નજીકમાં, દેવાલયમાં અથવા સુંદર તળાવ પાસે સંસારથી ભય પામેલા મનુષ્યે પવિત્ર સ્થાને મહાદાન આપવાં.

તે કર્મ કરવા પ્રથમ વીસ હાથનો એક સ્થિર મંડપ સ્થાપવો. અઢાર હાથ કે સોળ હાથના પ્રમાણ વિસ્તારનો પણ મંડપ બનાવી શકાય! તેના મધ્ય ભાગે નવ હાથની વેદી કરવી. આટ હાથ, સાત, બે અથવા અડધા હાથના માપની પણ વેદી થઈ શકે! આવી વેદી પાસે બાર થાંભલા ઊભા કરીને વચ્ચે સુંદર તુલા (ત્રાજવા)નું નિર્માણ કરવું. તેની ચારે તરફ ચાર ખૂણાવાળા ચતુષ્કોણ નવ કુંડ કરવા. બ્રહ્માના પુત્ર હે

મનુ! ઇશાન તથા પૂર્વ દિશાની વચ્ચે ચતુષ્કોણ અને તેના પર યોનિનો આકાર દર્શાવતો પ્રધાન કુંડ બનાવવો. સ્ત્રીઓના કુંડો યોનિ આકારના બનાવવા. કુંડો અલગ અલગ આકૃતિના — અર્ધચન્દ્ર, ત્રિકોણ, વર્તુળ એટલે કે ગોળ, ષટ્કોણ અથવા પદ્માકાર અષ્ટકોણ બનાવવા. કુંડ રચવાનું ન બની શકે તો ફક્ત સ્થંડિલ-વેદી બનાવવી.

મંડપને ચાર દ્વાર રાખવાં. ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ તથા સુપ્રતીક — આ આઠ દિગ્ગજોને દર્ભની માળા પહેરાવી ક્રમાનુસાર પૂર્વ દિશા દ્વારા ઇશાનકોણ સુધી આઠે દિશાઓમાં મંડપની અંદર તેમની સ્થાપના કરવી. પૂર્વ દિશામાં ઐરાવત, અગ્નિકોણમાં પુંડરીક, દક્ષિણ દિશામાં વામન, નૈર્ઋત્યકોણમાં કુમુદ વગેરે દિગ્ગજો, ક્રમ મુજબ બેસાડવા. તેમ જ મૃગરાજ, વૃષ, નાગ, કળશ, પંખો, ધજા, ભેરી (નગારું) તથા દીપ — આ આઠ માંગલિક ચિહ્નોથી યુક્ત ચંદરવો મંડપની ઉપર બાંધવો.

હવે તુલા બનાવવા સ્તંભો જે વૃક્ષના હોવા જોઇએ તે કહે છે : બિલ્વ, અશ્વત્થ, પલાશ વગેરે વૃક્ષોના કાષ્ઠ દ્વારા સ્તંભ બનાવવા અથવા ફક્ત ખાખરાના સ્તંભનું નિર્માણ કરવું. એક જ વૃક્ષના કાષ્ઠમાંથી સમસ્ત સ્તંભ બનાવવા અથવા વાંસના સ્તંભ કરવા.

બે હસ્ત માપની જમીન ઉપર આઠ હાથ ઊંચા આઠ વેંતના ઘેરાવાના ગોળ સ્તંભ તુલા નિર્માણ કરવા રોપવા. સ્તંભ સડેલા ન હોવા જોઇએ. બે સ્તંભ વચમાં છ હાથ અથવા ચાર હાથનું અંતર રાખવું. સ્તંભોના ઉપરના ભાગે પણ છ હાથનું અંતર રાખવું. એ બે સ્તંભોની ઉપર છન્નુ આંગળના ઘેરાવાનો એક આડો તુલાદંડ ગોઠવવો. એની નાભિ મધ્ય ભાગે રાખવી. ઊભા કરેલા બે સ્તંભો અને તુલાદંડની વચમાં બંને તરફ બે-બે વેંત જગ્યા રાખીને તુલા દંડના બંને નાકાઓ ઉપર છિદ્ર બનાવીને તેમાં બે-બે વેંત માપનાં બે આંગળ જાડાઇનાં બે વલય-કડાં નાખવાં. એ બંને કડાંમાં ત્રણ-ત્રણ અવલંબન પાંચ-પાંચ હાથનાં રાખવાં. શૃંખલારૂપ એ ત્રણ-ત્રણ અવલંબન તાંબાનાં કે પિત્તળનાં બે આંગળ જાડાઇનાં બનાવવાં. ઉપરનાં કડાં પણ એવાં જ રાખવાં. કડાં અથવા શૃંખલા લોખંડનાં તો કરવાં જ નહીં. તુલા બનાવવાના સ્તંભ ઉત્તર દ્વાર પાસે રોપવા. તુલાના સ્તંભ તથા તુલાદંડ પર સોનાનાં પતરાં બેસાડવાં. પાંચ પ્રાદેશ વિસ્તારના તથા એક હજાર અથવા આઠસો અથવા છસો પલના વજનનાં તાંબાનાં બે ધારક (ત્રાજવાં) કરવાં. (એક પલ વજન અર્થાત્ ચાર તોલા વજન જાણવું.) ધારકનો વિસ્તાર ચાલ તાલ રાખવો. (અંગૂઠાથી મધ્યમા આંગળીના ટેરવા સુધીના વિસ્તારને એક તાલનું માપ સમજવું.) ત્રાજવાનું તળિયું જમીનથી એક પ્રાદેશ (તર્જની તથા અંગૂઠાના વચ્ચેના અંતર) જેટલું ઊંચું રહેવું જોઇએ.

પુરુષની ઊંચાઇના પ્રમાણની બે કોઠી લેવી. તેમાં રેતી ભરવી. પછી તે બંને કોઠીઓ વેદી દ્વારા ઇશાનકોણમાં બે ભુજા જેટલો ખાડો કરીને તેમાં મૂકવી. તે કોઠીઓમાં શંકરનું સ્થાપન કરવું.

હવે વેદી ઉપર આઠ આંગળનું એક મંડળ રચવું. તેની આજુબાજુ ફળ, પુષ્પ, ધૂપ તથા દીપ વગેરે મૂકવાં. આઠ આંગળનું અષ્ટદળ કમળ વેદીની મધ્યમાં આલેખવું. તેમાં કર્ણિકા અને કેસરા આલેખી તે મંડળને સુશોભિત બનાવવું. તેમાં મંગળ ચિહ્ન દર્શાવવાં. પૂર્વ દિશામાં વજ્ર આલેખવું.

અગ્નિકોણમાં શક્તિનું આલેખન કરવું. દક્ષિણ દિશામાં દંડ, નૈર્ઋત્યમાં ખડ્ગ; પશ્ચિમ દિશામાં પાશ; વાયવ્યમાં ધ્વજ, ઉત્તરમાં ગદા તથા ઇશાનકોણમાં શૂલ આલેખવાં. શૂલની ડાબી તરફ ચક્ર તથા જમણી બાજુ પદ્મ આલેખવું.

આ મુજબ આલેખન કર્યા બાદ હોમકર્મનો પ્રારંભ કરવો. પ્રધાન દેવતાનો હોમ ગાયત્રી મંત્ર — **તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્** — દ્વારા કરવો. અંતમાં **'સ્વાહા'** બોલવું, દિશાઓના ઇન્દ્ર વગેરે દેવતા, વહ્નિ, યમ, રાક્ષસ, વરુણ, વાયુ, કુબેર, તથા ઈશ્વર નિમિત્તે હોમ કરવો, વિષ્ણુ તથા બ્રહ્માને આહુતિઓ આપવી. જયા વગેરેને આહુતિ આપીને હોમ કરવો. મંત્રના આદિમાં પ્રણવમંત્ર અને અંતમાં 'સ્વાહા' બોલવું. સ્વિષ્ટકૃત્ હોમ સુધી બધું કાર્ય વિધિસર કરવું. સર્વ હોમ તથા અગ્ર હોમ એટલે કે પ્રધાન દેવતાના હોમમાં પલાશની સમિધા લેવી. નીચે લખેલા મંત્ર દ્વારા એકવીસ સમિધાનો હોમ કરવો. મંત્ર આ મુજબ છેઃ **'અયંતઇધ્મઆત્માજાતવેદસ્તેનેધ્યસ્વવર્ધસ્વ ચેદ્ધવર્ધયચાસ્માન્પ્રજયાપશુભિર્બ્રહ્મવર્ચસેનાન્નાદ્યેન સમેધય સ્વાહા ભૂઃ સ્વાહા ભુવઃ સ્વાહા સ્વઃ સ્વાહા ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા॥'** — આ મંત્ર ભણી પ્રથમ ૨૧ સમિધા હોમવી. પછી ચરુ તથા ઘૃતની આહુતિ આપી હોમ કરવો. શ્વેત અન્નનો પાયસ તથા ખીચડી આદિ મગનું અન્ન ચરુ કહેવાય છે. ચરુની એક હજાર અથવા પાંચસો કે એકસો આઠ આહુતિ આપવી.

અગ્નિના ત્રણ મંત્ર કહે છે — **'અગ્ન આયૂંષિ પવસ આસુવોર્જમિષં ચ નઃ। આરે બાધસ્વ દુચ્છુનામ્॥૧॥**

**અગ્નિર્ઋષિઃ પવમાનઃ પાઞ્ચજન્યઃ પુરોહિતઃ। તમીમહે મહાગયમ્॥૨॥**

**અગ્ને પવસ્વ સ્વપા અસ્મે વર્ચઃ સુવીર્યમ્। દધદ્રયિં મયિ પોષમ્॥૩॥**

પ્રજાપતિનો મંત્ર કહે છે — **'પ્રજાપતે ન ત્વદેતાન્યન્યો વિશ્વાજાતાનિ પરિતા બભૂવ। યત્કામાસ્તે જુહુમસ્તન્નો અસ્તુ વયં સ્યામ પતયો રયીણામ્॥'**

રુદ્ર ગાયત્રી — **'તત્પુરુષાય વિદ્મહે૦'** મંત્ર દ્વારા પ્રધાનદેવતા નિમિત્તે સમિધા દ્વારા હોમ કરવો. ચરુ અને આજ્ય એટલે કે ઘી દ્વારા ઇન્દ્ર વગેરે દેવો માટે હોમ કરવો. વજ્ર વગેરે અર્થે પાંચસો આહુતિ આપી હોમ કરવો.

**'બ્રહ્મજજ્ઞાનં પ્રથમં પુરસ્તાત્૦'** મંત્ર દ્વારા બ્રહ્માને આહુતિ આપવી. **'નારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ। તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્॥'** આ ગાયત્રી મંત્ર દ્વારા વિષ્ણુને આહુતિ આપી હોમ કરવો. આ વિશેષ હોમ તરીકે ઓળખાય છે.

હવે દૂધમાં ઝબોળેલી દૂર્વા દ્વારા પચીસ આહુતિ નીચે લખેલા મંત્ર ભણીને આપવી.

**'ત્ર્યમ્બકં યજામહે સુગંધિમ્પુષ્ટિવર્ધનમ્। ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય મામૃતાત્।'**
આ દૂર્વા હોમ તથા વાસ્તુ હોમ ખૂબ જ કલ્યાણકારી છે. અઘોરમંત્ર દ્વારા ઘૃતની દશ હજાર આહુતિ આપીને પ્રાયશ્ચિત્ત કરવું. બ્રહ્માને શિવની જમણી બાજુ તથા વિષ્ણુને ડાબી બાજુ સ્થાપિત કરીને તેમના મધ્યે દેવી ઉમા સાથે જગતના ગુરુ શંકરની સ્થાપના કરવી. તેમની આજુબાજુની પૂર્વ વગેરે દિશાઓમાં ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર અને ઇશાનનું સ્થાપન કરવું.

ત્યાર પછી આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ તથા દિવાકર સહિત ઉષા, પ્રભા, પ્રજ્ઞા, સંધ્યા તથા સાવિત્રીનું સ્થાપન કરવું. પાંચ રીતથી વિધિસર એમની પૂજા કરવી. વિષ્ટરા, સુભગા, વર્ધની, પ્રદક્ષિણા તથા આપ્યાયની દેવીઓની પૂજા કરવી. અષ્ટદળ કમળ પર પૂર્વાદિ દિશાઓમાં ક્રમાનુસાર દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમલા, અમોઘા તથા વિદ્યુતા — આ શક્તિઓનું સ્થાપન કરવું. કમળના મધ્ય ભાગે સર્વતોમુખી શક્તિનું સ્થાપન કરવું.

હોમકર્મના આરંભે સોમ, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુની પૂજા કરી બધી શક્તિઓની પૂજા કરવી તથા તેમના નિમિત્તે આહુતિ આપીને હોમ કરવો. દરેક દેવતાના મંત્ર દ્વારા ઘીની એકસોઆઠ આહુતિ દરેક દેવને ઉદ્દેશી આપવી.

આ મુજબ વિધિસર પૂજન અને હોમ વગેરે કર્યા બાદ તુલાદાન કરવાના દિવસે શિવતત્ત્વના પારગામી, દિવ્ય અધ્યયન દ્વારા સંપન્ન યોગીઓને જમાડવા.

હોમકાર્યના અંતમાં રાજાને વિધિસર ત્રાજવામાં જમણી બાજુ બેસાડવો. તે વખતે દ્વિજોએ રુદ્રાધ્યાયનો પાઠ કરવો. યજમાન એટલે કે રાજાએ રુદ્ર ગાયત્રી મંત્રનો જપ કરવો. રાજાએ તે વખતે અલંકારો ધારણ કરવા. ખડ્ગ અને રાજદંડ દ્વારા સજ્જ થવું. તુલામાં એકાદ પળ બેસી રાજાએ સૂર્યબિંબ સામે જોવું. યજમાન જો બ્રાહ્મણ હોય તો તેણે હસ્તમાં દર્ભનો જૂડો લેવો. બ્રાહ્મણોએ તે વખતે સ્વસ્તિવાચન કરવું, પુણ્યાહવાચન કરવું, જયઘોષ કરવો, વેદપાઠ કરવો, મંગળ શબ્દોનો ઉચ્ચાર કરવો, નૃત્ય કરવું, વાદ્ય વગાડવા તથા ગીત ગાવાં. તે વખતે રાજાએ ડાબી બાજુના ત્રાજવામાં પોતાના વજન જેટલું સોનું મૂકવું, બંને ત્રાજવાંનું વજન સરખું થાય તેમ કરવું એટલે કે ત્રાજવાનાં બંને પલ્લાં સરખા થાય તેટલો તુલાભાર થાય છે. સોનાનું વજન જો સો નિષ્ક થાય તો શ્રેષ્ઠ, પચાસ નિષ્ક થાય તો મધ્યમ તથા પચીસ નિષ્ક થાય તો કનિષ્ઠ જાણવું. (એક નિષ્ક એટલે ૧૦૮ તોલા વજન જાણવું.) ત્યાર પછી બે વસ્ત્ર, પાઘડી, સોનાનાં કુંડળ, સુવર્ણનો હાર, વીંટી તથા પોંચી — આટલી વસ્તુઓ રાજાએ ભસ્મ ધારણ કરેલા તથા પાશુપત વ્રતની દીક્ષા લીધેલા મનુષ્યને આપવી. બીજી પણ આટલી જ વસ્તુઓ તુલારોહણ કર્મ કરાવનાર દ્વિજોને રાજાએ આપવી. અન્ય યોગીઓને દક્ષિણારૂપે સો, પચાસ અથવા પચીસ સુવર્ણમુદ્રાઓ આપવી. યજ્ઞની બધી સામગ્રી આચાર્યને આપવી. બધા બ્રાહ્મણો કરતાં આચાર્યને બમણી દક્ષિણા આપવી. અન્ય બ્રહ્મચારીઓને એક-એક સુવર્ણમુદ્રા આપવી. પોતાના વજન જેટલું થયેલા તુલામાંનું સોનું શિવને અર્પવું. તદુપરાંત કોટ સાથેનો એક મહેલ, સુવર્ણ પુષ્પ, નગારું, ખડ્ગ પણ શંકરને આપવાં. આચાર્ય એવા બ્રાહ્મણોને તેમ જ ખાસ કરીને ભસ્માંગ મનુષ્યોને પણ રાજાએ સુવર્ણનું દાન આપવું. કારાગારમાંથી બધા કેદીઓને રાજાએ મુક્ત કરવા.

ત્યાર પછી '**તત્પુરુષાય વિદ્મહે૦**' — આ રુદ્ર ગાયત્રી ભણી ભગવાન શિવ ઉપર એક હજાર કળશ દ્વારા પાણીનો અભિષેક કરવો અથવા ફક્ત ઘૃત દ્વારા દેવોના દેવ ઉમાપતિ ઉપર અભિષેક કરવો. દૂધ, દહીં અથવા બધા દ્રવ્યો દ્વારા બ્રહ્મકૂર્ચ, પંચગવ્ય દ્વારા અભિષેક કરવો. ગોમૂત્ર તથા ગોમયનો અભિષેક પ્રણવમંત્ર દ્વારા કરવો. આ જ પ્રમાણે '**આપ્યાયસ્વ૦**' મંત્ર દ્વારા દૂધ, '**દધિક્રાવ્ણો૦**' દ્વારા દહીં તથા

**'તેજોઽસિ૦'** મંત્ર દ્વારા ઘૃતાભિષેક કરવો. કળશમાં નાખેલ દર્ભયુક્ત પાણી દ્વારા અભિષેક કરતી વખતે **'દેવસ્ય ત્વા૦'** મંત્ર ભણવો અથવા તો બધી જાતનો અભિષેક રુદ્ર અધ્યાય ભણીને કરવો.

વિષ્ણુએ, તંડિએ અથવા દક્ષે કહેલા શંભુનાં સહસ્ર નામો દ્વારા એકહજાર કળશથી ભગવાન શિવને સ્નાન કરાવવું. ત્યાર પછી શંકરની ભક્તિથી મહાપૂજા કરવી. શિવપૂજન કરનારા પોતાના આચાર્યને દક્ષિણા આપવી. તુલાદ્રવ્ય અંગેની દક્ષિણા બધા ઋત્વિજોને-બ્રાહ્મણોને આપવી.

દીન, અંધ, સેવક વર્ગ, બાળકો, વૃદ્ધો તથા દુઃખીજનોને આદરથી જમાડવા તથા તેમને દક્ષિણા પણ આપવી. ૧-૯૬

**દીનાન્ધકૃપણાનાં ચ બાલવૃદ્ધકૃશાતુરાન્।**
**ભોજયેચ્ચ વિધાનેન દક્ષિણામપિ દાપયેત્॥૧૬॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'તુલાપુરુષારોહણ આદિ દાનવિધિ' નામનો ૨૮મો અધ્યાય સંપૂર્ણ*

❀ ❀ ❀

## અધ્યાય ૨૯મો

# હિરણ્યગર્ભદાન



**સનત્કુમાર ઉવાચ॥**
**તુલા તે કથિતા હ્યેષા આદ્યા સામાન્યરૂપિણી।**
**હિરણ્યગર્ભં વક્ષ્યામિ દ્વિતીયં સર્વસિદ્ધિદમ્॥૧॥**

સનત્કુમાર બોલ્યાઃ આ અગાઉ તમને સામાન્ય રૂપનો પ્રથમ તુલાદાનનો વિધિ કહ્યો, હવે બધી સિદ્ધિઓને આપનાર અન્ય હિરણ્યગર્ભ દાનનો વિધિ જણાવું છું. બે સુવર્ણપાત્ર બનાવવાં. તેમાંનું એક અધઃપાત્ર એક હજાર તોલાનું તથા અન્ય ઊર્ધ્વ પાત્ર પાંચસો તોલાનું બનાવવું. તે અધઃપાત્ર અને ઊર્ધ્વપાત્રને બધા અલંકારો દ્વારા સુશોભિત કરવાં. અધઃપાત્રમાં બ્રહ્મા, વિષ્ણુ તથા અગ્નિરૂપિણી તેમજ ચોવીસ તત્ત્વોવાળી ચતુર્વિશકા ત્રિગુણાત્મિકા દેવીનું ધ્યાન કરવું. ઊર્ધ્વપાત્રમાં સત્ત્વ વગેરે ગુણોથી પર છવ્વીસ તત્ત્વવાળા ઉમાપતિ શિવ અને પોતાના વંશમાં પોતાની પૂર્વે થઈ ગયેલા પચ્ચીસ હિરણ્યગર્ભરૂપ પુરુષોનું ધ્યાન કરવું.

અગાઉના અધ્યાયમાં જણાવ્યા મુજબ બનાવેલી વેદી ઉપર આલેખેલા અષ્ટદળ કમળ મંડળ ઉપર ડાંગર પાથરી તેના મધ્યમાં તે અધઃપાત્ર અને ઊર્ધ્વપાત્ર સ્થાપિત કરી મૂકવાં. તે બંને પાત્રોને એકબીજાની ઉપર મૂકીને અડદના લોટના કલ્ક દ્વારા આલેપન કરવું. એટલે કે અધઃપાત્રની ઉપર ઊર્ધ્વપાત્ર મૂકીને અડદના લોટના કલ્પ દ્વારા લીંપીને એકાકાર કરવાં તથા નવાં વસ્ત્રો દ્વારા તેમને વેષ્ટિત કરવાં. ત્યાર પછી ઇશાન વગેરે પાંચ મંત્રો દ્વારા તેમની પંચોપચાર દ્વારા પૂજા કરવી; પૂર્વે જણાવેલ શિવપૂજન કરવું તથા

વિધિસર સમિધા, ચરુ અને આજ્યની આહુતિ આપીને હોમ કરવો. તે વખતે **'તત્પુરુષાય વિદ્મહે મહાદેવાય ધીમહિ તન્નો રુદ્રઃ પ્રચોદયાત્‌॥'** આ રુદ્ર ગાયત્રી મંત્ર ભણવો, ત્યાર પછી ત્રીસ તોલા સુવર્ણની એક સુંદર કન્યાની મૂર્તિ બનાવવી. તેને સોનાના આભૂષણ પહેરાવવા. વિધિસર લાજાયજ્ઞ કરી તે કન્યા શંકર સાથે પરણાવવી. 'લં' શક્તિબીજ દ્વારા આચાર્યે ગર્ભાધાન વગેરે ક્રિયા કરાવવી. સોળ સંસ્કાર કરવા. પુંસવન કર્મમાં રુદ્ર ગાયત્રી મંત્ર ભણી દુર્વાના અંકુરો દ્વારા કન્યાના જમણા પડખા ઉપર પાણી છાંટવું. કન્યાની સોનાની મૂર્તિને ઇશાન કોણમાં રાખી સીમંત કર્મમાં ઊંબરાનાં ફળ અને એકવીસ દર્ભ દ્વારા તેના ઉપર પાણીનું સિંચન કરવું. ક્રમાનુસાર બધા સંસ્કાર કરવા. અન્નપ્રાશન અર્થે બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવવું. જગતમાં વિજય અપાવનાર એ ગર્ભાધાન વગેરે ક્રિયા વેદના પારગામી બ્રાહ્મણોએ શક્તિબીજ દ્વારા કરાવવી. બાકીની બધી ક્રિયા તુલાદાન વિધિ મુજબ કરી અધઃપાત્ર અને ઊર્ધ્વપાત્ર શંકરને અર્પણ કરવાં. ૧-૧૩

એવં વિશ્વજિતાન્તા વૈ ગર્ભાધાનાદિકા ક્રિયા।
શક્તિબીજેન કર્તવ્યા બ્રાહ્મણૈર્વેદપારગૈઃ॥
શેષં સર્વં ચ વિધિવત્તુલાહેમવદાચરેત્‌॥૧૩॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'હિરણ્યગર્ભદાન' નામનો ૨૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૦મો

# તિલપર્વતદાનવિધિ



સનત્કુમાર ઉવાચ॥
અધુના સમ્પ્રવક્ષ્યામિ તિલપર્વતમુત્તમમ્‌।
પૂર્વોક્તસ્થાનકાલે તુ કૃત્વા સમ્પૂજ્ય યત્નતઃ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ હે મનુ! હવે હું તમને તલનો પર્વત બનાવીને તેના પવિત્ર દાનનો વિધિ જણાવું છું. આ અગાઉ કહેવાયેલા સ્થાને તથા સમયે શ્રદ્ધા સાથે વિધિસર શિવપૂજન કરવું. ત્યાર પછી રમણીય સમતલ પવિત્ર જમીનમાં વેદી કર્યા વગર દશ તાલના પ્રમાણનો એક દંડ રોપવો. (અંગૂઠાથી મધ્યમા અંગુલિના ટેરવા સુધીના વિસ્તારને એક તાલનું પ્રમાણ સમજવું.)

એ જમીન ઉપર પ્રથમ પાણીથી પ્રોક્ષણ કરવું. કર્મ કરાવનાર આચાર્યે એ પ્રદેશ ઉપર પંચગવ્ય છાંટવું. દંડ રોપવાના સ્થળ ઉપર અષ્ટદળ કમળનું મંડળ આલેખવું, એના ઉપર નવાં વસ્ત્ર પાથરવાં તથા તે વસ્ત્રો ઉપર સુંદર તથા સુગંધિત પુષ્પો વિખેરવાં. રોપેલા દંડ ઉપર તલનો ઢગલો કરવો. દંડ તલ દ્વારા ડૂબી જાય તથા તેના કરતાં એક પ્રાદેશ પ્રમાણ જેટલા પ્રમાણમાં તલ ઊંચા રહે તો તે તલપર્વતને શ્રેષ્ઠ ગણ્યો છે. એક પ્રાદેશથી ચાર આંગળ જેટલા ઓછા તલપર્વતને મધ્યમ જણાવ્યો છે તથા દંડના જેટલો જ તલપર્વત

કનિષ્ઠ સમજવામાં આવ્યો છે. દંડના માનથી ઓછો તલપર્વત કરવો નહીં. તે તલના પર્વતને નવાં વસ્ત્રો દ્વારા ઢાંકવો. ત્યાર પછી તેની પૂજા કરવી. **'સદ્યો જાતં'** આદિ મંત્રોનો તે પર્વતમાં ન્યાસ કરીને વિધિસર ભગવાન શિવનાં પાંચ મુખની પૂજા કરવી. આઠ દિશાઓમાં ઇન્દ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર તથા ઇશાન – આ આઠ લોકપાલનું સ્થાપન કરવું. આ આઠેય લોકપાલોની ત્રણ-ત્રણ તોલા સોનાની મૂર્તિઓ બનાવવી. તલના પર્વતરૂપ તથા તલના મધ્યમાં રહેલા દેવોના દેવ ભગવાન શિવની લોકપાલ સાથે પૂજા કરવી. અગાઉ જણાવ્યા મુજબ પલાશની સમિધા ચરુ અને ઘીની આહુતિઓ આપી હોમ કરવો. તે વખતે **'તત્પુરુષાય વિદ્મહે૦'** આ રુદ્ર ગાયત્રી મંત્ર ભણવો. તુલાભારમાં જણાવ્યા મુજબ બ્રાહ્મણોને દક્ષિણા આપવી. સહસ્ર કળશ દ્વારા શિવપૂજન કરવું. પોતાના ઇષ્ટજનોને શિવદર્શન કરાવવાં. વિધિસર પૂજા કર્યા બાદ દેવોનું વિસર્જન કરવું. દરિદ્ર શ્રોત્રિય બ્રાહ્મણને તિલપર્વતનું દાન કરવું. આ મુજબ તિલપર્વતના દાનને બધા દાનો કરતાં ઉત્તમ દાન હોવાનું કહ્યું છે. ૧-૧૩

**એવં તિલનગઃ પ્રોક્તઃ સર્વસ્માદધિકઃ પરઃ ॥૧૩॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'તિલપર્વતદાનવિધિ' નામનો ૩૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૩૧મો

# સૂક્ષ્મ પર્વતદાનવિધિ



**સનત્કુમાર ઉવાચ॥**

**અથાન્યં પ્રવત સૂક્ષ્મમલ્પદ્રવ્યં મહાફલમ્।**
**દ્રવ્યમાત્રોપસંયુક્તે કાલે મર્ત્યં વિધીયતે॥૧॥**

સનત્કુમાર બોલ્યાઃ હે મનુ! હવે સૂક્ષ્મ તથા અલ્પ દ્રવ્ય દ્વારા થતું મહાફળવાળું એક અન્ય દાન કહું છું. તેનું નામ સૂક્ષ્મ પર્વતદાન છે. આ દાન અલ્પ દ્રવ્ય દ્વારા થઈ શકે છે. જે વખતે જેટલું દ્રવ્ય મળે તેટલાથી આ દાન કરવું. અલ્પ તલ દ્વારા થતું આ દાન જે સ્થળે કરવાનું હોય તે જમીનને ગાયના છાણ દ્વારા લીંપવી. ત્યાર પછી તેના ઉપર અંબર નામક સુગંધી દ્રવ્યનો છંટકાવ કરવો. તે જમીન ઉપર ત્રણ ભાર એટલે કે ત્રણ ક્વિન્ટલ* તલનો ઢગલો કરવો. તલમાં કર્ણિકા તથા કેસરાથી યુક્ત અષ્ટદળ કમળનું આલેખન કરવું. ત્રણ ભાર તલ ન મળે તો દશ નિષ્ક એટલે કે ૧૦૮૦ તોલા તલ લેવા. તેટલા પણ લેવાનું ન બની શકે તો તેના કરતાં અડધા એટલે કે ૫૪૦ તોલા તલ લેવા. તેટલા પણ તલ ન આપી શકાય તો તેના કરતાં અડધા એટલે કે ૩ કિલોગ્રામ તથા ૨૬૫ ગ્રામ અથવા ૨૭૦ તોલા તલનું દાન કરવું. તલમાં આલેખેલા કમળમઃ મહેશ્વરનું સ્થાપન કરવું. અષ્ટદળોમાં વામા વગેરે આઠ શક્તિઓનું સ્થાપન કરવું. તેમની ચારે તરફ આઠ વિનાયકોની સ્થાપના કરવી. મહાદેવની અને વિનાયકોની

* એક ભાર વજન વીસ તુલાના બરાબર થાય છે. એક તુલા અર્થાત્ ૪૦૦ તોલા કે ૧૦ શેર વજન સમજવું. આ પ્રમાણે એક ભાર વજન એક ક્વિન્ટલ જેટલું થાય છે.

ત્રણ-ત્રણ તોલા સુવર્ણની પ્રતિમા બનાવીને કમળના મધ્ય ભાગે સ્થાપિત કરી શક્તિ અને વિનાયકો સાથે ગંધપુષ્પ વગેરે દ્વારા તેની પૂજા કરવી. બાકીની બધી ક્રિયા ઉપર જણાવેલા મહાદાનોની ક્રિયા મુજબ કરવી. ૧-૬

પૂર્વોક્તહેમમાનેન વિઘ્નેશાનપિ કારયેત્।
તાનભ્યર્ચ્ય વિધાનેન ગન્ધપુષ્પાદિભિઃ ક્રમાત્॥૬॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'સૂક્ષ્મ પર્વતદાનવિધિ' નામનો ૩૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૨મો

# સુવર્ણમેદિનીદાન



સનત્કુમાર ઉવાચ॥
જપહોમાર્ચનાદાનાભિષેકાદ્યં ચ પૂર્વવત્।
સુવર્ણમેદિનીદાનં પ્રવક્ષ્યામિ સમાસતઃ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ આ અગાઉ જણાવેલા દાનોના ક્રમમાં સુવર્ણમેદિની દાનનો વિધિ સંક્ષિપ્તમાં જણાવું છું. પ્રથમ જપ, હોમ, શિવપૂજન, આદાન તથા અભિષેક આદિ કર્મ અગાઉ મુજબ કરવાં. પવિત્ર સ્થળે શુભ કાળમાં બધા શુભ લક્ષણોથી યુક્ત એક અષ્ટદળ પદ્મ આલેખવું. તેના પર એક હજાર તોલા સોનાના પતરાની પૃથ્વીની પ્રતિમાનું નિર્માણ કરવું. તે એક હસ્તના પ્રમાણની ચતુષ્કોણ હોવી જોઇએ. એના મધ્યે મેરુ પર્વત હોય; સાત દ્વીપ અને સમુદ્રો તથા પર્વતોથી તેમજ બધા તીર્થોથી યુક્ત અથવા મધ્યમાં જંબૂદ્વીપવાળી પૃથ્વીની મૂર્તિ બનાવીને વેદીના મધ્યે આલેખેલા અષ્ટદળ ઉપર સ્થાપન કરવું. એક હજાર સોનાની મુદ્રાઓનો સાતમો ભાગ એટલે કે ૧૪૩ સોનાની મુદ્રાઓ તથા સુવર્ણમેદિની વિધિસર શિવભક્તને દાનમાં આપવી. અગાઉ જણાવ્યા મુજબ દક્ષિણા પણ આપવી. દાન આપતાં અગાઉ સહસ્ર કળશ દ્વારા શિવ ઉપર અભિષેક કરવો તથા શિવપૂજન કરવું. બધા દાનોમાં ઉત્તમ દાન એવું સુવર્ણમેદિનીનું દાન આ લિંગપુરાણમાં જણાવ્યું છે. ૧-૭

સહસ્રકલશાદ્યૈશ્ચ શંકરં પૂજયેચ્છિવમ્।
સુવર્ણમેદિનીપ્રોક્તં લિઙ્ગેઽસ્મિન્દાનમુત્તમમ્॥૭॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'સુવર્ણમેદિનીદાન' નામનો ૩૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૩મો

# કલ્પવૃક્ષદાન



સનત્કુમાર ઉવાચ॥
અથાન્યત્સમ્પ્રવક્ષ્યામિ કલ્પપાદપમુત્તમમ્।
શતનિષ્કેણ કૃત્વૈવં સર્વશાખાસમન્વિતમ્॥૧॥

સનત્કુમાર બોલ્યા: હે સ્વાયંભુવ મનુ! હવે કલ્પ વૃક્ષદાન નામક અન્ય એક ઉત્તમ દાન કહું છું. બધી શાખાઓથી યુક્ત કલ્પવૃક્ષનું દાન સો તોલા સોનાના પતરા ઉપર કલ્પવૃક્ષનું આલેખન કરવું. મોતીની માળાઓને વિવિધ શાખાઓ સમજીને તેનું દાન કરવું. મરકતમણિ એટલે કે હરિત રંગના મણિને અંકુર સમજવા. પ્રવાલ એટલે કે વિદ્રુમને પાંદડાં, પદ્મરાગમણિને ફળ, નીલરત્નમણિને મૂળ તથા હીરાને થડ સમજવું. વૈડૂર્ય મણિને વૃક્ષનો અગ્રભાગ તથા પુષ્પરાગને મસ્તક સમજી કલ્પવૃક્ષનું નિર્માણ કરવું. ગોમેદક રત્ન દ્વારા અથવા સૂર્યકાંત કે ચન્દ્રકાંત મણિ દ્વારા કંદ બનાવવો. સ્ફટિક મણિ દ્વારા વૃક્ષની વેદી કરવી. વૃક્ષનો વિસ્તાર એક વેંત જેટલો રાખવો. એની આઠ શાખાઓનો ઉપરનો વિસ્તાર પણ તેટલો જ રાખવો. વૃક્ષના મૂળ આગળ લોકપાલો દ્વારા વીંટળાયેલા લિંગસ્થાપન વેદી ઉપર આલેખેલા અષ્ટદળ મંડળના મધ્યમાં કરવું. વેદીના મધ્ય ભાગે મંડળ ઉપર કલ્પવૃક્ષનું સ્થાપન કરવું. લોકપાલો સાથે ભગવાન શિવની શ્રદ્ધા તથા ભક્તિથી પૂજા કરવી. તુલાભારમાં જણાવ્યા મુજબ પ્રથમ જપ હોમ વગેરે કરવાં. હે રાજન્! ભગવાન શિવના આ કલ્પવૃક્ષનું દાન યોગીઓને અથવા ભસ્મ ધારણ કરેલા પાશુપત વ્રતની દીક્ષા લીધેલા બ્રાહ્મણને આપવું. કલ્પવૃક્ષનું દાન કરનારો મનુષ્ય સાર્વભૌમ રાજા થાય છે. ૧-૯

નિવેદયેદ્ દ્રુમં શમ્ભોર્યોગિનાં વાથ વા નૃપ।
ભસ્માઙ્ગિભ્યોઽથવા રાજા સાર્વભૌમો ભવિષ્યતિ॥૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'કલ્પવૃક્ષદાન' નામનો ૩૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૪મો

# ગણેશેશદાનવિધિ



સનત્કુમાર ઉવાચ॥
ગણેશેશં પ્રવક્ષ્યામિ દાનં પૂર્વોક્તમણ્ડપે।
સમ્પૂજ્ય દેવદેવેશં લોકપાલસમાવૃતમ્॥૧॥

સનત્કુમાર બોલ્યા: હવે ગણેશેશ દાનવિધિ જણાવું છું. પૂર્વોક્ત મંડપમાં લોકપાલોથી યુક્ત દેવોના દેવ ઈશની પૂજા કરવી. વિશ્વેશ્વર એવા આઠ દિક્પાલોને બધી જાતનાં આભૂષણો પરિધાન કરાવવાં. એ સોનાનાં દશ તોલાના આભૂષણોથી યુક્ત દિક્પાલોનું શિવની સાથે જ વિધિસર પૂજા કરવી.

આઠ દિશામાં તૈયાર કરી રાખેલા આઠ કુંડોમાં પૂર્વે જણાવેલા પંચઆવરણના ક્રમાનુસાર અથવા કુળની પરંપરા મુજબ હોમ કરવો. પૂર્વ દિશાના કુંડમાં ઇન્દ્રને ઉદ્દેશી અગ્નિકોણમાં અગ્નિને, દક્ષિણમાં યમને, નૈર્ઋત્યકોણમાં નિર્ઋતિને, પશ્ચિમ દિશાના કુંડમાં વરુણને ઉદ્દેશીને, વાયવ્યકોણમાં વાયુને, ઉત્તર દિશાના કુંડમાં કુબેરને ઉદ્દેશી તથા ઇશાનકોણમાં ઇશાનને ઉદ્દેશીને તે તે દેવતાઓના મંત્રો દ્વારા અને મધ્યકુંડમાં ભગવાન શિવને ઉદ્દેશી 'તત્પુરુષાય વિદ્મહે૦' આ રુદ્રગાયત્રી દ્વારા હોમ કરવો. પૂર્વ વગેરે સાત દિશાઓમાં સાત બ્રાહ્મણોનું તથા ઉત્તર દિશામાં દશ વર્ષની કન્યાની પૂજા કરવી. ત્યાર પછી તે દશ તોલા સોનાની દિક્‌પાલોની મૂર્તિનું આચાર્યને દાન કરવું. આ મુજબ દાન કરનારો મનુષ્ય બધા પાપોથી મુક્ત થાય છે એમાં શંકા નથી. ૧-૫

**દત્ત્વૈવં સર્વપાપેભ્યો મુચ્યતે નાત્ર સંશયઃ ॥૫॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'ગણેશેશદાનવિધિ' નામનો ૩૪મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૩૫મો

# સુવર્ણધેનુદાનવિધિ



**સનત્કુમાર ઉવાચ॥**
**અથ તે સમ્પ્રવક્ષ્યામિ હેમધેનુવિધિક્રમમ્।**
**સર્વપાપપ્રશમનં ગ્રહદુર્ભિક્ષનાશનમ્॥૧॥**

સનત્કુમાર બોલ્યાઃ હે મનુ! હવે હું તમને સોનાની ગાયના દાનનો વિધિ જણાવું છું. આ દાન કરવાથી બધી જાતના પાપની શાંતિ થાય છે તથા ગ્રહો દ્વારા થતી પીડા અને દુર્ભિક્ષનો નાશ થાય છે. બધી જાતના ઉપદ્રવો શાંત થાય છે તથા બધી વ્યાધિઓનું નિવારણ થાય છે.

એક હજાર તોલા અથવા પાંચસો તોલા કે તેના કરતાં અડધા ભાગના અર્થાત્ અઢીસો તોલા તથા તેટલું ન બને તો ઓછામાં ઓછા સો તોલા સોનાની બધી જાતના રૂપ તથા ગુણથી યુક્ત ગાયની મૂર્તિ બનાવવી. સુંદર ખરીવાળું ગાયનું દિવ્યરૂપ ગાયનાં બધા લક્ષણોથી યુક્ત હોવું જોઇએ. ખરીના અગ્રભાગે હીરો બેસાડવો. શિંગડાંમાં પદ્મરાગ તથા ભ્રૂકુટીમાં મોતી ગોઠવવાં. વૈડૂર્યમણિ દ્વારા આઉ બનાવવા તથા નીલ રત્ન દ્વારા પૂંછડું બનાવવું. દાંતની જગ્યાએ પુષ્પરાગમણિ ગોઠવવા. દસ તોલા સોનાનું સુંદર વાછરડું કરવું. એને પણ બધા રત્નો દ્વારા સુશોભિત બનાવવું.

એક વેદી કરી તેના ઉપર અષ્ટદળ કમળ આલેખવું. એના ઉપર વાછરડા સહિત ગાયની મૂર્તિનું સ્થાપન કરવું. ગાય અને વાછરડાને એક-એક વસ્ત્ર ઓઢાડવું તથા ગાયત્રીમંત્ર દ્વારા તેમની પૂજા કરવી. સમિધા અને ઘી દ્વારા વિધિસર હોમ કરવો. બાકીની બધી ક્રિયાઓ પાછળ દર્શાવેલી વિધિ મુજબ કરવી. શિવના લિંગને ઘૃત વગેરે દ્વારા સ્નાન કરાવી તેની પૂજા કરવી. હે મહામતે! પછી ગાયત્રીમંત્ર દ્વારા ગાયનો

સ્પર્શ કરીને તેને શંકરને અર્પણ કરવી. પછી તેની પ્રદક્ષિણા કરવી તથા બ્રાહ્મણને ત્રીસ તોલા સુવર્ણમુદ્રાઓ દક્ષિણામાં આપવી.

ગામાલભ્ય ચ ગાયત્ર્યા શિવાયાદાપયેચ્છુભામ્।
દક્ષિણા ચ પ્રકર્તવ્યા ત્રિંશન્નિષ્કા મહામતે॥૧૧॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'સુવર્ણધેનુદાનવિધિ' નામનો ૩૫મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૬મો

# લક્ષ્મીદાનનો વિધિ



સનત્કુમાર ઉવાચ॥
લક્ષ્મીદાનં પ્રવક્ષ્યામિ મહદૈશ્વર્યવર્ધનમ્।
પૂર્વોક્તમણ્ડપં કાર્યં વેદિકોપરિમણ્ડલે॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ હે મનુ! હવે મહા ઐશ્વર્યની વૃદ્ધિ કરનારા લક્ષ્મીના દાનનો વિધિ જણાવું છું.

આ દાનના વિધિ અર્થે આ અગાઉ જણાવ્યા મુજબ એક મંડપ રચવો. તેમાં એક વેદી બનાવીને તેના ઉપર અષ્ટદળ કમળનું મંડળ આલેખવું. એક હજાર તોલા અથવા પાંચસો કે અઢીસો તોલા સોનાની લક્ષ્મીની એક મૂર્તિ બનાવડાવવી. તેટલું સોનું ન મળે તો એકસો આઠ તોલા સુવર્ણ લેવું. બધા લક્ષણોથી યુક્ત લક્ષ્મીની તે મૂર્તિને બધી જાતના અલંકારો દ્વારા વિભૂષિત કરીને મંડળ ઉપર સ્થાપિત કરવી. એ પ્રતિમાની જમણી બાજુએ વેદી ઉપર વિષ્ણુનું સ્થાપન કરવું. શ્રીસૂક્ત દ્વારા લક્ષ્મીની પૂજા કરવી. **'નારાયણાય વિદ્મહે, વાસુદેવાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્॥'** આ વિષ્ણુગાયત્રી દ્વારા જગતના ગુરુ બધા પાપોને હરનારા ભગવાન વિષ્ણુની પૂજા કરવી. વિધિસર લક્ષ્મી અને નારાયણની પૂજા કર્યા બાદ પૂર્વવત્ હોમ કરવો. પ્રથમ સમિધાકાષ્ઠનો હોમ કરવો; ત્યાર પછી ઘીની આહુતિ આપીને હોમ કરવો. બ્રાહ્મણોએ હોમ વિષ્ણુગાયત્રી મંત્ર ભણી કરવો. ત્યાર પછી યજમાનને લક્ષ્મી તથા નારાયણનાં દર્શન કરાવવાં. યજમાને તેમને દંડવત નમસ્કાર કરવા. ત્યાર પછી શંકરની પૂર્વવત્ પૂજા કરવી. લક્ષ્મીની મૂર્તિમાં વાપરેલા સુવર્ણના વીસમા ભાગની દક્ષિણા આચાર્યને આપવી; તથા અન્ય બ્રાહ્મણોને તેના કરતાં અડધી દક્ષિણા આપવી. લક્ષ્મીની મૂર્તિનું શિવને દાન કરવું. ત્યાર પછી રુદ્રગાયત્રી પાસે હોમ કરાવવો. ૧-૯

તતસ્તુ હોમયેચ્છમ્ભું ભક્તો યોગી વિશેષતઃ॥૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'લક્ષ્મીદાનનો વિધિ' નામનો ૩૬મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૭મો

# તિલધેનુના દાનનો વિધિ



**સનત્કુમાર ઉવાચ॥**
**અર્થાતઃ સમ્પ્રવક્ષ્યામિ તિલધેનુવિધિક્રમમ્‌।**
**પૂર્વોક્તમણ્ડપે કુર્યાચ્છિવપૂજાં તુ પશ્ચિમે॥૧॥**

સનત્કુમાર બોલ્યા: હવે હું તમને તલધેનુ દાનનો વિધિ જણાવું છું. અગાઉ જણાવ્યા મુજબ કરેલા મંડપમાં પશ્ચિમમાં શિવનું પૂજન કરવું. તેમની આગળની જમીનના મધ્ય ભાગે એક સુંદર કમળ આલેખવું. તેને વસ્ત્રો દ્વારા આચ્છાદિત કરવું. તે વસ્ત્રો ઉપર તલનું એક પુષ્પ નાખવું. ત્રીસ તોલા અથવા પંદર કે સાડાસાત તોલા સોનાનું એક કમળનું પુષ્પ બનાવીને તે વસ્ત્ર ઉપર તેની સ્થાપના કરવી. એ કમળનું પુષ્પ પાંચ, અઢી અથવા તો સવા તોલાનું પણ બનાવી શકાય!

ગંધ, પુષ્પ વગેરે દ્વારા તેની પૂજા કરવી. એ કમળના પુષ્પ દ્વારા ઉત્તર દિશામાં અગિયાર દ્વિજોને આસન ઉપર બેસાડવા. ગંધ, પુષ્પ, ધૂપ, દીપ વગેરે દ્વારા વિધિસર તેમની પૂજા કરવી. તેમને એક-એક ધોતિયું તથા ખેસ આપવા. એક-એક પાઘડી આપવી. દરેક બ્રાહ્મણને રત્નથી જડિત કુંડળ આપવાં. સોનાની એક-એક વીંટી આપવી. આ મુજબ તે વસ્ત્ર વગેરે આપવા. કાંસાનું એક-એક પાત્ર પણ દ્વિજોને આપવું. ચારસો તોલા તલના અગિયાર ભાગ કરીને દરેક ભાગ દ્વિજોને આપવો. શેરડીનો એક-એક સાંઠો આપવો.

બે-બે તોલા સોનાનાં ગાયનાં શિંગડાં કરવાં. બે-બે તોલાની રૂપાની ખરીઓ કરવી. આ મુજબ શિંગડાં તથા ખરી બનાવડાવી દરેક બ્રાહ્મણનાં તલમાં મૂકવી. રુદ્રરૂપી એ અગિયાર બ્રાહ્મણોને રુદ્રના અગિયાર મંત્રો ભણી એ બધી વસ્તુઓ આપવી.

આ જ પ્રમાણે કમળ દ્વારા પૂર્વ દિશામાં આદિત્યરૂપ બાર બ્રાહ્મણોને આસન ઉપર બેસાડી ઉપર દર્શાવેલી બધી વસ્તુઓ બાર આદિત્યમંત્રો ભણી શ્રદ્ધા સહિત દ્વિજોની પૂજા કરી તેમને આપવી.

આ જ મુજબ દક્ષિણ દિશામાં સોળ બ્રાહ્મણોને વિઘ્નેશરૂપ સમજી આસન આપી બેસાડવા. તેમની પૂજા કરી સોળ વિઘ્નેશમંત્રો ભણી ઉપર કહેલી બધી વસ્તુઓનું તેમને દાન કરવું. યજમાને આ બધા કર્મ ક્રમાનુસાર કરવાં. વધુ કરવાની શક્તિ ન હોય તો ફક્ત રુદ્રદાન રુદ્રોને તથા આદિત્ય દાન આદિત્યોને આપવું. પોતાના વૈભવ મુજબ બધા કર્મ કરવાં. રાજાએ સુવર્ણપદ્મ સ્થાપિત કરી બાકીનું બધું કાર્ય આચાર્યથી કરાવવું. દ્વિજોને આભરણરૂપી પાંચ-પાંચ તોલા સોનું દક્ષિણારૂપે આપવું.

**દક્ષિણા: ન પ્રદાતવ્યા પઞ્ચનિષ્કેણ ભૂષણમ્‌॥૧૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'તિલધેનુના દાનનો વિધિ' નામનો ૩૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૩૮મો

# એક હજાર ગાયોના દાનનો વિધિ



સનત્કુમાર ઉવાચ।।
ગોસહસ્રપ્રદાનં ચ વદામિ શૃણુ સુવ્રત।
ગવાં સહસ્રમાદાય સવત્સં સગુણં શુભમ્।।૧।।

સનત્કુમાર બોલ્યાઃ સચ્ચરિત્રશીલ હે મનુ! હવે હું એક હજાર ગાયના દાનનો વિધિ બતાવું છે તે સુણો.

પહેલાં એક હજાર ગાયો વાછરડાં સાથે લઈ રાખવી. એ સુંદર ગાયો બધી જાતનાં શુભ લક્ષણોથી યુક્ત હોવી જોઇએ. તેમાંની આઠ ગાયોનું શાસ્ત્રવિધિ મુજબ શ્રદ્ધાથી પૂજા કરવી. તેમનાં શિંગડાં એક-એક તોલા સોનાના પતરાથી મઢવાં. તેમની ખરીઓ એક-એક તોલા રૂપાના પતરા દ્વારા મઢવી. તેમના ગળામાં એક-એક તોલા સોનાની ઘંટડી બાંધવી. બંને કાનોમાં હીરાનાં આભૂષણો પહેરાવવાં. તે ગાયો શંકરને અર્પણ કરવી. દ્વિજોને દશ તોલા કે પાંચ તોલા અથવા અઢી અથવા તો સવા તોલા સોનું દક્ષિણારૂપે આપવું. શક્તિ ન હોય તો એક તોલા સુવર્ણ બ્રાહ્મણોને દક્ષિણામાં આપવું. બ્રાહ્મણોને બે-બે વસ્ત્ર આપવાં. ગાયોની શ્રદ્ધા સહિત પૂજા કરી વિધિસર શિવપૂજન કરવું. આઠ ગાયો બ્રાહ્મણોને દાનમાં આપવી તથા બાકીની ગાયો શંકરને અર્પણ કરવી. ત્યાર પછી ગાયોની સ્તુતિ કરવીઃ **'ગાવો મમાગ્રતો નિત્યં ગાવો નઃ પૃષ્ઠતસ્તથા। હૃદયે મે સદા ગાયો ગવાં મધ્યે વસામ્યહમ્।।'** ગાયો હંમેશા મારી આગળ રહે, ગાયો અમારી પાછળ રહે, ગાયો હંમેશા મારા અંતઃકરણમાં નિવાસ કરી રહે તથા હું ગાયોમાં નિવાસ કરી રહું. આ મુજબ ગાયોની પ્રાર્થના કરી બ્રાહ્મણોને ગાયોનું દાન કરવું. ત્યાર પછી તેમની પ્રદક્ષિણા કરવી. આ મુજબ ગાયોનું દાન કરી તેમની પ્રદક્ષિણા કરવી. આ મુજબ ગાયોનું દાન કરનારો મનુષ્ય ગાયના દેહ ઉપર જેટલાં રોમ હોય તેટલાં વર્ષ સ્વર્ગલોકમાં પૂજાય છે અને આદર પામે છે. ૧-૯

તદ્રોમવર્ષસંખ્યાનિ સ્વર્ગલોકે મહીયતે।।૯।।

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
***'એક હજાર ગાયોના દાનનો વિધિ' નામનો ૩૮મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૩૯મો

# સુવર્ણ-અશ્વદાનનો વિધિ



સનત્કુમાર ઉવાચ।।
હિરણ્યાશ્વપ્રદાનં ચ વદામિ વિજયાવહમ્।
અશ્વમેધાત્પુનઃ શ્રેષ્ઠં વદામિ શૃણુ સુવ્રત।।૧।।

સનત્કુમાર બોલ્યાઃ સચ્ચરિત્રશીલ હે મનુ! વિજયને પ્રાપ્ત કરાવનાર સોનાના અશ્વદાનનો વિધિ જણાવું છું, તે તમે સુણોઃ વળી આ અશ્વદાન અશ્વમેધ યજ્ઞ કરતાં પણ ઉત્તમ છે.

જેના ચારે પગ તથા મુખ સફેદ વર્ણનાં હોય એવો પંચકલ્યાણ ચિહ્નયુક્ત, બધા અંગોથી સંપૂર્ણ, બધા લક્ષણોથી યુક્ત એક ઘોડો એક હજાર આઠ કે એકસો આઠ તોલા સોનાનો બનાવવો. દિવ્ય આકારવાળા સોનાની મૂર્તિરૂપ એ ઘોડાને બધી જાતના અલંકાર તથા બધા આયુધોથી યુક્ત કરવો. ઇન્દ્રના વાહનરૂપ એ અશ્વમાં ઉચ્ચૈઃશ્વા નામના અશ્વની ભાવના કરવી. ઘોડાનાં બધા લક્ષણોથી યુક્ત એ ઘોડાને અષ્ટદળ કમળના મંડળના મધ્ય ભાગે સ્થાપિત કરી ભક્તિ સહિત તેની પૂજા કરવી. એ ઘોડા દ્વારા પૂર્વ દિશામાં વેદમાં પારંગત પવિત્ર દ્વિજને આસન ઉપર બેસાડીને ઇન્દ્રભાવ દ્વારા તેની પૂજા કરવી. તે બ્રાહ્મણને દક્ષિણારૂપે પાંચ તોલા સોનું યથાશક્તિ મુજબ ભક્તિ સહિત આપવું. ત્યાર પછી ગરીબ, આંધળા, અપંગ તથા દુઃખી મનુષ્યોને અને બાળકો, વૃદ્ધો તથા અશક્ત મનુષ્યોને અન્નનું દાન આપી જમાડવા. ખાસ કરી બ્રાહ્મણોને જરૂર ભોજન આપી સંતુષ્ટ કરવા.

આ મુજબ ભક્તિથી જે મનુષ્ય સોનાના અશ્વનું દાન કરે છે તે દીર્ઘકાળ પર્યંત ઇન્દ્રના ઐશ્વર્ય જેવા ઐશ્વર્યનો ઉપભોગ કરે છે અને ખૂબ જ વૈભવશાળી બને છે. ૧-૯

**એતદ્યઃ કુરુતે ભક્ત્યા દાનમશ્વસ્ય માનવઃ।**
**ઐન્દ્રાન્ભોગાંશ્ચિરં ભુક્ત્વા રુચિરૈશ્વર્યવાન્ભવેત્॥૯॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
***'સુવર્ણ-અશ્વદાનનો વિધિ' નામનો ૩૯મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૪૦મો

# કન્યાદાનનો વિધિ



**સનત્કુમાર ઉવાચ॥**
**કન્યાદાનં પ્રવક્ષ્યામિ સર્વદાનોત્તમોત્તમમ્।**
**કન્યાં લક્ષણસમ્પન્નાં સર્વદોષવિવર્જિતામ્॥૧॥**

સનત્કુમાર બોલ્યા: હે મનુ! હવે બધા દાનોમાં ઉત્તમ દાન કન્યાદાનના વિધિ અંગે જણાવું છું. કોઇપણ પ્રકારની ખોડ-ખાંપણ વિનાની તથા બીજા બધી રીતના દોષોથી રહિત સારાં લક્ષણોથી યુક્ત કન્યાદાન આપવા અર્થે પસંદ કરવી.

'તમારી કન્યાનું હું વિધિસર દાન કરવા માગું છું!' આમ કન્યાનાં માતા-પિતાને પ્રતિજ્ઞાથી કહેવું તથા તેમની કન્યાના નિમિત્તરૂપે તેમને ખૂબ જ ધન આપી કન્યાને પોતાની બનાવી લેવી. તેને સ્નાન કરાવીને નવાં વસ્ત્ર આપવાં. બધી જાતનાં આભૂષણો દ્વારા તેને વિભૂષિત કરવી. ત્યાર પછી ગંધ, પુષ્પ વગેરે દ્વારા તેની પૂજા કરવી. વેદનું અધ્યયન કરેલા, સારા કુળવાળા કુલીન શ્રોત્રિય તથા વિદ્વાન બ્રાહ્મણ

જ્ઞાતિના બ્રહ્મચારી વરના ગોત્ર વગેરેનો વિચાર કરીને તેવો વર કન્યા અર્થે પસંદ કરવો. ત્યારપછી વર તથા કન્યાની પૂજા કરવી તથા એકમેકનો પરિચય કરાવવો. કન્યા તથા વરને પરસ્પર સ્પૃહાયુક્ત હૃદયવાળાં નિહાળીને વરને કન્યાનું દાન આપીને તેમનું શુભ મુહૂર્તમાં લગ્ન કરવું. તે વખતે કન્યાને દાસ-દાસીઓ સાથે સમૃદ્ધ ઘર, આભૂષણો, ધન, ધાન્ય, જમીન તથા વસ્ત્રો આપવાં.

આ મુજબ કન્યાનું દાન કરનાર મનુષ્ય કન્યાના દેહ ઉપર અને તેનાં સંતાનોનાં દેહ ઉપર જેટલાં રોમ હોય તેટલાં હજાર વર્ષ પર્યંત રુદ્રલોકમાં પૂજાય છે. ૧-૭

યાવન્તિ દેહે રોમાણિ કન્યાયાઃ સન્તતૌ પુનઃ।
તાવદ્વર્ષસહસ્રાણિ રુદ્રલોકે મહીયતે॥૭॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'કન્યાદાનનો વિધિ' નામનો ૪૦મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૧મો

# સુવર્ણના વૃષનો દાન.વિધિ



સનત્કુમાર ઉવાચ॥
હિરણ્યવૃષદાનં ચ કથયામિ સમાસતઃ।
વૃષરૂપં હિરણ્યેન સહસ્રેણાથ કારયેત્॥૧॥

સનત્કુમાર બોલ્યા: હે મનુ! હવે સોનાના વૃષના દાનનો વિધિ સંક્ષિપ્તમાં જણાવું છું. એક હજાર તોલા અથવા પાંચસો, અઢીસો કે સવાસો તોલા તથા તેટલું ન બની શકે તો ઓછામાં ઓછા ૧૦૮ તોલા સોનાનો ધર્મરૂપ વૃષભ (આખલો) બનાવડાવવો. તેની મૂર્તિ બનાવીને તે વૃષભના લલાટમાં સ્ફટિક દ્વારા ચન્દ્રમાની અડધી કલાની આકૃતિ સમાન ચિહ્ન કરવું. તેની ખરીઓ રૂપાની કરવી. ગ્રીવા પદ્મરાગમણિની તથા ખૂંધ ગોમેદની કરવી. ગરદનમાં સોનાની નાની-નાની ઘંટડીઓવાળું રત્નજડિત ગોળ કડું કરી પહેરાવવું. શંકરને નાની-નાની ઘૂઘરીઓવાળું વલય ધારણ કરાવવું.

ત્યાર પછી શુભ સ્થળ તથા શુભ કાળમાં વેદી ઉપરના અષ્ટદળ કમળના મંડળ ઉપર શિવ તથા વૃષભની સ્થાપના કરવી. તેમનું મોં પશ્ચિમ દિશામાં રાખવું.

વૃષભ ઉપર આરૂઢ થયેલા વૃષધ્વજ શિવનું રુદ્રગાયત્રી દ્વારા પૂજન કરવું તથા તેમને પ્રણામ કરવા.

ધર્મની વૃદ્ધિ થવા અર્થે વૃષભનું **તીક્ષ્ણશૃઙ્ગાય વિદ્મહે ધર્મપાદાય ધીમહિ તન્નો વૃષઃ પ્રચોદયાત્**।' આ વૃષગાયત્રી મંત્ર દ્વારા પૂજા કરવી.

ત્યાર પછી યથાશક્તિ મુજબ ઘૃતાન્ન દ્વારા હોમ કરવો. ગાયત્રીમંત્ર દ્વારા એકસો આઠ આહુતિ આપવી. વૃષભની પૂજા કરી તે વૃષભ શંકરને અથવા દ્વિજોને દાનમાં આપવો. શક્તિ મુજબ બ્રાહ્મણોને દક્ષિણા આપવી.

જે મનુષ્ય અહીં બતાવ્યા મુજબ ભક્તિથી વૃષનું દાન કરે છે તે શિવનો ગણ બનીને શિવની સાથે જ આનંદનો ઉપભોગ કરે છે. ૧-૧૦

**એતદ્યઃ કુરુતે ભક્ત્યા વૃષદાનમનુત્તમમ્।**
**શિવસ્યાનુચરો ભૂત્વા તેનૈવ સહ મોદતે॥૧૦॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'સુવર્ણના વૃષનો દાનવિધિ' નામનો ૪૧મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૨મો

## ગજદાનવિધિ



**સનત્કુમાર ઉવાચ॥**
**ગજદાનં પ્રવક્ષ્યામિ યથાવદનુપૂર્વશઃ।**
**દ્વિજાય વા શિવાયાથ દાતવ્યઃ પૂજ્ય પૂર્વવત્॥૧॥**

સનત્કુમાર બોલ્યા: હવે ક્રમાનુસાર ગજદાનનો વિધિ જણાવું છું. અગાઉ જણાવ્યા મુજબ ગજની પૂજા કરી બ્રાહ્મણને કે શિવને તેનું દાન કરવું.

એક હજાર તોલા કે તેના કરતાં અડધા વજન જેટલા સુવર્ણનો અથવા રૂપાનો બધા લક્ષણોથી યુક્ત હાથી બનાવડાવવો. તેટલા વજનનો હાથી બનાવવાની શક્તિ ન હોય તો તેના કરતાં અડધા અથવા તેના કરતાં પણ અડધા અર્થાત્ સવાસો તોલા સુવર્ણના અથવા રૂપાના હાથીની મૂર્તિ બનાવવી. અગાઉ જણાવેલા સ્થળે અથવા તે કાળે તે હાથીની મૂર્તિની વિધિસર અષ્ટદળ કમળના મંડળ ઉપર ભક્તિથી પૂજા કરવી તથા ઉક્ત દેશકાળના અભાવે પણ અષ્ટમીએ શિવને હાથીનું દાન કરવું. શિવપૂજન કરી શિવને ઉદ્દેશી તે હાથી દરિદ્ર કે શ્રોત્રિય વિદ્વાન અથવા તો અગ્નિહોત્રી દ્વિજને દાનમાં આપવો.

શિવ વિશેની ભક્તિથી યુક્ત બનીને જે મનુષ્ય આ ગજનું દાન કરે છે તે મનુષ્ય સ્વર્ગમાં દીર્ઘકાળ પર્યંત નિવાસ કરી ગજપતિ સાર્વભૌમ રાજા બને છે. ૧-૬

**એતદ્યઃ કુરુતે દાનં શિવભક્તિસમાહિતમ્।**
**સ્થિત્વા સ્વર્ગે ચિરં કાલં રાજા ગજપતિર્ભવેત્॥૬॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'ગજદાનવિધિ' નામનો ૪૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૩મો

# આઠ લોકપાલના દાનનો વિધિ



સનત્કુમાર ઉવાચ॥
લોકપાલાષ્ટકં દિવ્યં સાક્ષાત્પરમદુર્લભમ્।
સર્વસમ્પત્કરં ગુહ્યં પરચક્રવિનાશનમ્॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ સાક્ષાત્ અષ્ટ લોકપાલનું દિવ્યદાન ખૂબ જ દુર્લભ છે, પવિત્ર છે, તમામ પ્રકારની સંપત્તિને આપનારું અને શત્રુના સૈન્યનો વિનાશ કરનારું છે. પોતાના દેશનું રક્ષણ કરનારું છે, સ્તુત્ય છે. હાથી, ઘોડા તથા પુત્ર વગેરેની વૃદ્ધિ કરનાર અને ગાય તથા બ્રાહ્મણનું હિતકારક છે.

નિર્માણ કરેલ વેદી ઉપર કમળ આલેખેલી હોય તેના મધ્યે શિવનું સ્થાપન કરી તેમની વિધિસર પૂજા કરવી. દિશાઓ અને વિદિશાઓમાં રેતીની એક-એક વેદી બનાવવી. શુભ દેશ તથા કાળમાં એ વેદીની બાજુમાં મૂકેલું આસનો ઉપર શિવ તરફ મોં રાખી બેઠેલા વેદ તથા તેનાં અંગોમાં પારંગત, જિતેન્દ્રિય, ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા બધા સુલક્ષણોથી યુક્ત તથા નવા વસ્ત્ર અને આભરણ પરિધાન કરી બેઠેલા આઠ દ્વિજોની ગંધ, પુષ્પ, દીપ તથા ધૂપ વગેરેથી લોકપાલોના દિવ્ય મંત્રોથી પૂર્વ દિશા વગેરેના ક્રમ દ્વારા પૂજા કરવી.

દિશાઓ અને વિદિશાઓમાં નિર્માણ કરેલી વેદીઓ ઉપર પૂર્વ દિશાના ક્રમ દ્વારા દરેક વેદી ઉપર સમિધા અને ઘૃત દ્વારા લોકપાલોના મંત્રોથી હોમ કરવો. દરેકની એકસો આઠ આહુતિઓ આપી ક્રમ મુજબ અગ્નિકાર્ય કરવું.

શિવભક્ત આચાર્યે આ મુજબ વિધિસર હોમ કર્યા બાદ યજમાનને બોલાવવો. પૂર્વ વગેરે આઠ દિશાઓમાં બેઠેલા બ્રાહ્મણોનું તેનાથી પૂજા કરાવી લોકપાલોના અલગ-અલગ મંત્રોથી આઠ લોકપાલ બ્રાહ્મણોને દસ-દસ તોલા સોનું આપવું.

શંકરને સ્નાન કરાવવા દસ તોલા સુવર્ણનું એક આસન નિર્માણ કરવું. તેના પર શિવને સ્નાન કરાવવું તથા શિવની પૂજા કરવી. યથાશક્તિ મુજબ બ્રાહ્મણોને દક્ષિણા આપવી.

આ મુજબ જે મનુષ્ય આઠ લોકપાલોનું ભક્તિથી દાન કરે છે તે મનુષ્ય લોકપાલોના સ્થાનોમાં દીર્ઘકાળ સુધી નિવાસ કરી સાર્વભૌમ રાજા બને છે. ૧-૧૧

એવં યઃ કુરુતે દાનં લોકેશાનાં તુ ભક્તિતઃ।
લોકેશાનાં ચિરં સ્થિત્વા સાર્વભૌમો ભવેદ્ બુધઃ॥૧૧॥

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'આઠ લોકપાલના દાનનો વિધિ' નામનો ૪૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૪મો

# ત્રિમૂર્તિદાનનો વિધિ



સનત્કુમાર ઉવાચ॥
અથાન્યત્સમ્પ્રવક્ષ્યામિ સર્વદાનોત્તમોત્તમમ્।
પૂર્વોક્તદેશકાલે ચ મણ્ડપે ચ વિધાનતઃ॥૧॥

સનત્કુમાર બોલ્યાઃ હે મનુ! હવે બધા દાનોમાં શ્રેષ્ઠ એક અન્ય દાન સંભળાવું છું.

અગાઉ કહ્યા મુજબના સ્થળે તથા સમયે મંડપની અંદર પરમ ભક્તિથી એક કુંડ રચવો. શિવની પાસે એક વેદી બનાવવી. તેમાં શિવની જમણી બાજુ વિષ્ણુ તથા ડાબી બાજુ બ્રહ્માની સોનાની મૂર્તિ બનાવડાવી તેનું સ્થાપન કરવું. 'ॐ તત્પુરુષાય વિદ્મહે૦' આ રુદ્ર ગાયત્રીથી પ્રથમ શિવપૂજન કરવું. ત્યાર બાદ – **'ॐ નારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્।'** આ વિષ્ણુ ગાયત્રીથી વિષ્ણુનું તથા – **'બ્રહ્મબ્રાહ્મણબુદ્ધાય બ્રહ્મણે વિશ્વવેધસે। શિવાય હરયે સ્વાહા સ્વધા વૌષટ્ વષટ્ તથા।'** આ મંત્ર દ્વારા બ્રહ્માની વિધિસર પૂજા કરવી. ત્યાર પછી હોમ કરવો. બંને મંત્રોથી બધું હોમદ્રવ્ય હોમવું. આચાર્યે પોતાની સાથે બે ઋત્વિજ રાખવા. ત્રિમૂર્તિને ઉદ્દેશી હોમ કર્યા બાદ બ્રાહ્મણોને એકસો આઠ તોલા સોનું, વસ્ત્ર, અલંકાર એટલે કે માળા તથા ચંદન વગેરે આપવાં. આચાર્યને બમણી દક્ષિણા આપવી તથા બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરની ભાવના કરીને તેમને ત્રણે પ્રતિમાઓનું દાન કરવું. બ્રાહ્મણોને જમાડવા તથા તેમની સાથે દીન અને અંધજનોને પણ ભોજન આપવું. ત્યાર પછી શિવને સ્નાન કરાવીને તેમની વિધિસર પૂજા કરવી. ૧-૯

શિવાર્ચના ચ કર્તવ્યા સ્નપનાદિ યથાક્રમમ્॥૯॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'ત્રિમૂર્તિદાનનો વિધિ' નામનો ૪૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૫મો

# જીવત શ્રાદ્ધવિધિ



ઋષય ઊચુઃ॥
એવં ષોડશ દાનાનિ કથિતાનિ શુભાનિ ચ।
જીવચ્છ્રાદ્ધક્રમોઽસ્માકં વક્તુમર્હસિ સામ્પ્રતમ્॥૧॥

ઋષિઓ બોલ્યાઃ હે સૂત! સનત્કુમારે સ્વાયંભુવ મનુને કહેલા સોળ દાન આપે અમને કહ્યા. હવે આપ અમને જીવિત મનુષ્યે કરવાના પોતાના શ્રાદ્ધનો વિધિ જણાવો.

સૂત બોલ્યાઃ દેવોના દેવ બ્રહ્માએ અગાઉ મનુને, જ્ઞાની વસિષ્ઠને, ભૃગુને તથા ભાર્ગવને આ જીવત શ્રાદ્ધનો વિધિ કહ્યો હતો. તમામ સિદ્ધિ આપનારો એ ઉત્તમ વિધિ હું તમને સંક્ષિપ્તમાં જણાવું છું તે તમે એકચિત્તે સુણો.

શ્રાદ્ધ કરવા યોગ્ય મનુષ્યો માટે પણ શ્રાદ્ધ એ સાક્ષાત્ મુક્તિનો રસ્તો છે. સચ્ચરિત્રશીલ હે મુનિઓ! જીવત શ્રાદ્ધનો એક ખાસ ક્રમ હું તમને જણાવું છું. મૃત્યુકાળ નજીક જણાય એવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં મનુષ્યે પર્વત ઉપર, નદીના તટ ઉપર કે પવિત્ર તીર્થ ક્ષેત્રમાં અથવા ઘરે પણ જીવત શ્રાદ્ધ કર્યા બાદ જીવ, જીવિત અવસ્થામાં જ બધા કર્મોથી મુક્ત બની જાય છે. જ્ઞાની અથવા અજ્ઞાની, શ્રોત્રિય અથવા અશ્રોત્રિય, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જાતિના મનુષ્ય પણ યોગમાર્ગને પ્રાપ્ત થયેલા યોગી જેવા બધા કર્મથી મુક્ત બને છે, એમાં શંકા નથી.

જીવત શ્રાદ્ધ જે જગ્યાએ કરવાનું હોય તે જમીનના ગંધ, વર્ણ તથા રસ વગેરેની પહેલા કસોટી કરવી. એ ભૂમિની પરીક્ષા કરી તેમાંથી કાંટા, ઝાંખરા વગેરે દૂર કરીને તેને સ્વચ્છ બનાવવી. તેની ઉપર મધ્ય ભાગે એક હાથ પ્રમાણેની વેદી બનાવવી અથવા એક હાથના પ્રમાણનો કુંડ બનાવવો અથવા અરત્નિ પ્રમાણ અર્થાત્ કોણીથી ટચલી આંગળી સુધી અથવા ઇષુ એટલે કે બાણના પ્રમાણનો કરવો. એને ગોમય (ગાયના છાણ) દ્વારા વિધિસર લીંપવો. એમાં અગ્નિનું સ્થાપન કરવું. એના ઉપર કાષ્ઠ મૂકવાં. આ કાર્ય શાસ્ત્રોક્ત વિધિ દ્વારા અથવા પોતાના વંશની શાખાના ગૃહ્ય સૂત્ર મુજબ અથવા પોતાના કુળની પરંપરા મુજબ કરવું. મંત્રો દ્વારા અગ્નિપૂજન કરવું તથા સમિધ આદિથી હોમ કરવો. પછી ચરુ વગેરેથી હોમ કરવો. આજ્યસ્થાલીમાંના ઘૃત દ્વારા હોમ કરવો. હવે હવનના મંત્રો કહે છેઃ

ૐ ભૂઃ બ્રહ્મણે નમઃ। ૐ ભૂઃ બ્રહ્મણે સ્વાહા।

ૐ ભુવઃ વિષ્ણવે નમઃ। ૐ ભુવઃ વિષ્ણવે સ્વાહા।

ૐ સ્વઃ રુદ્રાય નમઃ। ૐ સ્વઃ રુદ્રાય સ્વાહા।

ૐ મહઃ ઈશ્વરાય નમઃ। ૐ મહઃ ઈશ્વરાય સ્વાહા।

ૐ જનઃ પ્રકૃતયે નમઃ। ૐ જનઃ પ્રકૃત્યૈ સ્વાહા।

ૐ તપઃ મુદ્ગલાય નમઃ। ૐ તપઃ મુદ્ગલાય સ્વાહા।

ૐ ઋતં પુરુષાય નમઃ। ૐ ઋતં પુરુષાય સ્વાહા।

ૐ સત્યં શિવાય નમઃ। ૐ સત્યં શિવાય સ્વાહા।

ૐ શર્વ ધરાં મે ગોપાય ઘ્રાણે ગન્ધણ શર્વાય દેવાય ભૂર્નમઃ। ૐ શર્વ ધરાં મે ગોપય ઘ્રાણે ગન્ધણ શર્વાય ભૂઃ સ્વાહા। ૐ શર્વ ધરાં મે ગોપાય ઘ્રાણે ગન્ધં શર્વસ્ય દેવસ્ય પત્ન્યૈ ભૂર્નમઃ। ૐ શર્વ ધરાં મે ગોપાય ઘ્રાણે ગન્ધં શર્વપત્ન્યૈ ભૂઃ સ્વાહા।

ૐ ભવઃ જલં મે ગોપાય જિહ્વાયાં રસં ભવાય દેવાય ભુવો નમઃ। ૐ ભવઃ જલં મે ગોપાય જિહ્વાયાં રસં ભવાય દેવાય ભુવઃ સ્વાહા।

ૐ ભવ જલં મે ગોપાય જિહ્વાયાં રસં ભવસ્ય દેવસ્ય પત્ન્યૈ ભુવો નમઃ। ૐ ભવ જલં મે ગોપાય જિહ્વાયાં રસં ભવસ્ય દેવસ્ય પત્ન્યૈ ભુવઃ સ્વાહા।

રુદ્રાગ્નિં મે ગોપાય નેત્રે રૂપં રુદ્રાય દેવાય સ્વરોં નમઃ। ૐ રુદ્રાગ્નિં મે ગોપાય નેત્રે રૂપં રુદ્રાય દેવાય સ્વઃ સ્વાહા। રુદ્રાગ્નિં મે ગોપાય નેત્રે રૂપં રુદ્રસ્ય પત્ન્યૈ સ્વરોં નમઃ। ૐ રુદ્રાગ્નિં મે ગોપાય નેત્રે રુદ્રસ્ય દેવસ્ય પત્ન્યૈ સ્વઃ સ્વાહા।

ૐ ઉગ્ર વાયું મે ગોપાય ત્વચિ સ્પર્શં ઉગ્રાય દેવાય મહર્નમઃ। ૐ ઉગ્ર વાયું મે ગોપાય ત્વચિ સ્પર્શં ઉગ્રાય દેવાય મહઃ સ્વાહા। ઉગ્ર વાયું મે ગોપાય ત્વચિ સ્પર્શમુગ્રસ્ય દેવસ્ય પત્ન્યૈ મહેરોં નમઃ। ૐ ઉગ્ર વાયું મે ગોપાય ત્વચિ સ્પર્શમુગ્રસ્ય દેવસ્ય પત્ન્યૈ મહઃ સ્વાહા।

ૐ ભીમ સુષિરં મે ગોપાય શ્રોત્રે શબ્દં ભીમાય દેવાય જનો નમઃ। ૐ ભીમ સુષિરં મે ગોપાય શ્રોત્રે શબ્દં ભીમાય દેવાય જનઃ સ્વાહા। ૐ ભીમ સુષિરં મે ગોપાય શ્રોત્રે શબ્દં ભીમસ્ય દેવસ્ય પત્ન્યૈ જનો નમઃ। ૐ ભીમ સુષિરં મે ગોપાય શ્રોત્રે શબ્દં ભીમસ્ય દેવસ્ય પત્ન્યૈ જનઃ સ્વાહા।

ૐ ઈશ રજો મે ગોપાય દ્રવ્યે તૃષ્ણામીશાય દેવાય તપો નમઃ। ૐ ઈશ રજો મે ગોપાય દ્રવ્યે તૃષ્ણામીશાય દેવાયઃ તપઃ સ્વાહા। ૐ ઈશ રજો મે ગોપાય દ્રવ્યે તૃષ્ણામીશસ્ય દેવસ્ય પત્ન્યૈ તપો નમઃ। ૐ ઈશ રજો મે ગોપાય દ્રવ્યૈ તૃષ્ણામીશસ્ય દેવસ્ય પત્ન્યૈઃ તપઃ સ્વાહા।

ૐ મહાદેવ સત્યં મે ગોપાય શ્રદ્ધાં ધર્મે મહાદેવાય ઋતં નમઃ। ૐ મહાદેવ સત્યં મે ગોપાય શ્રદ્ધાં ધર્મે મહાદેવાય ઋતં સ્વાહા। ૐ મહાદેવ સત્યં મે ગોપાય શ્રદ્ધાં ધર્મે મહાદેવસ્ય પત્ન્યૈ ઋતં નમઃ। ૐ મહાદેવ સત્યં મે ગોપાય શ્રદ્ધાં ધર્મે મહાદેવસ્ય પત્ન્યૈ ઋતં સ્વાહા।

ૐ પશુપતે પાશં મે ગોપાય ભોક્તૃત્વભોગ્યં પશુપતયે દેવાય સત્યં નમઃ। ૐ પશુપતે પાશં મે ગોપાય ભોક્તૃત્વભોગ્યં પશુપતયે દેવાય સત્યં સ્વાહા। ૐ પશુપતે પાશં મે ગોપાય ભોક્તૃત્વભોગ્યં પશુપતેર્દેવસ્ય પત્ન્યૈ સત્યં નમઃ। ૐ પશુપતે પાશ મે ગોપાય ભોક્તૃત્વભોગ્યં પશુપતેર્દેવસ્ય પત્ન્યૈ સત્યં સ્વાહા।

ૐ શિવાય નમઃ। ૐ શિવાય સત્યં સ્વાહા।

અહીં બતાવેલા આ પચીસ દેવતાઓમાં સૌથી પહેલાં બ્રહ્માનું તથા ત્યાર બાદ ક્રમાનુસાર બાકીના અન્ય દેવોની પૂજા કરવી તથા તેમના નિમિત્તે ઉપર જણાવેલા મંત્રોથી હોમ કરવો. મોક્ષની પ્રાપ્તિ અર્થે શિવને ઉદ્દેશી હોમ કરવો. સૃષ્ટિ એટલે કે ઉત્પત્તિમાર્ગ, સ્થિતિ તથા સંહારમાર્ગના ક્રમ દ્વારા બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રપૂજન તથા હોમ કરવા. એ દેવોના પ્રતિનિધિરૂપ અધિકારીઓ પંચાક્ષર જપના વિધાનમાં કહ્યા મુજબ બ્રહ્મચારી, ગૃહસ્થ તથા યતિઓ સમજવા. અહીં શ્રાદ્ધનું વિધાન હોવાને કારણે યતિને સ્થાને મુમુક્ષુજન સમજવો. ત્યાર બાદ ક્રમાનુસાર પશુપતિનાં પત્ની અને પશુપતિની પૂજા કરવી.

પૂજા કર્યા બાદ ઉપર જણાવેલા મંત્રોથી હોમ કરવો. પ્રથમ ઘૃત, પછી સમિધા તથા અંતમાં ચરુની આહુતિ આપવી.

**ૐ શર્વ ધરાં મે છિન્ધિ ઘ્રાણે ગન્ધં છિન્ધિ મેધં જહિ ભૂઃ સ્વાહા। ભુવઃ સ્વાહા। સ્વઃ સ્વાહા। ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા।** – આ મંત્ર દ્વારા ઘીની એક હજાર અથવા પાંચસો કે એકસો આઠ આહુતિઓ પૃથક્ પૃથક્ આહુતિઓ દ્વારા આપવી. ત્યાર બાદ ઘીમાં ઝબોળેલી દુર્વાની એકસો આઠ આહુતિઓ આપી હોમ કરવો. નીચે લખેલા પ્રાણાદિ પાંચ મંત્રો ભણી ફક્ત ઘીની એકસો આઠ આહુતિ આપવી. '**ૐ પ્રાણે નિવિષ્ટોऽમૃતં જુહોમિ શિવો મા વિશાપ્રદાહાય પ્રાણાય સ્વાહા॥ પ્રાણાધિપતયે રુદ્રાય વૃષાન્તકાય સ્વાહા॥ ૐ ભૂઃ સ્વાહા॥ ૐ ભુવઃ સ્વાહા॥ ૐ સ્વઃ સ્વાહા॥ ૐ ભૂર્ભુવઃ સ્વઃ સ્વાહા॥**

આ મુજબ શ્રાદ્ધમાં કહેલા ક્રમાનુસાર હોમ કરવો. સાતમા દિવસે શ્રાદ્ધમાં જમાડવા લાયક યોગીન્દ્ર શિવના ભક્તોને અને બ્રાહ્મણોને પણ જમાડવા. શર્વ, ભવ, રુદ્ર તથા ઉગ્ર વગેરે દેવતારૂપ આઠ બ્રાહ્મણોને વસ્ત્ર, આભૂષણ, કાંબળા, વાહન, શૈયા, કાસા અથવા તાંબાના વાસણો, સોનું, રૂપું, ગાય, તલ તથા ભૂમિ વગેરે અને દાસ તથા દાસીઓ દક્ષિણા સહિત દાનમાં આપવાં. શર્વ વગેરે અષ્ટમૂર્તિઓને આઠ પિંડ આપવા. એક હજાર બ્રાહ્મણોને જમાડવા તથા તેમને શક્તિ પ્રમાણે દક્ષિણા પણ આપવી. આટલું ન થઈ શકે તો ભસ્મનિષ્ઠ તથા જિતેન્દ્રિય એક યોગીને ત્રણ દિવસ સુધી ભોજન આપવું અથવા ત્રણ યોગીઓને એક દિવસ જમાડવા. રુદ્રને મહાચરુનું નૈવેદ્ય આપવું. આ મુજબ અહીં શ્રાદ્ધનો ખાસ વિધિ સંપૂર્ણ રીતે કહ્યો છે.

જીવત શ્રાદ્ધ કરવામાં આવેલા મનુષ્યના મૃત્યુ બાદ તેનું શ્રાદ્ધ કરાય કે ન કરાય તે માટે કોઈ વિધિ અથવા નિષેધ નથી, કેમ કે તે મનુષ્ય પોતે જ જીવન્મુક્ત થયેલો છે. તે મનુષ્ય હંમેશા નૈમિત્તિક કર્મ કરે કે ન કરે તે માટે કોઈ પ્રત્યવાય નથી. તે મનુષ્યનાં ભાઈ-ભાંડુ અથવા સગાંસંબંધીઓ મૃત્યુ પામે તો ય તેને શૌચાશૌચ અથવા સૂતક લાગતાં નથી, એમાં કોઈ શંકા નથી. તે મનુષ્ય ફક્ત સ્નાન કરવાથી જ શુદ્ધ બને છે.

જીવતશ્રાદ્ધ કર્યા બાદ જો પોતાની પત્નીને પુત્ર ઉત્પન્ન થાય તો તેના પણ સર્વ સંસ્કાર કરવા, તે પુત્ર બ્રહ્મજ્ઞાની બને છે. જો કન્યા જન્મે તો તેને એકપર્ણા (હિમાલયની ત્રણ પુત્રીઓમાંની એક વચલી પુત્રી) જેવી અર્પણા સમાન જ સમજવી, એમાં શંકા નથી. તેનાં સંતાનો પણ બધા કર્મથી મુક્ત બને છે. તે પુત્ર અથવા પુત્રીનાં માતા-પિતાના એ કર્મને કારણે પિતૃઓ પણ નરકથી મુક્ત બને છે.

જીવત શ્રાદ્ધ કરનારો મનુષ્ય મૃત્યુ પામ્યા બાદ તેને જમીનમાં દાટવો અથવા તેના દેહને અગ્નિદાહ આપવો; તે માટે કોઈ દોષ નથી; કેમ કે તેણે જીવત શ્રાદ્ધરૂપ પુત્રને કરવાનું બધું કૃત્ય કરેલું જ હોય છે, આથી એના મરણ બાદ કોઈ પણ ક્રિયા કરવાની જરૂર રહેતી નથી.

આ જીવત શ્રાદ્ધ વિધિ બ્રહ્માએ બ્રહ્મનિષ્ઠ મુનિઓને જણાવ્યો હતો. ત્યાર બાદ બ્રહ્માએ સનત્કુમારને કહ્યો. બ્રહ્માના પુત્ર સનત્કુમારે કૃષ્ણદ્વૈપાયન વ્યાસને જણાવ્યો. મહાજ્ઞાની તથા દેવરૂપ વેદવ્યાસની કૃપા દ્વારા મને તેનું જ્ઞાન થયું તથા તેમની આજ્ઞા દ્વારા મોક્ષને આપનાર જીવત શ્રાદ્ધનું આ બધું રહસ્ય મેં તમને

કહ્યું. હે સુશીલ મુનિઓ! જિતેન્દ્રિય તથા શ્રદ્ધાવાન મનુષ્યને જ આ જ્ઞાન આપવું, અશ્રદ્ધાળુ મનુષ્યને આ જીવત-શ્રાદ્ધવિધિ અંગે કહેવું નહીં. ૧-૯૪

એતદ્વઃ કથિતં સર્વં રહસ્યં બ્રહ્મસિદ્ધિદમ્।
મુનિપુત્રાય દાતવ્યં ન ચાભક્તાય સુવ્રતાઃ ॥૯૪॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'જીવત શ્રાદ્ધવિધિ' નામનો ૪૫મો અધ્યાય સંપૂર્ણ*

❁ ❁ ❁

## અધ્યાય ૪૬મો



# રુદ્ર વગેરેની પ્રતિષ્ઠાનો વિધિ

ઋષય ઊચુઃ॥
જીવચ્છ્રાદ્ધવિધિઃ પ્રોક્તાસ્ત્વયા સૂત મહામતે।
મૂર્ખાણામપિ મોક્ષાર્થમસ્માકં રોમહર્ષણ॥૧॥

ઋષિઓ બોલ્યા: મહાજ્ઞાની હે સૂત! રોમહર્ષણ! અજ્ઞાનીઓને મોક્ષની પ્રાપ્તિ થાય તે હેતુસર આપે જીવત શ્રાદ્ધવિધિ કહ્યો. હવે રુદ્ર, આદિત્ય, વસુ તથા ઇન્દ્ર વગેરેની અને શંભુના પવિત્ર લિંગની અને વિષ્ણુ, શક્ર, બ્રહ્મા, અગ્નિ, યમ, નિર્ઋતિ, મહાદ્યુતિમાન વરુણ, વાયુ, સોમ, યક્ષ, કુબેર, અમિત પ્રભાવશાળી ઇશાન, ધરા, લક્ષ્મી, દુર્ગા, હૈમવતી, સ્કંદ, ગણરાજ નંદી તથા બીજા દેવગણોની પ્રતિષ્ઠા કઈ રીતે કરવી તે બધું અમને વિસ્તારથી કહો.

આપ બધા શાસ્ત્રોના તત્ત્વને જાણનારા છો, રુદ્રભક્ત છો, કૃષ્ણદ્વૈપાયનના સાક્ષાત્ અન્ય તનુરૂપ છો. 'સુમંતુ, જૈમિનિ તથા પૈલ સમાન મહર્ષિઓ કરતા હતા એવી ગુરુની ભક્તિ કરવા રોમહર્ષણ સમર્થ છે.' આ મુજબ ભાગીરથીના તટ ઉપર એક વખત વ્યાસે કહ્યું હતું, આવી ગાથા પ્રચલિત છે. ભૂતલ ઉપર મહાતેજસ્વી વ્યાસના શિષ્યોમાં આપ વૈશંપાયન જેવા છો! આટલા માટે અમે આપને જે પૂછ્યું છે તે અંગે બધું કાંઈ હવે આપ અમને જણાવો.

આ મુજબ સૂતને કહી તે બધા ઋષિઓ તેમની સામે ઊભા રહ્યા. તેથી સૂત પુરાણી ખૂબ જ આશ્ચર્ય પામ્યા.

એટલામાં જ આકાશમાંથી સાક્ષાત્ દેવી સરસ્વતી સ્વયં બોલતાં હોય તેવી ગંભીર વાણી સાંભળવામાં આવી કે, 'મુનિઓનો આ પ્રશ્ન ખૂબ જ ઉચિત તથા સારો છે; બધા લોક લિંગમય છે તથા બધું કંઈ લિંગમાં જ રહેલ છે. આથી અન્ય બધું કાંઈ ત્યજીને શિવના લિંગનું સ્થાપન કરવું તથા તેની જ પૂજા કરવી. લિંગનું સ્થાપન કરવા માટેના સન્માર્ગમાં ખલેલ ન થાય તે હેતુસર સ્થાપેલા વિશાળ ખડ્ગ દ્વારા બ્રહ્માંડનું શીઘ્ર ભેદન કરી લિંગના સ્થાપકે નિઃશંકભાવે સંસારથી મુક્ત થવું. વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર, યમ, વરુણ, કુબેર અને બીજા દેવો મહેશ્વરના કલ્યાણકારી લિંગની સ્થાપના કરીને જ પોતપોતાના સ્થાનોના પ્રધાન દેવો બન્યા છે. બ્રહ્મા, હર, ભગવાન વિષ્ણુ, દેવી રમા, ધરા, લક્ષ્મી, ધૃતિ,

સ્મૃતિ, પ્રજ્ઞા, ધરા, દુર્ગા, શચી, અગિયાર રુદ્ર, આઠ વસુઓ, સ્કંદ, વિશાખ, શાખ, કાર્તિક સ્વામીનો અનુચર નૈગમેશ નામક બાલગ્રહ, આઠ લોકપાલ, સૂર્ય વગેરે ગ્રહો, નંદી વગેરે બધા ગણો; સમર્થ ગણપતિ, પિતૃઓ, સર્વ મુનિઓ, કુબેર વગેરે દેવો, બાર આદિત્ય, વસુઓ, સાંખ્યો તથા દેવવૈદ્ય અશ્વિનીકુમારો, વિશ્વેદેવો, સાધ્યો, પશુઓ, પક્ષીઓ, મૃગો, બ્રહ્માથી લઈ સ્થાવર સુધીનાં બધા પ્રાણીઓ લિંગમાં જ રહેલાં છે.

એટલા માટે બધું કાંઈ ત્યજીને અવિનાશી લિંગનું સ્થાપન કરીને શ્રદ્ધાથી તેની પૂજા કરવી. લિંગપૂજન કરવાથી બધાની પૂજા થઈ જાય છે. ૧-૨૧

**તસ્માત્સર્વં પરિત્યજ્ય સ્થાપયેલ્લિઙ્ગમવ્યયમ્।**
**યત્નેન સ્થાપિતં સર્વં પૂજિતં પૂજયેદ્યદિ॥૨૧॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'રુદ્ર વગેરેની પ્રતિષ્ઠાનો વિધિ' નામનો ૪૬મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૭મો

# લિંગપ્રતિષ્ઠાવિધિ



સૂત ઉવાચ॥

**ઇતિ નિશમ્ય કૃતાઞ્જલયસ્તદા દિવિ મહામુનયઃ કૃતનિશ્ચયઃ।**
**શિવતરં શિવમીશ્વરમવ્યયં મનસિ લિઙ્ગમયં પ્રણિપત્ય તે॥૧॥**

સૂત બોલ્યાઃ આ રીતની આકાશવાણી મહર્ષિઓએ સાંભળી ત્યારે વાણીના આદેશ મુજબ કર્મ કરવાના સંકલ્પવાળા તે ઋષિઓએ ખૂબ જ કલ્યાણકારી, અવિનાશી, સર્વસમર્થ લિંગમય શિવને હાથ જોડી મનમાં નમસ્કાર કર્યા. ત્યાર બાદ તેઓ તેમની પ્રાર્થના કરી કહેવા લાગ્યાઃ ભગવાન શિવ બધા દેવોના સ્વામી છે, અજન્મા છે; બધા પાપોનું હરણ કરનારા છે; બધા પ્રાણીઓના રક્ષ છે. સ્વયં શિવરૂપ ગુરુ સાથે બધા મુનિઓ, સુર અને અસુરગણો તથા મનુષ્યો શિવના લિંગરૂપ છે. વળી આવી જ જાતની આકાશવાણી સુણીને છ કુળમાં ઉત્પન્ન થયેલા તે સર્વ ઋષિઓએ બીજા બધા દેવોની પ્રતિષ્ઠા કરવાનો વિચાર છોડી દીક્ષા તથા શિવના લિંગની પ્રતિષ્ઠા કરવા તે ઋષિઓ તૈયાર થયા. તીવ્ર વ્રતનું અનુષ્ઠાન કરનાર ઋષિઓ હર્ષ દ્વારા ગદ્‌ગદ્ થયેલી વાણીથી નિષ્પાપ સુતને લિંગની પ્રતિષ્ઠાનો વિધિ પૂછવા લાગ્યા. તે સાંભળી સૂત બોલ્યાઃ હે ઋષિઓ! ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના હેતુરૂપ શિવલિંગનો પ્રતિષ્ઠાવિધિ હું તમને યથાર્થ ક્રમાનુસાર સંક્ષિપ્તમાં જણાવું છું. પૃથ્વી ઉપર બ્રહ્મા, વિષ્ણુ તથા શિવાત્મક એક લિંગ વિધિસર બનાવવું. શિલામાંથી બનાવેલા અથવા હેમરત્નમય કે રૂપાનું અથવા તાંબાનું તે લિંગ વેદી સાથે હોવું જોઇએ. પરિનાલિકા સાથે તથા પાંચ યજ્ઞોપવીતવાળું તે લિંગ વિસ્તૃત મસ્તકવાળું બનાવી તેની શુદ્ધિ કરવી તથા ભક્તિથી તેનું સ્થાપન કરવું જોઇએ.

લિંગની વેદદ્દી એ ઉમાદેવી છે તથા લિંગ એ સાક્ષાત્ મહેશ્વર છે. એમની પૂજા કરવાથી ઉમાદેવી તથા મહાદેવની પૂજા થઈ જાય છે. દેવેશ શિવની પ્રતિષ્ઠા થવાને કારણે દેવી ઉમા પણ પ્રતિષ્ઠિત થાય છે. આથી લિંગના સ્થાપકે વેદી સાથે લિંગનું સ્થાપન કરવું.

લિંગના મૂળમાં બ્રહ્મા, મધ્ય ભાગે ભગવાન વિષ્ણુ તથા અજન્મા સર્વેશાન રુદ્રમૂર્તિ ભગવાન પશુપતિ સમગ્ર લિંગમાં રહેલા છે. આથી અતિ પવિત્ર લિંગની પવિત્ર સ્થળમાં સ્થાપના કરી તેની પૂજા કરવી. ભગવાન શિવ બધા ગણોના સ્વામી છે. ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, સ્નાન, હોમ, નૈવેદ્ય તથા સ્તોત્ર-મંત્રો દ્વારા લિંગમૂર્તિ મહેશ્વરની પૂજા કરનારાઓ ગર્ભવાસ, જન્મ તથા મરણના ભયથી મુક્તિ પામે છે. તેઓ દેવો, ગંધર્વો તથા સિદ્ધો અને શિવના શ્રેષ્ઠ ગણો દ્વારા વંદન પામે છે તથા કદી કોઇના દ્વારા પરાભવ પામતા નથી. આથી ભક્તિથી તથા વિધિથી લિંગસ્થાપન કરવું તથા બધા કાર્યોની સિદ્ધિ અર્થે પરમેશ્વર ભગવાન સદાશિવના લિંગની ખાસ કરીને પૂજા કરવી. લિંગને વેદીમાં સ્થાપિત કરીને પહેલા નાડાછડી વગેરે દ્વારા વેષ્ટિ કરી મુઠ્ઠીભર દર્ભ દ્વારા આચ્છાદિત કરવું. પછી લોકપાલ વગેરે આઠ કળશમાં પાણી ભરી તેમાં અક્ષત, પુષ્પ, ચંદન તથા મુઠ્ઠીભર દર્ભ નાખીને તે કળશો લિંગની ચારે તરફ મૂકવા. કળશ ઉપર સ્વસ્તિક આલેખવાં તથા રંગીન વસ્ત્રો દ્વારા તેમને ઢાંકવા. પૂર્વ દિશાના લોકપાલ ઇન્દ્રના કળશ પાસે વજ્ર નામક આયુધ મૂકવું; અને આ જ પ્રમાણે અન્ય બધા લોકપાલોના કળશ પાસે તેમના ધ્વજ અને આયુધ મૂકવાં; હાથી વગેરે વાહનોના ચિત્ર આલેખવાં. તે સર્વ કળશો ઉપર દર્ભની પવિત્ર માળાઓ મૂકવી. પછી તે કળશોની ધૂપ, દીપ વગેરે દ્વારા પૂજા કરવી. નૃત્ય, ગીત તથા વાદ્ય વગેરેથી પ્રાર્થના કરવી. પુણ્યાહવાચન કરવું. પછી મંડપમાં ભગવાન શિવ અને આઠ દિક્પાલોના કુંડ આઠ દિશાઓમાં કરવા. વચ્ચે શંકર નિમિત્તે હોમ અર્થે એક કુંડ કરવો. આ મુજબ ચતુરસ્ર નવ કુંડ વિધિસર નિર્માણ કરવા. શિવના કુંડ પાસે પણ ઇશાન કોણમાં એક કળશ, ઉપર જણાવ્યા મુજબ વિધિસર મૂકવો અથવા શિવપૂજન અર્થે યજ્ઞનાં બધા પવિત્ર સાધનો સાથે પાંચ અથવા એક કુંડ કરવો અથવા એક જ વેદી યથાશક્તિ મુજબ કરવી. વેદી ઉપર જરીની પટ્ટીવાળી પાંચ તળાઇઓની મહાશૈયારૂપે કલ્પના કરવી. તેના ઉપર સફેદ ચાદર પાથરવી. તેના ઉપર શિવનું સ્થાપન કરવું. પહેલા ઇશાન કોણ તરફથી વિધિસર શિવલિંગને મુકુટ ધારણ કરાવવો.

શિવને ઉદ્દેશી મૂકવામાં આવેલા મુખ્ય કળશમાં રત્નો નાખેલા હોય તે કળશને પહેલા શંકરની પાસે મૂકવો. લિંગને બે વસ્ત્રો દ્વારા ઢાંકી તેની ચારે તરફ દર્ભનો જુડો મૂકવો. ત્યાર પછી વામા વગેરે નવ શક્તિઓની સ્થાપના કરવી. શિવના લિંગની આધારશિલામાં પંચગવ્ય સાથે સુવર્ણ તથા સર્વ ધાન્ય મૂકવાં. ત્યાર બાદ **'તત્પુરુષાય વિદ્મહે વાગ્વિશુદ્ધાય ધીમહિ તન્નઃ શિવઃ પ્રચોદયાત્'** — આ શિવ ગાયત્રી ભણી અથવા ફક્ત 'ૐ' પ્રણવ દ્વારા બ્રહ્માત્મક શિવના લિંગનું સ્થાપન કરવું. શિવના લિંગના બ્રહ્મભાગની એટલે કે વેદિકાના અધોભાગની — **'બ્રહ્મજજ્ઞાનં પ્રથમં૦'** — આ મંત્ર દ્વારા તથા વિષ્ણુભાગની — **'નારાયણાય વિદ્મહે વાસુદેવાય ધીમહિ તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્'** — આ વિષ્ણુ ગાયત્રી મંત્ર દ્વારા તથા ત્રણેય તત્ત્વોથી યુક્ત એટલે કે વેદિકાના ઊર્ધ્વ પૂર્વ તથા પશ્ચિમ ભાગરૂપ રુદ્રના લિંગનું પ્રણવમંત્ર દ્વારા સ્થાપન કરવું.

બીજા પક્ષોના મતે આ બધું કર્મ — **'નમઃ શિવાય'** અથવા **'નમો હંસઃ શિવાય'** મંત્ર દ્વારા અથવા રુદ્રાધ્યાય દ્વારા કરવું. અગાઉ કહ્યા બધા કળશ પાંચ બ્રહ્મમંત્રો દ્વારા મધ્યકુંભની આસપાસ વિધિસર વેદી ઉપર મૂકવા. મધ્ય ભાગના કુંભમાં શિવની ભાવના કરવી. એ કુંભની જમણીબાજુ ઉમા દેવીના કુંભની તથા તે બંને કુંભોની વચમાં સ્કંદના કુંભમાં સ્કંદની સ્થાપના કરવી અથવા બ્રહ્માનું સ્થાપન કરવું. ઇશના કુંભમાં વિષ્ણુનું સ્થાપન કરવું. અથવા તો શિવના કુંભમાં શિલ, મહેશ્વર, રુદ્ર, વિષ્ણુ તથા પિતામહ વગેરે બ્રહ્મનાં અંગોનું સ્થાપન કરવું. ઉમાના કળશમાં હૃદય વગેરે મંત્રોની ભાવના કરવી. ખડ્ગાકાર વર્ધની કુંભમાં પણ ગંધ, પુષ્પયુક્ત પાણી ભરવું તથા તેમાં વર્ધનીદેવીનું સ્થાપન કરવું તથા ગૌરીનો ગાયત્રીમંત્ર ભણવો.

શિવકુંભમાં સુવર્ણ, રૂપું તથા રત્નો નાખવાં. આ જ પ્રમાણે વર્ધનીકુંભમાં પણ સોનું વગેરે નાખવાં. વિદ્યેશ્વર એટલે કે આઠ દિક્પાલોના બ્રહ્મકૂર્ચ વગેરે દ્વારા પૂરિત દિશાકુંભોમાં સુવર્ણ, રૂપું અને રત્ન વગેરે નાખવાં. **'ૐ અનન્તાય નમઃ'** આદિ મંત્રો દ્વારા ઈશ વગેરે દેવોની તે આઠ કુંભોમાં ભાવના કરવી. દરેક કુંભની ઉપર એક-એક નવું વસ્ત્ર મૂકવું. બધા કળશોની પૂજા કરવી. ત્યાર બાદ પૂર્વ દિશાના તત્પુરુષ વગેરે ક્રમાનુસાર મહાદેવનાં પાંચ મુખોની પૂજા કરવી. અઘોર મંત્ર દ્વારા દક્ષિણ દિશાના અઘોર મુખનું, સદ્યોજાત મંત્ર દ્વારા પશ્ચિમ મુખનું, વામદેવ મંત્ર દ્વારા ઉત્તર દિશાના મુખનું તથા ઇશના મંત્ર દ્વારા શિલના ઊર્ધ્વમુખની પૂજા કરવી. આ જ મુજબ આઠ દિક્પાલોનું આઠ દિશામાં ક્રમથી પૂજન કરવું. પૂર્વમાં ઇન્દ્રનું, અગ્નિકોણમાં અગ્નિનું, દક્ષિણ દિશામાં યમનું, નૈર્ઋત્યકોણમાં નિર્ઋતિનું, પશ્ચિમમાં વરુણનું, વાયવ્યકોણમાં નિર્ઋતિનું, પશ્ચિમમાં વરુણનું, વાયવ્યકોણમાં વાયુનું, ઉત્તર દિશામાં કુબેરનું તથા ઇશાન કોણમાં શિવપૂજન કરવું. ત્યાર બાદ જયાદિ સ્વિષ્ટ પર્યંત પૂર્વે જણાવ્યા મુજબ હોમ કરવો. ત્યાર બાદ વેદીમાં સ્થાપિત કરેલા શિવના લિંગ ઉપર વર્ધની કુંભ, શિવકુંભ તથા વૈષ્ણવકુંભમાંના અને પિતામહ કુંભ તથા અષ્ટલોકપાલોના કુંભમાંના જળ દ્વારા અભિષેક કરવો. તે વખતે **'તત્પુરુષાય વિદ્મહે૦' 'અઘોરેભ્યોડથ૦' 'સદ્યોજાતં પ્રપદ્યામિ૦' 'વામદેવાય નમો જ્યેષ્ઠાય૦'** તથા **'ઈશાનઃ સર્વ વિદ્યાનામ્૦'** આ મંત્રો ભણવા તથા રુદ્રાધ્યાય ભણવો અથવા તંડિએ રચેલા સહસ્ર નામ બોલવો. આચાર્યને એક હજાર કોડીના વજન જેટલું સોનું દક્ષિણાના રૂપે આપવું. અન્ય બ્રાહ્મણોને તેના કરતાં અડધી દક્ષિણા આપવી. શિવનાં વસ્ત્રો અને આભૂષણ, ગાયો તથા જમીન આદિ આચાર્યને આપવાં. નવ દિવસ, સાત દિવસ, ત્રણ દિવસ અથવા એક દિવસ સુધી ક્રમાનુસાર હોમ અને યાગબલિ વગેરે કર્મ કરવાં, સાથે ઉત્સવ કરવો. સૂર્ય વગેરે દેવોના નિમિત્તે હોમ કરવો. શિવાગ્નિકાર્ય પોતાના હૃદયમાં તેમજ બાહ્ય અગ્નિમાં કરવું. હંમેશા શિવની પૂજા કરી શિવ નિમિત્તે હોમ કરવો.

આ મુજબ લિંગની સ્થાપના કરનારો મનુષ્ય સાક્ષાત્ શિવરૂપ પરમેશ્વર જ છે. શિવના લિંગની સ્થાપના કરવાથી ઋષિઓ, અપ્સરાઓ, દેવગણો, રુદ્રો તથા સ્થાવર-જંગમાત્મક બધા ત્રૈલોક્ય સ્થાપિત તથા પૂજિત બને છે. ૧-૫૦

તેન દેવગણા રુદ્રા ઋષયોડપ્સરસસ્તથા।
સ્થાપિતાઃ પૂજિતાશ્ચૈવ ત્રૈલોક્ય સચરાચરમ્॥૫૦॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'લિંગપ્રતિષ્ઠાવિધિ' નામનો ૪૭મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૮મો

# સર્વ દેવોની પ્રતિષ્ઠાવિધિ



સૂત ઉવાચ॥
સર્વેષામપિ દેવાનાં પ્રતિષ્ઠામપિ વિસ્તરાત્।
સ્વૈર્મન્ત્રૈર્યાગકુણ્ડાનિ વિન્યસ્યૈકૈકમેવ ચ॥૧॥

સૂત બોલ્યા : બધા દેવોની પ્રતિષ્ઠાનો વિધિ વિસ્તારથી જણાવું છું. જે જે દેવોની પ્રતિષ્ઠા કરવાની હોય તે તે દેવોના યાગકુંડ પોતાના વેદની શાખામાં કહેલા મંત્રો દ્વારા કરવા તથા દરેક દેવની સ્થાપના કરવી. ઉત્સવ કરી વિધિસર દેવોની પૂજા કરવી. સૂર્યનું સ્થાપન પંચાગ્નિ અથવા દ્વાદશાગ્નિ ક્રમાનુસાર કરવું.

બધા કુંડો ગોળ અને પદ્મના આકારના રચવા. અંબાનો તથા વર્ધનીનો યોનિકુંડ રચવો. બધા કાર્યોમાં શક્તિઓનો યોનિકુંડ કરવો. શંભુ તથા અન્ય પણ બધા દેવોના કાર્યો તેમની ગાયત્રીથી કરવાં, એટલે કે દરેક દેવના ગાયત્રી મંત્રો દ્વારા તેમનાં કાર્ય કરવાં. સર્વ દેવો શિવના અંશ દ્વારા જ થયેલા છે, આથી તેમના ગાયત્રી મંત્રો પણ કહું છું. ગાયત્રી મંત્રો આ મુજબ છે :

| | |
|---|---|
| શિવગાયત્રી | : તત્પુરુષાય વિદ્મહે, વાગ્વિશુદ્ધાય ધીમહિ, તન્નો શિવઃ પ્રચોદયાત્॥ |
| ગૌરીગાયત્રી | : ગણામ્બિકાયૈ વિદ્મહે, કર્મસિદ્ધયૈ ચ ધીમહિ, તન્નો ગૌરી પ્રચોદયાત્॥ |
| રુદ્રગાયત્રી | : તત્પુરુષાય વિદ્મહે, મહાદેવાય ધીમહિ, તન્નો રુદ્ર પ્રચોદયાત્॥ |
| ગણપતિગાયત્રી | : એકદન્તાય વિદ્મહે, વક્રતુણ્ડાય ધીમહિ, તન્નો દન્તી પ્રચોદયાત્॥ |
| સ્કન્દગાયત્રી | : મહાસેનાય વિદ્મહે, વાગ્વિશુદ્ધાય ધીમહિ, તન્નો સ્કન્દઃ પ્રચોદયાત્॥ |
| વૃષગાયત્રી | : તીક્ષ્ણશૃઙ્ગાય વિદ્મહે, વેદપાદાય ધીમહિ, તન્નો વૃષઃ પ્રચોદયાત્॥ |
| નંદીગાયત્રી | : હરિવક્ત્રાય વિદ્મહે, રુદ્રવક્ત્રાય ધીમહિ, તન્નો નન્દી પ્રચોદયાત્॥ |
| વિષ્ણુગાયત્રી | : નારાયણાય વિદ્મહે, વાસુદેવાય ધીમહિ, તન્નો વિષ્ણુઃ પ્રચોદયાત્॥ |
| લક્ષ્મીગાયત્રી | : મહામ્બિકાયૈ વિદ્મહે, કર્મસિદ્ધયૈ ચ ધીમહિ, તન્નો લક્ષ્મીઃ પ્રચોદયાત્॥ |
| ધરાગાયત્રી | : સમુદ્ધૃતાયૈ વિદ્મહે, વિષ્ણુનૈકેન ધીમહિ, તન્નો ધરા પ્રચોદયાત્॥ |
| ગરુડગાયત્રી | : વૈનતેયાય વિદ્મહે, સુવર્ણપક્ષાય ધીમહિ, તન્નો ગરુડઃ પ્રચોદયાત્॥ |
| બ્રહ્માની ગાયત્રી | : પદ્મોદ્ભવાય વિદ્મહે, વેદવક્ત્રાય ધીમહિ, તન્નો સ્રષ્ટા પ્રચોદયાત્॥ |
| વાણીની ગાયત્રી | : શિવાસ્યજાયૈ વિદ્મહે, દેવરૂપાયૈ ધીમહિ, તન્નો વાચા પ્રચોદયાત્॥ |
| ઇન્દ્રગાયત્રી | : દેવરાજાય વિદ્મહે, વજ્રહસ્તાય ધીમહિ, તન્નો શક્રઃ પ્રચોદયાત્॥ |
| અગ્નિગાયત્રી | : રુદ્રનેત્રાય વિદ્મહે, શક્તિહસ્તાય ધીમહિ, તન્નો વહ્નિઃ પ્રચોદયાત્॥ |
| યમગાયત્રી | : વૈવસ્વતાય વિદ્મહે, દણ્ડહસ્તાય ધીમહિ, તન્નો યમઃ પ્રચોદયાત્॥ |
| નિર્ઋતિની ગાયત્રી | : નિશાચરાય વિદ્મહે, ખડ્ગહસ્તાય ધીમહિ, તન્નો નિર્ઋતિઃ પ્રચોદયાત્॥ |

| | |
|---|---|
| વરુણગાયત્રી | : જલાધિપાય વિદ્મહે, પાશહસ્તાય ધીમહિ, તન્નો વરુણઃ પ્રચોદયાત્।। |
| કુબેરની ગાયત્રી | : યક્ષેશ્વરાય વિદ્મહે, ગદાહસ્તાય ધીમહિ, તન્નો યક્ષઃ પ્રચોદયાત્।। |
| રુદ્રગાયત્રી | : સર્વેશ્વરાય વિદ્મહે, શૂલહસ્તાય ધીમહિ, તન્નો રુદ્રઃ પ્રચોદયાત્।। |
| દુર્ગાગાયત્રી | : કાત્યાયન્યૈ ચ વિદ્મહે, કન્યાકુમાર્યૈ ધીમહિ, તન્નો દુર્ગા પ્રચોદયાત્।। |

આ મુજબ જણાવેલા ગાયત્રી મંત્રો દ્વારા તે તે દેવોની પૂજા કરવી. પ્રણવને તેમનું આસન જાણવું. અતુલ પરાક્રમી વિષ્ણુની પુરુષસૂક્ત દ્વારા પૂજા કરવી. વિષ્ણુનો વિષ્ણુ, મહાવિષ્ણુ તથા સદાવિષ્ણુના ક્રમાનુસાર વિધાનપૂર્વક વ્યૂહ કરી વિષ્ણુ ગાયત્રી દ્વારા સ્થાપન કરવું. એ વિષ્ણુ વગેરે મૂર્તિભેદોમાં વાસુદેવ એ વિષ્ણુનું પ્રધાન સ્વરૂપ છે. ત્યાર બાદ સંકર્ષણ તથા પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધને વિષ્ણુનાં રૂપ સમજવાં. અનેક જાતનાં શાપોને લીધે વિશ્વના હિત અર્થે કળિયુગ વગેરે આવર્તોમાં તેમનાં બીજાં પણ ઘણાં રૂપ અથવા અવતાર થયેલા છે. જેમ કે — મત્સ્ય, કૂર્મ, વારાહ, નરસિંહ, વામન, પરશુરામ, રામચન્દ્ર, કૃષ્ણ, બૌદ્ધ તથા કલ્કિ અવતાર ઉપરાંત કપિલ વગેરે મુનિઓના શાપને કારણે હરિએ અન્ય પણ રૂપ ધારણ કર્યાં છે. તે રૂપોની સ્થાપના અને પૂજન તે તે દેવોના ગાયત્રીમંત્ર દ્વારા કરવી. દેવોના દેવ શિવ અને હરિ એટલે કે નારાયણનાં ગુહ્ય અને પ્રસિદ્ધ યંત્રો, મંત્રો તથા ઉપનિષદો; સદ્યોજાત વગેરે મુખ તથા પંચભૂતમય પાર્થિવ વગેરે રૂપોની સ્થાપના કરી નીચે લખેલા મંત્રો દ્વારા પૂજન કરવું. હરિના આઠ અક્ષરનો પ્રણવયુક્ત પરમ પવિત્ર મંત્ર — **'ૐ નમો નારાયણાય'** વિષ્ણુપૂજન વખતે ભણવો. **'ૐ નમો વાસુદેવાય'** મંત્ર વાસુદેવસ્વરૂપના પૂજન વખતે તથા **'ૐ નમઃ સંકર્ષણાય' 'ૐ પ્રદ્યુમ્નાય નમઃ' 'ૐ પ્રધાનાય નમઃ'** અને **'ૐ અનિરુદ્ધાય નમઃ'** આદિ મંત્રો તે તે રૂપોની પૂજાના સમયે ક્રમાનુસાર ભણવા. આ મુજબ એક-એક મંત્ર દ્વારા દેવનું સ્થાપન કરવું.

પરમેષ્ઠી ભગવાન શિવનાં રૂપોની પણ પ્રતિષ્ઠા તથા પૂજન લિંગની પૂજાના વિધાન મુજબ કરવી. ચલ અને અચલ મૂર્તિઓનું સ્થાપન અને પૂજન એ જ વિધિ મુજબ કરવું. ક્ષેત્રની ઉદ્યાનની અથવા નગરની પ્રદક્ષિણા કરવી.

કુંડનો મંડપ નિર્માણ કરવો. નવ કુંડોમાં વિધિસર હોમ કરવો. પાંચ કુંડ બનાવ્યા હોય તો પાંચ કુંડોમાં દિક્પાલો અને વચલા પ્રધાન કુંડમાં પ્રધાન દેવતા નિમિત્તે હોમ કરવો. પરંપરાના ક્રમ દ્વારા પાષાણ મૂર્તિઓ અને ચિત્રરૂપ ભગવાનની પ્રતિષ્ઠા અને જલાધિવાસન વિધિ અહીં આ મુજબ કહ્યો છે.

દેહનાં અંગો જે પ્રમાણે દેહમાં સ્થાપિત થયેલાં છે તેમ પ્રાસાદનાં બધા અંગોની પ્રતિષ્ઠા પ્રાસાદની પ્રતિષ્ઠામાં કહેવામાં આવી છે, એટલે કે મંદિરની પ્રતિષ્ઠામાં બધા દેવોની પ્રતિષ્ઠા કરવી. મંદિરમાં બધા દેવોનું સ્થાપન કરવું. વૃષ, અગ્નિ, માતૃ, વિઘ્નેશ તથા સ્કંદ-કાર્તિકસ્વામી સહિત દુર્ગા, ચંડી તથા ગાયત્રીનું વિધિસર પ્રધાન દેવ સહિત સ્થાપન કરવું. પ્રથમ અષ્ટ આવરણથી યુક્ત શિવની સ્થાપના કરવી. લોકપાલ તથા ગણેશ વગેરેની શિવના પ્રમથ વગેરે ગણો સહિત સ્થાપન કરવું. ઉમા, ચંડી, નંદી, મહામુનિ, લકુલીશ, મહાકાલ, વિઘ્નેશ્વર, મહાભૃંગી વગેરેનું ક્રમાનુસાર ઉત્તર દિશામાં સ્થાપન કરવું.

ઇન્દ્ર વગેરે લોકપાલોની તેમની દિશાઓમાં અને બ્રહ્મા તથા જનાર્દન વિષ્ણુનું સ્થાપન પણ તેમનાં સ્થાનોમાં શ્રદ્ધા તથા ભક્તિથી કરવું. ક્ષેત્રના ઈશ ક્ષેત્રપાલનું પણ ઇશાન દિશામાં સ્થાપન કરવું. વિઘેશા, વાગીશ્વરી તથા ધર્મ વગેરેનું અષ્ટદળ કમળ ઉપર સ્થાપન કરવું. બધા દેવો અને ખાસ કરીને દેવીઓનો ચલસ્થાપન વિધિ આ મુજબ અહીં સંક્ષિપ્તમાં કહ્યો છે. ૧-૫૦

**એવં સઙ્ક્ષેપતઃ પ્રોક્તં ચલસ્થાપનમુત્તમમ્।**
**સર્વેષામપિ દેવાનાં દેવીનાં ચ વિશેષતઃ ॥૫૦॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'સર્વ દેવોની પ્રતિષ્ઠાવિધિ' નામનો ૪૮મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૪૯મો

# અઘોરેશપ્રતિષ્ઠાવિધિ



**ઋષય ઊચુઃ ॥**
**અઘોરેશસ્ય માહાત્મ્યં ભવતા કથિતં પુરા।**
**પૂજાં પ્રતિષ્ઠાં દેવસ્ય ભગવન્વક્તુમર્હસિ ॥૧॥**

ઋષિઓ બોલ્યાઃ હે સૂત! આપે બધા પાપોના પુંજનો વિનાશ કરનારા ભગવાન શિવનું માહાત્મ્ય પૂર્વે અમને કહ્યું છે: એ દેવની પૂજા અને પ્રતિષ્ઠા કઈ રીતે કરવી તે હવે આપ અમને કહો.

સૂત બોલ્યાઃ હે મુનિશ્રેષ્ઠો! ભગવાન શિવના અઘોરરૂપની પૂજા અને પ્રતિષ્ઠા લિંગ-પ્રતિષ્ઠાના વિધિ મુજબ જ હૃદયાદિ અંગોથી અઘોરમંત્ર દ્વારા વિધિસર કરવી. લિંગની પૂજાના વખતે કરવામાં આવતી અગ્નિની પૂજા પણ એ જ પ્રમાણે કરવી. એટલે કે અઘોરપૂજન કર્યા બાદ દહીં, મધ તથા ઘીથી યુક્ત તલની એક હજાર અથવા પાંચસો કે એકસો આઠ આહુતિઓ અઘોર મંત્ર ભણી આપવી. આ મુજબ હોમ કરવો. ઘી તથા મધથી યુક્ત સાથવાનો હોમ કરવાથી બધા દુઃખો અને વ્યાધિઓનો નાશ થાય છે. તલનો હોમ કરવાથી ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે અને એની જ એક હજાર આહુતિ આપી હોમ કરવાને કારણે મહાવૈભવ મળે છે. તલની સો આહુતિ આપી હોમ કરવાથી વ્યાધિનો નાશ થાય છે.

ત્રણે કાળ અઘોર મંત્રનો વિધિસર એકસો આઠ વાર જપ કરનારો મનુષ્ય બધા દુઃખોથી મુક્ત બને છે એમાં શંકા નથી. છ માસ પર્યંત પ્રતિદિન અઘોરમંત્રનો એકસો આઠવાર ત્રણે કાળ જપ કરવાને કારણે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તથા સામંત રાજાઓને પણ સંપૂર્ણ રાજ્યની પ્રાપ્તિ જરૂર થાય છે, એમાં શંકા નથી.

જે મનુષ્યને જ્વર આવતો હોય તેના નિમિત્તે દૂધની એક હજાર આહુતિ અઘોર મંત્ર ભણી આપવામાં આવે તો તે મનુષ્યનો જ્વર દૂર થાય છે. એક માસ પર્યંત ત્રણે કાળ દૂધની એક હજાર આહુતિ આપવાને કારણે મહા સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. અઘોરમંત્ર ભણી મધ, ઘી તથા દહીંની એક હજાર આહુતિ

પ્રતિદિન એક વર્ષ પર્યંત આપી હોમ કરવાને કારણે મનુષ્ય સિદ્ધરૂપ બની જાય છે. જાતિપુષ્પ જેવા ખૂબ જ શુભ ચોખા દ્વારા અથવા જ્વર, ખીર તથા ઘૃતનો હોમ કરવાને કારણે અઘોરરૂપ પરમેશ્વર ભગવાન ઈશ પ્રસન્ન થાય છે. છ માસ પર્યંત ઘીનો હોમ કરવાને કારણે બધી વ્યાધિઓનો નાશ થાય છે. અઘોરમંત્ર દ્વારા તલનો હોમ એક વર્ષ પર્યંત કરવાથી ક્ષય રોગ મટે છે. રાજયક્ષ્મા રોગ નાશ પામે છે. જવના હોમ દ્વારા આયુષ્યની વૃદ્ધિ થાય છે. ઘીનો હોમ કરવાને કારણે જયની પ્રાપ્તિ થાય છે. મધ યુક્ત ચોખા દ્વારા છ માસપર્યંત પ્રતિદિન નિયમથી અઘોરમંત્ર ભણી દશ હજાર આહુતિ આપી હોમ કરવાથી બધી જાતના કોઢ નાશ પામે છે. ઘી, દૂધ તથા મધ — આ ત્રણ પદાર્થો મધુર કહેવાય છે. આ મધુરત્રયથી હોમ કરવાને કારણે ભગંદર મટે છે. આ ત્રણ મધુર પદાર્થોના હોમથી સમસ્ત જગત પ્રસન્ન થાય છે. ફક્ત ઘૃતનો હોમ કરવાને કારણે બધા રોગો નાશ પામે છે.

ભગવાન શિવના અઘોર રૂપનું ધ્યાન, તેમની સ્થાપના તથા વિધિસર કરવામાં આવતી તેમની પૂજા દ્વારા સંસારના બધા રોગો મટે છે.

આ મુજબ ભગવાન શિવના અઘોર રૂપની પ્રતિષ્ઠા તથા પૂજા અહીં સંક્ષિપ્તમાં કહી છે. પૂર્વે નંદીએ બ્રહ્માના પુત્ર તથા શિષ્ય સનત્કુમારને આ કહ્યું હતું તથા તેમણે વ્યાસને કહ્યું હતું.

પ્રતિષ્ઠા યજનં સર્વં નન્દિના કથિતં પુરા।
બ્રહ્મપુત્રાય શિષ્યાય તેન વ્યાસાય સુવ્રતાઃ ॥૧૭॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'અઘોરેશપ્રતિષ્ઠાવિધિ' નામનો ૪૯મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૫૦મો



# અઘોરમંત્રની સાધના અને શત્રુનાશવિધાન

ઋષય ઊચુઃ ॥
નિગ્રહઃ કથિતસ્તેન શિવવક્ત્રેણ શૂલિના।
કૃતાપરાધિનાં તં તુ વક્તુમર્હસિ સુવ્રત॥૧॥

ઋષિઓ બોલ્યા: કલ્યાણરૂપ મુખવાળા રુદ્રે અપરાધીઓને વશ કરવારૂપ નિગ્રહવિધિ બતાવ્યો છે તે સદાચરણશીલ હે સૂત! આપ અમને સંભળાવો. હે સુવ્રત! મહાભાગ્યશાળી હે રોમહર્ષણ! લૌકિક અથવા વૈદિક, શ્રૌત કે સ્માર્ત એવું કોઈ પણ તત્ત્વ નથી કે જેનું જ્ઞાન આપને ન હોય એટલે કે આપને બધું કાંઈ વિદિત છે.

સૂત બોલ્યા: પૂર્વે ભૃગુના પુત્ર તથા અઘોરના શિષ્ય અક્ષર તેજવાળા શુક્રે શત્રુનો વિનાશ કરવાને આ નિગ્રહવિધિ હિરણ્યાક્ષને કહ્યો હતો. તેની કૃપાને કારણે દૈત્યોના રાજા પ્રતાપી હિરણ્યાક્ષે દેવો, અસુરો તથા મનુષ્યો સાથે સમગ્ર ત્રૈલોક્યને જીત્યું હતું. તેનો પુત્ર અંધક પણ ખૂબ જ પરાક્રમી હતો. એવો અ

હિરણ્યાક્ષ સમસ્ત વિશ્વમાં, ત્રૈલોક્યમાં પોતાના પ્રતાપને કારણે શોભતો હતો. ભગવાન વિષ્ણુએ વરાહ અવતાર ધારણ કરી એનો વધ કર્યો હતો. સ્ત્રીઓ, બાળકો તથા ગાયોને બાધા પહોંચાડનારા મનુષ્યનો નિગ્રહમાર્ગથી વિજય થતો નથી.

હિરણ્યાક્ષ દૈત્ય પૃથ્વીને રસાતલમાં લઈ ગયો હતો; પણ અઘોરરૂપ દેવ ભગવાન શિવે તેનો તે નિગ્રહ નિષ્ફળ કર્યો. એક હજાર વર્ષ પર્યંત વરાહરૂપ ભગવાન વિષ્ણુએ તેનો વધ કર્યો. અઘોરમંત્ર સિદ્ધ કરવો હોય તો બ્રાહ્મણો, સ્ત્રીઓ તથા ખાસ કરીને ગાયોને પણ કદી કષ્ટ પહોંચાડવું નહીં.

અઘોરમંત્ર સિદ્ધ કરવાનો ખૂબ જ ગુપ્ત વિધિ તમને જણાવું છું. મારવા તૈયાર થયેલા આતતાયીને અર્થે રાજાઓએ અઘોરમંત્રનો ઉપયોગ કરવો. બ્રાહ્મણોના વિનાશ અર્થે અથવા પોતાના દેશના રાજાના વિનાશ અર્થે એ પ્રયોગ કરવો નહીં; પણ બધું સૈન્ય હણાઈ ગયું હોય તથા પરાભવ થયો હોય, જ્યારે અધર્મ દ્વારા યુદ્ધ થતું હોય ત્યારે વિધિસર અઘોરમંત્રનો પ્રયોગ ક્રૂર બ્રાહ્મણથી ક્રૂરપણે કરવો. આ મુજબ કરવાને કારણે શત્રુનો વિનાશ થાય છે, શત્રુ વશ થાય છે, એમાં શંકા નથી. ભયંકર રૂપવાળા ભગવાન શિવના અઘોરમંત્રનો એક લાખ વખત જપ કરવો તથા જપના દસમા ભાગે દસ હજાર અઘોરમંત્ર ભણી વિધિસર તલ દ્વારા હોમ કરવો.

દક્ષિણામૂર્તિના અવતારની મૂર્તિનું, મહાદેવના બાણનું અથવા અગ્નિની એક લાખ શ્વેત પુષ્પો દ્વારા વિધિસર પૂજા કરવી. આ મુજબ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે, બીજી રીતે સિદ્ધ થતો નથી. સિદ્ધિ વગેરેનો કોઈ દૃષ્ટા નથી. મંત્ર સિદ્ધ કરનાર મનુષ્યે અઘોરમંત્રનો પ્રયોગ સ્મશાનમાં અથવા નદીતીરે કરવો. શિવભક્ત એવો બ્રાહ્મણ ફક્ત શિવરૂપ ગુરુની કૃપા થકી જ મંત્ર સિદ્ધ કરી શકે છે. આ મંત્રનો પ્રયોગ પોતાના શ્રેય અર્થે અથવા તો રાજાના કે રાષ્ટ્રના હિત અર્થે કરવો. પૂર્વાદિ દિશાથી યુક્ત ઇશાનક અંતક શૂલાષ્ટકની એટલે કે ત્રણ શિખાવાળા તથા દરેક શિખાની અન્ય આઠ–આઠ પેટા શિખાયુક્ત ચોવીસ શિખાવાળા ત્રિશૂળનું સ્થાપન કરવું. તે વખતે વીરાસને બેસવું તથા ત્રિશૂલરૂપ સંકુચિત સ્વરૂપવાળા અઘોરરૂપ ભગવાન શિવના એ ભયંકર સ્વરૂપમાં પ્રલયકારક અઘોરેશનું ધ્યાન કરવું. ત્યાર બાદ નિગ્રહરૂપ બધાં કર્મ કરવાં. પોતાના શરીરમાં પણ કરોડો કાલાગ્નિ એટલે કે પ્રલયાગ્નિના તેજની ભાવના કરવી. અઘોરેશ ભગવાન શિવનાં શૂલ, કપાલ, પાશ, દંડ, બાણ રાખવાનો ભાથો, બાણ, ડમરુ તથા ખડ્ગ — આ આઠ આયુધ છે. દિગંબર નીલકંઠે આ આયુધ પોતાના આઠ હાથોમાં ધારણ કરેલા છે. અર્ધચન્દ્રને ધારણ કરનારા ભગવાન પાંચ તત્ત્વો ઉપર આરૂઢ થયેલા છે. કરાળ દંષ્ટ્રાઓથી યુક્ત મુખવાળા છે. રૌદ્ર દૃષ્ટિને કારણે ભયંકર દેખાય છે. તેમના 'હું ફટ્' આ મહા શબ્દ દ્વારા બધી દિશાઓ ગર્જી ઊઠી છે. તેમને ત્રણ આંખ છે. નાગપાશ દ્વારા ગ્રથિત મુકુટવાળા તથા બધા આભરણોથી સંપન્ન છે તથા દેહે પ્રેતભસ્મથી લિપ્ત છે. ભૂતપ્રેત, પિશાચ, ડાકિની તથા રાક્ષસો દ્વારા ઘેરાયેલા છે. હાથીનું ચર્મ પરિધાન કરેલું છે; સર્પોનાં આભૂષણોથી ભૂષિત છે; વીંછીઓના અલંકારોથી યુક્ત છે, નીલ મેઘ જેવી ગર્જના કરે છે. નીલ અંજનના પર્વત જેવા કાંતિમાન એ દેવે સિંહચર્મને દેહના ઉપરના ભાગે ધારણ કરેલું છે. પૂરક, કુંભક તથા

રેચકની છત્રીસ માત્રાઓના પ્રાણાયામથી અઘોરેશ શિવના એ ખૂબ જ ભયંકર સ્વરૂપનું ધ્યાન કરવું તથા મહામુદ્રા* ધારણ કરી બધા કર્મ કરવાં.

અઘોર મંત્ર સિદ્ધ કરેલા મનુષ્યે શત્રુનો નિગ્રહ કરવા સ્મશાનમાં, ચિતાના અગ્નિમાં વિધિસર હોમ કરવો અથવા પૂર્વ વગેરે ચાર દિશાઓમાં ચાર તથા મધ્યમાં એક કુંડ એમ કુલે પાંચ કુંડ રચવા. આચાર્યે મધ્યકુંડમાં તથા અન્ય ઋત્વિજોએ ચાર દિશાઓમાં બનાવેલા ચાર કુંડોમાં હોમ કરવો. વિલોમ ક્રમ દ્વારા યજ્ઞના અગ્નિની ચારે તરફ દર્ભ દ્વારા પરિસ્તર કરવું. પ્રતિલોમ ક્રમ દ્વારા દર્ભ મૂકવા.

આચાર્યે પોતાના જેવા શિષ્યો સહિત કાલાગ્નિ પીઠના મધ્ય ભાગે બેસવું. પૂર્વે જણાવ્યા મુજબ પોતાની ચારે તરફ આઠ ત્રિશૂળ રોપવાં. તેત્રીસ અક્ષરવાળા અઘોરમંત્રરૂપ ભયંકર અઘોરેશ ભગવાન શિવનું ધ્યાન કરવું. બહેડા વૃક્ષના કાષ્ઠની બાર આંગળ પ્રમાણની રાજાના શત્રુની પાંચ પ્રતિમા કર્માચાર્ય બ્રાહ્મણે બનાવીને પીઠ ઉપર સ્થાપિત કરવી. ત્યાર બાદ કુંડના મધ્ય ભાગે સહેજ ખોદી શત્રુની કાષ્ઠપ્રતિમા સ્મશાનમાંથી લાવેલા અંગારા સાથે મૂકવી. એ પ્રતિમાના પગ ઉપરની બાજુ તથા મોઢું નીચેની બાજુ રહે તે પ્રમાણે પાંચેય કુંડોમાં જણાવ્યા મુજબ મૂકવી તથા અનાજનાં ફોતરાં સહિત તેને દાહ મૂકવો. બ્રહ્મચર્યપરાયણ આચાર્યે મૌન ધારણ કરી કુંડમાં અગ્નિસ્થાપન કરવું. પ્રથમ મયૂરાસ્ત્ર દ્વારા શત્રુની પ્રતિમાની નાભિમાં અગ્નિદાહ આપવો. આચાર્યે રક્તવસ્ત્રનું કવચ ધારણ કરવું. પછી અનાજનાં ફોતરાં, કપાસિયા તથા હાથઘાણીમાં પીલીને કાઢેલા તલના તેલ સહિત હોમદ્રવ્ય મિશ્ર કરીને તેના દ્વારા આચાર્ય અને શિષ્યોએ હોમ કરવો. અઘોરમંત્ર ભણી એકસો આઠ આહુતિ આપવી. આ મુજબ કૃષ્ણપક્ષની ચતુર્દશીથી આરંભ કરીને શુક્લપક્ષની અષ્ટમી સુધી પ્રજ્વલિત અગ્નિમાં પ્રતિદિન એકસો આઠ આહુતિ આપી હોમ કરવો. આ મુજબ કરવાથી રાજાના શત્રુઓ બધી જાતનાં દુઃખ પામીને તેના વંશમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો સહિત મૃત્યુ પામે છે.

શત્રુનો નાશ કરવાનો અન્ય એક ઉપાય કહે છે. મનુષ્યના વાળ અને નખ તથા ખોપરી, અનાજનાં ફોતરાંની રાખ, સાપની કાંચળી, લૂગડાનો છેડો, રાજમાર્ગની ધૂળ, ઝાડુ દ્વારા વાળતાં ઘરમાંથી નીકળેલી ધૂળ, ઝેરી સાપના દાંત, ગાયના અને બળદના દાંત, વાઘના નખ તથા દાંત, કાળું હરણ, બિલાડો, નોળિયો તથા ભૂંડના દાંત — આટલી વસ્તુઓ એકઠી કરવી તથા અઘોરમંત્રનો એકસો આઠ વખત જપ

* મહામુદ્રા આ મુજબઃ ડાબા પગની પાનીથી ગુદા તથા લિંગના મધ્ય ભાગે આવેલ સ્થાનને સારી રીતે દબાવવું તથા જમણા પગને સોટીની જેમ લંબાવવો. જમણા પગની પાનીને જમીન પર ટેકવીને પગનો પંજો ઉપરની તરફ રાખી અને હાથના અંગૂઠા તથા તર્જની આંગળીઓથી પગનો અંગૂઠો મજબૂત પકડીને રાખવો તથા કંઠપ્રદેશમાં સારી રીતે જાલંધર નામક બંધ કરીને પ્રાણવાયુને ઊર્ધ્વપ્રદેશ સુષુમ્ણામાં ધારણ કરવો. રૂંધેલો વાયુ ધીરે ધીરે રેચક કરીને બહાર કાઢવો. ઉતાવળથી રેચક કરવાને કારણે બળહાનિ થશે.

આ મહામુદ્રા સિદ્ધ કરવાથી ક્ષયરોગ, કોઢ, ગુદાવર્ત, ગુલ્મરોગ, અજીર્ણ, જ્વર, પ્રમેહ તથા ઉદરરોગનો નાશ થાય છે. અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશરૂપ મહાક્લેશ અને શોકમોહ વગેરે તેના ધર્મ તથા વૃદ્ધાવસ્થા અને મૃત્યુ — એ દેહના ધર્મ પણ આ મુદ્રાથી આત્મસાક્ષાત્કાર દ્વારા નાશ પામે છે. આથી જ આ મુદ્રાને સિદ્ધ લોકો મહામુદ્રા તરીકે ઓળખે છે.

કરીને તેનાથી બધી વસ્તુઓ અભિમંત્રિત કરવી. ત્યાર બાદ અઘોરમંત્ર ભણી તે સર્વ વસ્તુઓ મૃત મનુષ્યને ઓઢાડેલા વસ્ત્રમાં બાંધવી. શત્રુની રાશિથી આઠમી રાશિમાં સૂર્ય-ચન્દ્રને ગ્રહણ લાગેલું હોય ત્યારે શત્રુ રાજાના રાજ્યમાં અથવા સ્મશાનમાં, શત્રુના નગરમાં, ક્ષેત્રમાં અથવા તેના ઘરમાં મંત્ર ભણી મૃત મનુષ્યના વસ્ત્રમાં બાંધેલી કે વીંટાળેલી તે બધી વસ્તુઓ મૂકવી. આ મુજબ કરવાને કારણે શત્રુ સ્થાનભ્રષ્ટ થઈ નાશ પામે છે.

શત્રુનો નાશ કરવા ત્રીજો ઉપાય કહે છે : શત્રુરાજા ઉપર વિજય મેળવવા પ્રસ્થાન કરતી વેળા રાજાએ ચંદરવો બાંધેલો હોય તેમ જ ચારે તરફ તોરણો દ્વારા સુશોભિત કરેલી દર્ભમાળાથી આવૃત થયેલી દર્પણ જેવી સ્વચ્છ જમીનમાં શત્રુનું ચિત્ર મૂકી અઘોરમંત્ર ભણી પોતાના જમણા પગથી તે અચિત્રના મસ્તક ઉપર પ્રહાર કરવો. આથી રાજાના શત્રુનો વિનાશ થાય છે. આથી ઊલટું જે મનુષ્ય પોતાના દેશના રાજાને ઉદ્દેશી મારણ, ઉચ્ચાટન વગેરે અભિચારકર્મ કરે છે તે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય પોતાનો જ નાશ વહોરી લઈ પોતાના કુળનો નાશ કરે છે, આથી આવું અભિચાર કર્મ ક્યારેય કરવું નહીં. પોતાના દેશનું રક્ષણ કરનાર રાજાનું મંત્ર તથા ઔષધિ વગેરે ક્રિયાઓથી બધી રીતે હંમેશા રક્ષણ કરવું.

અઘોરમંત્રની સાધનાનું આ રહસ્ય તમને જણાવ્યું. આ રહસ્ય ખૂબ જ ગુપ્ત રાખવું. ગમે તે મનુષ્યને આ કહેવું નહીં. ૧-૫૦

**ઇતદ્રહસ્યં કથિતં ન દેયં યસ્ય કસ્યચિત્‌॥૫૦॥**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં***

***'અઘોરમંત્રની સાધના અને શત્રુનાશવિધાન' નામનો ૫૦મો અધ્યાય સંપૂર્ણ***



## અધ્યાય ૫૧મો

# વજ્રેશ્વરી વિદ્યાનું વર્ણન



**ઋષય ઊચુઃ॥**

**નિગ્રહોહ્યઘોરરૂપોઽયં કથિતોઽસ્માકમુત્તમમ્‌।**

**વજ્રવાહનિકાં વિદ્યાં વક્તુમર્હસિ સત્તમ॥૧॥**

ઋષિઓ બોલ્યા : ઉત્તમ સદ્‌ભાવનાશીલ હે સૂત! આપ અમને અઘોરરૂપ નિગ્રહ વિશે જણાવ્યું; હવે આપ વજ્રવાહનિકા અર્થાત્‌ વજ્રેશ્વરી વિદ્યા વિશે જણાવો.

સૂત બોલ્યાઃ વજ્રવાહનિકા વિદ્યા બધા શત્રુઓને ભય ઉપજાવનારી છે. આ વિદ્યા દ્વારા વજ્રને અભિમંત્રિત કરીને પ્રભાવશાળી બનાવવું તથા રાજાઓને તે અર્પવું. વજ્ર ઉપર ધંતૂરાની સળી દ્વારા મંત્ર લખવો. વજ્રેશ્વરી વિદ્યાથી યુક્ત વિદ્વાન બ્રાહ્મણે એક લાખ વખત જપ કરવો. વજ્રાકાર કુંડમાં દસમા ભાગનો હોમ કરવો. દશ હજાર મંત્ર ભણી ઘીની આહુતિ આપવી. વજ્રવિદ્યા જાણનાર મનુષ્યે વજ્રની રક્ષા કરવી. સિદ્ધ કરેલ વજ્ર નૃપને આપવું. રાજાએ તે વજ્ર દ્વારા યુદ્ધમાં શત્રુને જીતવો.

અગાઉ પિતામહ બ્રહ્માએ ઇન્દ્રના ઉપકાર અર્થે ભગવાન મહેશ્વર પાસેથી આ સાક્ષાત્ વજ્રેશ્વરી દેવી નામક વિદ્યા મેળવી હતી. વિશ્વરૂપ ઉપદિષ્ટ વિદ્યાથી પૂર્વે સોમરસનું હરણ કરતી વખતે સુરેશ્વર ઇન્દ્રે પ્રજાપતિ ત્વષ્ટાના વિશ્વરૂપ નામક પુત્રનો વધ કર્યો હતો.+ તેથી સોમયાગમાં ઇન્દ્રને સોમરૂપ હવિ વિધિસર મળ્યો હતો તે ત્વષ્ટાએ ઇન્દ્રને આપ્યો નહીં; અને કહ્યું કે, 'તમે વિશ્વરૂપ નામક પુત્રને હણી નાખ્યો છે, આથી તમારો હવિર્ભાગ હું નહીં અર્પું.' આમ કહી તેણે માયાથી આખા આશ્રમને મોહિત કરી દીધો. તેથી વિશ્વરૂપનું વિમર્દન કરનાર શચીપતિ ઇન્દ્રે દેવગણો સાથે બળથી સોમરસનું પાન કર્યું. બાકી બચેલા સોમરસ ક્રોધાવિષ્ટ પ્રજાપતિ ત્વષ્ટાએ લઈ લીધો તથા **'ઇન્દ્રસ્ય શત્રો વર્ધસ્વ'** આમ બોલી અગ્નિમાં આહુતિ આપી. તેથી કાલાગ્નિ જેવો 'વૃત્ર' નામક અસુર ઉત્પન્ન થયો. વૃષા એટલે કે ઇન્દ્ર, તેના અંતકાળ જેવા એ વૃષાન્તક-વૃત્ર ઇન્દ્રને હણવા માટે તેની પાછળ દોડ્યો. તેથી મુકુટને ધારણ કરનારો કિરીટી ઇન્દ્ર ભયથી વિહ્વળ બની સ્વર્ગમાંથી દેવો સહિત તત્કાળ નાસી છૂટ્યો. તે વખતે રુદ્ર, બ્રહ્મા તથા વિષ્ણુએ વૃત્રાસુરને વજ્ર દ્વારા હણી નાખવા ઇન્દ્ર જણાવ્યું. આથી ઇન્દ્રે વૃત્રાસુરને હણી નાખ્યો. અનાયાસે વૃત્રાસુરને હણી નાખી ઇન્દ્ર ચિંતાથી મુક્ત થયો. આથી આ વજ્રેશ્વરી વિદ્યા બધા શત્રુઓને મહા ભય ઉપજાવનારી છે.

મંદેહા નામક રાક્ષસો પણ આ વિદ્યાના પ્રભાવને કારણે જિતી શકાયા હતા. આ વિદ્યાથી જ તેમનો પરાભવ કરાયો હતો. બધા પાપોથી મુક્ત કરનારી આ વિદ્યા હું તમને કહું છું.

**'ૐ ભૂર્ભુવઃ સ્વઃ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ। ધિયો યો નઃ પ્રચોદયાત્।। ૐ ફટ્ જહિ હું ફટ્ છિન્ધિ ભિન્ધિ જહિ હન હન સ્વાહા।।'** વજ્રેશ્વરી વિદ્યાનો આ મંત્ર છે. જપ તથા હોમ આ મંત્ર દ્વારા જ કરવા. હે મુનિશ્રેષ્ઠો! મંત્રરૂપ આ વજ્રેશ્વરી વિદ્યા બધા શત્રુઓને લય કરનારી છે. શિવની આ વિદ્યા દ્વારા બધાનો સંહાર થાય છે. અથવા તો આ વિદ્યા દ્વારા રુદ્રથી પ્રલય થાય છે. ૧-૧૮

**વિદ્યા વજ્રેશ્વરીત્યેષા સર્વશત્રુભયંકરી।**
**અનયા સંહૃતિઃ શમ્ભોર્વિદ્યયા મુનિપુઙ્ગવાઃ।।૧૮।।**

***ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'વજ્રેશ્વરી વિદ્યાનું વર્ણન' નામનો ૫૧મો અધ્યાય સંપૂર્ણ***



+ ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ એ ઇન્દ્રનો પુરોહિત હતો. દૈત્યોની બહેન રચના નામક સ્ત્રીને એ પુત્ર ત્વષ્ટા દ્વારા થયો હતો, તે દેવોનો પુરોહિત બન્યો હતો. તેણે વૈષ્ણવી વિદ્યા-નારાયણકવચ દ્વારા ઇન્દ્રનું રક્ષણ કર્યું હતું. આ વિશ્વરૂપને ત્રણ મસ્તક હતાં. તેમાંનું એક સોમપાન કરનાર, બીજું સુરાપાન કરનાર અને ત્રીજું અન્નનું ભક્ષણ કરનાર હતું. દેવોના પુરોહિત આ વિશ્વરૂપ છૂપી રીતે પોતાના મોસાળના અસુરોને પણ યજ્ઞભાગ આપતો હતો. આ કપટ જાણવાને કારણે ઇન્દ્રએ ક્રોધિત થઈ વિશ્વરૂપનાં મસ્તકો હણી નાખ્યાં. તે સમયે સોમપાન કરનાર મસ્તક કપિંજલ પક્ષી બન્યું, સુરાપાન કરનાર મસ્તક કલવિંક પક્ષી બન્યું અને અન્ન ખાનાર મસ્તક તેતર બન્યું.

## અધ્યાય ૫૨મો

# વશ્ય, આકર્ષણ આદિ પ્રયોગવર્ણન



ઋષય ઊચુઃ ॥
શ્રુતા વજ્રેશ્વરી વિદ્યા બ્રાહ્મ્યા શક્રોપકારિણી।
અનયા સર્વકાર્યાણિ નૃપાણામિતિ નઃ શ્રુતમ્॥૧॥

ઋષિઓ બોલ્યાઃ રોમહર્ષણ હે સૂત! વજ્રેશ્વરી બ્રાહ્મી વિદ્યાએ ઇન્દ્ર ઉપર ઉપકાર કર્યો તથા આ વિદ્યા દ્વારા રાજાઓનાં બધા કાર્ય સિદ્ધ થાય છે તે પણ અમે આપના મોઢે સાંભળ્યું; ક્રિયાઓમાં આ વિદ્યાની યોજના કઈ રીતે કરવી તે હવે આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ વશીકરણ, આકર્ષણ, વિદ્વેષણ એટલે કે તંત્રોક્ત અભિચારકર્મ–દ્વેષ શત્રુતા વગેરે ઉચ્ચાટન એટલે કે શત્રુને પોતાના સ્થાન પરથી ભ્રષ્ટ કરવો; સ્તંભન, મોહન, તાડન, ઉત્સાદન એટલે કે શત્રુનો વિનાશ કરવો, છેદન, મારણ, પ્રતિબંધન, સેનાનું સ્તંભન વગેરે બધા કર્મો વજ્રેશ્વરી વિદ્યારૂપ ગાયત્રી દ્વારા કરવાં.

પહેલાં વજ્રેશ્વરી વિદ્યારૂપ ગાયત્રીદેવીનું આવાહન કરવું. તે વખતે આ મંત્રભણવો. **'આગચ્છ વરદે દેવિ ભૂમ્યાં પર્વતમૂર્ધનિ।'** પછી કર્માન્તે **'બ્રાહ્મણેભ્યો હ્યનુજ્ઞાતા ગચ્છ દેવિ યથાસુખમ્।'** આ મંત્ર દ્વારા વિસર્જન કરવું. દેવીનું આવાહન કરી વશ્ય વગેરે બધાં કર્મ કરવાં. ત્યાર બાદ વિસર્જન કરવું. દેવીનું આવાહન કરી પૂજા કરવી તથા વજ્રેશ્વરી ગાયત્રીમંત્રનો જપ કરવો. તેના દશમા ભાગનો હોમ કરવો. હોમ કરતાં પહેલાં વિધિસર અગ્નિસ્થાપન કરવું. (આ બધી ક્રિયા આ અગાઉ જણાવવામાં આવી છે.) વિદ્યાથી બધા કાર્યો વિધિસર કરવાં.

વશીકરણ કર્મ માટે ઘૃતયુક્ત ચમેલીનાં પુષ્પોની ત્રણ અયુત એટલે કે ત્રીસ હજાર આહુતિ આપી હોમ કરવો. મંત્રના ત્રણ લાખ જપ કરવા.

આકર્ષણ કર્મ અર્થે કરેણનાં પુષ્પોનો હોમ કરવો. વિદ્વેષણ માટે લાંગલ પુષ્પોનો હોમ કરવો. ઉચ્ચાટનકર્મ અર્થે તલના તેલ દ્વારા હોમ કરવો. સ્તંભનકર્મ અર્થે મધનો હોમ કરવો. મોહનકર્મ તલના હોમ દ્વારા કરવું. સ્તંભનકર્મ સરસવના હોમ દ્વારા તથા પાટનકર્મ દર્ભ દ્વારા કરવું એટલે કે દર્ભને ઘૃતયુક્ત કરીને હોમ કરવો. મારણ તથા ઉચ્ચાટનકર્મ સિદ્ધ કરવા રક્તરોહિડાનો હોમ કરવો. બંધન અર્થે નાગપત્રનો તથા સેનાના સ્તંભન અર્થે મનશિલનો હોમ કરવો અને નિયમ દ્વારા પરમેશ્વરીની પૂજા કરવી.

(સાત્ત્વિક કામનાની સિદ્ધ અર્થેનાં હવન દ્રવ્યો કહે છે.) ઘૃતનું હવન કરવાથી બધી કામનાઓ સિદ્ધ થાય છે. દૂધના હવન દ્વારા બધી જાતની શુદ્ધિ થાય છે. તલના હવન દ્વારા રોગનો નાશ તથા કમળનો હવન કરવાને કારણે ધન પ્રાપ્ત થાય છે. ગાયત્રીરૂપ વજ્રેશ્વરી વિદ્યાથી ત્રીસ હજાર મહુડાનાં પુષ્પોના હવન દ્વારા મનુષ્ય કાંતિમાન બને છે. જયા વગેરે દ્વારા સ્વિષ્ટકૃત સુધીનો હોમ અગાઉ જણાવ્યા મુજબ કરવો.

વજ્રેશ્વરી વિદ્યારૂપ ગાયત્રીનાં ક્રિયાઓમાં કરવામાં આવતી ઘણી વિસ્તૃત યોજના આ મુજબ અહીં સંક્ષિપ્તમાં કહેવામાં આવી છે.

હવન ન કરવો હોય તો પણ વજ્રેશ્વરી વિદ્યાનું વિધિસર પૂજન કરી ફક્ત જપ કરવાથી પણ બધી જાતની સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, એ વિશે કાંઈ જ શંકા નથી. ૧-૧૬

જપેદ્વા કેવલાં વિદ્યા સમ્પૂજ્ય ચ વિધાનતઃ।
સર્વ સિદ્ધિમવાપ્નોતિ નાત્ર કાર્યા વિચારણા॥૧૬॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'વશ્ય, આકર્ષણ આદિ પ્રયોગવર્ણન' નામનો ૫૨મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૫૩મો

# મૃત્યુંજયવિધિ



ઋષય ઊચુ
મૃત્યુઞ્જયવિધિં સૂત બ્રહ્મક્ષત્રવિશામપિ।
વક્તુમર્હસિ ચાસ્માકં સર્વજ્ઞોઽસિ મહામતે॥૧॥

ઋષિઓ બોલ્યાઃ મહાજ્ઞાની હે સૂત! આપ સર્વજ્ઞ છો. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યોએ મૃત્યુને જીતવા કયો વિધિ કરવો તે આપ અમને જણાવો.

સૂત બોલ્યાઃ હે ઋષિઓ! મૃત્યુંજય વિધિ વિશે તમને જણાવું છું. એના વિશે વધારે કહેવાનું શું હોય! મૃત્યુંજય મંત્રના એક લાખ જપ કરવા તથા રુદ્રાધ્યાય દ્વારા દસમા ભાગનો હોમ કરવો એટલે કે ઘીની દસ હજાર આહુતિ આપવી. તલ તથા ઘી મિશ્ર કરી હોમ કરવો અથવા કમળનો હોમ કરવો. ઘી તથા દૂધ મિશ્ર કરીને તેમાં દૂર્વા બોળી તેનો અથવા મધનો હોમ કરવો. ઘૃતયુક્ત ચરુની આહુતિ આપી હોમ કરવો અથવા ફક્ત દૂધની આહુતિ રુદ્રાધ્યાય ભણી આપવી. આ વિધિ દ્વારા મહામૃત્યુનો પણ પ્રતિકાર કરી શકાય છે. ૧-૪

ચરુણા સઘૃતેનૈવ કેવલં પયસાઽપિ વા।
જુહુયાત્કાલમૃત્યોર્વા પ્રતીકારઃ પ્રકીર્તિતઃ॥૪॥

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'મૃત્યુંજયવિધિ' નામનો ૫૩મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૫૪મો

## મૃત્યુહરત્ર્યંબકમંત્ર



સૂત ઉવાચ॥
ત્ર્યમ્બકેણ મન્ત્રેણ દેવદેવં ત્રિયમ્બકમ્।
જયેદ્ બાણલિઙ્ગે વા સ્વયમ્ભૂતેઽપિ વા પુનઃ॥૧॥

સૂત બોલ્યા: ત્રણ આંખવાળા દેવોના દેવ ભગવાન શિવના સ્વયંભૂ લિંગનું, આયુષ્યને વધારવાનો ઉપાય જાણનાર બ્રાહ્મણોએ એક હજાર આઠ શ્વેત કમળ દ્વારા અથવા એક હજાર લાલ કમળ કે નીલકમળ દ્વારા વિધિસર પૂજા કરવી. ત્યાર બાદ ઘી સાથે ભાત, દૂધપાક, મગ તથા મધ, ગાયનું દૂધ — આ પદાર્થોનું નૈવેદ્ય ભગવાન શિવને અર્પણ કરવું. લેહ્ય, પેય તથા ચોષ્ય એવા સ્વાદિષ્ટ ભક્ષ્ય પદાર્થોનું નૈવેદ્ય અર્પવું.

**'ત્ર્યમ્બકં યજામહે સુગન્ધિમ્પુષ્ટિવર્ધનમ્। ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય મામૃતાત્।'** આ મંત્રનો એક લાખ વખત જપ કરવો તથા અગાઉ જણાવેલા અધ્યાયમાંના વિધિ મુજબ ઘૃત વગેરે દ્રવ્યના ક્રમાનુસાર કમળપુષ્પ અને ચરુ વગેરેની આહુતિ આપીને અગ્નિમાં હોમ કરવો. એક હજાર બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપવી. એક હજાર ગાયો તથા સોનું પણ બ્રાહ્મણોને અર્પવું. મૃત્યુંજય વિધાનનું આ રહસ્ય મેં તમને સંપૂર્ણ કહી સંભળાવ્યું.

પ્રચંડ ત્રિશૂળને ધારણ કરનારા સર્વસંહારક ભગવાન શંકરે ખૂબ જ તેજસ્વી સ્કંદને આ મૃત્યુંજય વિધાન મેરુ પર્વતના શિખર પર કહ્યું હતું. દેવોના દેવ ભગવાન કાર્તિકસ્વામીએ બ્રહ્માના મહાજ્ઞાની પુત્ર સનત્કુમારને તે જણાવ્યું હતું. બધા લોકોનું હિત ઇચ્છતા ભગવાન સનત્કુમારે આ ત્ર્યંબક મંત્રનું માહાત્મ્ય પરંપરાના ક્રમથી પરાશરના પુત્ર બાદરાયણ વેદવ્યાસને કહ્યું.

ત્રણ નયનવાળા ત્ર્યંબક શિવનાં દર્શન કરી શુકદેવજી મોક્ષના પદને પામ્યા ત્યારે વેદોના પારગામી મહાભાગ્યશાળી અમે સમર્થ વ્યાસ શોકને પ્રાપ્ત થયા. તે વખતે સનત્કુમારે સ્કંદ દ્વારા સાંભળેલા ત્ર્યંબક મંત્રનું માહાત્મ્ય કૃષ્ણદ્વૈપાયનને જે મુજબ કહ્યું હતું તે મુજબ તે બધું વેદવ્યાસની કૃપા દ્વારા હું તમને કહું છું.

ભગવાન ત્ર્યંબકની યોગ્ય રીતે પૂજા કરી વિધિસર ત્ર્યંબકમંત્રનો જપ કરનાર મનુષ્ય સાત જન્મોમાં કરેલાં બધા પાપોથી મુક્ત બને છે. યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરી અતુલ સૌભાગ્યવાન બને છે. આ ત્ર્યંબકમંત્ર એક લાખ વખત ભણી હોમ કરવાને કારણે રાજ્યની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળો મનુષ્ય રાજ્ય પામી સુખી બને છે. પુત્ર તથા ધનની ઇચ્છાવાળો મનુષ્ય આ મંત્રનો દશ લાખ વખત જપ કરવાથી પુત્ર અને ધનની પ્રાપ્તિ કરે છે; એમાં શંકા નથી. તે ધન અને ધાન્ય દ્વારા પૂર્ણ થાય છે; પુત્ર-પૌત્રાદિ સહિત ક્રીડા કરે છે તથા મૃત્યુ પામ્યા બાદ સ્વર્ગમાં ઉત્તમ સ્થાન મેળવે છે. હે ઋષિઓ! લોકમાં અને વેદમાં ત્ર્યંબકમંત્ર સમાન અન્ય કોઈ મંત્ર નથી. આથી એ મંત્ર દ્વારા ભગવાન શિવની હંમેશા પૂજા કરવી. અગ્નિષ્ટોમ યજ્ઞ કરતાં આ મંત્રના જપયજ્ઞનું ફળ આઠગણું પ્રાપ્ત થાય છે.

હવે આ મૃત્યુંજય મંત્રનો અર્થ કહું છું: ભગવાન ત્ર્યંબક ભૂ: વગેરે ત્રણ લોકોના, સત્ત્વ વગેરે ત્રણ ગુણોના, ઋક્ વગેરે ત્રણ વેદોના તથા બ્રહ્મા વગેરે ત્રણ દેવોના અંબક એટલે કે નેત્રરૂપ છે તથા પાલક છે. બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યો— આ ત્રણે જાતિના રક્ષક છે; અકાર, ઉકાર તથા મકારરૂપ ત્રણે માત્રાના એટલે કે પ્રણવના સ્વરૂપ છે. શિવનાં પત્ની ઉમા સોમ, સૂર્ય તથા અગ્નિ— આ ત્રણે તત્ત્વોનાં અંબા એટલે કે જનની છે; અથવા સોમ, સૂર્ય તથા અગ્નિ આ ત્રણ જેમનાં અંબક એટલે કે નેત્ર છે એવા ત્ર્યંબક એ મહાદેવ છે.

સુંદર પુષ્પવાળાં વૃક્ષ ઉપરનાં પુષ્પોની સુગંધ દૂર સુધી પ્રસરે છે તેમ ભગવાન શિવના ગુણોની સુવાસ બધે વ્યાપ્ત છે; આથી શિવ સુગંધી છે. સુંદર 'ગ' એટલે કે ગીત તે 'સુગ'. એ સુગને ધારણ કરનારા છે આથી સુગંધિ—આવો અર્થ થાય છે. 'ગા' અર્થાત્ ગાયનરૂપ વાણી, તેને ધારણ કરનારા 'ગાંધાર'-મહાદેવ. તે વાણીથી દેવોનું પણ લીલાથી પોષણ કરે છે. ભગવાન શિવનો સુગંધ વાયુ આ લોકમાં નભસ્તલમાં વાય છે. આથી એ દેવ પુષ્ટિવર્ધન તથા સુગંધિ છે.

અગાઉ શિવનું વીર્ય હરિની યોનિમાં સ્થાપિત થવાને કારણે અજ-બ્રહ્માને ઉત્પન્ન કરનાર હિરણ્મય અંડ પ્રાદુર્ભાવ પામ્યું. પુષ્ટિવીર્ય તે દેવ દ્વારા પાંચ મહાભૂત, અહંકાર, બુદ્ધિ તથા પ્રકૃતિ ઉત્પન્ન થયાં. નક્ષત્રો સાથે ચન્દ્ર અને સૂર્ય તથા ભૂ:, ભુવ:, સ્વ:, મહ:, તપ તથા સત્યલોક વગેરે લોક તે પુષ્ટિબીજ દેવ દ્વારા ઉત્પન્ન થયા. આથી ભગવાન ત્ર્યંબક પુષ્ટિવર્ધન છે. એ પુષ્ટિવર્ધન દેવના અર્થે ઘૃત, દૂધ, મધ, જવ, ઘઉં, અડદ, બિલ્વફળ, કમળ, આકડો, શમીપત્ર, ધોળા સરસવ તથા શાલિ ચોખા દ્વારા આહુતિ આપીને હોમ કરી તે દેવના લિંગની અમે વિધિસર પૂજા કરીએ છીએ. હે ભવ! હે શંકર! આપના તેજ દ્વારા આપ અમને કર્મયોગના પાશથી તથા મૃત્યુના બંધનથી મુક્ત કરો. ઉર્વારુક એટલે કે કાકડી પાક્યા બાદ વખત જતાં પોતાના ડીંટારૂપ બંધનથી મુક્ત બને છે તેમ અમે આપની કૃપા દ્વારા મૃત્યુથી તથા કર્મપાશના બંધનથી મુક્ત બનીએ. સ્વર્ગરૂપ તથા મુક્તિરૂપ અમૃત દ્વારા અમે કદી મુક્ત ન થઇએ! અભ્યુદય તથા નિ:શ્રેયસરૂપ બંને ફળો દ્વારા અમે વિયુક્ત ન થઇએ.

આ મુજબ મંત્રનો વિધિ જાણી શિવના લિંગની પૂજા કરવી. આ મંત્રના સાધકના પાશનો ક્ષય તથા મૃત્યુનું નિવારણ થાય છે.

હે ઋષિઓ! ત્ર્યંબકના જેવો દયાળુ તથા પ્રીતિમાન બીજો કોઈ દેવ નથી. મૃત્યુંજય મંત્ર સમાન અન્ય કોઈ મંત્ર નથી, આથી બધું કાંઈ ત્યજી દઈ ઉમાપતિ ભગવાન શિવનો આરાધક ગમે તે અવસ્થાને પ્રાપ્ત થયો હોય તો પણ તે શિવચિંતન કરવાને કારણે બધા પાતકોથી મુક્ત બને છે. તે મનુષ્ય ભગવાન રુદ્રના સમાન જ છે, એમાં શંકા નથી.

પ્રાણીઓનો વધ કર્યો હોય, તેમને વ્યથા પહોંચાડી હોય, અન્યાય દ્વારા ભોગોનો ઉપભોગ કર્યો હોય છતાં શિવનું એક જ વખત સ્મરણ કરવાને કારણે મનુષ્ય બધા પાપોથી મુક્તિ મેળવે છે. ૧-૩૫

**હત્વા ભિત્વા ચ ભૂતાનિ ભુક્ત્વા ચાન્યાયતોઽપિ વા।**
**શિવમેકં સકૃત્સ્મૃત્વા સર્વપાપૈ: પ્રમુચ્યતે॥૩૫॥**

*ઈતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં 'મૃત્યુહરત્ર્યંબક મંત્ર' નામનો પ૪મો અધ્યાય સંપૂર્ણ*



## અધ્યાય ૫૫મો

# પાશુપત યોગમાર્ગથી શિવઆરાધના



ઋષય ઊચુઃ ॥
કથં ત્રિયમ્બકો દેવો દેવદેવો વૃષધ્વજઃ।
ધ્યેયઃ ષ્ર્વાર્થસિદ્ધયર્થે યોગમાર્ગેણ સુવ્રત॥૧॥

ઋષિઓ બોલ્યાઃ સચ્ચરિત્રશીલ હે સૂત! દેવોના દેવ વૃષધ્વજ ભગવાન ત્ર્યંબકનું બધી કામનાઓની સિદ્ધિ અર્થે યોગમાર્ગથી ચિંતન કઈ રીતે કરવું? અગાઉ અમે શ્રુતિ જેવું પવિત્ર ધ્યાનનું બધું રહસ્ય વિસ્તારથી શ્રવણ કર્યું છે તે ફરી આપ અમને સંક્ષિપ્તમાં જણાવો.

સૂત બોલ્યાઃ મુનિઓના સમુદાય દ્વારા વીંટળાઈ બેઠેલા સૂર્ય જેવા કાંતિવાળા ભગવાન નંદીને અગાઉ મેરુ પર્વતના શિખર પર સનત્કુમારે પણ આ જ મુજબ પૂછ્યું હતું. આથી તેમણે સનત્કુમારને તે વિશે કહ્યું હતું, તે તમે સુણોઃ

નંદિકેશ્વર બોલ્યાઃ ષડ્ગુણ ઐશ્વર્યથી યુક્ત તથા શિવ દ્વારા અભિન્ન શૈયા ઉપર શયન કરનારા દેવી અંબા પાર્વતીએ અગાઉ કૈલાસ પર્વતના શિખર પર નીલલોહિત ભગવાન મહાદેવને આ વિશે પૂછ્યું હતું.

શ્રીદેવી બોલ્યાંઃ જેની સાધનાથી પ્રાણીઓ ભવપાશથી મુક્ત બને છે એવો જ્ઞાન તથા મોક્ષને આપનાર દિવ્ય યોગ કેટલી રીતનો છે, કેવો છે તથા તે જ્ઞાન તથા મોક્ષ કઈ રીતે આપે છે?

શ્રીભગવાન મહાદેવ બોલ્યાઃ પહેલા યોગ તે મંત્રયોગ છે, બીજો સ્પર્શયોગ છે, ત્રીજો ભાવયોગ છે, ચોથો અભાવયોગ છે તથા પાંચમા સર્વોત્તમ યોગને મહાયોગ કહેલ છે. ધ્યાનયુક્ત જપાભ્યાસને મંત્રયોગ કહ્યો છે.

પ્રાણાયામના રેચક વગેરે ક્રમ પ્રમાણે સુષુમ્ણા નાડીને શુદ્ધ કરનાર તથા ઊલટા ક્રમના પ્રાણાયામ દ્વારા વાયુ ઉપર જય મેળવનાર, વજ્રી વગેરે સાધનરૂપ ક્રિયા દ્વારા શુક્રને સ્થિર કરનાર, સાત્ત્વિક વગેરે ત્રણ ધારણાઓથી પ્રકાશિત, વિશ્વ, પ્રાજ્ઞ તથા તૈજસરૂપ ત્રણ ભેદવાળા તથા કુંભક પ્રાણાયામથી ધ્યાનમાં લીન રહેવાની સ્થિતિવાળા યોગને સ્પર્શયોગ કહ્યો છે.

મંત્ર તથા સ્પર્શયોગ — આ બંને દ્વારા મુક્ત રહી તેમ જ બાહ્ય તથા આંતર વિષયોમાં ફરતા રહેનાર મનનો નિગ્રહ કરી મહાદેવને શરણે જવાની ક્રિયાને ભાવયોગ કહ્યો છે. આ યોગ ચિત્તની શુદ્ધિ કરનારો છે.

સ્થાવર-જંગમાત્મક વિશ્વ તેના પોતાના આભાસ દ્વારા શૂન્ય જણાય તથા જે યોગથી ચિત્તનો ભગવાન શિવના સ્વરૂપમાં લય થાય તે યોગને અભાવયોગ કહ્યો છે.

રૂપથી રહિત, કેવલ એટલે કે અદ્વિતીય, નિર્મળ, સ્વચ્છંદ, રમણીય, શ્રુતિઓથી પણ જાણવા માટે અશક્ય, સદા પ્રકાશિત તથા સ્વયં જ જાણી શકાય, સર્વવ્યાપી તેમ જ પોતાના આત્મસ્વરૂપનો જ જે દેવમાં ભાસ થાય તે યોગને મહાયોગ કહ્યો છે. આ યોગ પોતે જ જ્યોતિનો પ્રકાશક છે. બધા ચિત્તોની ઉત્પત્તિના સ્થાનરૂપ છે, નિર્મળ તથા કેવળ એવો અને આત્માનું કલ્યાણ કરનારો આ મહાયોગ એ શિવરૂપ જ છે, આથી જ આ યોગને મહાયોગ કહ્યો છે.

પોતપોતાના ક્રમ દ્વારા ઉત્તરોત્તર આ બધા યોગો એક એક કરતાં ઉત્તમ છે તથા અણિમા વગેરે ઐશ્વર્ય અને જ્ઞાન આપનારા છે.

મોક્ષ આપનાર જ્ઞાન મહા આકાશ જેવું હોઈ અહંપણારૂપ વાસના દ્વારા મુક્ત છે. બધી જાતનાં આવરણોથી રહિત છે; એના યથાર્થ સ્વરૂપને જાણવું અશક્ય છે; દેવતાઓ પણ એ જ્ઞાનને ગ્રહણ કરી શકતા નથી. જેનો અહંકાર દૂર થયો હોય એવો પાશુપત જ્ઞાનયોગમાં લીન યોગી જ એ જ્ઞાનયોગનો અધિકારી છે. પાશુપત જ્ઞાનને પ્રાપ્ત થયેલો યોગી પોતાના આનંદિત દેહથી પ્રકાશિત થતો હોય છે; આથી પાશુપત જ્ઞાન પ્રાપ્ત કરવા લાયક છે. પાશુપત યોગનું આ મોક્ષદ જ્ઞાન અગ્નિહોત્રી, ધાર્મિક, કૃતજ્ઞ એવા અધિકારી બ્રાહ્મણ શિષ્યને તેમ જ ગુરુ તથા દેવોના ભક્ત હોય તેને જ આપવું; અન્ય કોઇને આપવું નહીં. તેથી ઊલટું અનાધિકારી મનુષ્યને આ જ્ઞાન આપવાને કારણે તે જ્ઞાન આપનાર મનુષ્યનું સંતાન પાપી રોગી તથા અલ્પાયુષી થાય છે. આથી હંમેશા યોગાભ્યાસ કરનાર પુણ્યાત્મા, ગુરુભક્ત, શ્રૌત તથા સ્માર્ત કર્મોમાં નિપુણ, બધી આસક્તિઓથી રહિત, મારી ભક્તિમાં પરાયણ રહેનાર જ્ઞાનથી યુક્ત સાધકને જ આનો ઉપદેશ આપવો.

હે દેવી! આ પાશુપત જ્ઞાનયોગનો માર્ગ અવિનાશી છે. પાશુપતયોગ એ બધા વેદો તથા શાસ્ત્રોરૂપી કમળનો મકરંદ-રસ છે. એ યોગરૂપ અમૃતપાન કરી બ્રહ્મજ્ઞ યોગી કર્મબંધનથી મુક્ત બને છે.

આ મુજબ આ ઉત્તમ પાશુપતયોગ, યોગનું ઉત્તમ ઐશ્વર્ય છે. ગૃહસ્થ વગેરે કોઇપણ આશ્રમની અપેક્ષા ન રાખનારા પાશુપતયોગનું જ્ઞાન મુક્તિ પ્રાપ્ત કરવાના હેતુસર જરૂર જાણવા લાયક છે. આથી હે પ્રિયે! શિવપૂજનમાં આસક્ત રહેનારા સમ્યક્ આચરણવાળા સાધકોએ પાશુપત યોગની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરવો. વૃષધ્વજ ભગવાન શિવે દેવી ઉમાને આ મુજબ કહ્યું તથા ત્યાર બાદ કાર્તિક સ્વામીના અનુચર શંકુકર્ણને ઉપદેશ આપી તથા દ્વાર ઉપર તેની નિયુક્તિ કરી શિવે પોતાના આત્માને પરમાત્મામાં જોડ્યો.

શિલાદના પુત્ર શૈલાદિ નંદી બોલ્યા: યોગીન્દ્ર હે સનત્કુમાર! તમે પણ આ પાશુપતયોગના અભ્યાસમાં આસક્તિવાળા બનો. સ્વયંભુ ભગવાન શિવનું સ્વરૂપ બ્રહ્મમય છે. ખરેખર શિવમૂર્તિ બ્રહ્મરૂપ જ છે; આથી પાશુપતયોગના સાધક યોગીએ ભસ્મનું હંમેશા લેપન કરવું. મોક્ષપ્રાપ્તિના ઇચ્છાવાળા શ્રેષ્ઠ પુરુષે શ્રદ્ધાથી શિવની એ બ્રહ્મમયી મૂર્તિનું ધ્યાન કરવું; ત્યાર પછી ક્રમ મુજબ એમની વૈષ્ણવી મૂર્તિ તથા માહેશ્વરી મૂર્તિનું ચિંતન કરવું. એટલે કે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશરૂપ ભગવાન શિવની ત્રિમૂર્તિનું ધ્યાન કરવું. યોગેશ્વર ભગવાન શિવના ઉત્તમ સ્વરૂપનું અહીં આ મુજબ સંક્ષિપ્તમાં વર્ણન કરવામાં આવ્યું.

સૂત બોલ્યા: ભસ્મને ધારણ કરનારા મહાજ્ઞાની તથા મહાદેવના મુખ્ય દ્વારપાળ શિલાદપુત્ર ભગવાન નંદીએ આ મુજબ પાશુપતયોગ સનત્કુમારને કહ્યો હતો તથા તેમણે અપ્રતિમ તેજસ્વી ભગવાન વેદવ્યાસને કહ્યો. તેમની પાસેથી સાંભળેલા પાશુપતયોગ મેં તમને શૌનકાદિ ઋષિઓને કહી સંભળાવ્યો. આ પાશુતપયોગ તમને કહી હું કૃતકૃત્ય બન્યો છું.

પુરાણના અંતે સૂત મંગળાચરણ કરે છે. ઋષિઓને વંદન છે; દેવોને પ્રણામ છે; શાંત સ્વરૂપવાળા શિવને પ્રણામ છે; વ્યાસ મુનિને વંદન છે.

**પૂર્વભાગમાં એકસોઆઠ અધ્યાય તથા ઉત્તરભાગમાં પંચાવન અધ્યાયવાળું આ પવિત્ર લિંગપુરાણ અગિયાર હજાર શ્લોકોથી ગ્રથિત છે.** આ પુરાણ ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની પ્રાપ્તિ કરાવનારું છે.

નૈમિષારણ્યમાં એકત્ર થયેલા તથા પ્રેમને કારણે રોમાંચિત થયેલા શૌનક વગેરે સર્વ ઋષિઓએ ભગવાન શિવને નમસ્કાર કર્યા.

સ્વયંભુ ભગવાન બ્રહ્માએ પુરાણ શાખાઓમાં આ પુરાણને અગિયારમું પુરાણ કહ્યું છે. આ પુરાણના પઠન અને શ્રવણના ફળનું વર્ણન કરતાં તેઓ જણાવે છે કે : જે મનુષ્ય આ લિંગપુરાણનું આદિથી અંત પર્યંત સંપૂર્ણ પઠન અને શ્રવણ કરે છે તથા બ્રાહ્મણોને આનું શ્રવણ કરાવે છે — તેને મોક્ષપદની પ્રાપ્તિ થાય છે. તપ, યજ્ઞ, દાન, વેદાધ્યયન વગેરેના મિશ્રકર્મ દ્વારા અથવા કેવલ જ્ઞાન દ્વારા મનુષ્યને જે મોક્ષપદ પ્રાપ્ત થાય છે તે આ પુરાણના પઠન તથા શ્રવણ દ્વારા તેમ જ અધિકારી મનુષ્યોને આ પુરાણ સંભળાવવાથી થાય છે તથા શિવમાં તેની અખંડ ભક્તિ સ્થિર બને છે. મારામાં તથા ભગવાન વિષ્ણુમાં તે મનુષ્યની દૃઢ શ્રદ્ધા થાઓ. તેના વંશમાં વિદ્યાનો નાશ ન થાઓ તથા આળસનો હંમેશા અભાવ થાઓ, તેના વંશમાં બધા મનુષ્યો કર્તવ્યપરાયણ થાઓ! સર્વસમર્થ સ્વયંભુ ભગવાન બ્રહ્માનાં આ આશીર્વચન છે.

ઋષિઓ બોલ્યા: સૂત પુરાણીની તથા અમારી તેમ જ બીજા ઋષિઓની તથા તીર્થયાત્રા કરવામાં પરાયણ રહેનારા આ મહામુનિ નારદની ભગવાનમાં જે ખૂબ જ પ્રીતિ છે એનાથી હે રોમહર્ષણ! ભગવાન શિવની કૃપા દ્વારા બધામાં સિદ્ધિ તથા પ્રીતિની હંમેશા વૃદ્ધિ થતી રહે.

ઋષિઓએ આ મુજબ કહેતાં જ ભગવાન નારદે પોતાના પવિત્ર હાથો દ્વારા સૂતપરાણીના મસ્તકે સ્પર્શ કરીને આશીર્વાદ આપતાં કહ્યું: હે સૂત! તમારું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ! વૃષધ્વજ મહાદેવમાં તમારી અને અમારી ભક્તિ હંમેશા સ્થિર થાઓ! કલ્યાણકારી ઉત્તમ શિવતત્ત્વને પ્રણામ છે! સદાશિવને વંદન છે!

**સ્વસ્ત્યસ્તુ સૂતભદ્રં તે મહાદેવે વૃષધ્વજે।**
**શ્રદ્ધા તવાસ્તુ ચાસ્માકં નમસ્તસ્મૈ શિવાય ચ॥૪૮॥**

*ઇતિ શ્રીલિંગમહાપુરાણમાં ઉત્તર ભાગમાં*
*'પાશુપત યોગમાર્ગથી શિવઆરાધના' નામનો ૫૫મો અધ્યાય સંપૂર્ણ*



**ઉત્તર ભાગ સમાપ્ત**

## લિંગમહાપુરાણ સમાપ્ત

